# કુસુમાવલી.

## નવલ કથા.

કર્તા

દોલતરામ કૃપારામ પંડ્યા

નડિયાદ.

# KUSUMÁVALI.

## A NOVEL

BY

DOLATRÁM KRIPÁRÁM PANDIA.

NADIAD.

મૂલ્ય રૂ ૧॥.

TO

**MANASSUKHARÁMA SÚRYARÁMA TRIPÁTHI, ESQ.**

FELLOW OF THE UNIVERSITY OF BOMBAY,

JUSTICE OF THE PEACE;

ETC. ETC.

*Beloved Uncle! in this book of mine,*
*Are stored full many flowers of choicest thoughts,*
*Which, blooming in the garden of your soul,*
*Have dropped unfaded from your eloquent lips.*
*Wear then, this 'Garland' wreathed by loving hands.*
*May it retain its freshness unimpaired!*
*May those true noblest qualities of Man,*
*Which fill the generous heart that beats beneath,*
*Bedewing it like gentle drops from Heaven,*
*Preserve it from the touch of foul Decay.*

*Obediently Yours,*

***Dolatrám Kripárám Pandiá.***

પિતૃનિર્વિશેષ શિરછત્ર

મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

આપના હૃદયવનમાં પ્રફુલ્લિત થઈ

કંઠદ્વારા ખરેલાં

**સુબોધરૂપી પુષ્પો**

ઝીલી લીધાં છે,

તેમાંનાં કંઈકથી સ્વગ્રથિત

**કુસુમાવલી**

આપના તેજ કંઠને આરોપું તો

મમતા, ઉદારતા, દયાળુતા, પરોપકારિતા

આદિ મહત્ સદ્ગુણોના નિત્યાભ્યાસથી

આપ સ્વીકારી તેને

ચિરંજીવ કરશો.

**વિ. દોલતરામ કૃપારામ**

# પ્રસ્તાવના.

ભિન્ન ભિન્ન મનુષ્યોની અનેક કારણોથી વારંવાર બદલાતી ભિન્ન ભિન્ન રુચિઓની પ્રસન્નતા તમ કરવા વાલ્મીકિ, વ્યાસ, અને હોમર જેવા પણ સમર્થ નથી થયા એમ પણ કહેવાય છે. તેમ કીર્ત્તિનો પાયો તો ક્ષણિક તથા ચલ પરકીય મનોવૃત્તિ ઉપર છે એમ ભાસે છે. તો અતિ ચંચલ અને અનિવાર્ય બુદ્ધિના નિરંકુશ નિરંતર પ્રભાવમાં તલ ઉપર ચિરકાલ પર્યંત ટકી રહેવાની આશા વ્યર્થજ છે. માટે વિસ્મૃતિના પાતાલમાં બુડતાં બુડતાં સભ્રમ તથા કંપતા સ્વસ્થાનના અન્ય ગ્રાહક-નીજ માત્ર વાટ જોતી નશ્વર લોકૈષણા પણ સુજ્ઞને તો અનપેક્ષિત છે.

તેમ ધન પ્રાપ્તિમાં તો પુષ્પગુંથણી અને ગ્રંથગુંથણી સરખીજ છે. ગ્રંથ લખી અર્થ સંચિત કરનારનાં ઐતિહાસિક દૃષ્ટાન્ત વિરલ છે. અર્થાત્ વિત્તૈષણા પણ અસ્થાને છે. વળી ખપ કરતાં છત વધારે હોય એવો વ્યવહાર લાભપ્રદ તો નથીજ થતો.

તદપિ આ ગ્રંથ લખાયો. જિજ્ઞાસુ વર્ગને કારણ અને ફલ જાણવાની ઉત્કંઠા સ્વાભાવિકીજ છે.

નિત્ય—વ્યવહારમાં ગુંથાઇ ગૂંચાઇ ગુંચાએલા તથા હર્ષશોકનાં બે પડ વચ્ચે દબાયેલા ચિત્તને વિદ્યાવનમાં ઉડવાની પ્રબલ ઇચ્છા એજ તેનું કારણ; અને રાગદ્વેષથી અવિકૃત ચિત્તની શાન્તિ એજ તેનું ફલ છે.

આમ કારણ અને કાર્ય ઉભય સ્વાર્થની પ્રસૂતિ છતાં તેમાંથી પરાર્થની સિદ્ધિનો સંભવ છે તો દુર્લભ તોપણ ઇશ્વરકૃપાથી ઉત્પત્તિ માત્ર કોઇ કોઇને ઉપયોગી થાય છે તદનુસાર મહાકવિ ભવભૂતિ

उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी.

એમ કહે છે તેમ કોઇને પણ આ ગ્રંથ હિતકર થશે તો આનુષંગિક ઇષ્ટાપત્તિજ છે.

તા. ૨૭ એપ્રીલ ૧૮૮૯. }
નડિયાદ. }

દો. ફૂ.

What charming graces, what majestic mein
She moves a goddess and she looks a queen.

POPE.

Oh noble heart ! who being straight beseiged
By this wild king to force her to his wish
Nor bent, nor broke. . . . . . .

TENNYSON.

Now when all was lost or seemed as lost
Her stature more than mortal in the burst
Of surprise, her arm lifted, eyes on fire

. . . . . . .

. . . . . . .

She trampled some beneath her horse's heels.

IBID.

The weary Sun betook himself to rest
Then issued Vesper from the fulgent west
Outshining like a visible God
The glorious path in which he trod.

WORDSWORTH.

And now ascending after one dark hour
And one night's diminution of her power.
Behold the mighty moon. . . . . . .

IBID.

आपद्गतः खलु महाशयचक्रवर्ती
विस्तारयत्यकृतपूर्वमुदारभावम्
कालागुरुर्दहनमध्यगतः समन्तात्
लोकोत्तरं परिमलं प्रकटीकरोति ॥

रसगंगाधर

नास्तिबुद्धिरयुक्तस्य नचायुक्तस्यभावना
नचाभावयतः शांति रशांतस्य कुतः सुखम् ॥
इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते
तदस्य हरति प्रज्ञां वायुर्नावि मिवांभसि ॥
तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः
इंद्रियाणींद्रियार्थेभ्य स्तस्यप्रज्ञाप्रतिष्ठिता ॥

भगवद्गीता

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.

सत्यमेवजयते.

# कुसुमावली.

## પ્રકરણ ૧ લું.

### વિંધ્યાટવીનો મુસફર.

વિંધ્યાપ્રદેશ ઘણો રળિઆમણો છે. ઇશ્વરની અનેક રંગ અને રસની વિવિધ લીલાઓનુ તથા રચનાઓનુ સંગ્રહસ્થાન કોઇ દૈવેચ્છાથી કે કોઈ સુરેશના પ્રયત્નથી ચિરકાળથી આ સ્થળે કરવામાં આવ્યું હોય એમ દિશી આવતું હતું. અથવા ચારૂતાના વિવિધ તરંગો રૂપી નૌતમ અને ગાંધા અપૂર્વ સિક્કા પાડવાની ટંકશાળ ઇશ્વરેજ આ સ્થળમાં બનાવી હશે એવા તર્કને પણ સપ્રમાણ આશ્રય મળતો હતો. મધુર, ભવ્ય અને સકોમળ વિકસિત પુષ્પોના સુગંધથી લલચાઇને આવેલા ભ્રમરો આમ તેમ ગુંજારવ કરી રહ્યા હતા. તેમની પણ દૃષ્ટિ ચૂકાવી ચોર જેવો પવન તેમના પરાગનુ હરણ કરી જતો હતો–પરંતુ તે કેળના ગર્ભથી પણ સુકુમાર જોબનના મદમાં ઝૂલતી સ્વચ્છંદ પ્રકૃતિવાળી પતિની માનીતી પણ પતિથી વિખૂટી પડેલી લોલ લલનાઓએ પ્રથમથીજ ચેતીને હોય એમ. બેવડ અસ્તરમાં ગોપિત કરેલાં, હેમકૂટને નિસ્તેજ કરનારાં, અગ્નિથી ઉભરાઈ જતા દૂધની પેઠે વિરહાગ્નિથી બહાર નિકળી જવા મથતાં, દેહલતા ઉપર બે ગિરિ જેવાં દિસતાં સ્તનયુગલ ઉપરજ વેરવાને માટે. વિચિત્ર અને વિવિધ વનસ્પતિના નિધિસ્થાન–એવા સુંદર ગિરિનાં હાસ્ય જેવાં લાગતાં ફીણથી પોતાની નિર્મળતા દર્શાવનાર ધોધવે પડતાં ઝરણાંની શીતળતા તો ચિરકાલી વિયોગના અવસાન પછી પ્રેમદાના કંઠાશ્લેશ જેવી હતી. નીલવર્ણ આકાશની આશપાશ જાણે ઊંચી પદવીએ ચઢયાં હોય એવાં વૃક્ષોના સમૂહો ટેકા રૂપ થઇ જાણે તેને અદ્ધર રાખતાં, રીસાઈ, હાથ અને મસ્તક હલાવતાં હોય એમ ચારે તરફ ક્ષિતિજમાં દૃષ્ટિગોચર થતાંહતાં. એક તરફ ગિરિના અગ્રનો સ્પર્શ થતાં ત્રિલોકમણી દિનમણી, ત્રમણી શક્તિરહિત થએલો જાણે અર્ધો કપાઇ ગયો

હોય અને તેથી રક્તસ્રાવ થતાં ક્ષીણ અને દુર્બળ, અસ્ત થઈ અશક્તના ક્રોધવત્ અસમર્થતાએ પોતાનુજ વદન તથા પોતાનુજ સ્થાન રક્ત કરતાં સર્વનુ અપૂજાસ્થાન થઇ ગએલો હોય એમ દીપ્તિ—રહિત તપન છતાં પતનપ્રાય થાય છે; બિજી તરફથી ભીરૂના ઉદયથી કૂર્મવત્ સર્વ કળા પોતામાંજ શમાવી તિરોહિત થએલો, અદ્યાપિ પણ જતાં જતાં એ સુવર્ણ—પ્રાસાદ સાથે સૂર્ય જળાશયમાં નિવાશ કરે છે એવી ઈર્ષ્યાથી, વા તો મિત્રના અવસાન સમયનો લાભ લઇ ઉદય પામવાની ઇપણા રાખતાં અંતઃકરણમાં બળતા બળતરારૂપી અગ્નિના ધૂમથી, વા જાતે જ દોષાકર હોવાથી કે એવા કોઇ આજ્ઞાત કારણથી ધૂસર વદન વાળો નિશાકર આકાશાર્ણવમાં, જેમ કોઇ વિરહિણી સ્ત્રી શોકનાં વસ્ત્ર સજી બેઠી હોય અથવા જેમ અકાલે યમુના નદીમાં કમલ પ્રફુલ્લ થયું હોય તેમ, દિસે છે. પલ્લવિત અને પુષ્પિત તરૂવરો શું નીચાં નમીને આ પ્રદોષ સમયે પોતાના કર્ત્તાનાં કીર્તન ગાયછે કે અભ્યાગતને અભિવંદન કરે છે? અથવા શું તે હર્ષના બહુ ભારથી આનમિત થઈ પરાધિન વૃત્તિ જણાવેછે કે એ તે મહજનનો નમન કરવાનો રૂડો સ્વભાવ સાક્ષાત્કાર કરીઆપે છે? વળી રાગી કે વિરાગી, યોગી કે વિયોગી, સુખી કે દુઃખી, તૃષિત કે સંતુષ્ટ, બુભુક્ષુ કે તૃપ્ત, રાજા કે રંક—ટુંકામાં ગમે તે પ્રકારની સ્થિતિવાળા મનુષ્યને હાથી ન છતાં શાન્તિનુ દાન આપનાર નાના પ્રકારનાં રમ્ય અને મનોહર પક્ષીઓ પોત પોતાને સ્થાનેથી ઈશ્વરની પ્રશંસા કરતાં હોય નહિ શું ? એમ, સતાર, સારંગી, જળતરંગ કે પીયાણાથી પણ વધારે મનોરંજક અને ચિત્તાકર્ષી તેમ નિર્દોષ મધુર સ્વરે ગાન કરી આખુ વિંધ્યાવન જાણે તન્મય કરતાં હોય એમ લય કરી નાંખતાં, પરોપકારી રાજાના ભવનમાં ઉત્તમ તુંબરૂ, નારદ આદિ ગાયકવત્ રમી મહા વિકટ પશુઓનાં જાતિવૈરનો પણ અંત આણતાં હતાં. આ સ્થળમાં વાલુકા પણ જાણે પથિકના પગનુ આકર્ષણ કરી તેને અહીંજ રેહેવાને પોતાના અણુ સરખા ઝીણા પણ તેજોમય અંગોથી ઠરાવતાં, પણ તેમાં નિષ્ફલ જતાં, ક્ષણિક સંબંધથી, કિંવા જાતિ સ્વભાવથી કિંવા પરાધિન વૃત્તિથી, કે પ્રારબ્ધયોગથી તેના પદાબ્જનુ સહગમન કરતી હોય એમ પોતાનો નિર્દૂષિતભાવ બતાવતી સર્વથા મહાન પાછળ વલખાં માર્યાનુ રગડામણ અને કચરામણ રૂપી ફળ પ્રકટ કરી આપતી હતી.

અરે ! શું વર્ણન કરવું ? ઇશ્વરની રચનાનુ પૃથક્કરણ કરતાં કાલાન્તર વહી ગયા પરંતુ અપૂર્ણ પણ કંઇ યથાતથ્ય વર્ણન કોણ કરી શક્યો છે ? જ્યાં સર્વતઃ રમણીયતા ત્યાં શું લખવું ? જ્યાં વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થએલાં એક નાનકડા વૃક્ષનાં પત્રો સૂકાઈ મૃત્યુપ્રાય થઈ હેઠળ પડતાં પડતાં પણ તે પતનમાં સુવર્ણભાસ કરી રમ્યતાને રમ્ય કરે છે ત્યાં બિજી અનેક રસમય વસ્તુઓની તો વાતજ શી ? માટે જેમ ઇશ્વરને તેમ તેમની રચનાને "નેતિ" કહી આપણે આ પ્રસંગે એટલુંજ લખવું ઉચિત છે કે આ રમ્ય પ્રદેશ, તપથી કે તપનથી તપ્ત થએલાં માનવીના દેહમાં, વિહાર કે જુહારમાં જોડાઇ ગયેલાં દંપતીના ગાઢાશ્લેષમાં અને ફીકર કે ભીકરથી શુષ્ક થઈ ગએલા પથિકના મનમાં શાન્તિનુ વર્ષણ કરી, શ્રમિતના શ્રમનુ, વ્યથિતની વ્યથાનુ અને મુદિતના મનનુ એકજ વેળા હરણ કરી, નક્ષત્રાદિ રત્નોથી જડિત આકાશ ઘુમટના મંદિરનો માળો હોય, જળ તરંગોની પેઠે ઉછળતાં અને માત્ર સ્પર્શથીજ સમજાય એવાં મોજાંવાળા પવનરૂપી સચરાચર વ્યાપ્ત સમુદ્રમાંનો રમણીય દ્વીપ હોય અથવા ચર્મચક્ષુથી જડ જણાતાં વૃક્ષવલ્લી આદિ તપસ્વી જનોને પૂર્ણાનંદમાં રાખનાર કોઇ દિવ્ય મેહેલ હોય એવો દિસતો હતો. આ અલૌકિક સ્થળમાં આ સમગ્રે એક વિપુલ અશ્વ ઉપર વિરાજિત થએલો એક પેહેલવાન ઉત્તરથી આવી દક્ષિણ તરફ પ્રયાણ કરતો હતો.

આ પેહેલવાનની મુખમુદ્રા ગોળ હતી, મુંછ સહજ લાંબી હતી, કપાળ વિશાળ હતું, ગાત્ર ભરેલાં હતાં અને દેહ માંસલ તથા કસાએલો જણાતો હતો. તેના આજાન બાહુપૈકી એક તેની કેડ ઉપર શોભી રહ્યો હતો અને બિજો સુવર્ણના તારથી રસેલી ઘટ અને મજબુત લગામને ધારણ કરી અશ્વની ગતિનુ નિયમન કરતો હતો. તેની કસેલી કેડની એક પાસ અનેક વીરજનોના રક્તનુ પાન કરતાંએ ન ધરાએલી સાક્ષાત્ સહસ્ત્રમુખી શેષની પ્રથમ પત્ની નાગણ જેવી, મહાપ્રયત્ને મંદીરમાં અલ્પકાળને માટેજ શયન કરનારી ભદ્રકાળી જેવી અને મીયાનામાં છતાંએ ઘુંઘટમાંથી લટકા કરતી પરકીયા જેવી સુવર્ણ અને રત્નથીખચિત હાથાથી દબાએલી તરવાર લટક લટક લટકી રહી હતી; તથા બિજી પાસ ગેબી ઘામાંજ પ્રવિણ અને પોલા વદનમાંથી પણ પ્રાણ લેવાની શક્તિ ધરાવનાર

તમંચો એવો દબાવેલો હતો કે જાણે તેના ધર્તાને પણ શંકા રેહેતી હતી કે રખેને અકારણ અનાથ ઉપર ઘા કરવાને અચાનક છૂટી જઇ તે કંઇ ન કરવાનુ કરી બેસે. તેના શિર ઉપર ગુલાબી રંગનો ફેંટો, રેંટો નાખી, બાંધેલો હતો; જેનુ મધ્ય ફુમતુ મયૂરની પેઠે કળા કરી રહ્યું હતું. તેણે અન્ય વાગા કેસરી રંગના સજેલા હતા. તે મધ્ય કદનો અને કેસરી જેવો ચંચળ હતો, પરંતુ તેની ભ્રમર ઉપર ચિંતાના ભારથી તેના અંતઃકરણમાં વામલોચનાનો નિવાસ પ્રકટ થતો હતો.

તેના અશ્વના પ્રસ્વેદમાં પથપર ઉડેલી ધૂળ ચોંટવાથી જાણે ચંદનથી ચર્ચિત થયો હોય એમ તે દિસતો હતો. અને જોકે તેની ગતિ સત્વર હતી, જોકે તેના પાદ અસ્ખલિત હતા અને પર્વતમાંથી પડતા ગંગાના ઘોધ જેવા ફીણથી તેનુ મુખ ધોવાતું ન હતું તો પણ વખતે વખતે તેના ખોંખાર તેના શ્રમને સૂચવતા હતા; તેથી તેના ઉપર અતિશય દયા ભાવથી, અતિપય સ્નેહથી અને અતિપય લાગણીથી જોતો જોતો આ કોઈ વનરાજા જેવો સુંદર પુરૂષ પોતાના હાથથી તેને થાબડી ઉત્તેજન તથા આશ્વાસન આપતો હતો.

જો કવચિત્ પોતાની મૃણીજેવી ચળકતી અને ખંજન જેવી ચંચલ આંખોને શૂન્ય હૃદયથી વૃક્ષ ઉપર, પશુ ઉપર, પક્ષી ઉપર કે એવી કોઇ પણ વસ્તુ ઉપર ફેંકતો અણુચિંતવ્યો તે પોતાના અધરને દાંતવતે દબાવતો હતો તો કવચિત્ તે એક બે ત્રણ અસ્ફુટ શબ્દો એવા બોલતો હતો કે આ કાળે જો તેની સાથેજ કોઈ સહચર હોય તો તેને માત્ર ઓઠના ફફડાટથી તે કાંઇ બોલે છે એમ જણાય પણ શું બોલે છે તે વાત તો અંધકારમાંજ રેહે. મહા બલ છતાં લાંબા પ્રયાણથી કે કાંઇ ચિંતાના ભારથી તેનાં વજ્ર જેવાં ગાત્ર ઉપર શ્રમ બેઠેલો હતો, તે, જેમ ધર્મ રાજ્યમાંથી કળી નાસે તેમ, આરમ્ય પ્રદેશમાંથી નાશી છૂટવાને મથતો હતો.

જોકે ઘડિકમાં મનુષ્યના જેવા શબ્દ તેને કાને પડતા હતા, જોકે ઘડિકમાં તે પગના જેવા ધબકારા અને રથના જેવા રણકા સાંભળતો હતો, જોકે કિશોર વયની લાડીલાં બાળકોનાં મૃદુ હાસ્યનો તથા ગલ્બલ ગલ્બલ બોલનો ભાસ તેને થતો હતો અને જોકે ઘડિકમાં બાજુ ઉપરની ઝાડીમાંથી જાણે કાંઇ પડછાયો દેખાતો હોય એમ તેને જણાતું હતું તોપણ જ્યારે

અશ્વ ઉભો રાખીને, ધબકતા હૃદયને પણ સ્થિર રાખીને અને નયન નિશ્ચલ રાખીને તે આમ, તેમ અને ચારે પાસ જોતો હતો ત્યારે તેની દૃષ્ટિએ કોઇ મનુષ્ય પડતું ન હતું; તેથી મહા ધાંધાટમાંથી આવેલો તેના પ્રતિધ્વનિ હજુ પોતાના ઉપર અસર કરે છે એમ ધારીને તે વધુ શોધ કરવાનો પરિશ્રમ છોડી દેતો હતો. તેમ આ પ્રદેશમાં કોઇ પણ પ્રકારનો ભય હોય એમ તો તેની કલ્પનામાં પણ ન હતું. કારણ જ્યાં દુરાચારી પુરૂષને પણ સદ્‌ભાવની ઉત્પત્તિ થાય, જ્યાં નાસ્તિકને પણ આસ્તિકતા મળે, જ્યાં ક્રૂરજનને પણ દયા ઘેરી લે, ખરે! જ્યાં સિંહ, વાઘ, વરૂ, ભુંડ ઇત્યાદિ માંસાહારી પશુઓ પણ જાતિસ્વભાવનો ત્યાગ કરી પોતાના આહારસ્થાને રહેલાં પશુઓને પણ સ્વછંદે પોતાનીજ સાથે રમવા દે એવા પુણ્ય પ્રદેશમાં દુષ્ટતાનો સંચાર સંભવેજ શી રીતે?

વળી આ અશ્વારને તો કંઈભિન્નજ વિચાર થતા હતા એટલે બહુ કરી પોતાની આગળ પાછળ શું વર્તે છે તેમાં તેનુ અવહિત ધ્યાને ન હતું તેમ યથાસ્થિત ભાન પણ ન હતું. તેનામાં શ્રમભારને બદલે ઉત્કંઠાભાર પ્રતિક્ષણ આવિર્ભાવને પામતો હતો.

ખરે, વામાક્ષીના દાક્ષિણ્ય તથા તેના વાત્સલ્યથી હરાયલા ચિત્તવાળા વીર પુરૂષને વિયોગાવસ્થામાં ચોરતાકર્મણ એ અગ્નિમાં ઘૃત કે રાલવત્‌જ છે. ચિરકાળના પ્રયાણમાં, પ્રજા અને પ્રજાપતિ પ્રતિ પોતાનુ કર્તવ્ય પરિપૂર્ણ કરવામાં તથા અરિવર્ગના હૃદયમાંથી નિકળતી કીર્તિને સંપાદન કરવામાં જો અલ્પ કાળ માટે સુભટ-વર્ગ પરી જેવી પ્રિયાને પરી કરે છે તો શું તે ત્રણપટ સ્નેહનુ વર્દ્ધન કરવાને નહિ? શું અરિના ઘાથી ઘવાયલા પુરૂષના પ્રમદા સંબંધી વિચાર વિયોગમાં પણ એકાગ્રતા નથી ધારણ કરતા? જો દેહલી ઉપર પુષ્પો મુંકી દિવસની ગણના કરવામાં કે હાથમાં સતાર લંઇ પિયુના ગુણનુ ગાન કરવામાં અથવા મેનાસાથે પ્રાણપતિનીજ વાર્તામાં કાળક્ષય કરવામાં વિરલ ભાગ્યશાળીની જોબનમાં ઝૂલતી પ્રમદાઓ સદૈવ તત્પર હોય છે તો મહા યુદ્ધમાં વિકટ અરિના કારી અને હૃદયભેદક ઘા, ભૂખ, તૃષા, પ્રજાગર અને પરિશ્રમ એ સર્વની સમગ્ર વેદના-સમયે પોતાની મનહર પ્રિયાની હૃદયમાં વિરાજિત અલૌકિક છબી નયન સમક્ષ ધારણ કરતાં અથવા તેને સ્મરણપથમાં આણતાં ક-

યા મરદ શૂરા અને પ્રેમાળનો જીવ જતાં જતાંએ નથી અટકતો ?

આ અવસ્થા આવે સ્થળે આ કોઇ વીરા અશ્વારની હતી. તેના હૃદયમાં તેની માંધી પ્રાણપ્રિયાની છબી વિરાજમાન હતી. અમુક દિવસે તે આમ ઉભી હતી, અમુક દિવસે તે આમ બોલતી હતી અમુક સમયે તેણે આમ આલિંગન દીધું હતું, અમુક સમયે ઇષત્ નમ્ર વદનથી સલજ્જ આમ પ્રશ્ન પુછતી હતી, શરદ પુનમને દિવસે અગાસીમાં છૂટે કેશે હાથમાં સતાર લઈ ગાતાં ગાતાં આમ લટકો કરતી હતી—એવા વિચારોમાં તે નિમગ્ન હતો. જવાને દિવસે પુનઃ પુનઃ આલિંગન તથા ચુંબન કરતી વી'લે મુખે "વે'લા આવજો" કહી પાછી ફરતાં વળી પાછી આવી એકવારને બહાને ઘણીવાર આલિંગન દેઇ વહેલા વળવાના સોગન આપી વચન લઇ હર્ષ અને શોકના બે ટાં'ડા અને ઊંના ઝરણોમાં ન્હાતી તિર્યગ્ જોતી ઊભી રહેલી પ્રિયાનાં સર્વ અંગના લટકા આ સમયે તેની ચક્ષુઓ સમીપ આવી જાણે તેને ગૃહ તરફ ઝપાટામાં ખેંચતા હોય એમ તેને અનુભવ થતો હતો. પરંતુ આ અનુભવમાં પણ તેની ભ્રકુટિની વક્રતા સ્પષ્ટ કરી આપતી હતી કે આજેને આજે સ્વધામ પધારી લલનાના લાડના વા'ડ ચાખવાનુ અશક્ય જાણી તેના મનમાં નિરાશા ભરાઇ પેઠી હતી. અંતે તેથી કે કોઈ અન્ય કારણથી તેનામાં કાંઈ ઊદાસી પેઠી હતી. આવા રમણીય પ્રદેશમાં સર્વ સાનુકૂળ છતાં પ્રમદા વિના પૂર્ણાનંદની પ્રાપ્તિ તો થાયજ શાની? પણ આ અશ્વારને તો "ક્યારે જાઉ" "શી રીતે પો'ચુ ?" એવા વિચારોથી રમ્યતાએ પણ અવળી અસર કરવા માંડી. તેથી પોતે જે ઉપર ચ'ડેલો હતો એવા ગુરૂડશા વેગી અશ્વથી પણ હઝારપટ વધારે ત્વરાવાળા મન રૂપી અશ્વને હવે રૂંધીને આરામનુ આવાહન કરવાને તેણે નિશ્ચય કર્યો.

ચારે દિશાઓમાં પહોંચી ત્યાંસુધી નજર ફેરવી પણ કંઇ પર્ણકુટી જેવું જનસ્થાન પણ ન લાધવાથી છેવટ એક કદંબના ઘટ અને રૂપાળા વૃક્ષતળે મુકામ કરી, તેનીજ એક ડાળીએ અશ્વને બાંધી, પ્રથમ તેને તોબરામાંરહેલુખવ્વાનુઆપી, પોતેફળ કંદનુ ભોજનકરી,હાથનુ અનેફેંટાનુઉશીકુ કરી, તે જરા આડે પડખે થયો; પરંતુ નિદ્રા દેવીએ તેના ઉપર એકદમ ધારણુ ન ફેરવ્યું. પ્રથમતો નિરાશાનો અંધકાર તેના ઉપર પડયો પણ પછી તેમાંથીજ ધીરે ધીરે, રજનીમાંથી સૂર્યવત્, આશાનાં ઉજ્જવલ કિરણ

તેના મન ઉપર સ્ફુરણ પામવા લાગ્યાં. "હજુ વાયદો વીત્યો નથી, હજુ સમય છે, કાલે સવારે જરા વેળાસર ઉઠી સત્વર ચાલીશ, કાલે અત્યાર પેહેલાં પ્રિયાની બાહુ-વલ્લીમાં ગુંથાયા વિના રે'વાનો નથી." આવા આવા પવિત્ર તથા સહજ અનેક વિચારોનાં ઉછળતાં તરંગમાં તે શ્રમિત છતાં-એ તરવા લાગ્યો. તેના મુખ ઉપર મંદ હાસ્યે રમત કરવા માંડી, તેની પાંપણ તથા તેના હોઠ ફરફડવા લાગ્યા અને તેના વક્ષઃસ્થલના ધબકારા નિયમિત થયા. વેળાસર શયન કરવાથી વેહેલુ ઉત્થાન થતાં પ્રસ્થાન પણ વેહેલું થઇ શકે માટે પોતાની કમલના પત્ર જેવી ચક્ષુઓને સૂર્યાસ્ત થતાં તેણે કમળનીજ સાથે મીંચી. અને, કમળે ભ્રમરને તેમ, આ ભ્રમરે પોતાની કમળાનેજ અંદર દબાવી રાખી પછી નિદ્રા દેવીના રત્નજડિત અને દુઃખ રહિત શશીથી પણ સો ઘણા શીતળ પારણામાં પોઢણ કીધું.

પણ અરે! ઓ આશા! તું કેવી ધુતારી છે? તેં કેટલાને ઠગ્યા? તા'રી યુક્તિયોની કંઇ સીમા! તા'રા આશ્રિતોને ફસાવવાની તા'રી કંઈ નિપુણતા? અરે! અધવચ વરત કાપવામાં તા'રૂ કંઇ ચાતુર્ય! સર્વથા તું અદ્વિતીય છે. આ સંસારમાં જો માયા એ ઇશ્વરે એક જાતની પાશ રચીછે તો તુંરૂપી પાશ રચવામાંજ તેણે પોતાનુ મહત્વ બતાવી આપ્યું છે. જે સષ્ટિ સર્વ શક્તિમાન ઇશ્વરે સ્વેચ્છાથી બનાવીછે તેવી એક તો શું પણ હજાર લાખ અગણિત સૃષ્ટિઓ તું તા'રા એક તરંગમાંજ બનાવી દેછે! અને તે સર્વનો લય પણ સમત્વરાથીજ તું આણે છે! જો વિશ્વાસઘાતનો મહાપાતક રૂપી દોષ તાહારામાં ન હોય તો તું સર્વતઃ નમસ્કાર કરવા યોગ્ય અને પૂજવા યોગ્ય છે. પરંતુ આ મહાન દોષથી સુજ્ઞને તો તું તુચ્છ અને અવિશ્વસનીય તથા અકારી થઈ પડીછે. ખરી વાત છે કે અણબોલાવ્યે તું કોઈની પાસે જતી નથી, ખરી વાત છે કે દુઃખિત અને નિરાધારને અલ્પ વાર તો તું ખોટો કે ખરો પણ આધાર આપેછે—પણ તા'રામાં કંઈ એવો ગુણ છે કે સાધુથી અસાધુ, દ્વિજાતીથી પતિત, ધનીથી નિર્ધન અને સુખીથી દુઃખી સહુકોઇ, કોઈ નહિતો કોઈ પ્રસંગે પણ તા'રે અધિન થયા વિના રેહેજ નહિ. અને જ્યારે આવું પ્રૌઢત્વ તા'રામાં છે ત્યારે તું આ મહાન દોષનો ત્યાગ શેં નથી કરતી? તને એમાં શો નફો છે? અરે! આવા તા'રા ખોળામાં સુતેલા અને મા-

તાની પેઠે તા'રા રક્ષણમાં અભય માનનાર આ વીર પથિકનુ તું શું કરશે ? એણે તો તા'રોજ આશ્રય લીધો છે. હવે જો શરણાગતનુ પ્રતિપાલન કરવું એ એક મહત્ પુણ્ય છે અને જો વિશ્વસ્તને છેહ દેવો એ ઘોર પાપ છે તો તું એનુ કેવું રક્ષણ કરે છે તે જોવાનુ રહ્યું છે. જો તા'રા ઉપર આકીન ન રાખ્યુ હત, જો તા'રા મિષ્ટમૃદુ શબ્દો તેણે ન સાંભળ્યા હત તો શ્રમ તો શું અને રાત્રી તો શું પણ મરણ સાક્ષાત્ પાછળ લાગ્યું હત તોપણ માનિતી અર્ધાંગનાની ટચલી આંગળી કે નેંણનો ઈસારો એકક્ષણ પણ જોવા માટે શું આ રણધીર પુરૂષ પોતાનુ પ્રયાણ આગળ ચલાવ્યા વિના રહત ? નહિજ ! રણસંગ્રામમાંથી, વિક્રાળ જનાવરોના પંઝામાંથી અને અનેક પ્રકારનાં અતિદારૂણ સંકટમાંથી રક્ષણ કરનાર પોતાનો જીવિતાધિક પ્રિય અશ્વ મરો કે પોતે જાતે મરો કે તેથી પણ અધિક વિપરીત સ્થિતિ થાઓ પણ હાસ્ય સમયે હૃદયવલ્લભાના નિર્મળ પ્રવાળ જેવા રક્ત અધરના સ્ફુરણથી નિકળતા સુગંધિત શ્વસન રૂપી પવનનુ પોતાના મુખ ઉપર પતન કરાવી ધન્ય માનવાને માટેજ માત્ર શિથિલ ગાત્રોથી પણ પડયો આખડયો છતાંએ કોણ પંડ વિચરણ નહિ કરે ? પણ જ્યાં તું આવી ત્યાં આ સઘળું અટકી પડે છે. ત્રણ દિવસ અને ત્રણ રાત્રી શ્રમિત દેહે અન્ન વિના મહા અરણ્યમાં યાન કરાવી છેવટ એકજ મજલને માટે તેં શું કરવા આ પથિક ઉપર તા'રી પાશ ફેલાવી ? પરંતુ તા'રી ગતિ ન્યારીજ છે !

## પ્રકરણ ૨ જુ.

### બે બાળાનુ હરણ.

જેમાં સદા અંધકારનોજ વાસ હતો, જેમાં પ્રસંગે સહસ્રરશ્મિનુ કે શીતરશ્મિનુ એકાદ કીરણ, મહાશ્રમે સહજ સાજ ઉજેશ નાખવાથી, અતિદારૂણ દુઃખના ઘન વર્ષાદમાં કંઇ આશાના અંકુરની ઉપમાને પ્રાપ્ત થતું હતું તેવી એક ઘટ અને ઘન, શીતલ અને લાંબી તથા સાંકડીઅને ઉંડી, વનવલ્લીઓથી વિંટાતાં જાણે ગકરી પારધીની જાળમાં બંધાઇ હોય એમ ચારે તરફ અંતરાએલી ઘોર ગલી અથવા નાળની પાર ઉતરી, કિશોર વયનાં બે બા-

બકોનાં મૃદુ અને વિશ્વસ્ત ભાષણથી મનમાં ઉછળતા વિકારોને પગલેપગલે દાબતા, એક રથવાહક તથા એક રક્ષપાળ એ રીતે બે પુરૂષો એક વિશાળ પણ ભણકારથી ભરેલ ચોગાનમાં આવી ઉભા રહ્યા. ઉંચા થઇને, આડા થઈને ચારે દિશાએ નયન ફેરવીને, જાણે ધરતીના અંત સુધી હોય એમ કર્ણવિવરનો માર્ગ ખુલ્લો મુકીને, આ વિજનસ્થાનમાં કોઇ પણ મનુષ્યનો સંચાર નથી એમ ખાત્રી કરી, આ બે જનો વજ્રની ભીંતથી પણ અધિક ગાઢતા ધારણ કરતી અને પેલા રમ્ય વનને જૂદી પાડતી ઝાડીમાં પોતાનુ કર્તવ્ય સદાકાળ દટાશે એમ ધારી રગે રગે લોભથી ક્રોધને હલાવવા લાગ્યા. તેમ આવા ભય ભય ને ભય વર્ષાવતા એક ઘોર અરણ્યમાં બે લઘુ તથા કોમળ બાળકોની રગે રગમાં ત્રાસથી રક્તને સ્થળે જળ ભરાવાને માત્ર આ બે સાથે આવેલા મનુષ્યોની પરોક્ષતાનીજ આવસ્યકતા હતી. કારણ મહા પરાકાષ્ટાએ વેદનાઓ સહન કરીને જન્મ આપનારી પોતાની વા'લી માતાના અંકમાંથી નિવૃત્ત થતાં, જન્મથી આજ પર્યંત જેના અંકકેસ્કંધ ઉપર હર્ષમાં અને નિર્ભયમાં નૃત્ય કરી કાળને પણ ચૂકાવેલો, અને સહજ પક્ષી ઉડે કે પવન ખડખડે કે મેઘ ગાજે તો તે સમયે જેની ગોદમાં ભરાઇ ભયને પણ પરો કરેલો, જેની પાસે ખાવાનુ માગેલુ અને જેને બાળ છતાંએ માતાને, બાપને કે ભાઈને ન આપતાં પોતાના ખાવામાંથી ખાવું આપેલુ એવા એક રક્ષકના સાથમાં ભય અભયની કિમ્મતરહિત આ બે ઘેટા જેવાં વિશ્વાસુ પશુઓ આ સ્થળમાં પણ કપોત કે કોકિલ કે કીરના જેવા મંજુલ સ્વરથી "હવણે અજવાળું આવશે, હવણે ઘેર જઈશું, હવણે બાને વાતો કહીશું, હવણે દૂધભાત ભેગાં ખાઇશું," એવાં એવાં પ્રેમાળ, પવિત્ર, નિર્મળ અને ચિત્તાકર્ષિ વચનો બોલી એક બિજાનો કર સાહી તથા વારે વારે ધૈર્યને માટે રક્ષક સામે જોઇ દીર્ઘકાળને ક્ષણવત્ ઘસી નાખે એમાં શું આશ્ચર્ય છે ? પરંતુ આ સ્થળે રથનુ સ્તંભન વધારે વખત થવાથી, વાર્તાઓમાં પણ પેટ માગણીઓ વારે વારે કરવાથી અને માતાના અંકમાં જવાની ઉત્કંઠા ત્વરાયમાન થવાથી વિમળા પૂર્ણ વિશ્વાસ અને સત્તાથી આજ્ઞા રૂપે બોલી" ઠાકર ! બા પાસે હવે તો વે'લો લઇજા ! ભાઇને ભૂખ લાગી છે ને મને એના વિના ગમતું નથી, ચાલ ! ગાડી વેહેલો હંકાવ." આ સ્નિગ્ધ શબ્દોથી શઠનુ પણ હ્રદય જરાવાર પીંગ-

જાય તથાપિ આ પ્રસંગે તેની કંઈ પણ અસર આ બન્ને રાક્ષસોમાંથી કોઇને થઈ નહિ, અથવા થઇ ખરી,-અને તે એજ કે આવી ઉચિત માગણી કબૂલ રાખવાના બદલામાં વિલંબને ભયકર ગણી બન્નેએ રથના બળદને છોડી દીધા. આ પ્રમાણે આ બન્ને સદાના આજ્ઞાઙ્કિત સેવકોનુ આચરણ જોઈને તથા પ્રતિક્ષણ આજ્ઞા મનવવાનીટેવનેલીધે આ માનભંગથી ખરી ખીજવાઇને પરંતુ કંઇ પરાધિનતાથી મન વશ રાખીને વિમળા બોલી "અલ્યા ભાઈ! આમ શાને કર છ ! છો બળદ થાકતા. મો'ટા ભાઇ જરાએ વઢનાર નથી. લઇજા વે'લો. અમને તો હવે બ્હીક લાગે છે. હવે તો રડી પડાશે હોં—નહિ રે'વાય; મારે ઘી ગોળ લેજે પણ જોડ બળદને." પણ આ બાળાના બોલ તીર પેઠે વાગવાથી કે શાથી–પણ રક્ષક જ ઘેરે અને પ્રચંડ શબ્દે "ચૂપ" એમ પગ પછાડી એવી વિચિત્ર રીતે બોલ્યો કે તે શબ્દ નિકળતાંજ વિમળાના હૃદયમાં કંપ પેસી ગયો. તેથી પોતાના ભાઈનો હાથ ઝાલી તે તો બીચારી ધ્રૂજવા લાગી; પણ તે ક્ષણે ભયની સાથે ક્રોધ વ્યાપ્ત થવાથી માધવ બોલ્યો " અલ્યા ! તમે આમ કેમ કરો છો ? અમારે હવે નથી ફરવું અને અમને વેળાસર ઘેર લઈ જાઓ! અમારી મા વાટ જોતી હશે! અને તમારે રમત થાય છે. ચાલ! જોડ ગાડી ને હાંક રથ–નહિતો ખીજાવીશ ભાઇ પાસે." પણ આ વાતને સાંભળે કોણ ? ઉલટા આ બોલથી રીસનુ મોંણુ મોંણુ કારણ ખોળી કા'ડી પેલા દુષ્ટ રથવાહકે બન્ને નાજુક શરીરનાં નિર્દોષ બાળકોના કમળથી પણ કોમળ સ્કંધ ઝાલી તેઓ બોલે તે પેહેલાં તો તેમને નીચે ઘસડી કહાડયાં. રોમરોમમાં ભયે નિવાસ કર્યો તેથી તે સર્વ ઉદ્ગમને પામતાં અનુતાપ રૂપી શરનો પ્રહાર કરતાં હોય એમ ભાસવા લાગ્યાં. પરંતુ આ કાળે આ બે છોકરાંથી તો ન બોલાય કે ન રડાય, ન દોડાય કે ન પડાય. જાણે એ સ્થળે શીવાઈજ ગયાં હોય, એમ તેતો ઠરી ગયાં. દીન વદન કરી જાણે કરગરતાં હોય એમ આંખમાં આંસુ ભરી વી'લાં થઇને બે જણ જ્યાં ને ત્યાં ઉભાંજ થઈ રહ્યાં. તેમની છાતીના ધબકારા અને શ્વસિતનાં ડુસકાં પેલા દૂર ઉભેલા રક્ષકના જડભાવ પામેલા હૃદયને આ ઘોર કૃતિ કરતાં વિરામ પામવાનુ કહેતાં હોય એમ વારંવાર વધારે તાણીને શબ્દ કહાડવા લાગ્યાં. પણ નૃશંસને દયા ક્યાંથી ? મિઠી દૃષ્ટિમાંજ રમત કરનારાં આ બે છોકરાં નિઃશ્વાસ મુકેઅનેપ્રફુલ્લવદનમાંઆંખધરીનેરક્ષકથીરથવાહકઅનેરથવાહકથીરક્ષક

ભણી ટગુમગુ જુવે અને તેમની અપૂર્વ ચંડતાથી વિષાદ પામે. તેમ સર્વ પ્રકારની આજીજી કરતાં પણ મૌન વિજ્ઞપ્તિનો મહાન ધોકો અસહ્ય છતાં એ આ કૃતાન્ત સરખા બન્ને કૃતનિશ્ચય હતા; એટલે જેના નિમિત્ત રંજક મળતાં અદ્યાપિ પ્રાણયાત્રા થઇ એવાં બાલકોનો આવો સકરુણ અને મૂક વિલાપ વધારે કાળ ન ચાલવા દેવો એમ અન્યોન્યને કોઈપણ રીતે સમજાવી બે જણ એકીજ વખતે ભયાગમ કે સ્નેહાવેશનો સંભવ દૂર કરવા કમરમાંરક્ષાર્થબાંધેલીતરવારોનેનગ્નકરીએકાન્તમાંવિજળીવત્ ચમકારા કરાવવા મંડીપડયા.અનેઅરે! પોતાનાજ આપ્તજનનાહાથમાંનીઆતરવારોના ખખડાટ જેવાકર્ણસન્નિધથયાતેવીજઆઉજ્જેરવીબાળકોનારાગરમીગયાજેવીઅવસ્થાથઈ ગઇ. અને તે સમયના સહજ નિયમાનુસાર ભાઇ બ્હેન એક બીજાને વળગી પડયાં; જે મડાગાંઠ ન તુટે કે ન છૂટે. નાભીના કોણમાંથી બન્ને છોભીલાં બાળકોએ એવી કારમી ચીસો નાખી કે આ પ્રસંગેતો જરૂર પેલા રથવાહકના અંતરમાં દયાનુ સ્ફુરણ થયું ખરૂં. એક પેટનેજ માટે આ ઘોર કૃત્ય કરવું તેને ઘણુંજ માઠુ લાગ્યું તેથી વા સંભ્રમથી આવાં નિરપરાધી અને ખુબસુરત બાળકોના પ્રાણને હરી લેવાને નિર્લજ્જ થયેલો કૃપાણ તેના શિથિલ અને કંપિત કરમાંથી પડી ગયો. પરંતુ આ સમયે કોણજાણે શાએ વિચારથી મહા પ્રયત્ને તેણે, એકબીજાના રક્ષણમાં ભરોસો રાખનારાં, રડતાં અને જાણે એકબીજામાંસમાઇજતાં બાળકોનેજુદાંપાડીવિમળદેવીને પોતાના તરફ ખેંચી લીધી. જેથી તેનો ભાઇ ક્રૂર હૃદયના રક્ષકને પગે જડાઈ ગયો અને અન્ય ઉપાયને અભાવે તે દુષ્ટ નૃશંસને ભયથી સ્ખલિત અને વિશ્વાસથી મિશ્રિત તથાવીર્યથી ગિલિત શબ્દોથીકાલાવાલાકરી માતા પાસે લઇ જવાના બદલામાં મ્હોં માગ્યું આપવાનાં વચન આપી જાણે પોતાના જીવનેજ ખરીદવા લાગ્યો. પણ અધર્મી, નિમકહરામ, પાપનો કીટક આ દુષ્ટ આજ પ્રસંગે ઘોરકૃતિ કરવાને અને સદૈવ શ્રીમાનનુ સુખ નિષ્કંટક ભોગવવાને અતિ ઉત્સુક થઇ ગયો. તેણે પોતાને શરણે આવેલા બાળકને હાથવતે ધક્કો મારી તથા પાછો વળગવા આવતાં તેને તરછોડી, એવા ઝપાટાથી તેના ઉપર તરવારનો ઘા કર્યો કે પવન સાથે અથડાયાથી તેનો નાદ સાંભળતાંજ આ કુમાર "દગો" એટલું બોલી મૂર્છિત થઇ પડી ગયો ન હત તો જરૂર તેનો દેહ પંચત્વ પામી જાત. પરંતુ ખીજવાએલો વ્યા-

ઘ એક ચોટ ખાઇ જવાથી જેમ બમણી ક્રૂરતા અને હઠથી શીકાર ઉપર ધાપ મારેછે તેમ આ દુષ્ટ, જેને પોતાની કેડમાં બેસાડી આજસુધી ઉછેરેલો તે અત્યારે પતિત થએલા બાળકની છાતી ઉપર ચ'ડી બેસી તેનો શિરચ્છેદ કરવાને પ્રવર્ત્યો.પણ જેવો તે પ્રવર્તેછે,જેવી રથવાહકના ગ્રાહમાં બંધાએલી વિમળદેવી ટીટટીટ પાડીરહી છે તેવોજ અને તેજ સમયે વિજળીથી પણ વધારે તેજ અને વેગવાળો એક કૃપાણ અણુચિંતવ્યે અને અણધાર્યે આ ચાંડાળના માથા ઉપર વિજળીવત્ પડયો, અને, જેમ તીડ કર્ષણનુ તેમ, તેનુ શોષણ કરવા લાગ્યો; જેથી એતો "હાય" એટલા છેલ્લા શબ્દ બોલતાં શ્વાનવત્ તરફડી મૃત્યુપરાયણ થયો. તત્ક્ષણ વિમળાને સ્કંધ ઉપર બેસાડી રથવાહક તે સ્થળેથી કોણ જાણે ક્યાંએ ગુમ થઇ ગયો.

આણી તરફથી યોગ્ય પરિણામને પામેલા પેલા રક્ષકનો પગ ઝાલી તેના શબને દૂર ફેંકી, અતિ દુઃખાગમથી અન્યાશ્રયને અભાવે મૂર્છાને સ્વાધિન થનાર આ કુમારની જલવતે આગતા સ્વાગતા કરી, પેલો દયાળુ અને અકારણ મિત્ર, તેની નાડી ધબકવા લાગી અને તેને જરાતરા ધવા વળવા માંડી એટલે ઘોર રાનમાંથી કોઈ ગુપ્ત માર્ગે તેને પેલા રમણીય પ્રદેશમાં લઇ ગયો.

પૂર્ણ ચંદ્ર પ્રકાશ પામેલો છે. રાત્રીના અંધકારનો નાશ કરી જાણે ધરા ઉપર ચાંદીની છતજડી હોય એમ ચારે તરફ ચંદ્રિકા પથરાએલી છે. મંદમંદ પવન ચંદ્રનાં અમૃત વર્ષણ ભેગો ભળી જઈ શાન્તિમાં વૃદ્ધિ કરે છે. ચક્રવર્તીના પૂર્ણોદય સમયે જેમ મંડળીકો તેમ આ સમયે નાંના મોટા અનેક તારા અપૂર્ણ યશ અને તેજથી શોભી રહ્યા છે. નાસી જતી રાત્રીનો ધમધમાટ ભયને સ્થળે હર્ષ ઉપજાવે છે. આ સમયે આ રમ્ય પ્રદેશમાં આ કુમારને એક વૃક્ષ તળે સુવાડી એક વસ્ત્ર તેના ઉપર ઓરાડી આ કોઈ અતડો પુરૂષ ચાલ્યોજ ગયો. "ઓ ભાઈ ! દગો:- ! ઓ બા ! ઓ-" ઇત્યાદિ આ કુમારના કોમળ શબ્દો પણ સાંભળવા તે ન રહ્યો કે ન લક્ષ્યો તેનુ વદન નિહાળીને જોવા. જે સુધાકરના રક્ષણ તળે તેને મુકવામાં આવ્યો તે સુધાકરનો સ્વભાવજ એવો સરળ છે કે સુધા જે અમૃત તેના વર્ષણથી તે મૂર્છિતને સુસ્થિત સહજજ કરેછે. તેથી તેની પાથરેલી પછેડીમાં શયન કરવાથી, કિંવા રાત્રીની શાન્તિથી કે વિંધ્યાટવી-

ની ના'ના પ્રકારની ઔષદ્ધિઓના સમગ્ર ગુણથી આ લઘુ વચના, મિત્રને હાથે દગો પામનાર તથા અવસાનના દરવાજામાંથી પાછા આવનાર રમણીય, બાળની મૂર્છાને દૂર કરી તેને યોગ્ય અવસરે પૂર્વાવસ્થામાં લાવવાનુ કામ એ આકાશના રાત્રીના રાજાને સાંપી હવે પેલી ના'નકડી વિમળદેવીની શી વલે' થઇ તેનુ વિવેચન આ સ્થળે કરી નાખીયે.

ઘોર કૃતિ કરવા તત્પર થએલા રક્ષકને કોણે માર્યો, ભાઇનુ શું થયું, ગાડી બળદ ક્યાં ગયાં, પોતે ક્યાં આવી, માતા શું ધારશે,—એ સર્વે વિચારોની ઉછળતી છોળોમાં આમથી આમ ગોથાં ખાતી શૂન્ય હૃદયવાળી, ક્ષણે મૂર્છિત અને ક્ષણે સુસ્થિત થતી વિમળદેવીને કંધોળે નાંખી, કંઇ દયાથી, કંઇ સ્નેહથી, કંઇ લોભથી, કંઈ ભયથી, પેલો રથવાહક તો એક દોટે અને એક શ્વાશે પલાયનજ કરી ગયો. તે પાછળ જોતો જાય, સરી જતી વિમળાને સ્કંધે ખેંચતો જાય અને દોડતો જાય. પણ ભાઈનુ પતન, તેના ઉપરથી ચાલ્યા ગએલા કૃપાણનો ચળકાટ, દરમ્યાનમાં દુષ્ટ રક્ષકનુ મરણ એ સર્વમાંનુ એક પણ વિમળાને ગતભાન કરવાને પૂરું હતું તો તે સર્વે આ વર્ણન કરતાં થઈ એથી પણ ઓછી વારમાં એકોજ વખતે બન્યાં, અને તે પ્રસંગે પોતાના વા'લા ભાઈનાં જીવને અર્થે નિકળેલાં મ્હેણાં તથા મર્મસ્થાનને વિંધ્રી નાંખે એવી તેની ગરીબડી વાણી તથા હાડપીંજરના ચુરા ઉરાડી દે એવી તેની સજળ લોચન એ સર્વે તેને સાક્ષાત્કાર થઈ ગયાં; એટલે તે બીચારી છૂટે કેશે અને ફાટી આંખે, ઓઢણી ગળેથી ખસી ગઇ છે એવી સ્થિતિમાં, શબવત્ રથવાહકને ખભે લટકી રહી. તેને ભાન નથી કે તે ક્યાં છે, જ્ઞાન નથી કે તે કો'ના આહમાં છે; તે તો મૂર્છિત અવસ્થામાં પરાધિન પડી છે—કે જાગૃત અવસ્થામાં ભાઇનુ દુઃખ પ્રત્યક્ષ જુવે છે. શોક સાગરના છલકાઇ જતા તરંગો અને વીંટાતા ભ્રમરોમાં બુડી તથા દબાઇ જઇ તે આ સમયે કેવળ શોકનુજ પાન કરતી હોય એમ તેની ધવલ મુખમુદ્રા ઉપરથી જણાઇ આવતું હતું. તેનાં સઘળાં ગાત્રો શીતલ અને શિથિળ થયાં છે, તેના નિઃશ્વાસ બંધ પડી ગયા છે. તેની આવી સ્થિતિમાં આ રથવાહક તે બીચારીને, ધરાની તળે હોય એવી એક ઝાડી અને ગહન વિવરમાં લઇ જઈ એક ના'ના ખાટલામાં તેને સુવાડી

તેના સામુ તથા આગળ પાછળ જોઇ તેની ચર્ચા કરવા મંડી પડયો. અલ્પકાળ સુધી તો તે જીવે છે કે નહિ તે પણ સમજાયું નહિ; પરંતુ કંઇ શાન્તિથી, કંઇતાપથી, કંઈ કાળક્ષેપથી અને કંઇ ચર્યાથી જ્યારે તેનેવિશેષવિશેષ શુદ્ધિ આવતી ગઇ અને જ્યારે ચાંદીની ઘંટાના રણકારા જેવા "ઓ ભાઈ" એટલાજ તેના શબ્દો સ્પષ્ટતાથી કાન ઉપર પડયા ત્યારેજ અનુમાન થયું કે તેના હૃદયમાં નિરાશા પેસી ગઇ છે અને તેના દેહમાં દુઃખ દાખલ થયું છે. પણ પછી તો ચોધાર અશ્રુ તેનાં નયનકમળમાંથી નિકળવા માંડયાં. શ્રાવણ અને ભાદરવો જાણે આ અવસરે અહીંજ આવી રહ્યા હોય એમ લાગતું હતું. લોહીનુ જળ થઈ તે આ દ્વારે બાહેર આવતું હતું એ તો નિઃસંશયજ હતું.

" ભાઇને મારી નાખ્યો મા'રા બાપ " " કોઈ એની રક્ષા કરો " " આ ઘરેણું લ્યો પણ એને આંચ ન આવવા દો, " " હાય હાય " " લે મને માર" "અરે ભાઇ! એને જવા દે." આવાં આવાં વચન ધીરે ધીરે પણ મો'ટે સાદે તે છળી છળીને એવા જુસ્સાથી બોલવા લાગી કે એકાન્ત સ્થળમાં તેને આણવામાં સર્વથા રથવાહકે ઘણીજ દીર્ઘદૃષ્ટિ વાપરી હતી. જો કે તે તો બાળક હતી તો પણ તેના આ સમયના સ્વરો, તેનુ આ સમયનુ રૂદન; તેનુ હૃદયસ્ફુરણ, તેના દીર્ઘ નિઃશ્વાસ, તેનાં ડુસકાં અને તેની કારમી ચીસો કુંભકર્ણને જાગૃત કરવાને શક્ત હતાં તો મનુષ્યની શી વાત? જો નયનથી પડતાં અશ્રુએ તેનુ આખુ અંગ ભીંજાઇ ગયું હતું તો શરીરમાં આવેલા શીતથી તેની આખી શય્યા જલમય થઇ હતી. તેના કારમા રૂદનથી આ ઘોર સ્થાન ભરાઇ ગયું હતું: જેના પ્રતિધ્વનિથી કોઈ રખડતું મનુષ્ય સાંભળશે તો ઝટ બાર વાગી જશે એવા ભયથી એક બે વખત તો રથવાહકને પણ એમ વિચાર થઈ ગયો કે દેહલતા ઉપર એક અસિના નાજુકડા ઘાથી અથવા કંઠસ્થાને એક નખના પતનથી આ કન્યાને દુઃખ અને જીવથી મુક્ત કરવી. અને, ખરે! આ પ્રસંગે જો એ વિમળદેવી જેમ થોડા વખત ઉપર ભાઈને ભેટી હતી તેમજ મૃત્યુને પણ ભેટત. કારણ તેનુ દુઃખ નિઃસીમ હતું.

જન્મ લેઈ જેણે દુઃખ જોયું ન હોય તેને આમ આવા બનાવો પ્રત્યક્ષ જોવા પડે તેથી તેને અંતર્શલ્ય ભોંકાતાં વ્યથા થાય એ વાસ્ત-

વિકજછે. પણજેલોભથી તેના ભાઇનાપ્રાણ હાથેલીમાં આવીગયા તેજલોભે તેનુ રક્ષણકર્યું; અને મિઠું લાગતું મૃત્યુ પણ આ સમયે તેનાથી ખસી ગયું.

વિમળાદેવી જાતે કન્યા, ફુટડી, ગુણીયલ અને મધુર સ્વરવાળી હતી; તેથી અને જાતે અબળા તેથી તેના અવસાનના લાભ કરતાં તેના જીવનમાં વધારે લાભ માની આ દુષ્ટબુદ્ધિએ તેને સુસ્થ કરવાનેજ ઉપચાર કર્યો.

અનાથ વિમળા જરા શુદ્ધિમાં આવી એટલે પ્રથમ તો તેણીને સ્વાર્થી રથવાહકે ખાત્રી કરી આપી કે તેનો ભાઈ હયાત છે અને તેને તેના બાપને ઘેર પો'ચાડી દીધો છે તથા દુષ્ટ રક્ષક મરણવશ થયો છે. આવી સારીખબરથીરાધાજેવીબનેલીવિમળાજરાશાન્તથઇ.તેનેધીમેધીમે કળ વળવા માંડી; તેના અસ્ફુટ શબ્દોઅનેઅસંબદ્ધ વિચારોએ કંઇધારણ ધરવા માંડી; જતું રહેતું રક્ત થોભવા માંડયું; નિઃશ્વાસ વધુ અંતરાયે આવવા લાગ્યો; અને કંઈસ્પષ્ટ વિચારઉત્પન્નથવા લાગ્યો; તેથીકેટલીકવારેતેણે પુછપરછકરવા માંડી. પરંતુ આ સમયે તેનો અંત આણવાને કૃતનિશ્ચય પણ પાછળથી વિમાસણમાં પડેલો લોભે લક્ષણરહિત આ બાળાનું ત્રાણ કરનાર રથ વાહક તેની પાસે ન હતો. આ વખતે તો તેણે પોતાની આંખો ધીરે રહી ઉઘાડી; અને પાસે જુવેછે તો કંઈ આશ્ચર્ય અને કંઈ વિશ્વાસ જેવું તેણીના મનમાં ઉત્પન્ન થયું ખરૂં.

બરાબર ચાળીશ વર્ષની એક ઉંચી પણ ભરેલા શરીરની સ્ત્રી તેની પાસે બેશી માતાની પેઠેજ તેની સરભરા કરતી હતી. એ બાઇના મુખ ઉપર લઘુતા વિસ્તીર્ણ હતી, પરંતુ તેની મુદ્રા પરિચિત હોય એમ લાગતાં રખેને સ્વપ્ન કે શંકા કે ભ્રમ ન હોય એમ વિચારી વિમળાદેવી એ સ્ત્રીને સ્તિમિત દ્રષ્ટિથી કેટલીએક વાર જોઇ રહી અને અવલોકનથી વધારે વધારે ખાત્રી થતાં બોલી "દાસી! હવણે મને કહ્યું 'મારો ભાઇ સારો છે' ત્યારે મને એની પાસે લઇ જાની. એના વિના ને બા વિના મા'રાથી રહેવાતું નથી!" જવાબમાં ગદ્‌ગદતા ને સીમાડે ચ'ડતા કંઠને અટકાવી આ બાઇ બોલી, "બેન! તું કશી ચિંતા કરીશ માં. તું તા'રાં વા'લાંના જ ઘરંમાંછે તો" "પણ મને આહીં નથી ગમતું" એવું વિમળાનુ વચન સાં

ભળી દાસીઃ—"બા તને મટશે ત્યારે બધુંએ થશે; હવણે છાની છાની સુઈ રહે." આ વચનથી જરા અધીરી થઈ જઈ વિમળા બોલી "બાઇ સાહેબ! મને મા વિના નહિ મટે ને હું તને એક હાર આપીશ જો મને હવેલીએ લઇ જાય તો." મૃદુ શબ્દોથી તથા લોભના આવેશથી કપાળ ઉપર આવેલું પશ્ચાત્તાપનુ બીંદુ લોહી નાખી આ સ્ત્રી બોલી "જો તું બોલ બોલ કરશે તો નહિ જવાય; મટયા વિના હવણે નહિ મોકલાય;". આ શબ્દો તો બીચારી વિમળાને વિંછીની વેદનાથી પણ વધારે સાલ્યા. બાળક, અશકત અને ટોળાથી છુટા થઈ ગયેલા હરણના શાવવત્ અસ્ત એટલે અંતરમાંતો ઘણી ધીકી ગઇ છતાં દૈન્ય રાખી આ નાજુક અને રૂપાળી અલેતી કન્યા બોલી, "મા'રી મા બીચારી રવડીને મા'રા વિના મરી જશે. એને મા'રા વિના જરા એક ઘડીએ ચાલતું નથી અને મા'રો હઠીલો ભાઇ તો "મને લાવો મને લાવો" કહી મા'રા વિના ફાટી જશે પણ મને નહિ વિસારે. માટે આજનો દા'ડો મા'રૂં કહ્યું માન ને મને લઈ જા, તું કહીશ તે અપાવીશ." અણુસમજુ અને પ્રીતિની રીત જાણ્યા વિના પ્રેમાળ બાળાના પવિત્ર શબ્દો સાંભળી શઠની અર્ધાંગનાનુ પણ હૃદય પીંગળાયું ખરૂં. તથાપિ પેટની વેઠ અને આજ્ઞાભંગના ભયથી દયાની સર નિકળતાંજ દબાવી દેઇ એમ ધારી, જાણે કોઇ અંતરમાં પેશી બોલાવતું હોય એમ, કેવળ પરાધિનતાથી બોલી "બેંન, તું જરા ધારણ રાખ. હવણેં તો તને ઉઠાડતાંજ તું પડી જશે. વળી હું તા'રી બા જેવીજ છુંતો; બેદા'ડા વે'લી મોડી તને ઠેકાણે તો પાડવાનીજ છે તો. અહીં-" પણ આટલુ બોલતાંજ વિમળા જરા ક્રોધ અને ક્ષોભ ધરી બોલી "બાઇ! તું એમ કેમ બોલે છે? તા'રે ને મા'રે શું છે? અહીંતો મા'રો જીવ જવાનો. માટે જો મહારા ઉપર હેત હોય તો લઇ જા મને મા'રે ઘેર કે જવાદે મા'રી મેળે! માંદી છું તોએ "ભાઇ ભાઇ" એમ બુમ પાડતી હળવે હળવે હું વાટ પુછતી પુછતી ઘેર જઈશ. પણ એટલામાં મા'રા ભાઇ મળશે તો પોતાની બેંનની બેલી કરી મને એવી રીતે ઘેર લઈ જશે કે ઉનીઆંચ પણ નહિ આવે. માટે હીંડ જોડે કે જવા દે એકલી." એમ બોલી જેવી તે ઉઠવાનુ કરેછે તેવીજ તે બીચારીનો હાથ ઝાલી તેને દબાવી રાખી જરા આંખ કહાડી "સુઈ રહે" એ પ્રમાણે બોલી પેલી સ્ત્રી જેમ ચક્ષી ઉપર બાજ તેમ વિકાળ ચક્ષુથી તાકી રહી. કારણ તે બાળાના ગમે

તેવા શબ્દો પણ તેલમાં ભીંજાયલા પથ્થર ઉપર પાણી જેવા હતા. વિમળાને તેના બાપને ઘેર જેવી ને તેવી પહોંચાડી દેવા તેને કોઈ ત્યાં લઈ ગયું નહતું. તેનામાંથી તો કંઇ સ્વાર્થ સિદ્ધ કરવાને માટેજ તેનો કપાઇ જતો આવરદા તેને પાછો આપવામાં આવ્યો હતો.

માતાનાં હાસ્યથી તથા સ્નેહથી મિશ્રિત પણ રીસનાં વેણ સાંભળેલાં નહિ અને લાડ પાડમાંજ ઉછરણ થએલું તથા " ખમા ખમા " જસાંભળેલી, તેમ સર્વતઃ આજ્ઞા મનાવવાનુજ વ્યસન પડેલું એટલે આવી એક તુચ્છ અને નીચ સ્ત્રીના અવિવેકી અને આજ્ઞાના શબ્દો સાંભળતાં તથા તેના કોમળ દેહમાં તેના કઠિણ કરનો સ્પર્શ થતાં તેને કેવું વસમું લાગ્યું હશે તેની કલ્પનાજ કરવી. પરંતુ ગમે એટલુ દુઃખ લાગો અને ગમે તે થાઓ પણ જ્યાં પ્રતિકારજ નહિ ત્યાં કરવું શું ? વળી વિમળાદેવીના આ વયમાં એક તરફથી તેને દુઃખનુ જ્ઞાન, અને બીજી તરફથી પ્રારબ્ધ કે બ્રહ્મત્વ કે આશાના અવલંબનને વળગી રહેવાનુ અસામર્થ્ય, તેમ પોતાથી પણ અધિક દુઃખીના જ્ઞાનથી સંતોષનો અસંભવ, એટલે એ બિચારી તો ભસ્મસાત્ થયા શીવાયજ શોકના ઉછળતા અગ્નિમાં બળવા લાગી. ઘણા કાલાવાલા કર્યા, ઘણું રડી; ઘણા હાથ પગ પછાડયા, ઘણુંએ માથું કુટયું, ઘણીએ છાતી કૂટી, ઘણુંએ કર્યું, પણ તે શા કામનુ? છેવટ નિરાશામાંથી ઉત્પન્ન થતી હિમ્મતનો આશ્રય લઇ જેવી તે એકદમ ખાટલામાંથી ઉભી થઈ દોડવાનુ કરે છે તેવીજ પેલી દુષ્ટ સ્ત્રીએ તેનો ચોટલો ઝાલી તેને ચતી પાટ પાછી બાણશય્યાવત્ થયેલા ખાટલામાં પછડતી નાખી. અને ખરે, જો આ સમયે મૂર્છા તેની મદદે ન આવી હોત તો ક્યારનાએ તેના પ્રાણ અવર સ્થાનમાં યાન કરતા હત.

પણ કાળ જે સર્વ ઘાને રૂઝાવે છે, જે ઘોર વૈરને પણ ભૂલાવે છે, અને જે વેદનાને વિસરાવેછે તેનેજ આ સુશીલ કન્યાને સ્વસ્થ કરી સમય અને સ્થળને અનુસરી તેને યોગ્ય રસ્તે ચ્હડાવવાનુ કામ સાંપી આપણી વાત આપણે આગળ ચલાવીએ.

## પ્રકરણ ૨ જું.

## ભવાનીનો ભોગ.

ઘણા વખત સુધી ઘણો શ્રમ પડેલો અને પ્રજાગરની પણ વેદના વેઠેલી તથા ઘર તરફ જવાનુ પાસેજ છે એમ વિશ્વાસ વધેલો એટલે પેલા મુસાફરને તો નિદ્રાદેવીએ એવો પરાધિન કર્યો કે ન કરો વાત. ચંદનની સુગંધીથી મિશ્રિત પવનની લહરીએ આ પ્રસંગે સર્વથા સર્પનીજ ગરજ સારી અને નિશાચરે નિશાચરનુજ કૃત્ય કર્યું. સર્વથા આજે તો જાણે મોહરાત્રીને દિવસે મોહમાયાના અત્યંત અવિરલ અંધકારમાં લીન થઇ ગએલો આ મુસાફર, વેહેલું ઉત્થાન કરવાનો નિશ્ચય વિસ્મૃતિના ખાડામાં નાંખી, ઘસઘસાટ એવાં નસકોરાં બોલાવવા લાગ્યો કે જાણે તેના સ્વરથીજ શયન નગરમાં દાખલ થએલાં સર્વ પ્રાણી માત્રે પાછલી રાત્રે હળવે હળવે નિદ્રામાંથી બહાર આવવા માંડયું.

મહાત્મા આદિત્ય, પોતાનાં હજારો કિરણ સહિત તસ્કરને અને શાહુકારને ત્વરિત કરતો, સૂર્યમુખી પુષ્પને અને કમલને પ્રફુલ્લ કરી પોતાભણી આકર્ષતો, જળને અને શઠને શોષતો, અંધકારને અને શીતલતાને નષ્ટ કરતો, કંદર્પનો દર્પ અને માનિનીનાં માન મુકાવતો, ધીરે ધીરે મનસ્વી નીતિજ્ઞ વીરજનની પેઠે નિયમિત તથા દ્દઢ પગ માંડી ઉદયને પામતો, ચંડતામાં પણ પરોપકૃતિ ધારણ કરતો, ઉદિચ્ દિશામાં તાછા મારેલી ચાંદીના એક તેજોમય કટકા સમાન પ્રભાતમાં બાલરૂપ દેખાડતો, જાણે પૂર્વ ક્ષિતિજનો મુકુટમણી હોય એમ દિસતો, પોતાના પ્રભાવ તળે રહેલાં સર્વ ભૂત પ્રાણી માત્રને ઉદ્યોગ અને ઉદયપથ શિખવવાને માટે તત્પર થએલો ઉર્જસ્વી ચક્રવર્તિ રાજા શ્યામ વર્ણ ઝરૂખે પોતાની ગોળ મુખમુદ્રા કહાડી બેઠો હોય એમ સુશોભિત અને હૃદયાલ્હાદકારી થઈ રહ્યો હતો. પતન સમયે પ્રજા પોતાની ન રહેતાં નિશાચરના રાજ્યમાં પણ મગ્ન થઇ અનેક પ્રકારના વિહાર ભોગમાં તલ્લીન રહી અને પોતાની સ્મૃતિ કે સ્પૃહાથી પણ વિરક્ત થઇ તે છતાંયે ભગવાન્ મારિચ જરાએ ક્ષોભ, ક્રોધ કે વૈરભાવ પામ્યા વિના ઉદય સમયે તેજ પ્રજાને હુંફ આપી સૃષ્ટિના અનેક અપૂર્ણ રાજાઓને પોતાની મહાનુભાવતા તથા ક્ષમા

ધરત્વ દેખાડી આસ્તે આસ્તે પોતાનો પ્રતાપ એવો વધારવા લાગ્યો કે જાણે પ્રથમ તે કોઇ વેળા અસ્તજ ન થયો હોય. નાનાં નાનાં પક્ષીઓ પોતાના મધુર સ્વરે પ્રભાતમાં ઈશ્વરની સ્તુતિ કરતાં હોય એમ ખાવા પીવાની ચિંતા રાખ્યા શિવાય "ટહુ ટહુ" કરી રહ્યાં હતાં. પશુઓ પણ પ્રસન્નતા રાખી સાદ તાણતાં તાણતાં આમ તેમ નિરંકુશ ફરતાં હતાં. પવન સૂર્યના કરનો આશ્લેશ કરીનેજ વાવા લાગ્યો. સુગંધ મિશ્રિત અને ધેરો આવવા લાગ્યો. ગતરાત્રીમાં થએલી સુખ કે દુઃખની નિવૃત્તિ, અને ખરચાઈજતું એશ આરામનુ બાહુલ્ય એ સર્વ સ્મૃતિ માત્રમાંજ રહેવા લાગ્યાં. અને સર્વ કોઇ પ્રથમ દિવસની અધુરી રહેલી પ્રવૃત્તિમાંજ ભાગ લેવા લાગ્યાં. એદી, અશીણી અને ધુવડને આ કાળ અકારો થઈ પડયો. આ કાળે ગણિકાનાં નૃત્ય બંધ પડી ગયાંપણ મયૂરનાં અકાળ તાંડવ થવા લાગ્યાં. રત્નખચિત શૃંગાર ગૃહના અનેક મંડપોમાંથી હજારો અને લાખો દીપક સાથેલાગા એકીજ વખતે હોલાઈ જવાથી તે સર્વના સમગ્ર તેજનો સમૂહ જાણે સ્વર્ગમાં પ્રદીપ્ત થયો હોય એવી, અતૃપ્ત અંગનાઓના મનમાં, શંકા ઉત્પન્ન કરતો સૂર્ય, ઉંચે સ્થાને ચ'ડી પોતાનુ નિત્યનુ અસ્ખલિત પ્રયાણ કરતાં કરતાં, પિતાવત્ પ્રજાથી દુર્વાસના દૂર કરવા લાગ્યો અને મિત્રવત્ પ્રજામાં પ્રકાશ પાડવા લાગ્યો. વિયોગી અને સંયોગી બંનેને વ્યવહાર કાર્યનુ સૂચન કરી, ચિંતામાં ગુંથાઇ ગયેલા તેમના મનનો ઉકેલ પાડતાં વસ્તુનુ યથાર્થદર્શન કરાવતો સહસ્ત્રરશ્મિ સર્વથા આ સમયે પૂજાર્હ અને વંદનીયજ છે.

આવા રમણીય કાળમાં અને આવા રમણીય પ્રદેશમાં પ્રિયાની શોક નિદ્રાનેજ સોડમાં લેઇ સોડો તાણીને સુતેલા આ મુસાફરના અવિવેકથી કે તેના ઉપર કૃપા દૃષ્ટિથી કે એ બંને કારણથી પોતાના કર તેના ઉપર નાખી, નારાયણ દિનમણીએ તેને શિરજોરીથી જાગૃત કરવા પ્રયત્ન કર્યો. પરંતુ સ્વપ્ન કે બીજા કોઈ પણ વિકારથી રહિત થઇ સ્વસ્થ અને સુસ્ત થઈ સુતેલા આ સાક્ષાત્ નર જેવા નરને કાંઇ સ્પર્શથી પણ જાગૃતી ન આવેલ તો આવા આડકતરી રીતે આવેલા એકાદ કરથી નિદ્રાનો ગહન દુર્ગ શી રીતે તુટે ? તથાપિ આ પ્રમાણે કર નાખ્યા છતાં પણ જ્યારે જાગૃતી ન આવી ત્યારે ક્રોધથી ઉષ્ણ અને રક્ત કરોનો પ્ર-

હાર તેના આખા વદન ઉપર કરી હિતકર સૂર્ય તેને ધીકાવવા લાગ્યો. ત્યારે આળસ માંડી ઇશ્વરનુ નામ સંકીર્તન કરતાં સહર્ષ ઉઠી જેવો પોતાના અશ્વ તરફ દૃષ્ટિ ફેરવેછે તેવોજ અત્યંત આશ્ચર્ય પામી તે ચમકી ઉઠયો, અને શ્વાસ પણ લીધા શીવાય બોલી ઉઠયો "આ કર્મ કોણે કર્યું?" અને આ શબ્દો નિકળતામાંજ જેવો તે એક હાથ તરવાર ઉપર નાખે છે તેવોજ બિજો આશ્ચર્યધ્વનિ તેના પુલકિત મુખમાંથી નિકળી ગયો. પણ જ્યાં આશ્ચર્ય ઉપર આશ્ચર્ય ત્યાં શી ગતિ? ઘોડો, તમંચો, તરવાર, સર્વ સાથે લાગાં ગયાં!! અને આ બાબત ઉપર વિચાર અને કલ્પનાના મહાસાગરમાં તોફાન મચાવવાને તેના જમણા હાથની ટચલી આંગળી ઉપર દૃષ્ટિ બસ હતી.

વીર પુરૂષનો અશ્વ એજ તેનુ ઘરછે તે ગયો, તરવાર એજ તેની માતાછે તે ગઈ, તમંચો એજ તેનો મિત્ર તે ગયો, લાજ એજ જીવિત તે ગઇ, તો નીચ, માનરહિત અને અધમ કે પતિતને પણ જે પ્રિય હોય એવી સર્વ વસ્તુઓ એક રાતમાં અને અલ્પ પ્રમાદમાં સાથે લગી જતી રહી તેથી આ વીરજન ત્રિમાતુલશુદ્ધ સુબુદ્ધિનો છતાં અશુદ્ધ ગિરાથી હૈયાફુટ વિલાપ કરી હાથ પગ ઘસવા લાગ્યો. પણ જ્યારે માંથી મુદ્રાને પણ ખોઈ બેઠો એમ તેને લાગ્યું ત્યાર તેના દેહના અંતર્ભાગમાં પણ શત સહસ્ર શસ્ત્રની નિરંતર વેદના થવા લાગી. મહા સંકટમાં પડેલા કે કોઈ પ્રકારના પાંજરામાં પડેલા સિંહ જેવા આ વીરપુરૂષની દીનતા જોઇ આ સમયે કોને દયા આવ્યાવિના રહે? વિધિનેજ.

પણ અરે! શઠ વિધિ! તહારામાં એકકે શું સારૂં છે? તેં કોઇ દિવસ કાંઇપણ સારૂ કર્યુંછે? ગુણ ત્યાં રૂપ નહિ, રૂપ ત્યાં ગુણ નહિ અને ઉભયાપત્તિ ત્યાં વિયોગ. "ધાનાં ત્યાં પાનાં નહિ, પાનાં ત્યાં ધાનાં નહિ." આ તહારા કર્મના પરિપાક! સર્વથા બુદ્ધિનો વિપરીત ઉપયોગ કરવામાંજ તા'રૂ કૌશલ છે! અથવા તા'રા અનર્થની અસહ્યતાને લીધે વીર પુરૂષો પણ તહારા નિવાસસ્થાન લલાટમાં કરપ્રહાર કરે છે તે વાજબીજ છે. હે દુર્વિદગ્ધ દૈવ! આવું રૂપ, આવું શૌર્ય, આવું શરીર, આવું કુળ, આવા ગુણ, આવો અધિકાર, આવી વૃત્તિ અને આવું વય, આ કર્મ કરવાને તેં રચેલું કે? મુખ આગળ અમૃતનો પ્યાલો ધરી વિષના ઘુંટડા પાવાના તહારા ચાતુર્યને હજારવાર ધિક્કાર છે.

પણ હવે આ દુષ્ટ અને અવિવેકી વિધિના કૃત્યથી અણધારી પણ અવદશા આવી. તથાપિ જ્ઞાની પુરૂષો જરાવાર વિચાર કરી ગતનો શોક કરતા નથી અને ભવિષ્યનો પ્રતિકાર કરેછે. આ પ્રમાણે આ પ્રસંગે પોતાનું સર્વ ધૈર્ય એકઠું કરી, પાસેના જળના ઝરામાં જઈ સ્નાન કરી, ભગવાન સૂર્યનારાયણનું અર્ચન કરી "શિવશિવ" એમ બોલી, ટોળામાંથી હરાઈ ગએલા હરિણ પેઠે ચકિત આ મુસાફર અડવે હાથે કેડ બાંધી, ઉતાવળે પગલે સોત્કંઠ નિયમિત દિશા તરફ ચાલતો થયો.

પ્રજા રાજાવિના, સ્ત્રી પુરૂષવિના, ચંદ્ર રાત્રીવિના, ઘર પુત્રવિના, રૂપ ગુણવિના, ભોજન લવણવિના, દિવસ સૂર્યવિના, વણિક વ્યાપાર વિના, કણબી ખેતીવિના, બ્રાહ્મણ વિદ્યાવિના, અને ક્ષત્રિય શસ્ત્રવિના, શોભારહિત થાયછે, તેમ આજે આ કોઇ મહાપુરૂષની સ્થિતિ થઇ. અનેક પ્રકારની કલ્પનાઓ કરે, પગલાં ખોળે, યુક્તિઓ ઉઠાવે, તર્કની પાંખો ઉપર ચ'ડે, પણ, જેમ પવન આવતાં મેઘ તેમ, તેના સર્વ વિચારો નૈરાસ્યના ઝપાટાથી વિખરાઇ જાય. પરંતુ વિકટમાં વિકટ ભવિષ્યનું જ્ઞાન જણાઓ, હૃદય પ્રત્યક્ષ ભેદાઈ જાઓ અને અનેક પ્રકારનાં નર્કથી પણ ઘોર અને પ્રચંડ દુઃખ સામટાં આવીને અડો તોપણ અલ્પ કાળનો ક્ષય થયા પછી એટલે તુરતનો ધોક્કો મંદ પડયા પછી વીરાજનનું ધૈર્ય ક્યારે નાશ પામ્યું છે ? રૂવે રૂવે શત વિંછીની વેદના થાઓ, દિઠેડોળે પ્રિયાની પ્રતિષ્ઠા લુંટાવાનું થાઓ, અથવા એ સર્વે સાથે લાગાં બનો તોપણ તિતિક્ષાને દાસી કરી રાખનાર મહા બલવાન ધીર પુરૂષ હિમ્મત રાખી, સૂર્ય જેમ રાત્રીને અને દીપક જેમ અંધકારને તેમ, પળે પળે કળે કે બળે સર્વ પ્રકારનાં દુઃખને અવસાનના ઘોર અને અદૃષ્ટ સમુદ્રમાં ફેંકી સર્વ વિઘ્ન પરાં કરી અસ્તમાંથી પણ પૂર્ણોદયની પ્રભા ધારણ કરેછે. તેમ આજ આ વિરલ પુરૂષે પોતાના જાતિસ્વભાવને અનુસરી સુખનો અનુભવ કરવાની પ્રતિજ્ઞા કરી સર્વ વિતર્કોનો ત્યાગ કરી ગૃહ તરફ પ્રયાણ કરવાનું શીરૂ કર્યું. પણ તેણે ચાર ડગ ભર્યાં એટલામાંતો પગ સામે એક નાન્હો બાળક ચુગડામાં ઢંકાએલો ચતોપાટપડલો તેની દ્રષ્ટિએ પડયો; જેને જોઇ તે ચોંકી અધવચ ઉભો રહી, "અરે આ શું ?" એમ બોલી સ્તબ્ધજ બની ગયો. તે બાલની છાતી ધબકારા મારી રહી છે તે જાણે અંતરમાંથી હવે નિકળી જતા

બાળભાવને તે અટકાવતું હોય એમ શંકા પડતી હતી. તેના મુખમાંથી નિકળતા અસ્ફુટ શબ્દોથી જાણે તે ત્રાસથી ગ્રસ્ત હોય એમ લાગ્યો. તેનાં મીચેલાં નયનથી જાણે કંઈ વિપરીત અવસ્થાના પરિપાકથી તે કંઇ હબક મારી ગયો હોય એમ પ્રકટ થતું હતું. કાંઇ દયાથી, કાંઇ ચિકિત્સાથી, કાંઇ અજ્ઞાત આકર્ષણથી, કાંઈ શંકાથી, અને કાંઇ સ્નેહથી પાસે જઇ, પાસે ઠરી, આંખ ઠરાવી, તરવરતા હૃદયથી, સ્થિર વૃતિથી, વક્ષઃસ્થળે હાથ દેઇ જેવો તે બાલનુ વદન જુવે છે તો આહા! શું આશ્ચર્ય, શો હર્ષ, શો ક્રોધ, શી ચિંતા, શો ક્ષોભ અને શો ત્રાસ સાથેલાગાં ચ’ડતે પૂરે ચઢવા લાગ્યાં! પણ જ્યાં અંતરમાં ચ’ડતા વિકારોનુ પ્રાકટય કાચ જેવા ગાલ પ્રત્યક્ષ કરી આપે, જ્યાં બહાર આવતા શબ્દો ગળામાંજ ગળી જાય, જ્યાં મૂકભાવનુ પ્રાધાન્ય પરિપૂર્ણતા પામે, જ્યાં નયનનાં પોપચાંમાંજ મૂર્છા આવતાં તે જ્યાં ને ત્યાં ઠરી રહે, જ્યાં એકદમ પેલો બાળક કોટે વળગી છોડયો છુટે નહિ, જ્યાં હૃદયનો પવિત્ર પ્રેમ નયનદ્વાર બહાર આવી શોકનુ કે હર્ષનુ સ્નાન કરાવવા લાગે, જેષ્ઠ માસમાં આવતા પવનના ઝપાટાની પેઠે જ્યાં વિકારોએ ઉપરા ઉપરી પડી બન્નેનાં મનની ખેંચ તાણ કરવા માંડી ત્યાં વર્ણન શું? પુનઃ પુનઃ ગાઢ આલિંગન, હઠ ચુંબન, સ્નેહ ઘર્ષણ અને વિશ્વસ્ત આશ્વાસન કરીને, આ જોબનના પગથીઆ ઉપર પગ મુકતાંજ કોઈ અનાર્યના કુવિચારથી પાછા ધકેલાએલા બાળને પોતાના અંકમાં બેસાડીને, તેની નાજુક અને બરફજેવી ઉજ્જવલ ચીબુક ઊંચી કરીને તેના સામે ન્યાલતાં, નયનમાં ઉભરાઈ જતા જળને ગુપ્ત રાખવાનેજ વદન આડુ ફેરવી એક હાથે ચક્ષુઓ લોહી પાછો તેને છાતી સરસો ચાંપીને, આ ક્ષત્રીય છતાં પણ કોઇ અદૃષ્ટ શક્તિને પરાધિન થએલો મુસાફર, તેને કંઇ પુછવાનુ કરે અને વળી પાછો રડીપડતાં આડુ જુએ, ફરીથી વક્ષઃસ્થળે દાબે અને પુછે અને રડે અને દાબે અને પુછે. એમ કેટલીએક વખત બાળચેષ્ટા ન ગમતાંએ,. અરે! અજાણ્યે કર્યા પછી અને પોતાની આ સ્થિતિમાં મોતીથી પણ માંઘુ એક પણ આંસુ આ બાળના નયનમાંથી વહીજતું જોયાપછી, ધીરે રહી તે પ્રસંગે થાય એ પ્રમાણે મન સ્વસ્થ કરી, હસીને પણ ગદ્ગદ કંઠે, આ વીર જન બોલ્યો, "ભાઇ! તું અહી કયાંથી!" પણ આ પ્રશ્નનો ઉત્તર પામતા

પેહેલાંજ અચાનક આ પથિકની બન્ને આંખોએ પાટા બંધાઈ ગયા; તેના બે કર પકડાઇ ગયા અને તેને ગળે રૂમાલ સર્પની પેઠે વિંટાઇ ગયો. તત્ક્ષણ "ત્રાહિ ત્રાહિ" કરતો, ઘણા કરુણ વિલાપ કરતો, "મને મુકી દ્યો, મને મુકી દ્યો" એવા અનેક પ્રલાપ કરતો રડી રડી અને વઢી વઢી તથા સાદ પાડી પાડી કંઠને પણ બેસાડી દેતો તથા છુટા થઇ ગએલા કેશથી ઝાડીમાંથી દેખાતા સૂર્ય જેવો ભાસતો આ બાળક ઘણોએ વળગી રહ્યો, ઘણોએ ધમ્પછાડ કરવા લાગ્યો, પણ બાળનુ જોર કેટલુ? તેથી આ મુસાફરનાં અસમર્થ મ્હેંણાંને ન ગણકારી અથવા ન સાંભળી કોઈ દુષ્ટજનો આવી આ બાળકને માતાના ખોળામાંથી હોય એમ ખેંચી લેઈ કોણ જાણે કેઈએ દિશાતરફ દોડી ગયા.

જો આ બાળકના શબ્દો, પોતાપાસે રેહેવાને માટે તેનાં તરફડીયાં અને દૂર જતાં જતાં તેના વિલાપના પ્લુત સ્વરે આ વીરાનુ હૃદય શૂન્ય કર્યું, તેને પોતાનુ ભાન ભૂલાવ્યું, તો વાંચનાર! આ સમયે તેના ધૈર્ય સ્ખલન માટે સર્વથા તેને દયાપાત્રજ ગણજે. જો આ સમયે તેને રૂદન કરવાનો અવકાશ મળ્યો હત તો કદાચ તેની શુદ્ધિ બુદ્ધિ ને સ્થિરતા મળત; પણ જ્યારે તેના મ્હોંમાં વસ્ત્રના ધાગાનો ડુચો ઘાલી આ કૃતાન્તોએ તેના શ્વાસનુ પણ રૂંધન કર્યું ત્યારે અને ત્યારે કેવળ ઈશ્વરપારાયણ ચિત્ત કરતાં કરતાં તે મૂર્છાને વશ થઈ ગયો. પછી તેમણે તેની કેડ ઉપર ત્રણવાર કશીને દોર બાંધ્યો. તેના પગને પણ એવી રીતે બાંધ્યા કે તેનાથી બે ડગલાંએ ચલાય નહિ. ટુંકામાં બ્રહ્માસ્ત્રથી તે નાગપાશેજ બંધાયો. પણ આમાંનુ કશુએ તેને વ્યથાકારી નહતું. જેને માટે એકતો શું, પણ અનેક વાર દેહ ધરી ત્યાગ કરવો એ પણ આનંદકારી માન્યું હોય, જેના બહાર નિકળતા ઉચ્છ્વાશ એજ જીવિત સમજાયું હોય અને જેના દૃષ્ટિપાત એજ સુખની સીમા ગણી હોય તેવા કુસમયથી વિપરીતાવસ્થાને પ્રાપ્ત થનાર પરંતુ પોતાને હાથે રક્ષાને પ્રાપ્ત થવા આવનાર એક અવર્ણ્ય બાળકને આમ છતે દેહે બકરાની પેઠે પોતાના અંક ઉપરથીજ ખેંચી જવામાં આવે, અને તેના બચાવમાં પોતાની એક આંગળી પણ નહી હલાવાય એ શું ઓછુ દુ:ખ? એ શું ઓછી વાત? અથવા જ્યાં રગેરગ, રોમેરોમ, શ્વાસોચ્છ્વાસ અરે સર્વસ્વ એ બાળના હરણમય થઇ ગયું ત્યાં શોકે શું, દુ:ખે શું ને

વિચારે શું ? ઉઠવાની કે બેસવાની, ચાલવાની કે દોડવાની, બોલવાની કે રડવાની સર્વ શક્તિઓ આ બાળની પાછળ ચાલી ગઈ, એટલે કદાચ તેને કંઈ બંધનમાં ન બાંધ્યો હત તોપણ આ દુષ્ટ જનોને કંઈ અડચણ પડવાની ન હતી.

પરંતુ અયોગ્ય કૃત્ય કરનારને ભયાગમ વધારે હોય છે તેથી એક ઉતાવળીયો બોલી ઉઠયો " માગો હુકમ." બીજો બોલ્યો " એ તો મા'રૂં કામ ! આજે હું માતાને પરસન કરવાનો છું." ત્રીજો " એ વેઠને ઉચકી જવા કરતાં એને હુંજ ઠાર કરૂં " એમ કહી જેવો તેને ગળે વિંટેલો રૂમાલ સજ્જડ કરવા જાય છે તેવોજ ધબ ધબ કરતો એક ચોથો રાક્ષસ જેવો આતતાઈ "હોં હોં" કરી પેલાને અટકાવી બોલ્યો " બસ ઐસા મત કરના. ઉસકા ભોગ ભવાની ઈસ તરેંસેં નહિ લેગી. અબ તો ઉસકું લે જાઓ અખાડે મેં. " અને આ શબ્દ ઉપરથીજ પોતાનુ સ્વરૂપ પ્રકટ કરતા આ નાયકે જેવો હુકમ કર્યો તેવો તે મનાયો. એક ચાદરમાં આ જીવતા શબને લઈ બે ઉત્કટ પુરૂષો પશ્ચિમ દિશા તરફ હરિણવત ફાળો ભરતા એક સપાટે ને સપાટે ચાલ્યા ગયા અને બે ઘડીમાં મેદાનમાંથી નળીઓ અને ઝાડીઓ, તથા ખાડા ટેકરા પાર નીકળી જઈ એક વિકટ સ્થળ તરફ વળ્યાઃ પણ આ પ્રસંગે પેલા મુસાફરને કંઇ શુદ્ધિ આવેલી ખરી, કારણ તેણે જાણ્યું કે પ્રથમ પાટા બાંધેલી આંખોએ તેને ઉજેશ દેખાતો હતો તે મટી ગયો અને અંધકારે આવરણ ફેરવ્યું, તેણે જાણ્યું કે તેઓ ડાબે હાથે ઉંચે ચઢી પાછા હેઠે ઉતર્યા, તેણે જાણ્યું કે કંઈ કાનમાં વાત થઈ, તેણે જાણ્યું કે સર્પના જેવી સીસોટીની સાથે એક દ્વાર ઉઘડયું તેમાં તેને વાંકા ચુકા લેઇ જઇ એક કાંટાકોળાની પેઠે પછડાતો નાખ્યો. આ સર્વ તેણે જાણ્યું. પણ અંગ તો એકકે વાળવાની તેને શક્તિ નહોતી. તથાપિ આ ગીધોએ આમ કેવળ અનાદરથી તેને તેના પોતાનાજ મનના ઉઠાવો રૂપી ગીધોને માટે ભક્ષણનુ પાત્ર કરી તેની પાછળ જ્યારે બારણું બંધ કર્યાં ત્યારે તેણે હળવે હળવે મનને ઠાવકુ રાખી પૂર્વ સ્થિતિના વિચાર કરવાનુ કામ આરંભ્યુ. " આતે શાણુ કે સાચુ " એ પ્રશ્નનો ઉત્તર વિચારતાં આ ભયંકર અવસ્થાનુ સત્યત્વ જણાયે આ, બીચારો બની ગએલો, રણકેસરી ફરી મૂર્છામાં આશ્રય લેવા લાગ્યો. પ-

ણુ પછી જ્યારે જાગ્રત થયો ત્યારે તેણે સાનંદાશ્ચર્ય તથા ભયથી આટલું તો જોયું કે તેનાં નયન, તેના હાથ પગ અને સર્વ અંગ છુટાં થએલાં અને તે એક કારાગૃહથી પણ ઘોર ઓરડામાં પૂરાએલો. અહીંથી પણ પેલા બાળનુ રક્ષણ કરવાનુ તેને મન થાય તેવા પ્રસંગે પ્રસંગ ધગધી, વિલાપના, નૈરાશ્ય, અને આક્રંદના શબ્દો તે મહા વેગ [illegible] બોલવા લાગ્યો; પણ જે ભીંતો તેની ચારે પાસ તેની મજબુત [illegible] ઉભેલી તે ભીંતો તેને તો શું પણ તેના શબ્દો પણ બહાર [illegible] જવાદે? અથવા જવાદે તો પણ આ અરણ્યમાં માણસોને એવા [illegible] સાંભળવાનો [illegible] પણ ક્યાંથી હોય? તેથી શાંતિને "શિવ શિવ" બોલતો પેલા બાળનુ રક્ષણ કરવા તેત્રીસ કરોડ દેવતાને વારાફરતી વિનવતો ને કરે, બેસે અને થંભે.

પુનિત અને નિર્દોષ મનુષ્યોને ઈશ્વરનુ નામ [illegible] થઈ પડે છે. તે નિયમાનુસાર આવી રીતે આવા સ્થાનમાંથી પણ નિકળવાની આશાનાં અંકુર ફુટતાં તેના મનમાં કંઈ સાન્ત્વના થઇ ખરી. વળી જેમ જેમ તે ઈશ્વર નામ સંકીર્તન કરે તેમ તેમ તેને એકાન્ત સ્થળમાં પણ સુખાગમ થતાં તેની મુખમુદ્રાઉપર પ્રકાશ પડવા માંડ્યો અને તેના હૃદયકમળ ઉપર પ્રફુલ્લતાએ બેસવા માંડ્યુ. તેથી આ મુસાફરે તો માત્ર ઇશ્વરની સ્તુતિમાંજ આનંદનો ગુણ માની લીધો. સર્વથા મહાત્મા પુરૂષો સદ્વિચારનુજ ગ્રહણ કરે છે.

---

## પ્રકરણ ૪ થુ.

### ભવાનીનુ મંદીર.

અનેક વિકૃતિથી ભરપૂર તથાપિ શૂન્ય હૃદયથી અથવા ઘણા ઘણા વિચારોના પ્રતિપાદન તથા ઉન્મૂલનની ગડમથલથી કે કિંકર્તવ્યતાની મૂઢતાથી વા અન્તર્બાહ્ય ઈંદ્રીયોની જડતાથી વિવર્ણ થએલા આ મહાન પુરૂષના રૂદન, શ્રમ કે ક્રોધથી જાણે હીંગલોકનુ અંજન આંજ્યું હોય એવાં રક્ત થઈ ગયેલાં નયન આમ તેમ ફરતાં ફરતાં અને રાતાં કમલની શોભા ધારણ કરતાં અંધકારમાં પણ પોતાના ઉન્મીલનનુ કારણ જે સૂર્ય તેને ખોળતાં હોય એમ ચેષ્ટા કરવા લાગ્યાં. પણ અંધકારના ઉત્પત્તિસ્થાનની ઉપમાને પાત્ર થતા આ કાજળના પ્રદેશમાં તેને શું જોવાનુ હતુ? ન મળે

ખીંટી કે ન મળે ગોખલો, ન મળે બારી કે ન મળે બારણું, નમળે તાકુ કે ન મળે જાળીં; કાંઈ ન મળે. ભીંતો પણ એવી લીસી કરી નાંખેલી કે કીડી અથવા મંકોડો પણ ચ'ડતાં ખશી પડે. વચ્ચે કંઇ ખાડો કે ઉણપ મળે નહિ. બારણુ એકજ હતુ તેને ઉલાળોએ નહિ. માત્ર એક અંદરની ભોગળ હતી જે એવી યુક્તિથી કરેલી કે જેવું બારણું અડકાવાય તેવીજ તે સજ્જડ બેશી જાય. જમીનનુ તળ પણ સપાટ લાગતું. યમના કારાગૃહથી પણ અધિક ભયંકર અને ત્રાસજનક આ સ્થળમાં અન્ય કંઇપણ વસ્તુ નહતી. આ સર્વસ્પર્શેન્દ્રિયથીજતેજાણીગયો બાકીનયનનેતો,ના'નાપાટા મટી મો'ટાપાટા થયા હતા. ચારે તરફની ભીંતો ખાવા ધાતી હોય, એમ કૃષ્ણ રંગથી રંગાએલી ડાકણોના ઉઘાડા બરડા જેવી તે પાછે પગલે સમીપ આવતી લાગતી હતી. આ સ્થળમાં ભુખ્યો, તરસ્યો, થાકેલો અને તેથી પાકેલો, વિચિત્ર બનાવોથી ત્રસ્ત થયેલો વિખુટો પડેલો આ મુસાફર ગાઢ ઉદ્વેગમાં આમ તેમ ફરવા લાગ્યો. તેમ આવી વિપરીત દશાગાં પણ પેલા બાળાનુ રક્ષણ કરવા તથા બિજુ પણ કંઈ એવુંજ પ્રશસ્ત કૃત્ય કરવા તથા તેગ કરતાં મૃત્યુ આવે તો તેને પણ મિત્રવત્ ભેટવાનો આ મહાત્માએ જે દૃઢ અને અચલ નિશ્ચય કર્યો હોય તે, જેમ જ્વાલા ઉત્પન્ન થતાં મહાગિરિ કંપી જાય છે તેમ મહા શોકાગ્નિથી બિકૃતિં પામ્યો હોય અને હવે વધારે વેદના પામવા કરતાં આત્મહત્યામાંજ તેણે આનંદ માન્યો હોય તોપણ તેમ કરવાનો તેને અવકાશ પણ ન હતો અને સાધન પણ ન હતાં. અનુમાનથી તેણે એટલુંતો ધાર્યું કે હજુ મધ્યાહ્ન ઉતર્યા નથી. તેમ કયાં આગળથી, કેઇ દિશાથી તેતો જણાય નહિ પણ તેને એમ તો લાગ્યું કે પોતાની સન્નિધિમાં કેટલાંએક મનુષ્યોના ક્ષણે સંભળાતા, ક્ષણે બંધ પડતા, ક્ષણે સુસવાટમાં બોલાતા, ક્વચિત્ અટ્ટ હાસ્યથી અને ક્વચિત્ ક્ષુદ્ર ગાયનથી, ક્વચિત્ નિઃશ્વાસથી કે રૂદનથી મિશ્ર અવાજ નિરર્ગલ પ્રવર્તિ રહ્યા છે; તેથી કદાચ આત્મહત્યાનો પ્રયાસ સવિઘ્ન થઇ બેસે—એમ પણ વિચાર ઉપજી આવ્યા વિના રેહે નહિ. અથવા વેગ અને સંકટ આ વિચારને ગર્ભમાંજ વિખેરી નાખે તોપણ એક અગંનો એવો કયાં ધર્મ છે કે તે બીજા ઉપર વિનાશકારી ધા કરે ? અથવા જો તે તેવો ધા કરે તો પણ તેવા એકથી અવસાન ન થયું અને શક્તિ ઓછી થતાં તેવો બીજો ન થયો તો પછી શું કરવું? પરંતુ આ વીર પુરૂષને તો એવા કાંઇ વિચાર થયાજ નથી. આ કારાગૃ-

હનાં સંકટ કરતાં વધારે તેને દુઃખ શું દેવાનુ છે ઇત્યાદિ બાબતો ઉપર તેનુ કેવળ અજ્ઞાન હતું એટલે તે તો સંશયના ચગડોળ ઉપર ચ્હડ્યો. ચિન્તાશ્રમે તેમા ઉપર પોતાનો રોગ બેસાડી દીધો. પણ કરવું શું ? જે પુરૂષને રાત્રી અને દિવસના ચોવીસ કલાકમાંથી એક ક્ષણભર પણ નિવૃત્તિ ન મળે, જે ભોજનવેળા પણ કંઇ શુભ વિચારથી ગ્રથિત હોય અને "કાળ બરાબર મળતો નથી" એમ જેની દરરોજ બુમ હોય અને અદ્યાપિ પર્યંતનુ વય જેને માત્ર એક વર્ષ સમ વહી ગયુ હોય તેવા આ કોઇ વીર ધીર પુરૂષને આપત્કાળમાં દીર્ઘતા ધારણ કરતી ઘટિકાઓ, શૂન્ય હૃદયથી આશા અને આશ્રયના વિયોગમાં માથે હાથ મુકીને કે હાથે માથુ મુકીનેજ ગાળવી પડે–એથી તેને બીજુ શું વિષમ લાગે? તથાપિ ચિરકાળના દ્વેષથી પૂર્ણ આચ્છાદિત કરતા રાહુના સ્પર્શમાંથી અલ્પકાળમાંજ મુક્ત થઇ સૂર્ય ચંદ્ર જેમ પૂર્ણ પ્રભા ધારણ કરે છે તેમજ આ વિધિનોજ ઇર્ષ્યાસ્પદ નૃસિંહ નૈરાશ્યની છાયામાં ગ્રસ્ત થયો–પણ તે માત્ર પળવારને માટે. સર્વથા ખરૂ પાણી ધાથી વળે પણ ભાગે તો નહિજ.

તેણેધીરેધીરેઅનેકતર્કવિતર્કનેવદાયકરીપોતાનીસહજ ભગિની હિમ્મતનુંપાંખુ પોતાના વક્ષઃસ્થળમાં આવાહન કર્યું. અને જેમ ઇષ્ટની તેમ ભવિષ્યની રાહ જોતાં તે અંધકારમાં સમાઇ જતા કાળને પણ ન ગણગારતાં શાન્તિ ધારણ કરી બેઠો. બાજ જેમ શિકારને તેમ અંકમાં બેઠેલા લલિત બાળને ખેંચી જનાર તથા પોતા ઉપર પણ ધાપ મારનાર દુષ્ટ લોકો ઉપર વજ્રપાત સમ વૈરપાત કરાવવા તત્પર થયેલું તેનુ ચિત્ત ક્ષુભિત થતાંજ અટકી જતું હતું. તેમ ક્ષણે નયનથી, ક્ષણે વદનથી, ક્ષણે હૃદયથી બહિર આવી દશ ઇંદ્રિયોની પરાધિનતા, દીનતા, અસમર્થતા અટકાવવાને, તેનો મહા વેગ માત્ર વિવેકબુદ્ધિના અભેદ્ય દુર્ગથીજ અટકતો હતો. આમ વિજનસ્થાનમાં પણ આ પુરૂષના દેહ રૂપી રણમાં બુદ્ધિનુ તથા મનનુ યુદ્ધ મચી રહ્યું હતું તેવામાં અચિંત્યુ દ્વાર કડડ કરી ઉઘડ્યુ; જેથી આ યુદ્ધ બંધ પડ્યું. અને આ રણ વ્યાઘ્રે નિશ્ચલ તથા ચંડ દ્રષ્ટિ તે તરફ ફેરવી તથાપિ તેના ક્રૂર દ્રષ્ટિપાત પણ જાણે દુષ્ટને અડકતાં પાછા હઠતા હોય, કે સ્ત્રી ઉપર ઘા ન કરવો એમ આપત્કાળમાં પણ ધારતા હોય કે ગમે તે કારણ હોય તેથી જેવી તેના સામે એક સાઠ વર્ષની ડોશી જુવે છે તેવાજ પાછા

ફરી ગયા.

જન્મ પામેલી રાત્રીએ યૌવન ધારણ કરવા માંડયુ તે પેહેલાંજ એક સાઠ વર્ષની વૃદ્ધ કુટિલ સ્ત્રીએ તેના સામે જઈ હરાયાં ઢોરને હોય તેમ ઘણુજ ક્ષુદ્ર ખાવાનુ તથા જળ તેની પાસે મુક્યું. અને પછી તે તેને ન્યાળવા લાગી. ખરે ખર! આ મુસાફરને એમનો ખાત્રી થઇ કે અન્ન જળ આપ્યા શિવાય ઝુરાવી ઝુરાવી તથા રીબાવી રીબાવી તેણે અંત આણવાનો તો નથીજ; તો પણ તેને આશ્ચર્યે ઉશ્કેર્યો અને આશાએ બોલાવ્યો તેથી આવી દુષ્ટા સાથે બોલવાની અંતઃકરણની મના છતાં એ તેણે પુછ્યુ "બાઇ! હું કયાં છું? મ્હારૂ શું કરવાનું છે? પેલો બાળ"--પણ આટલુ સાંભળતાંજ નર્કની ડાકેણુ જેવી પેલી સ્ત્રી ડારમી આંખ કરી તેને ઇસારતમાંજ બોલતો અટકાવી જેવી આવી હતી તેવી હરિણીની પેઠે કુદતી કુદતી ચાલી ગઈ અને તેને અપમાનનુ દુઃખ દેતી ગઈ. સર્વથા અંતઃકરણ વિરૂદ્ધ કૃતિ દુઃખનુજ કારણ છે.

વિકારોથી તેનુ પેટ તો ભરાઇ ગયુ હતું તદપિ દુષ્ટના ત્રાસથી, આધિ વ્યાધિ કે ઉપાધિના ભયથી, નૈરાસ્યના ઝટકાથી, અથવા ગમેતે કારણથી પણ જીવિતને પુરૂ કરવું અથવા એમ થાય એવું કંઈ પણ કૃત્ય ભૂલે પણ આદરવું એતો તેના સંકલ્પમાં પણ ન હતું તેથી ન ગમતાં, પણ જરા દબાવી તેણે ભોજન કરી લીધું. પછીથી અસ્ત થતા નૃપતિનો જેમ ગણિકા ત્યાગ કરે છે તેમ આવી અધમ સ્થિતિને પામેલા આ સુજ્ઞજનનો ત્યાગ તેની પ્રિયાની સપત્ની નિન્દ્રાએ કરી દીધો. તોપણ કામુકવત્ તેને પાછી બોલાવવાજ જાણે દંડવત્ કરતો હોય, તેના અદષ્ટરૂપ આગલ શ્વાનવત્ આળોટતો હોય એમ આ કારાગૃહમાં તેણે લોટવા માંડયું. પણ ખંડિતા નિન્દ્રા કોને ક્યારે પાછી આવી છે? છેવટ તેના ઉપર પણ ક્રોધ કરી જેવો તે પોતાનો પગ પછાડે છે તેવુંજ તેને સમજાયું કે પગતળે કંઇ પોલાણ છે. અને આંથી ઉંઘ તો ના આવી પણ માતાની પેઠે આશાએ વગર બોલાવ્યેજ તેને પોતાના અંકમાં લઈ લીધો. તે ઉપરથી જિજ્ઞાશા સમીપ આવવાથી તેણે નિદ્રાનેતો નિરાંતે જવા દીધી પણ ધીરજને પોતાના અંગ ઉપર સજી લીધી.

નયનને અંધકારના પાટા છતાં પણ તેણે સ્પર્શેન્દ્રિયોવતે ચારે તરફ આમ તેમ તપાસવા માંડયું તો તેને જણાયું કે અમુક ભાગમાં પો-

લાણુ છે. અને તે ઉપર એક સજ્જડ પાટીઆનું ઢાંકણુ છે. હવે તે ઢાંકણુ શી રીતે ઉઘાડવું તેનો તો તેને વિચાર પણ ન કરવો પડ્યો. કારણ તેનાં સર્વ શસ્ત્ર હરાયાં હતાં તોપણ વિભૂતિસહિત શંકરને જેમ પાર્વતી તેમ એક નાનકડી કટાર તે વિભૂતિરહિત મુસાફરને પેટે લપૂપાઇ રહી હતી. સન્મિત્ર કે સદ્સ્ત્રીની પેઠે આવા સમયમાં સ્મરણુ કરતા પહેલાંજ તે તેને સહાય થઈ અને સ્મરણુ કર્યા પછી સાહાય્ય થનાર જામદગ્નીને હસતી હોય એમ અંધકારમાં પણુ ચળકારા કરવા લાગી. સંગ્રહેલો સર્પ પણુ સમયે કામમાં આવે છે તો કટાર શેં ન આવે? ધીરે ધીરે હાથ ફેરવતાં કંઈ સહજ તડ જવું તેને જણાયું એટલે અવર શસ્ત્રના અભાવે ભાવતી થએલી કટારનો કુલિશવત્ અગ્રભાગ તેણે તેમાં ઘોચ્યો. અને તે પાટીઆને હલાવ્યું ખચખચાવ્યું. સંગ જેવોજ ઢંગ હોય છે એટલે તે ઘણુંએ જડ હતું ઘણુંએ કઠિણુ હતુ તદપિ આ વીર પુરૂષના હાથમાં રમતી કટારે રમતમાંજ તેને ઢીલું કરી નાખ્યુ. અને જેમ ઢીલા પડતા શત્રુની છાતી ઉપર તેમ, ઉત્સાહથી અને જયાશાથી ઉત્તેજિત તથા પ્રદીપ્ત થએલું પોતાનુ સર્વ બળ અજમાવી, તેણે આ રૂદ્રતાના આચ્છાદન રૂપ પાટીઆને ઉચકી લીધું, ખેંચી લીધું, હસ્ત કરી લીધું.

ઘણા કાળથી કેદ થયેલો દુર્ગંધ આણુ સંરખો પણુ માગ દેખતાં આ ઘોર અને પાપમય જગામાંથી નિકળી જવા, નાશી જવા, દોડી જવા, ઊડી જવા તત્પર થઇ રહેલો, એટલે આ દ્વાર ઉઘડતાંજ એકદમ પોતાના તરંગો ઊંચે ફેંકી પોતાની અવસ્થા સૂચવતો તે બહાર ધસી આવ્યો; અને જાણે પોતાના છોડવનારને એકદમ .પાપગ્રહગાં જતો અટકાવવાને હોય તેમ પોતાના સ્વભાવેજ તેણે તેને ગબડાવી પાડયો. પણુ જ્યાં એકવાર જિજ્ઞાસાએ હાથ ઝાલ્યો ત્યાં ગમે તે કરવાને વીર તો તત્પર થાય છે. તેથી જો કે ઉઠીને સ્વસ્થ થઈને અંદર દ્રષ્ટી ફેંકી તે ધિક્કાર, તિરસ્કાર, ત્રાસ અને કમકમી તથા કંટાળાથી ગૂમ્ચક થઇ ગયો તો પણુ અંદર પેશીને તપાસ કરવાનો તેનો નિશ્ચય પલટાયો નહિ. ગંદામાં ગંદા અને ઘાતંકીમાં ઘાતકી રાક્ષસ પણુ જે દેખાવ જોતાં વજ્રમય હૃદયમાંથી રક્તને નયનદ્વાર બાહાર કાંડી થરથર કંપી જાય એવો દેખાવ આ સુજ્ઞ પુરૂષે રક્ષક આ-

રીની આશાથીજ જોવાનો નિશ્ચય કર્યો. અને પછી કેડે બાંધેલા પટકા તથા ગાથે બાંધેલા ફેંટાની સજ્જડ ગાંઠ બાંધી તેનો દોર કરી બારણાની ભોગળે તેનો એક છેડો બાંધી બીજો સુરંગમાં લટકતો રાખી આ દુર્વાસના વાસમાં અથવા નર્કના ઐહિક ખાડામાં, ઈંદ્રિયોનો નિગ્રહ કરીનેજ હોય એમ, લટકતો ઉતરી પડયો.

પરંતુ અહિં તો તેના કાળજાએ કહ્યું ન કર્યું, તે ભ્રાન્ત થઈ ગયો, તેના ગાળા નરમ થઈ ગયા, તેને ફેર ચડયા. ફુટડાં અને યુવાન સ્ત્રી પુરૂષોની આશાઓ અને કટીઓ કે કંઠ એકજ વેળા કાપાયાથી ફટારેલે ડોળે એક ખાસ વિકાળતા ધારણ કરતા શીષના ઢગલા-ધર્મનો નાશ કરવાની તોપો ગોઠવી હોય એવા-ભવાંનીપતિશંકરના મહાપ્રચંડ નૃત્ય સમયે તુટીને ફુટી જતાં રૂંડ માળમાંથી ખરી જતા મણુકાઓની ખોટ પુરી પાડવાને માટેજ આ વિજનસ્થાનમાં ગોઠવેલા હોય એવા—નયનથી જોઇને, વહાલામાં વહાલી દેહલજ્જાથી પણ વિરકત થયેલાં—લટકા અને ચટકાથી ચિત્તાકર્ષક પણ આ સ્થળે દીનતાથી તર્જનીય લાગતાં-કોમળ કદળી સ્થંભ પેઠે છુંદાઇ ગયેલાં ધડને પગ તળે વાટીને, દેહલતાના લાવણ્ય રસ રૂપ તાતા અને તેથી ઉષ્ણ રકતના સ્ત્રાવથી ઉડતા છાંટાથી દૂષિત થઈને, અને જતાં જતાં એ ગળળતા કોઈ શબ્દ રૂપી બાણુ કાનદ્વારા અંતરમાં પેસતાંજ ભેદાઈ જતા હૃદય ઉપર હાથ મુંકીને જેવો તે આગળ જઇ ઉંચે લટકતા ધુનના ઝાંખા અને બળતા દીપને સ્મશાન અગ્નિના મૂળ કેબીજ રૂપે જુવે છે તેવીજ આહા! તેના ચિત્તની કેવી દશા? તેના પ્રથમના શક પ્રમાણે જ્યારે તેણે જાણ્યું કે તે ઠગ અને ફાંસીઆ લોકોના ગ્રહમાં છે. જ્યારે તેણે જાણ્યું કે જે યૌવન, જે લાવણ્ય અને જે શૌર્ય તે ધારણ કરેછે તે સર્વ આમ એક અંધકારમાંજ પર્યવસિત થવાનાં છે અને જ્યારે તેણે જાણ્યું કે જ્ઞાન, અનુભવ, વિવેક, સુકિત ઇત્યાદિ કાંઇપણ આ સ્થળે કામ લાગવાનાં નથી ત્યારે અને ત્યારેજ ઈશ્વરે બનાવેલા મનુષ્ય વર્ગના એક ભાગ ઉપર તેને અંતઃકરણથી તિરસ્કાર થવા લાગ્યો, "અહો! જગતજનની અંબિકા ભવાનીને નામે બુદ્ધિ અને જ્ઞાનવાળાં મનુષ્ય પણ અજ્ઞાન પશુઓ પેઠે એક બીજાનું શોશણવાળે છે! અથવા પશુઓએ પોતાના વર્ગની ક્યારે હત્યા કરેછે? ત્યારે શું પશુ-

ઓથી પણ મનુષ્ય ભુંડાં! મનુષ્ય ઉતર્યા—ગયાં ? ગયાંજ. નહિ તો દ-
ગા ૫કટા કરી એક લક્ષ્મી જેવી ચળ અને તેના. જેવી જડ વસ્તુને માટે
ભવાનીની પણ ફજેતી ? સર્વથા સ્વાર્થ રળીઆમણુંજ છે. ગરજ સાકર-
થી તો શું પણ અમૃતથીજ ગળી છે. પણ આ સ્વાર્થ શા કામનો ? જે
વસ્તુ જવાનીજ છે જે આપણો અવસ્ય ત્યાગ કરનાર છે જેની સાથે આ-
પણો સંબંધ ક્ષણિક છે તેમાં શો સ્વાર્થ ? તેમાં પોતાપણું શું માનવું ?
પરંતુ વિકૃતિથી તિરોહિત થઈ ગએલી વિવેકબુદ્ધિવાળા મનુષ્યો આ દે-
હમાંજ પોતાપણું માની લઇ–નથી જાણુતા કે આમ કેળના ગર્ભ જેવાં
કોમળ, ભવિષ્યની આશારૂપ અને ઉદયના અંકુરરૂપ તથા સાત ઘર ઠર-
વાના ઠામ રૂપ, બાળકોના નિર્દોષ જીવને જે દેહમાંથી તેમણે વિદાય કર્યા,
અરે કરેછે અને કરશે તેવાજ દેહ તેમને છે, અને તેમનો એ હાલ નહિતો
કાળાન્તરે પણ નાશ છે! અથવા ભવાનીને પ્રસન્ન કરવા પોતાના આપ્ત
જનના દેહનો ભોગ તેઓ કાં નથી આપતા ? શા માટે આર્ય વર્ત્તની
આર્યાઓના આર્યપુત્રને જમાડી હસાવી રમાડી અને પ્રસંગે માહરી
પેઠે રીબાવી અકાળ અને અનુચિત અરે અપુનિત અવસાનમાં સદાને માટે
શાન્ત કરેછે? પણ ઈચ્છાને માર્ગ ખોળવોજ નથી પડતો. તેજ ન્યાયે રક્તના
ભુખ્યા આ ઠગ લોકને ભવાની તો નિમિત્ત માત્રજ છે. પણ ઇશ્વરે આ વર્ગ
શાને કર્યો? એ દુષ્ટ મંડળ ધરા ઉપર ન હત તો વ્યવહાર બંધ પડત ?
ના! જરાએ નહિ! ત્યારે જેમ મનુષ્ય કૃતિમાં હોયછે તેમ ઈશ્વર કૃતિમાં
પણ અપૂર્ણતા લ્હેવી”? પણ આવા વિચાર થતાંજ તેને ભાન આવ્યું;
તેની મંદગતિએ ચાંચલ્ય ગ્રહણ કર્યું, તેના ચિંતનમાં પશ્ચાત્તાપે પ્રવેશ
કર્યો. **अघटित घटना पटीयसी** એવી માયાના ઈંદ્રજાળમાં ભમાતાં તેને
સર્વ શક્ત ઇશ્વર ઉપર અનાસ્થા થવા લાગી તેથી જાણે અંતર્શલ્ય ભોંકાતાં હો-
ય તેમ તેનું હૃદય ધબકવા લાગ્યું, તેનું શોણિત ઉકળવા લાગ્યું; જરા
વાર સ્તંભિત થએલા તેના પાદદ્વય હાલવા લાગ્યા; તેનાં નયન ફરકવા
લાગ્યાં–સ્વકર્મ કરવા લાગ્યાં.

તત્ક્ષણ જીવિત પ્રયાણની મર્યાદા, કુટિલ કર્મની જન્મ ભૂમિકા, સુ-
ખનીજ વિષવલ્લી અને યમ વર્ગના પણ વધુ પ્રચંડ યમની ધાત્રેયિકા

સર્વતઃરક્ત થએલી ભવાની, એક હાથમાં મનુષ્યના રક્તથી ચૂતાં શીર્ષ અને બીજામાં રક્તની રૂક્તતામાંથી ચંડતા ધારણ કરતો સદા બુભુક્ષિત કૃપાણ ધારણ કરીને, અતૃપ્તિથી ઉત્પન્ન થતા ક્રોધાગ્નિ જેવાંજ નયનો ફૂટારીને, જાણે તેના સામીજ આવતી હોય એમ તેનાં ચકલવકલ ફરતાં ચક્ષુઓને ભાસ થયો. જાણે ત્વરાથી ભોગ સ્વીકારવાનેજ તેના તીવ્ર દાંત બાહેર આવેલા હતા. તેની ભ્રૂકુટિ ઉપર તો " ખાઉ ખાઉ " એ શબ્દોનુંજ લિખિત હતું. "સ્વાહા" નીજ વાટ જોતી તેની દંષ્ટ્રા વિદારિતજ રેહેતી હતી. તેના સમીપમાં માંસનાં, મજ્જાનાં, હાડકાંનાં, ઈત્યાદી અનેક દેહના અંતરર્ભાગની વસ્તીનાં પાત્ર ભરેલાં રાખ્યાં હતાં. તેની એક બાજુએ કોમળ અને નાજુક કન્યાઓના કપાળની પીએળનીજ સ્પર્ધા કરતું તેમના વક્ષસ્થળમાંથી ઉષ્ણરક્ત નિર્ભર વહ્યાં કરતું હતું; બીજી તરફ સુવર્ણનાં ઘરેણાંથી સજ્જ, ચંદનની આર્ચાથી ચર્ચિત અને પુષ્પ હારથી ગ્રથિત, સુરૂપનાજ અધીશ્વર, ડાહાપણનાજ આગાર, શૌર્યનાજ નિધિસ્થાન અને ધૈર્યના ધુરંધર-ઉગતાં ઉગતાંજ કપાઇ ગએલા બાળકોના નિરંતર નિઃશ્વાસ શ્રવણ પથમાં પ્રવેશ કરતા હતા. તેના પશ્ચાત્‌ભાગમાં મૃતદેહના શેષ ભાગના ઓઘનો નાનકડો ગિરિ રચવામાં આવ્યો હતો; અને સન્મુખ તો વિચિત્ર રચનાથી રચિત એક અષ્ટકોણ કુંડમાંથી અર્ધદગ્ધ મનુષ્યો બાહાર આવવાને ઉછળતાં હોય એમ બિભત્સ બનાવ તેની દૃષ્ટિએ પડયો. રણસંગ્રામમાં સામે મોંડે અનેક શત્રુનો ઘાણ વાળનાર, શત્રુની સુભગાઓને વૈધવ્યપ્રદાન આપવામાંજ નિપુણ અને તેમના શોણિતમાંજ સ્નાન કરી પુનિત થનાર આ વિરલ વીરને પણ આ સ્થળે તો તાવ ભરાઇ ગયો; તે મતિહીન થઇ ગયો. તેને દિશા પણ ન સૂઝે. જ્યાં જાય ત્યાં રક્તનોજ સ્પર્ષ. અદ્ધર વાળેલી કમાનો ઉપર છાટ મારેલી તેતો અંધકારનુંજ વર્ષણ કરતી હતી. તેણે થોડી વાર તો આંખો મીંચી દિધી, અને આ દુષ્ટ સ્થળમાંથી પાછા જતા રહી અવંચ્યા ભવિષ્યને વશ્ય થવું એમ વિચાર કરી તેણે પાછો પગ પણ ધર્યો. તદપિ આપત્કાલ વેળા નવા રસ્તા કોને નથી સૂઝતા? તેથી તે જરા વાર ચિત્તને સ્થિર કરી "શ્રમ કરનારને ઈશ્વર સદા ફળ આપેછે" એ વાત સ્મૃતિમાં લાવી, પોતાની પણ આ વલે થવાની એમ અનુમાન કરી, ગ-

મે તેમ હોય તોપણ બીજો રસ્તો આ સ્થળને હોવો જોઇએ એમ ધારી, ફરી તપાસ કરવા લાગ્યો. તેને સમજાયું કે દિવસે જે હોંકાર થતા હતા તે આ સ્થળમાંથીજ. તેથી વળી પોતાના એક તર્કને બીજા તર્કથી પુષ્ટિ આપી તેણે ચારે તરફ ભ્રમણ ભીંતે ભીંતે કરવા માંડયું. કંઈ ન મળે, કંઈ પત્તો ન લાગે, એક તડ સરખું પણ ન જણાય. તેના હૃદયમાં પેસવા નિરાશાએ પ્રયાણ કરવા માંડયું. પણ એટલામાંજ એ ભવાનીની પાછળ જઇ પો'ચ્યો અને ભીંતે ટેકો દેઈ ઉભો રહેછે કે તુરત એક દ્વાર ઉઘડી ગયું. અને જુવેછે તો જો કે અંદર અંધકાર હતો તોપણ તેને કંઈ ચળકાટ ભાસ્યો ખરો. આ સ્થળે પણ શૂન્યકાર લાગ્યો. બળતાં હાડકાંના તડતડ અવાજ શીવાય તેને કાને કંઈ પડતું ન હતું. સર્વ નિહાળી જોવાને માટે તેણે એક કાકડો શળગાવ્યો; અને ધીરે તથા અસ્ખલિત પગલે અંદર પ્રવેશ કરી જુવેછે તો સોના રૂપા તથા હીરા માણેકના છુટા ઢગલાજ તેની નજરે પડયા. સિક્કા પણ કંઈ અવનવી જાતના તેણે જોયા. સામી બાજુએ બારણું દીઠું, અને ધનની રક્ષા કરવાને શેષ નાગ જેવા બે છુટે કેશે પડેલા ઉત્કટ પુરૂષો નિદ્રાધીન થએલા તેને જણાયા. છૂટવાને માટે પણ દગો કરીને પરાધીન થએલા દુષ્મન ઉપર એક ઘા સરખો ન કરે તો પછી આ વીર જન આ બે કૃતાન્તનો પણ આમ વધ કરવાનો તો સંકલ્પે શી રીતે કરી શકે? તેમ એ બન્નેને જાગૃત કરવામાં પણ શો નફો? સામું દેખાતું દ્વાર કૃત્રિમ હોય ત્યારે? અથવા તેમાંથી થઇને પણ આ ગુફા બાહેર ન નિકળાય તો? આવા આવા અનેક વિચારોથી "ઉતાવળા સો બ્હાવરા" એમ નિશ્ચય કરી, આજે તો સમય પણ વીતી ગયો છે માટે અહીંથીજ અટકવું અને બીજી રાત્રે વધારે તપાસ કરવો એમ ઠરાવ કરી, તે બાહેર નિકળ્યો અને ધીરે રહી દ્વાર બંધ કરી જે સ્થળે ઉતરી પડયો હતો ત્યાં પહોંચ્યો; અને ઝટઝટ ઉપર ચડી ગયો. પાટીયું હતું તેમ વાસી દીધું, જરાવાર સ્વસ્થ થયો અને પછી આડે પડખે થયો.

જો ગૃહમાં સર્પના કે ધનનાસંગ્રહ કરનારને, કન્યાના પિતાને, પરસ્ત્રીના જારને, પરધનથી વ્યય કરનારને, યોગી, રોગી તથા ભોગીને નિદ્રા સ્પર્શતી

નથી તો જેને માથે અથાક આપત્તિના ઓઘ તુટી પડ્યા હોય, જેને એક પણ છૂટકબારી ન હોય, જેને ક્ષત્રિયોચિત અવસાનની આશા પણ ન હોય અને જેને અપવિત્ર સ્થાનમાંજ દટાવાનું હોય તેના ઉપર નિદ્રા પોતાની છાયા ન ફેરવે એમાં શું વધારે છે? તેમ નિદ્રાના અંકમાં લાડવાનો આ વીરધીર પુરૂષને સમય પણ નહોતોઃ કાંકે આવા કુદરતી નિયમથી વિરૂદ્ધ બનાવો તેના હૃદયમાં જેવા દીઠા હતા તેવાજ રમી રહ્યા હતા; અને તેથી પોતાની અવસ્થા, પલાયનના ઉપાય, આવા અધમ પ્રાણીઓનું જડામૂળ કાહાડી અનેક નિર્દોષ જનોનાં દુઃખ અને આશિર્વચન લેવાના ઠરાવો, આવતી કાલે કરવાની યુક્તિ પ્રયુક્તિ ઇત્યાદિ વિચારોમાં તલ્લીન થઇ કંઇ પરાધીન અવસ્થા ભોગવતો તે પડ્યોજ રહ્યો.

## પ્રકરણ ૫ મું.

### મુક્તિ.

અષ્ટાઙ્ગ સિદ્ધિના યોગે જેમ કોઈ પુરૂષ ઇંદ્રભવન દેખતાં તેના એક કોષ્ટમાંથી બીજા અને બીજામાંથી ત્રિજામાં સ્વાચ્છંદથી રમે અને આનંદ પામે તેમ આંજે આ મુસાફરની અવસ્થા થઈ. વિપુલચિંતનમાં ગરકાઈ જઈ સારી કલ્પનાના એક મંડપમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ તે નિરંકુશ વર્તવા લાગ્યો. છેવટ પોતાની અર્ધાંગ વામલોચનાની છબિ માનસિકસૃષ્ટિમાં સન્મુખ ધરી તેમાંજ તે પૂર્ણાનંદની પરાકાષ્ટા સમજવા લાગ્યો. જો વિવેકહીન શઠ જનોએ અલ્પકાળમાંજ તેના ઉપર દુઃખના વર્ષાદ વર્ષાવ્યા, જો તેના સર્વ પ્રકારના સુખોનો તેમણે ભોગ લીધો, જો તેમણે તેની સર્વ અનુકૂળતાઓને વિખેરી નાખી તેના ઐહિક સર્વસ્વથી તેને જૂદો પાડ્યો તો પણ તેની મનોમયસૃષ્ટિને વિનષ્ટ કરવાને જો બ્રહ્મા પણ જાતે સમર્થ નહોતા તો પછી દગામાં ગમ્મત માનનાર આ આળપંપાળ જનોથી તે બાતે શું થાય? જો દેહના જડ પદાર્થથી તો તે વિરક્ત હતો તોપણ તેની પ્રિયાની પ્રતીમા તેનાં માનસિક ચક્ષુઓ આગળ હસિત વદનથી રમતી પ્રત્યક્ષ

થતી હતી. તેથી આવા ઘોર પ્રદેશમાં પણ "अविदितगतयामारात्रिरेव व्यरंसित्" જેવું એને તો થયું. જે સ્થળમાં આ મહીમણિને રહેવું થયું તે સ્થળમાં આકાશમણિનો પ્રવેશ થઇ શકે એમ નહોતું એટલે પુરૂષાર્થની સિદ્ધિને માટે બહિર્જન ગમે તેમ યત્નો કરતા હોય તેની તેને કંઇ તંરા ન હતી. એક મહા સ્મૃતિ આગળ તેને સર્વ અવર વસ્તુની વિસ્મૃતિ થઇ હતી. પરંતુ આ રંગમાં ભંગ કરવાનેજ હોય એમ, પેલી પ્રથમ દિવસ તેને અન્નજળ આપવા આવેલી વૃદ્ધા વાઘની માસીના જેવી ચક્ષુઓ તેના સામે ધારી તાકીને કેટલીએકવાર જોઈ રહી.

આ વૃદ્ધાબંધકીના સ્વરૂપનું વર્ણન કરવું તે કાળક્ષેપ જણાયછે. એટલુંજ કે કોઇ મુખસામુદ્રિક તેને જુવે તો તેને દુર્ગુણ અને વિશેષે ક્રૂરતાની ખાણ માન્યા વિના રેહેજ નહિ. જાણે દુષ્ટ વિકારોનીજ પુતળી હોય એમ તે દિસતી હતી. તે અબળા છતાં સબળા હતી. નારી છતાં કૃતારિ હતી. તેના શ્વાસમાં નિર્દયતા હતી—ઉચ્છ્વાસમાં વૈરપાત હતો. પ્રતિક્ષણ ચક્ષુઓમાંથી ઝરતા ક્રોધાગ્નિને અવર વસ્તુ ન મળવાથી તે તેનેજ ભક્ષતો. પારકાનું દુઃખ એજ તેનું સુખઃ હતું. એટલે આવા કારાગૃહમાં અદ્યાપિ પર્યંત જે જે દાખલ થએલા તે સર્વેને નર્કયાતનાથી પણ અધિક વેદના ભોગવતા જોઈ કાખલીઓ કુટવાની તેની હમેષની રીતિ આજે સ્ખલિત થવાથી તેને જન્મમાં આજેજ પેહેલ વેહેલો મહા શોક થયો! છેવટ અન્ય ઉપાયને અભાવે પોતાના લોહ જેવા કઠિણ હાથવડે આ વ્યાજ નિદ્રામાં સૂતેલા મુસાફરને તેણીએ ખુબ ઢંઢોળ્યો-હલાવ્યો. તેથી ચમકીને જાગી ઉઠતાં મન વશ્ય રાખવાનું વિસરી જઈ અચાનક તે મહા તિરસ્કારથી બોલી ઉઠયો "આ રંડા અસમયે ક્યાંથી?" પણ આટલું બોલીનેજ સમ્યોચિત વિવેક ભૂલ્યો એવા ભાનથી, કે આ જઠર અને જડ તથા શઠ સ્ત્રીના વદન સામુ જોતાં કમકમી ઉપજવાથી, કે વિચારણાયંત્રમાં ભંગ થતાં પણ પ્રિયાની છબિ પાછી સામી ફરશે એમ વિચારથી તેતો નીચુંજ જોઇ રહ્યો. પણ વિના વાંકે વાંક ખોળનાર આ સ્ત્રી તો તેના આટલા દુઃખથી સંતોષ ન થઇ હોય એમ આ બોલેલા શબ્દનું કારણ હસ્તગત કરી તે-

ના ઉપર ગાલીનો પ્રહાર એવા ઝપાટાથી કરવા મંડી કે પેલો મુસાફર તો ખડખડ હસી પડયો; અને તેના ક્રોધનો આપાત પોતાને પુષ્પ સમાનછે એમ સમજાવી તેણે તેને તેનાજ ક્રોધમાં બળવા દીધી—તેથી આ અધમ સ્ત્રી તો મનમાં કંઈ બોલી, વૃદ્ધાવસ્થામાં તાજા થતા દાંત મહા જોરથી કચરડી, રીસમાં ને રીસમાં બારણે નિકળી ગઇ. પણ ક્રોધ કો'ને ભૂલવનો નથી? તેથી આ સ્ત્રી કારાગૃહનાં દ્વાર વાસવાં વિસરી ગઈ. દુષ્મનની ભૂલનો લાભ લેવામાં નિપુણ તાત્કાલિક બુદ્ધિવાળા આ નીતિજ્ઞ નરવ્યાઘ્રે તરત આ ક્ષણનો લાભ લીધો.

તે બાઈ જરા આઘી ખસી એટલે તેની પાછળજ હળવે હળવે ફાડીને પગલે તે પણ બાહેર આવ્યો. એકાદ ખાંચામાં પેસી દ્વાર ઉઘાડી તે સ્ત્રી તેમાં પેઠી અને બારણું વાસી કયાં ગઈ તે જણાઇજ નહિ. પાંજરે પડેલા આ સિંહે પ્રથમ તો જે દ્વારમાં તે સ્ત્રી પેઠી તેને બાહેરથી સાંકળ ચ'ડાવી. અને પ્રાણાધિક થએલી કટાર તો પાસેજ હતી પણ વિશેષમાં, ચોકમાં કૃતાન્તના સાહચર્યથી સ્વભાવે અને સંગે બમણો ક્રૂર થએલો, તથા બહુ દિવસના ઉપવાસથી રૂચિ અને વેલા નગણકારી જે મળે તે ખાવાને તત્પર રહેલો કૃપાણ તાકી રહેલા વાઘની આંખોની પેઠે સર્વતઃ ચળકારા કરતો હતો તેને તેણે પોતાના હાથ ઉપર રાખી પોતાનોજ કરી લીધો. પછી તો તેણે ખુણે ખોચલે અને સર્વ સ્થળે ખોળ કરવા માંડી. પણ કશો પત્તો ન મળે. ધોળે દિવસે મનુષ્યનો તો સંચાર નહિજ પણ એક પગલા સરખું પણ કંઇ જણાય નહિ. ચારે પાસ ભણકાર ભાસતો હતો. એક પાસ કોટ તો બીજી પાસ કિલ્લો, એક પાસ ઝાડી તો બીજી પાસ હજાર કીરણ સાથે પણ સૂર્ય પોતાતી પ્રભા ન બતાવી શકે એવો અંધકાર—અને જ્યાં ભગવાન્ સૂર્યનારાયણને રસ્તો ન મળે ત્યાં આ દ્વિભુજ મનુષ્યનું તો ગજુંજ શાનું? તદપિ વિચાર કરી એણે એટલું તો સિદ્ધ કર્યું કે જેમ બકો વૃક્ષનો ત્યાગ કરી ભક્ષ લેવાને જાયછે તેમ આ ભવાનીના બગભગતો વળી કાંઇ અન્ય શિકાર પાડવા ગયા હશે અને કદાચ રાત્રે પાછા આવશે. 'ત્યારે આ વૃદ્ધાને પકડી તેની પાસે રસ્તો મનાવું તો? પણ કદાચ એ ન માને ત્યારે? સ્ત્રીની હત્યા તો થાય નહિ.—અને એ જીવે ને પેલા દુષ્ટ લોકોને વાત કેહે ત્યારે "ઉલટી આલા થાય" અથવા કદાચ

એ લોકો આ ઘડીએજ ઘરના કોઈ ભાગમાં હોય કે પાછા આવે ત્યારે? એમ કરતાં પણ કદાચ મા'રો છૂટકારો થાય પણ પેલો ખ્યાળ,! આવા ને આવા વિચારોનો છેવટ સાર એજ નિકળ્યો કે પાસે પડેલાં ફળ પેટ ભરી જમી, જળપાન કરી, વૃદ્ધાવાળા દ્વારની સાંકળ ઉઘાડી જેવો તે કારાગૃહમાંથી આવ્યો હતો તેવોજ અંદર પાછો પેઠો. માત્ર કૃપાણની સાહાય વિશેષમાં હતી એટલું માત્ર.

અંદર જઇ પોતાને પૂરી રાખનાર દ્વારને પોતેજ બંધ કરી રાત્રીની વાટ જોતો ધક્કા મારી ધકેલતાં પણ ન જતા રેહેતા કાળને તે ગાળવા લાગ્યો. પણ એમ કરતાં કરતાં જ્યારે અનુમાનથી તેને જણાયું કે રાત્રીના દશ વાગવાનો સમય થયો છે ત્યારેજ તેને ખાત્રી થઇ કે પેલી બંધકીના ક્રોધનું એજ ફલિત થયું કે ખાધા પીધાનું આપ્યા વિના તેને રીબાવી રીબાવીને અવસાનના ખાડામાં નાખી દેવો. અને તેથી હવે જેમ બને તેમ વેળાસર મુક્તિનો રસ્તો શોધવાનો નિશ્ચય કરી પ્રથમ રાત્રીનુ બાકી રહેલું કર્તવ્ય કરવાને તે તત્પર થઇ ગયો. ઘણુંએ ન ગમે, ઘણુંએ નઠારૂં લાગે પણ શું કરવું ? જ્યાં અન્ય ઉપાય નહિ ત્યાં જે હોય તેનુ આલંબન કર્યા વિના સિદ્ધિજ નહિ. ડુબતો પુરૂષ તૃણને પણ પકડે છે. ત્યારે શું આ વીર ધીર પુરૂષ મૃત્યુથી ડરે છે? ના છાંટોએ નહિ. મૃત્યુનો ડર હોય તેને વીર કહેવાયજ નહિ. મૃત્યુનો ડર હોય ત્યારે તો તોપ, બરછી, ત્રિશૂલ, ગદા, બરછી, બાણ, તરવાર, ભાલા ઈત્યાદિની ઝડીમાં પડી મોરચો સાચવવામાં આ રણકેસરીનો પગ આગળ પડેજ નહિ. ત્યારે છે શું? કે આમ પુનિત થઇ નર્કથી પણ વધારે અધમ સ્થળમાં તે દૂષિત થવાનું કરે છે? કાંઈ નહિ. માત્ર સ્વતંત્રતા !

**અહો સ્વતંત્રતા ! ત્હારી ખૂબી તો અલૌકિકજ છે ! પરાધીનતામાં નૌતમ ભોજન મળતું હોય, વરાંગનાના અપૂર્વ વિહાર મળતા હોય, રાજ્યનાં પણ ઉત્તમ સુખ અનુભવાતાં હોય–ટુંકામાં સર્વ અનુકૂળતાઓ દાસ્ય કરતી હોય તો પણ "પરાધીનતા" એટલા શબ્દથીજ, મંત્રથી જેમ ભૂત, તેમ અડદ છાંટયા હોય એવી રીતે સર્વ સુખ પલાયન કરી જાય છે. અને " दुःखितेमनसिसर्वमसह्यम् " એ ન્યાયે એ સર્વ સુખનાં સાધન તેજ અસહ્ય થઈ પડે છે. બીજી પાસથી સ્વતંત્રતામાં અન્ન વસ્ત્રના ઉધારા હોય, ઉપવાસથી કૃશ થએલી**

સ્ત્રીના સન્મુખ પેટ ઠોકતાં દીન વદનથી–બોલવાની શક્તિને અભાવે–જોઈ રેહેતાં બાળકોનાં ડુસકાં અવિરલ શ્રવણપથ રહ્યાં હોય, શીત, તૃષા અને તાપના ઝપાટાથી જર્જરિત થએલ શ્વાનને પણ અનપેક્ષિત રેહેવાને ગૃહ હોય તોપણ "સ્વતંત્રતા" એ મોહ મંત્ર લોહનુ સુવર્ણ બનાવે છે, કોલસાના હીરા બનાવે છે અને દુઃખને સુખ રૂપ કરે છે. સર્વથા સ્વતંત્રતા એ મોહ માયાજ છે! અરે! તાહારે માટે પ્રાણી માત્ર શું શું નથી કરતાં? તાહારે માટે યાવત્ જીવ સંચિત કરેલું ધન, ઘણા લાડકોડથી ઉછેરેલો પુત્ર અને અંતકાળ પર્યંતની સુખદા પોતાની પ્રમદાનો કોણ ત્યાગ નથી કરતું? તાહારે માટે કેટલાએ સમુદ્રમાં જળશાઇ કરી? તાહારે માટે કેટલા કપાઇ મુંવા? તાહારે માટે કેટલાં રણસંગ્રામ રચાયાં? કેટલી લોહીની છોળો ઉછળી? તાહારે માટે શું ગૃહિણીએ ગૃહ અને ગર્ભિણીએ ગર્ભ નથી છાંડ્યાં? અનેક પ્રકારના ભોગ, રંગ, રાસને છોડી યોગી પુરૂષો વન સેવે છે તે તાહારેજ માટે. આહા! શી તાહારી આકર્ષણ શક્તિ! જોને! "મરવું એ વાત નિઃસંશય છે તો કાળનેજ માટે હર્ષ શોક કે ચિંતા શી?" એમ જાણીને પણ આ મુસાફર મધ્ય રાત્રે કેવો કેવળ અધમ અને દૂષિત સ્થાનમાં તને મેળવવા વલખાં મારે છે?

યત્ન કરનારની યોગ્યતા પ્રમાણે તેના ઉપર પ્રસન્ન થવાની તાહારી વિવેક બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખી પેલો મુસાફર તો આંખો મીંચીને "યાહોમ" કરીને પ્રથમ રાત્રિની પેઠેજ એ પાપગૃહમાં ઉતરી પડ્યો. આપત્કાળમાં એ પાસે રહેલી કટાર તો હતીજ પણ વિશેષમાં આજે તેની પાસે પેલી સવારમાં ઉદય ચિન્હ જેવી વાહાલી લાગેલી એની મેળે મળેલી તરવાર હતી. તે બન્ને ઉપર વિશ્વાસ રાખી બાકી રહેલુ તપાસનુ કામ તેણે આરંભવા માંડ્યું. પણ એટલામાં તો કંઇ તીના મર્મ ભેદી પણ પરિચિત આક્રંદના શબ્દો આઘેથી તેના કાન ઉપર પડવા લાગ્યા. ચોંકીને, હૃદય ઉપર હાથ દેઇને, બન્ને કર્ણનો માર્ગ સ્વરની દિશા તરફ ખુલ્લો રાખીને અવહિત ચિત્તથી સાંભળવાને આ મુસાફર તો તે ભવાનીની પાછળ અને જવાહિરના દ્વાર આગળ ઉભોજ થઇ રહ્યા, ઠરી ગયો, ચોંટી ગયો, જડાઈ ગયો. અલ્પકાળમાં દૂરના શબ્દો સન્નિધ થયા અને પરોક્ષ હતું તે પ્રગટ થયું. પોતાનીજ અસ્ત દશા હોય એવો પેલી વૃદ્ધ બંધકીએ દોરેલો પેલો લલિત

કિશોર બાળક અસમર્થ છતાં એ રૂદનમાં આવ્હાનના શબ્દ બોલતો બો-
લતો માત્ર એ ચાંડાલણીનેજ દયાગ્રસ્ત નહોતો કરી શકતો. તેના વાળ-
ની લટોએ તેના ખભા ઉપર સ્વચ્છંદે રમત કરવા માંડીછે. તેના કપાળ-
ની કુંકુમની પીએળ તેના ગૌરવદનને મેઘમાળાથી અર્ધ દબાએલા સૂર્યની
શોભા આપેછે. તેના ગૌરશરીરમાં ચર્ચિત ચંદન તથા નીલપરિધાન અને
ઉપર છંટાએલાં સિંદૂર ઈત્યાદી ઉપચારો તેને સજીવ ઇંદ્રધનુષ્યનીજ
ઉપમાને પ્રાપ્ત કરતાં હતાં. તેની આંખમાંથી મોતીના જેવાં સુશોભિત
આંસુ ડળક ડળક પડતાં હતાં અને ખરેખર ! તે પરાધીન ધકેલાતોજ હતો.

પણ આ સ્થિતિમાં આ બાળને જોઈ વિજળીના ચમકારાની ત્વરા-
થી આ મુસાફરને આ સ્થિતિના કારણનું ભાન થઇ આવ્યું. અને જો એક
પળે તેના મનમાં ભય અને ત્રાસનાં અંકુર ફુટવા લાગ્યાં તો બિજીજ પ-
ળે તેને શૌર્ય અને આનંદે ઘેરી લીધો. સિંહ જેમ શીકાર ઉપર એમ
નગ્ન તરવારને ઉચ્ચ કરી તાકીને તે બાળના સન્મુખ નિશ્ચલદૃષ્ટિ
રાખી, ન દેખાય એમ ભવાનીની પાછળ ભરાઇ, આ વીર ગુણગ્રાહક
સમયનીજ રાહા જોવા લાગ્યો. મૃત્યુ થશે તોપણ કૃતજ્ઞતામાં અને ત્રાણ-
માં એ વિચારથી તેને રોમોદ્‌ગમ થયો, શત્રુ પાસેથી જીવ અને વૈર લે-
વાનો સમય નિકટ જોઈને તેના અધરનું[1] સ્ફુરણું થવા લાગ્યું. તેના હાથ-
માં ચેળ આવી. તેના પાદદ્વય કુદી પડવાને ઉંચા થાય ને વળી મ-
હા શ્રમે સ્થિર રહે. આમ કેટલીએક વાર થયા પછી એક મહા ઘોર
પ્રચંડ ક્રૂર આતતાઈ હાથમાં એક તીવ્ર કૃપાણ લેઇ, ઉઘાડે શરીરે, જે દ્વાર-
માંથી પેલો બાળ તથા પેલી કુટિલ વૃદ્ધ બંધકી નિકળેલાં તેમાંથી અંદર
પેઠો અને દ્વારને સાંકળ ચ’ડાવી, “ઝંએઝંએ” બોલતો મદ્યપની પેઠે
ઘુમતો ઘુમતો આવ્યો. પ્રથમ તો તેણે ભવાનીના પદનુ રક્તથી પ્રક્ષાલ-
ન કર્યું, પછી મનુષ્યનાં કોચી કાહાડેલાં નયનનો હાર તેને પે’રાવ્યો અને
પછી જીવતાં પ્રાણીને બાળવાની ધમણ કે ચિતારૂપી આ વેદીને હાડકાનુ ઈંધ-
આપી તથા ચરબીનુ ધૃત આપી માતાના ભોજનને માટે પ્રજ્વલિત કરી
મૃતદેહના શીષનાં શ્રીફળ, નખ દાંતના જવ તલ, આંતરડાના[2] સમિધ, અ
ને ઉતારી લીધેલી ચામડીની ચુંદડી ઈત્યાદિનું હવનને ભોજ્ય આપી, છેવ
વિશેષ દુષ્કૃતિ[3] કરવામાં સહાયતા માગવાને ભવાનીની પ્રસન્નતાને માટે અ

પૂર્વે ભોગ આપવાને આ ચાંડાલ તત્પર થયો—કૃત નિશ્ચય થયો, અને બોલ્યો "મોરીમાતા ! જેવો આજનો ભોગ ભારે છે તેવું ફળ પણ ભારી દેજે ". આટલુ કહી, માતાને પગે લાગી ઉત્કટ અને બિભત્સ વેશમાં ભયંકરતા વધારી, વધારે ઘેરે શબ્દે પેલા બાળ ભણી જોઈ તે બોલ્યો " તેરા બી ભાગ્ય કે તુમકું ભવાની ખા જાયગી, અબ બોલજા ! તેરે મરનેકી બખત કુચ ચૈએ તો મેં દેઉં. " જાને બાળક, બાહ્ય પ્રપંચ કંઈ જોએલો નહિ, ખમા ખમામાં ઉછરેલો, અનુભવમાં પણ અપ્રવીણ તદપિ સિંહનુ બચ્ચુ એટલે ભયથી ત્રસ્ત છતાં, તિરસ્કારથી ગ્રસ્ત છતાં, ઉપાધિપરંપરાથી અસ્ત છતાં, પણ આગત ભયમાં ધૈર્ય રાખી આ બાળ બોલ્યો "અલ્યા દુષ્ટ ! જો તાહારે આમજ કરવું હોય તો પ્રથમથી યુદ્ધ આપ ને પછી પ્રાણ લે; મને ઇશ્વર સાહાય કરશે." એટલું કહી તુરત પેલી રંડાને તરછોડી એ આતતાઈનીજ પાસે પડેલી એક તરવાર હાથમાં ગ્રહી તેને ચપળતાથી ફેરવવા લાગ્યો. "હાહાહાહા" એમ અટ્ટ હાસ્યકરી આટોપ સહિત તે બોલ્યો "રે ડીંભચા (ડિમ્ભ !) તને વળી લડવાનું ગન થયું કે? પણ આવ તું ને ત્હારો સાહાય કરનારો"; અને એટલાજ શબ્દો સાથે જેવો તે પેલા બાળના ઉપર ધા કરવાને શસ્ત્ર ઉચ્ચું કરેછે, જેવો તે બાળ તે શસ્ત્રમાંથી બચીજવાને જરા અવળો ફરી જાયછે. અને સામુ શસ્ત્ર ઉગામે છે તેવોજ " લે આ " એમ કહી બાજ જેમ શીકાર ઉપર તેમ એકદમ પલકારાથી પણ ઓછી વારમાં પેલો મુસાફર એવા જોષથી કુદી પડયો અને એવો સામો વજપાત જેવો શસ્ત્રપાત કરવા લાગ્યો કે બન્નેના શસ્ત્રના સામ સામે આથડવાથી બન્ને ભાગ્યાં અને જાણે ક્રોધથીજ હોય એમ બન્નેના ઘર્ષણથી સહજ અગ્નિ ઝરી ગયો. અચાનક આ સ્થળે આ પુરૂષને જોઇને એક તરફથી પેલો આતતાઈ સ્તબ્ધ બની ગયો, પણ બીજી તરફથી પેલો મુસાફર તો ઘણોજ તેજ બુદ્ધિનો હતો એટલે શસ્ત્રના કડકા ઉડી જવાથી જરા પણ ભય રાખ્યા વિના પેલા બાળના હાથમાંથી તરવાર લેઇને તેણે એ રાક્ષસના ઉપર એવા ઝટકા કર્યા કે એક અને બીજે તો "હાય" એટલું બોલીને તેતો ચતોપાટ પડી ગયો અને શ્વાસને માટેજ તરફડીયાં મારવા લાગ્યો. પરંતુ આ સમયે પેલી રંડા કંઈ સખની રહી નહિ. પ્રથમ તો તેણે પેલા બાળને પ્રજ્વલિત કુંડમાં ધકેલી પાડવાનું કર્યું. પણ તેમાં ન

ફાવી ત્યારે સહાયને માટે-કરવા લાગી હોંકારા ને પાડવા લાગી બૂમો. ર-ક્ષક અને રથવાહક જેવા અંગી પુરૂષોના હાથમાં ઉગામેલાં શસ્ત્ર જોઈ કંપી ગએલો, થરેરી ગએલો, મૂર્છિત થએલો, પતિત થએલો તોપણ આજે તો આ બાળકની કંઇ ઓરજ ધીરજ હતી. સર્વથા આપ્તજનથી દગાને પ્રાપ્ત થનાર મૃદજ બની જાયછે.

આ રંડાથી જ્યારે અન્ય કંઈ ન થયું, જ્યારે ધકાધકીમાં તે કોઈ રીતે ન ફાવી, ત્યારે તેણે જે બૂમો પાડી તેથી બીજુ તો કોણ આવે? પણ પેલા રત્નકોષના રક્ષક હાંફળાફાંફળા હાથમાં તરવાર લેઇ ધસી આવ્યા. આ સમય ઘણોજ બારીક હતો. બે મલ્લ જેવા યોદ્ધાઓ સાથે એકજ વીર પુરૂષને જરા વિંટબણા તો ખરી પણ સામે મોંહે રણસંગ્રામમાં હઝારોના ઘાણ કહાડનાર આ રણધીર પુરૂષને તો દગાથી રામ રમાડી દેનાર આ બે અઘોરી જનોનો જરાએ ભય નહોતો: તેથી સદય અંતઃકરણ છતાં પણ દયા પરી કરીને સત્વર તેઓ તરવાર ઉગામે તે પેહેલાં તો એક જણના દેહને તરવાર આપી તેનો પ્રાણ તેણે લેઈ લીધો. તેમ આ કાળે બીજી વેળા ભગ્ન થએલી અસિ દુષ્ટના દેહમાંજ મગ્ન થવાથી અન્ય શસ્ત્રને અભાવે પોતાના અંસ ઉપર દુશ્મનનો એક કારી ઘા પુષ્પવત્ ઉચકી લેઇ પોતાની પાસે રહેલી કટારથી, અર્જુને જેમ મત્સ્યને અને રામે જેમ મૃગને, તેમ આ પરોપકારી વીર જને એ ભવાનીના ભક્તને પણ વિંધી નાખ્યો. શ્વાસોશ્વાસ નાખતા પરાધીન થએલા ત્રણે જણને એની એ સ્થિતિ માંજ રેહેવા દેવાનો નિશ્ચય કરી, પેલી રીબાવી રીબાવીને મારી નાખવા તત્પર થએલી વૃદ્ધ બંધકીના બગની પક્ષસમાન સફેત થઈ ગએલા કાક પક્ષ પકડીને, કટાર તેની છાતી સરસી ધરીને, પ્રચંડ વદનથી સ્ફટિકને બાળી નાખે એવા અતિ દારૂણ ક્રોધાગ્નિને રક્ત થએલા નયનમાંથી ઝરાવતો, તે બોલ્યો "દુષ્ટે! બતાવ માર્ગ." નખ શિખ થરથર કંપતી નિકળી જતા શ્વાસને અટકાવતી હોય એમ ડુસકાં ભરતી, હજુ પણ છળ રમવાને પ્રવૃત્ત થએલી આ બંધકીના ગળામાં અરે જીભ ઉપર કંઇ બોલવાનું આવે પણ પાછી છાની રહી જાય. ઘણુંએ કહ્યું, ઘણીએ ડરાવી ઘણાએ ઠુસા માર્યા પણ રાંડ એકની બે ન થાય. છેવટ એ તલમાંથી તેલ નિકળનારું નથી, તેમ એ અબળા ગમે તેવી હોય તદપિ તેનો ઘાત

કરવો એ ઉચિત નથી, એમ ધારી એક મૃતજનના માથાનો પટકો લેઈ તેના હાથ પગ બાંધી, તથા શ્વાસ ખવાય પણ બોલાય કે રડાય કરાય નહિ એવી રીતે તેના મ્હોંમાં .ડુચો ઘાલી, આ અધમ સ્થળનો તત્કાળ ત્યાગ કરવાને પેલા બાળકને લેઈને આ મુસાફર તો એ રત્નકોશાગારમાં થઇ સામુ બારણુ ઉઘાડી, એક ચોક અને ત્યાંથી નળીમાં થઈ કેટલાંએક પગથીઆં ચ'ડી છેવટ એક ગુહામાં આવ્યો. ભય એતો આ વીર પુરૂષ જાણતોજ નહતો. તેમ સાથે જે બાળક હતો તે પણ ભયના ગર્ભમાં અ-ભયમાંજ હતો, અમિત્રના ગૃહમાં મિત્રની સાથેજ હતો, એટલે આવા વે-રાન પ્રદેશમાં નિરંકુશ બન્ને જણુ સત્વર કેટલીએક વાર ચાલ્યા. છેવટ જ્યારે એક ઝાડ ઝાડીથી આચ્છાદિત ગુહાના દ્વાર આગળ તેઓ આવ્યા ત્યારે તેમણે અનુમાનથી જાણ્યું કે એક કલાક અથવા દોહોડ કલાકના ઉચ્ચે ચઢતા પથ ઉપર ચાલતાં તેઓ વિંધાચળના કોઇ ભાગ ઉપર નિ-કળ્યા. પરંતુ આ સમય વિચાર અને અનુમાનનો નહતો તેથી એક મહાન કારાગૃહમાંથી, મૃત્યુના પંઝામાંથી, નર્કની ખાણમાંથી, અધમતાના સંગ્રહ-સ્થાનમાંથી અણીશુધ્ધ નિકળી જઈ રાતમાં ને રાતમાં નિદ્રા કે શ્રમ જા-ણ્યા વિના-અનુભવ્યાવિના આ બન્ને જણાએ પોતાનું પ્રયાણ અનિયમિત દિશાએ કરવા માંડયું. વહીં જતી રાત્રીથી પણ વધારે વેગથી જ્યારે તેઓ પ્રભાતને અને એક રમણીય સ્થાનને મળ્યા ત્યારે શો એ બન્નેનો ગાઢ આશ્લેશ શું આશ્ચર્ય, શો હર્ષ, શી ઈશ્વર પ્રતિ તેમની ઉપકાર બુદ્ધિ ! ખુ-લાસા કરવાનો આ સમય નહોતો, સમય હોય તો હૃદય નહોતાં, હૃદય હોય તો જિવ્હા નહોતી. તેથી આનંદના સાન્દ્રલયમાં જરાવાર ડુબી આ સ્થળમાં પણ ભયનો સંભવ તેઓ કલ્પવા લાગ્યા. પવનથી ચલિત વૃક્ષપલ્લવથી પણ તેઓ ભડકવા લાગ્યા. સર્વથા-"**बाल:पयसादग्धोदध्यपिफूत्कृतंभुंक्ते**"

આમ ભડકમાં અને સુસ્થાને પોહોચવાના આગ્રહમાં આ બન્ને જ-નને વિંધાચળની કુંજોમાંજ રમતા મુકી જરાવાર આપણું ધ્યાન બીજે સ્થળે લેઈ જઈએ.

---

## પ્રકરણ ૬ ઠું.
## વિરહિણી સ્ત્રી.

કનકપુરીની દક્ષિણ દિશાએ થોડે છેટે એક વિશાળ બાગ હતો. તેના મધ્ય પ્રદેશમાં મણિની ઉપભૂમિનું ભાન કરાવતી એક દીર્ઘિકા મધ્ય રાત્રીએ ચંદ્રને વશ્ય કરવાનેજ જાણે સર્પનાં ગુંછળાં જેવી પાશ રચતી હતી. ત્રિવિધિ પવનની લહરોથી પદ્મિણીના મનની પેઠેજ તે ચલિત થતી હતી. દિવસે સૂર્યના મિત્ર કમલને અને રાત્રે શશિના મિત્ર કુમુદને પોતાના હૃદય મધ્ય બેસાડતી તે જાણે આકાશ ગંગાની બાલ્યાવસ્થા હતી. ધવલ આરસના ચકચકિત આરાથી કામદેવની વામલોચના રતિનીજ તે અનુકૃતિ કરતી હતી. સ્વભાવથી, વિલાસવતીના સુગંધિત લેપના કર્દમથી, વિહારવતીના પ્રસ્વેદથી, કે સુગંધિત પદાર્થના સતત મીશ્રણથી અતિશય મધુર સુવાસિત જળથી તે જાણે ઇંદ્રિના હાથી ઐરાવતની મદ ઝરતી અર્ધાંગનાજ હતી. સરસ તટ ઉપર ઉગેલાં આમ્ર, અશોક, બકુલ, કદંબ ઇત્યાદિ વૃક્ષોના નૃત્યની તે રંગભૂમિ હતી. શ્રમક્લમ ભ્રમ ઈત્યાદિના અપનોદનીજ તે શાળા હતી. તેના એક ભાગમાં વિલાસનુ એક નૌતમ ધામ હતું. સ્ફટિક અને વિચિત્ર રંગી આરસથી મીશ્રિત સુવર્ણથી તે જાણે કૃષ્ણની દ્વારકાની અનુકૃતિ કરતું હતું. તેમજ દ્વારિકાની રક્ષાને અર્થે ચ ડેલા સુદર્શનની પેઠે પુષ્પનાં બાણથી સુરક્ષિત, અને સ્નેહ સાગરથી વેષ્ટિત કંદર્પના વિહારદ્વિપની ઉપમાને તે પાત્ર થતું હતું. પોતાના વિલાસની લઘુતા માની વિલાસી જનો તટસ્થ રહી જડતા ધારણ કરી, આમ્ર અશોક ઇત્યાદિ સ્વરૂપ ધારણ કરી, શીત તૃષા અને તાપ સહન કરતાં ઉભેલા તેમને ફસાવવાનેજ પાશ રચી હોય એમ અનેક વર્ણ તથા સુગંધ ધારણ કરતી સપુષ્પ લતાઓની જાળીથી તે વેષ્ટિત હતું. આમદનપાશમાં ફસાવાને જાણે પ્રતિક્ષણ ના કેહેતાં હોય અથવા જિવ્હાને અભાવે અજ્ઞાન આગંતુકને ઇસારતમાં સમજાવતાં હોય એમ અનેક વૃક્ષો નિરંતર ડાળ ચાલન કરતાં હતાં. નાગેણોના જેવી ગલીઓ મેંદીની ઓળો વચ્ચે થઈને ગુલાબથી ગાલતી, ત્યાંથી ચંપા, ત્યાંથી જુઈ જાવલ ઇત્યાદિના મંડપને મળતી હતી. વર્ષાઋતુ ન છતાં આઠ ગાસઆનંદાશ્રુ ટપકાવતાં વૃક્ષવેલિ, પલ્લવ આદિથી આ રમ્યસ્થળમાં શીતલતાએ લલચાઇ

નેજ નિવાસ કર્યો હતો. મધ્ય ભાગમાં શૃંગારગૃહના મુખ્ય દ્વારની બરાબર સન્મુખ એક રમ્ય ફુવારો હતો. તેના મધ્ય ભાગમાં રહીને–યમુનામાં સ્નાન કરી છૂટે કેશે ચોંટી ગએલા ઉત્તરીયમાંથી ઝળકારા કરતાં સ્તન યુગલને એક કરે દબાવતી તથા બીજે હાથે "નાના" કેહેતાં કામને ઉદ્દીપન કરતી રાધા આદિ વ્યાકુળ અને તેથી સુંદરતર ગોપિકા ઉપર, કાં કામ શાન્તિને માટે, કાં કેલિ ક્રિયાને માટે, કાં પજવણીને માટે કે કાં દૃષ્ટાજનને જલવિહાર શિખવવાને માટે–જાણે યોગીશ્વર શ્રીકૃષ્ણ ચારે હાથવડે સ્પર્શથીજ સુગંધિત થએલા જળનો પાત કરતા હતા. સર્વતઃ સ્વસત્તા પ્રસારવામાં આગ્રહી સૂર્ય કે ચંદ્રનાં હઝારો કીરણમાંથી એક પણ પ્રવેશ કરી ન શકે એવી ગાઢ કોમળ પલ્લવની ભીત્તિથી રક્ષાએલા વિહાર મંડપોની આકર્ષણ શક્તિ કંઇ જૂદીજ હતી. ન હતી તેમાં ઔષધસમૃદ્ધિ કે ન હતી તેમાં દીપમાળા. કેવળ અમૂલ્ય માણેક હીરાની આલ્હાદકર પ્રભાથીજ તેઓ પ્રકાશી રહ્યા હતા. મહા યોગીશ્વરના તપને ભાગવા જેમ અંતરીક્ષથી ચંપકવરણી પરી આવી હોય તેમ અંતરવલ્લિએ કોઈ વૃક્ષનો ગાઢાશ્લેષ આ સ્થળે અધૈર્યથીજ કર્યો હતો. વચ્ચે વચ્ચે વિશાળ ચોગાનમાં સરસાસરસી ઉભી રહી પાંચ પાંચ વર્ષની કન્યાઓ જેવી દિસતી પુતળીઓ રૂડો વર પામવાને માટેજ એ સ્થળના કોઈ દેવ ઉપર જાણે અભિષેક કરતી હતી. શતરંજ, ગંજીફા, કે સોકટાંની રમત રમવા કે ચાર મળી ગપાટા મારવાને માટે મત્ત અને ધવલ હસ્તિની પીઠ જેવી વિશાળ રૂપાની પાટો ઢાળી હતી; જેના ઉપર મુસલમાની ફકીરોની પેઠે મિષ્ટ નિંબવૃક્ષ સુગંધિત વાયુ ઢોળ્યાંજ કરતાં હતાં. આવા નંદનવનને પણ નિંદતા પ્રમદવનમાં ચોરી હૃદયનીજ થતી હતી, યુદ્ધ સુરતનુંજ થતું હતું, બંધન પ્રેમનુંજ હતું. પશુ પક્ષીઓ પણ ચારૂતાને ચારૂ કરતાં હતાં, રમતાં હતાં, ગાતાં હતાં, નાચતાં હતાં. શિલ્પ, ચિત્ર ઇત્યાદિ કળાઓ આ સ્થળે પરિપૂર્ણતા પામી હતી. અનેક પ્રકારની અનુકૂળતાઓ આ સ્થળે કુળદેવતાની કૃપાનેજ સૂચવતી હતી. આવા ચિત્તાકર્ષક અને અપેક્ષિત સ્થળમાં શોકનુ તો નામ પણ શી રીતે દેવાય? અથવા આ રમ્ય પ્રદેશના રહીશોના ભાગ્યોદયમાં કંઈ બાકી કહેવાય? ગત અવતારમાં અતિષય પુણ્યના પુંજનો આ પ-

રિપાક હોય, સુકૃતિ રૂપી બીજનુ ફળ હોય એમ સર્વ કોઈના મનમાં આવે તો તેમાં કંઇ આશ્ચર્ય નથી.

પણ વાંચનાર ! બહિર વૈભવ અંતર્સુખની કયાં યથાર્થ આરસી છે? મિયાનામાં, તાવદ્દાનમાં અને હાથી ઊપર બેસી ફરનાર છત્ર ચામરના અધિકારી અને દેશેદેશના અધિપતિ હસતાં વદન રાખી અને મુંછ ઉપર હાથ નાખી પાનનાં બીડાં ચાવતા ચાવતા જાયછે તેને જોઈ પગપાળો છતાં તું જરાએ છોભીલો થઈશ નહિ. સુખ દુ:ખ એતો સંસારના પ્રપંચની બે પાંખો છે. એક વિના બીજું નભી શકતું નથી. ગમે તેવી રમ્યતા, ગમે તેવી સાફસુફ, ગમે તેવો ભભકો અને ગમે તેવા વૈભવો હોય તોપણુ તેમાંનું કાંઇએ સુખ નથી. જેને આપણે સુખી માનીએ છીએ તેના દુ:ખનોતો પારજ હોતો નથી. પરંતુ મનુષ્ય માત્રમાં એક વિચિત્ર જાતની બે પ્રકૃતિઓ રહીછે જેથી અન્યોન્યની સ્થિતિની સ્પર્ધ્ધા અનાદિ કાળથી ચાલીજ આવેછે. પોતાને ગમે તેવું દુ:ખ હોય, પોતાની સ્થિતિથી ગમે તેવો નિરાશ હોય, તોપણુ શ્રીમંતથી તે ગરીબ અને જ્ઞાનીથી તે અજ્ઞાની સર્વ કોઈ બીજા આગળ પોતાની સ્થિતિની શ્રેષ્ટતા બતાવવા યત્ન કરેછે. યોગી યોગને વખાણે, શ્રીમંત લક્ષ્મીને વખાણે, ગરીબ કરકસરને વખાણે, વેપારી વેપારને, ખેડુત ખેતીને, નોકર નોકરીને અને ક્ષત્રી યુદ્ધને વખાણે તે માત્ર આ સ્વભાવને લીધેજ. પરંતુ આ પ્રકૃતિની સાથેજ અથવા તેને લીધેજ પોતાની સ્થિતિનો મનુષ્ય માત્રને અભાવ થાયછે અને "પારકે ભાણે મોટો લાડુ" જણાયછે. બાહેર દેખાવમાં મોહ એ કેવળ નકામો છે. સર્વથા 'મરી ગયા પછીજ મનુષ્ય સુખી છે કે દુ:ખી છે એ વાત સમજી શકાય' એવું ગ્રીસના મહાત્મા સોલનનું કહેવું અનુભવ સિદ્ધજ છે; નહિં તો આવા રમ્ય પ્રદેશમાં આવાં સુખનાં સાધનોમાં મધ્યરાત્રીને સમયે એક સુશીલ, સકોમળી, ફુટડી, સદ્દગુણી અને ડાહી નવજોબના નવનીતથી પણ વધારે કોમળ સાંગામાંચી ઉપર બેઠી બેઠી કેમ અશ્રુપાત કરે? હરાયા વૃત્તિ કરનાર પશુઓ અને યદચ્છા ગતિ કરનાર પક્ષિઓ પણ આ સમયે ભર નિદ્રા લેછે. બીજે દિવસે અન્નના સાંસા હોય, અનેક પ્રકારની પ્રવૃત્તિમાં કયાં સ્થિતિ રહેશે તેનો પણ નિશ્ચય ન હોય તોપણુ વધતી ઓછી નિદ્રા

સર્વ કોઇ લેછે. રાંક, મૂર્ખ કે નિર્ધન પણ આ સમયે સુષુપ્તિમાં દુઃખાભાવનું સેવન કરેછે તો આ બીચારી અબળાનો શો વાંક? જો જળ, પવન, મધુરગાયન, રમણીયતા, સુરક્ષતા, એકાન્ત સ્થળ, આદિ એકેકી વસ્તુ નિદ્રાને એની મેળેજ ધસડી આણે તો જ્યાં સર્વે સાથે મળ્યાં ત્યાં શી બાકી રેહે? ત્યારે આ ચિત્તહરા સર્વે સાગગ્રી છતાં નિદ્રાને નથી હરી શકતી તે શા માટે? તેનું શું કારણ? તેનું કારણ ચિંતા—

જેના મનમાં ચિંતાએ વાસ કર્યો તેને અમૃત હલાહલ સરખું છે, તેને કાન્તા સર્પ સરખી છે, પુષ્પ બાણ સરખાં છે; તેને વૈભવ વેરીછે; શૈયા ચિતાછે; તેને ભોજનનો અને જાતનો અભાવ થાયછે, જીવિતની અને લાજની ઉપેક્ષા થાયછે. ચિંતાથી નથી ચલાતુ, નથી હલાતુ. નથી રમાતુ, નથી ગવાતુ, નથી ઉઠાતુ, નથી બેસાતુ, નથી ઉંઘાતુ, નથી જગાતુ. મહાસાગરમાં સ્વચ્છંદ રમતા મત્સ્યને જાળમાં પરોવી પારધી જેમ તેની સર્વ વૃત્તિઓ ખેંચી લેછે તેમજ સંસાર સાગરમાં પૂર્ણાનંદમાં મ્હાલતાં મનુષ્યોને પકડી લેઇ આ ચિંતારૂપી પારધેણ નાગેણની પેઠે તેમનું રક્ત ચૂસી લેછે. જેણે ચિંતાના ગૃહમાં પ્રવેશ કર્યો તેનુ સર્વસ્વ ગયું. રાજાએ રાજ્ય, વામાએ કાન્ત, માતાએ પુત્ર, સુજ્ઞજને બુદ્ધિ અને વીરજને વીર્યનો ત્યાગ કર્યોછે તે એ ભુંડી ચિંતામાં ગરકાઇનેજ. સર્વથા ચિંતા કોઇ અપૂર્વ મ્લેચ્છ શક્તિજ છે. અને જ્યારે આવા રમ્ય પ્રદેશમાં સર્વેને આવવાનુ મન થાય ત્યારે ચિંતાએ શું ન આવે? ખરી વાત છે કે પુષ્પને માથે ચ'ડાવાય—કંઈ તેને અગ્નિમાં હોમાય નહિ, ખરી વાત છે કે શિશુને લાડ લડાવાય—તેનો ક્રય થાય નહિ, ખરી વાત છે કે—રૂપની પૂજા થાય તેને દુઃખ દેવાય નહિ. તોપણ આ વગેરે ખરી વાતોથીજ વિપરીત પરિણામો આ **उच्चावचप्रपंचसंसारमां** આપણા જોવામાં શું નથી આવતાં? માટે સર્વ પ્રકારનાં સુખ જે સ્થળમાં સમાએલાં જાણવામાં આવે, ગરીબ અને શ્રીમાન જે સ્થળમાં રેહેવાની, ફરવાની, બેસવાની અરે નિહાળવાની ઉત્કંઠા રાખે તેજ ઇંદ્રપુરીથી વધારે આનંદ આપી શકે એવા સ્થળમાં અત્યારે પ્રજાગર વેઠી લમણે હાથ દેઇ બેસનાર એક જડભાવ પામેલી લોલ લલનાની દશા ઉપર નીચમાં નીચ અને અધમમાં અધમ પ્રાણીને પણ દયા આવે એવું થાય ત્યારે સર્વથા

'સંસારમાં કોઇ સુખી નથી' એ વાત સિદ્ધજ થઇ.

આ મહાલયના મધ્ય ગૃહમાં પિંગળાઈ જતા હૃદયને નયન દ્વારે બાહેર કાહાડનાર, ભરાઈ જતા ડુંમાને હલકો કરવાને બારે નિઃશ્વાસ મુંકનાર અને ચારે પાસ ભય ભય દેખનાર એક મધ્યમ કદની સુંદર સ્ત્રી હતી. તે સ્વરૂપમાં લક્ષ્મીજીની અધિરાણી હતી, ગુણમાં સીતાની ગુરૂ હતી, પ્રતાપમાં સૂર્યની પ્રતિમા હતી, શાન્તિ અને પ્રભામાં ચંદ્રની ભગિની હતી. તેના નયનમાં મૃગલાંછનના મૃગનો વાસ હતો, તેના કપાળમાં વિધિની પટરાણી રનાદે વિરાજતી હતી. તેના ગળામાં પરમાત્મા શ્રીકૃષ્ણનો દક્ષિણ મુખી પાંચજન્ય શંખ કુરૂક્ષેત્રના યુદ્ધ સમયે કોમળ થઈ ગએલો મુક્તાને માનમુક્ત કરતો રાજી રહ્યો હતો. તેની કટિમાં ભ્રમર રહ્યો હતો. અલક્તકને ફીકા પાડનાર તેના પાદદ્વયજ હતા, કમળને સંકોચ દેનાર તેની હાથેલીઓજ હતી, પ્રવાળને સાંધો કરનાર તેનો અધરોષ્ટ હતો. કોકિલા તો શું? મેંના તો શું? અરે! અનેક પ્રકારના રાગ રાગણી કે તેમના અધિપતિ તો શું? ગમે તે હો! પણ એના સ્વર આગળ તો સર્વે તુચ્છ લાગતાં હતાં. તેનાં ભોજન પાત્ર સુવર્ણથી પણ મોંઘાં હતાં કારણ તે શ્વાસ અને સ્પર્શથી સુગંધિત હતાં. અને "સોનુ ને સુગંધ" એકસ્થ કો'ને ખોટાં લાગે? તેના પ્રસ્વેદથી ભીંજાએલાં જીર્ણ વસ્ત્રનો મહજ્જનને ત્યાં ક્રય કરી ધોબી લોકો શ્રીમાન થતા હતા એવો તેમાં ઇસ્ટંબુલીની ગરજ સારનાર સુવાસ હતો. તે રાત્રી દિવસ પ્રફુલ્લજ રહેતી તેથી અવસ્થાન્તર પામનાર ચંદ્રકુમુદને વિડંબના થતાં એક કપાતો અને બીજુ સૂકાતુ.

આવી જગતલલામ લલિત લલનાને અત્યારે ઘણું ઘરેણું ન હતું. માત્ર તેના હાથમાં એકેકી રત્નજડિત ચુડી તથા મણિની બંગડી હતી, અને ગળામાં એક મોતીની સર હતી. શીવાય બીજુ કંઈ તેણે સજેલુ ન હતું. તદપિ અર્ધ ભુસાએલો કપાળનો આંલ્લો શોભામાં વધારો કરતો હતો. તેણે એક ઝીણો રાતો સાળુ સજેલો હતો તેમાં રહીને સ્તનરૂપી શ્વેત ચક્રવાક વિજન જાણી બહાર ડોકીયાં કરતાં હતાં. અને આ સ્થળે હેની પ્રભાતો નિરાંતે અને નિશ્ચિંતે બાહેર આવતી હતી. તેનો સારંગી વગેરે સાજ એક બાજુ ઉપર રઝળતો પડેલો હતો. સુવર્ણના રત્ન ખચિત મહાન પ-

લંગ ઉપર તુલ તથા મશરૂનું ગાદલુ પુષ્પ ચાદર સમેત પાથરેલું હતું, પરંતુ તેમાં આરામ લેવાની તેને વૃત્તિ થતી નહોતી. તેના ગાલ, ખભા, અને છાતી ઉપર રમતા તેના કેશનુએ તેને ભાન નથી, કે નથી ખસી ગયેલા ઉત્તરીયને ખેંચવાનું ભાન. આ સ્થિતિમાં સામા એક ચિત્રવાળા આયના સામી દૃષ્ટિ નિશ્ચલ રાખી પોતે કંઈ ઊંડા વિચારના ઉંડા ખાડામાં ઉતરી ગઈ હોય એમ તેની મુખમુદ્રા સાક્ષી પુરતી હતી. "હે નાથ": "હે વિશ્વંભરા" એવા નિઃશ્વાસયુક્ત ખંડિત શબ્દ તેના મ્હોમાંથી નિકળતા ઘડી ઘડી સાંભળનારના કાન દ્વારા હૃદય શોષવાનેજ પેસતા હતા. ફાટી જતા વક્ષસ્થળને ઝાલી રાખવાનેજ હોય એમ એકાદ બે વેળા તો તેણે તેનો કર તેના ઉપર દાબી રાખ્યો. વીસ વર્ષ પર્યંત નિરંતર કેશરી રંગ ચડાવતી સૃષ્ટિલીલાનો તિરસ્કાર કરી એક ક્ષણમાંજ તેના વપુએ ધવલતાનુ ગ્રહણ કરવા માંડયું. તેના ગુલાબી ગાલ ઉપર ફીકાશની છાયા પડતી હતી. અહો! રૂપની સીમામાં ચિંતાની સીમાનો નિવાસ ! ક્ષણે તે આંગળીના વેઢા ગણી જાય, ક્ષણે ઈષત્ કંપ પામી જાય, ક્ષણે ઉચ્ચવદન કરી વિચારમાં પડી જાય તેથી તેને કંઈ વિરહ વેદના થતી હશે એમ અનુમાન થતું હતું. તેમ પાસેના નિત્ય પ્રફુલ્લ થતા બાગનો માલી હમેષ તેનાં ઉભરાઇ જતાં પુષ્પને ચુંટી લેતો હતો, પણ આ દેહરૂપી વનનો માલી આ સ્થળમાં જણાતો નહતો તેથી આ અનુમાનને પુષ્ટી મળતી હતી. જળ દીર્ધિકાના કમળનુ મધુ ચુસી જવા ભ્રમરો રાત્રે પણ ઉંઘતા નથી તો લાવણ્યના સરોવરમાં પ્રફુલ્લ થતાં અંગોમાંથી ઉભરાઈ જતા–ઢળી જતા મધુનુ પાન કરવાને સન્નિધ આવતા ભ્રમરનો ગુંજારવે ન મળે એ શું આ અબળા ને હૈયાફ્ટ થઇ જવાને ઓછું હતું?

ખરેખરા ધૈર્ય અને ડાહાપણુ તો તેના સુહાગનાં ભૂષણ હતાં, તોપણ આ સમયે તો તે ધૈર્યથી પતિત થઇ—ડાહાપણથીડુલી—અને બોલી ઉઠી "અરેરે! આજેયે વહાલો તો ન આવ્યા! એમ શાથી થયું? કંઇ વિડંબના તો થઇ નહિ હોય? પ્રભુ! એમ ન કરો—પણ સિંહને ભય શો? ત્યારે આ અંતરનો સાક્ષી અવળી સાક્ષી કેમ પુરેછે? અરે! મેં શાં પાપ કર્યા હશે? ગએ અવતાર કયાં વહુ વરનાં જોડાંમાં વિરોધ ઘલાવ્યો હશે? કયાં વાહાલાંમાં વેર કરાવ્યાં હશે?

કયાં પંખીના માળા વિખેરી નાખ્યા હશે? કેટલા સાધુ પુરૂષોને દુભવ્યા હશે? કેટલાનાં ભાણાં છીનવ્યાં હશે? અથવા કંઈ માનસિક પાપ તો નહિ કર્યું હોય? માહારે માથે ઇશ્વરનો આ કેવો કોપ? ઓ પ્રભુ! જ્યારે મને આમ દુ:ખજ દેવું હતું ત્યારે મને આવા સુખમાં શાને ગળાપૂર દાબી? આવા અનુપમ પતિનો વિયોગ અબળાને હોય? તેમાં દુષ્ટના અખતરા! અરેરે આવા રમ્ય અને રત્નમય પ્રાસાદનું રક્ષણ કરવાએ કોઈ નહિ? અથવા પોતાની વાહાલીનાજ રક્ષણ માટે મેના અને પોપટને મુંકનારને બીજી અમૂલ્ય વસ્તુની શી તમા હોય? આમ પરદેશ તો ઘણીએ વેળા જવું પડેલું, ઘણીએ વાર કામમાં રોકાવું પડેલું, ઘણીએ વાર અડચણો નડેલી પણ આવું તો કોઇ દહાડોએ થયું નથી. પણ શું કરીએ ગાંડામાં ગણી કા'ડે તેને? "સદગુણ અંતે જય પામેછે" એવી એવી વાર્ત્તાઓથી અત્યારે મને નિરાંત વળી? અત્યારે મ્હારૂ કોણ!" આટલા શબ્દ ખેદમાં ને ખેદમાં બોલી અચાનકજ પેલા સન્મુખ ધરેલા આયનામાં કંઈ જણાયું હોય અને તેથી ધ્રાશકો પડ્યો હોય એમ તે નિશ્ચલ જ થઈ ગઇ. ભગ્ન ઘટમાંથી જળવત્ તેના વિચાર, તેની શક્તિ તેનુ તેજ અને તેની બુદ્ધિ સરી ગયાં, વહી ગયાં. જાણે કાંઇ સ્પર્ષ થયો હોય એમ તે ચોંકી ઉઠી, બીની ઉઠી, ભડકી ઉઠી. તેના ગાળા નરમ થઇ ગયા, રગે રગે શોણિતે નવા નવા રંગથી દોડધામ કરવા માંડી. તેની હામ ઉડી ગઈ, આશા તુટી ગઇ. તે શીવાઈ ગઇ, સેવાઈ ગઇ. ન બોલાય, ન ફરકાય. છેવટ મહાશ્રમે "ઓ પ્રાણેશ્વર" એટલું બોલતાંજ તે કંઈ પરજનનો સ્પર્ષ થતાં મૂર્છિત થઇ પડી ગઈ—પરાધીન થઈ.

## પ્રકરણ ૭ મુ.

### સતીનું સતીત્વ.

મનને ગમતાની છબિ ન્યાળતાં, વીતેલા વાયદાને માટે તર્ક વિતર્ક કરતાં આ મનોરમાયુવતિ ન જવાને હઠ ગાંડીને બેઠેલા કાળને ગમાવતી હતી તેટલામાં આવા વિજન સ્થાનમાં કોઇ પુરૂષે આવી તેના મનમાં ઉત્પન્ન થએલી શંકાના અંકુરને ફળ આપ્યું કે તુરતજ અન્યાશ્રયને અ-

ભાવે તેણે મૂર્છામાં નિવાસ કર્યો. પણ ત્યાર પછી તેની શી અવસ્થા થઈ, તેની સરભરા કોણે કરી, અને તે કેટલો કાળ આ સ્થિતિમાં રહી તેમાંનું યત્કિંચિત્ પણ તેના ભાનમાં ન હતું. ઉઠી ત્યારે સ્વપ્નમાંથીજ જાગી હોય એમ તે સફાળી ચમકી. પણ જરાવાર વીત્યા પછી તો કલેશ, શોક, લજ્જા, ભય અને આશ્ચર્યે તેના અર્ધ ભગ્ન હૃદયમાં પ્રવેશ કીધો અને શીત, જડતા, રોમોદ્‌ગમ, દૈન્ય અને કંપે તેના અર્ધ નગ્ન દેહ ઉપર નિવાસ કર્યો. જળ દૂધ જૂદાં પાડનારી ધવલહંસી પોતાના માનસ સરોવરથી વિખૂટી પડતાં ન સૂજે તેને દિશા કે ન રૂઝે તેનો ઘા. 'હરાયલી, ઠગાયલી ચોરાયલી આ મદનની અપ્રતીમ પ્રતિમા ટગટગ જોઇજરહી. હડપચીતળે સ્થિર રહી તેના એક હાથે શોક ભારથી નમી જતા તેનાવદનારવિંદને આશ્રય આપ્યો હતો. આપત્તિના ગૃહમાં પણ શોકાવિષ્ટ માતાની પાસે જેમ આગતભયને ન સમજતાં બાળકો તેમ, તેના વાળ તેના ખભા ઉપર નાચી રહ્યા હતા. ઉડી જતા રક્તથી ધૂસર બની ગએલું તેનું વપુ આ સમયે વિપત્તિનું આગાર છતાં પણ કાં મેનકા કાં રંભા કે કાં ઉર્વસીનું માન મુંકાવે એટલું ઉર્જસ્વીપણું ધારણ કરે એ વિશેષ નહતું. આ સ્થળમાં આવી રમા જેવી રામા "રામરામ" એવાં ગદ્‌ગદ વચન કહાડતી પોતાના હૃદયના ધબકારા કે પોતાની જાતના પડછાયાથી ચોંકી ઉઠતી, ઝબકી ઉઠતી. મણિમય આયના, રમણીય ચિત્ર, વિષયોત્પાદક વસ્તુ ઇત્યાદિ કંઈ એને અસર કરી શકતું નહોતું. ધ્યાતાધ્યેયના વિચાર વિના તે કંઈ જૂદીજ છબિમાં તલ્લીન થવા લાગી તેથી તે સાક્ષાત્ નારાયણની તપશ્ચર્યાજ જણાવા લાગી. અલ્પકાળ પણ કાળનાકાળ પેઠે આમ વીતી ગયો એટલે બાજુનું એક દ્વાર ધીમે રહી ઉઘાડી એક પચીસ વર્ષનો પેહેલવાન તેના સન્મુખ આવીને હસિત વદનથી ઉભો રહ્યો. અને જો કે આ સમયે નાજુક જણાવાને–રૂટડો દેખાવાને–વ્હાલો લાગવાને–તેણે ઘણા યત્નો કર્યા–ઘણા ભાવ ભજવ્યા પરંતુ આ સતીએ તો તેને સાક્ષાત્ મૃત્યુનોજ અવતાર માન્યો. સન્મુખ અને હાથ વેંતમાં થએલા ભયને તુચ્છ ગણી હવેતો આ કલ્યાણીએ ન જોયું એનું મ્હોં—કે ન ગણ્યાં એનાં નખરાં. દૂધ લેવા જતા શીકારીના સામે જેમ સિંહણ તેમ તાકીને તે તેના સામેજ બેઠી. અને ખરેખર! સ્નેહવર્ષણમાંજ પ્રવીણ તેનાં કમલ જેવાં લોચને આજે તો ગ્રીષ્મઋતુના સૂર્યની ઉગ્રતા અને ચંડતા ધારી. વિહ્વલ થઈ બ્હાવરા

બની ગએલા આ વીટને નખ શિખ કંપ ચ઼ડયો તેથી નમ્રતા, દીનતા, વિનંતી અને અશ્રુપાતમાં ગોથાં મારતો મારતો તે ઘડીમાં કંઇ બોલે ને ઘડીમાં કંઈ લવે. અનેક પ્રકારની યુક્તિ, યાચના, લાલચ, ભીતિ, ઈત્યાદિની જાગને છેટેને છેટે રાખી આ સતી તો પ્રતિમાની પેઠે ન હાલે કે ન ચાલે. ઓઠ સરખો ન સ્ફુરે તો ઉત્તર કેવો હોય ?

સન્મુખ આવીને ઐહામુષ્મિક સર્વસ્વ લુટવાને તત્પર થએલા આ પેહેલવાનનું સૌંદર્ય હીરા માણેકનાં ઘરેણાંમાંજ હતુ, બળ શબ્દમાં હતુ; ચાતુર્ય અયોગ્યાચરણમાં હતુ; અને શૌર્ય સ્ત્રીઓમાંજ હતુ. તેના વદન ઉપર લઘુતાનુ, જિહ્વા ઉપર ગ્રામ્યતાનુ અને હૃદય ઉપર ક્રૂરતાનુ આવાહન કરેલુ હતું. પ્રભુત્વ નૈસર્ગિક નહોતું-બાહ્ય ચિહ્નથીજ જણાતું. અયોગ્ય સ્થળે બંધાઇ જવાનો લક્ષ્મીને દેવાતો દોષ આ પુરૂષમાં સપ્રમાણ થતો હતો. બલાત્કારમાં તે ગૌરવ માનતો. શિયળભંગમાં તે યશ સમજતો. ગણિકા ને દાન દેવામાં અને જુગારીને જાન દેવામાં તથા લંપટને માન દેવામાં તે નિપુણ હતો. વિદ્યામાં વ્યસન સમજતો. વ્યસનમાં વિદ્યા સમજતો.

આ પ્રકારનો મનુષ્ય મધ્યરાત્રીને સમયે વિજનસ્થાનમાં ચૌરની પેઠે અથવા લુટારાની પેઠે આ મૃગનયણી સતીના સામે કામાવેશથી ગ્રામ્ય ચિન્હ કરતો-ઘડીમાં તેને વિનવે-ઘડીમાં તેને પગે પડે—ઘડીમાં તેને બ્હીવરાવે—અને ઘડીમાં તેને લલચાવે. પરંતુ તે દુષ્ટ સાથે બોલવામાંજ પાપ સમજનારી આ અબળાએ વિશુદ્ધિના રક્ષણને માટે આવેલું સર્વ દિવ્યબળ સમગ્ર કરી-મૌનમાં અને દૃષ્ટિપાતમાંજ તેને મર્યાદામાં રાખ્યો. લજ્જાથી, ભયથી, લાલચથી, અભિમાનથી, અને એવાં એવાં કારણોથી ટેક ધરતી, હઠમાંડતી, અને પળવતી, અનેક અનાથ અબળાઓ ઉપર જય પામી મત્ત થએલા આ કામુકને તો આજે જન્મમાં પેહેલ વેહેલોજ આ વિશુદ્ધિની સત્તાનો અનુભવ થયો. જો કે તે એક અક્ષર પણ બોલતી નથી હાથ પણ અડકાડતી નથી તોપણ તેને તો એના મૌનમાંજ મૂર્છા અને દૃષ્ટિપાતમાંજ મૃત્યુ જણાયાં. કેટલીએક વાર તો તે આડુ જોઇ રેહે-કેટલીએક વાર તો નીચુ ઘાલે-એક બે વારતો પાછો ફર્યો. પરંતુ "**कामातुराणाम् न भयं न लज्जा**" એટલે વિહ્વલતાએ એના ભયને નિવાર્યો, આતુરતાએ

એની રહી હોય તે લજ્જાનો ત્યાગ કરાવ્યો. તેથી આંખો મીંચીને વિશુદ્ધિ સામે યુદ્ધ કરવાને તે આ સતી પાસે આવી જેવો તેનો અયોગ્ય બુદ્ધિથી સ્પર્શ કરવા જાયછે તેવીજ તે ઉભી થઈ, પગ પછાડી–"ખસ આઘો" એટલું બોલી અન્યશસ્ત્રને અભાવે હાથની મુઠીઓવાળી–હાથ ઉગામી–જાણે મહિષાસુરનો વધ કરવા ચંડી હોય એમ તાકી રહી.

અહો! શો વિશુદ્ધિનો પ્રભાવ! તેનો આશ્રય લેનારનું પણ ક્યારે કોણે ભાગ્યું છે? ઈંદ્રથી પણ વધારે વૈભવધારી રાવણ એકલી સીતાનું વ્રત ક્યારે તોડી શક્યોછે? ઘણોએ મોહ હતો–ઘણોએ મમત હતો પણ કંઇ ચાલ્યું નહિ! ક્યાં ગયું એનું બળ–ક્યાં ગયું એનું સૈન્ય, ક્યાં ગયું એનું શૌર્ય–જ્યારે એક અબળા પણ રાવણથી વશ્ય ન થઈ! પણ અબળાનું શું ગજું? સીતા શું કરે? પણ જ્યાં વિશુદ્ધિ રક્ષક થઈ ત્યાં પ્રતિકૂળ રાજાનાં રાજ્ય ગયાં, વિદ્વાનની વિદ્યા ગઇ, યોગીના યોગ ગયા અને તાપસ્વીનાં તપ ગયાં. નથી જોયતું એને શસ્ત્ર કે નથી જોયતું એને બળ! કેવળ સ્વસત્તાથી તે પોતાના આશ્રિતનું શાક્ષાત્ ઇશ્વર સામે પણ રક્ષણ કરી શકેછે. અગર જો કે તેના સેવકોને દુઃખાગમ હોયછે, તેમને શોકના સમય આવેછે—ચિંતાઓ તેમને ઘેરેછે–તોપણ અંતે "Virtue may be assailed but never hurt." એ મહા કવિ મિલ્ટનના અમર શબ્દોનું તે સાર્થકજ કરેછે. નહિ તો લાજ અને વસ્ત્રં સાથે ખેંચી લેતા દુષ્મનોની સભામાંથી સતી દ્રૌપદી અણીશુદ્ધ બાહેર નિકળે? સર્વથા વિશુદ્ધિની અકળગતિ છે! અગ્નિમાં પડીને પણ સુવર્ણ જેમ ચઢતે રંગે ચઢી મોંઘા મૂલ્યનું થાયછે તેમ વિશુદ્ધિના ભક્તો પણ આપત્તિની જ્વાળાઓ વેઠી વેઠી ચઢતા રંગ અને વિશેષ કીર્તિને પ્રાપ્ત કરેછે. સાવિત્રી સાથે અન્ય સ્ત્રીઓ નહિ હોય? અહલ્યા-તારા અનસૂયા ઈત્યાદિ "સવારના પ્રહરનાં નામ" કહેવાતી સતીઓના સમયમાં કંઈ સ્ત્રીઓજ નહિ હોય? એમ કેમ કહેવાય? સ્ત્રીઓતો અસલથીજ છે. પણ મોંઘી વસ્તુની પેઠે આ સતીઓનાં નામ ઘેર ઘેર સંગૃહી રાખવામાં આવેછે તે નિઃસંશય વિશુદ્ધિનોજ પ્રતાપ.

આ વિશુદ્ધિદેવી આજે આ અબળાને સાહાય્ય થઇ. તેના સુંદર વદન ઉપર રૂદતા બેઠી, તેની ચળકતી હાથેલીએ અસિની ગરજ સારી. જાણે કૃતિકા ભોગ લેવા આવી હોય એવી તેની આકૃતિ જોઇ આ રંગેરંગ કામા

વિષ્ટ દુષ્ટ પુરૂષ "ઓ" એટલુ બોલી પાછો ખસ્યો-પાછો ગયો. ક્ષણવાર દુષ્ટના સાન્નિધ્યથી મુંકાતાં આ અબળાએ તો ચારે તરફ દૃષ્ટિ ફેરવી, કંઈ નાસી જવાનો રસ્તો ખોળ્યો—પણ તેને એકકે દિશા ન સૂઝે. છેવટ દુષ્ટના શબ્દ રૂપી વજ્રપાતથી તેની આંખોએ તિમિર ચ'ડયાં હતાં તોપણ એક બારી ઉઘાડી તેણે જરા સ્થિર વૃત્તિ રાખી નજર ફેરવી તો તેને જણાયું કે ભર જોબનમાં આવેલી યુવતિ સ્નેહ ભરી પિયેરથી સાસરે જવા નિકળી હોય એવી એક સરિતા આ હર્મ્યને ઘસાઈને વેગમાં ને વેગમાં વેહેતી હતી-તેને જણાયું કે આ પોતાનાજ જેવી પુનિત સરિતા બે કાંઠે છે—તેને જણાયું કે સ્થાન વિજનછે. અગ્નિ અગ્નિમાં મળે, જળ જળમાં મળે, પવન પવનમાં મળે, તેજ તેજમાં મળે, ત્યારે સતી સતીમાં શાને ન મળે ? તેથી આ સરિતા તો આ સતીને વૈકુંઠની બારી કે મોક્ષની સોપાન ભાસી. શિયળવ્રતથી જીવિતધારણ વધારે નહતું, એટલે તુરતજ, જે દેહમાં પોતાનો વાસ છે તે દેહમાંથી પોતે નિકળી ગયા પછીએ તેની લજ્જા દૃષ્ટિપાતથી પણ ન લૂટાય એટલા માટે મરદની માફક, તેણીએ કછોટો માર્યો; અને પછી પ્રાણનાથનુંજ સ્મરણ કરતી તે બારી ઉપર ચ'ડી નિર્મળ જળમાં ભૂસકો મારવાને તત્પર થઈ ગઈ. કારણ તે જાણતીજ હતી કે કદાચ એક વાર કે બે વાર આ નીચ પુરૂષ પાંછો હઠી ગયો પણ અંતે **"स्थानंप्रधानं नबलंप्रधानम्"** છે; તેથી પરાધીન થઇ જીવતાંજ મૃત્યુ સેવવું તે કરતાં દેહનો ભોગ આપી નિરંતર યશ અને સુખ પ્રાપ્ત કરવું એ એને ઉત્તમ માર્ગ જણાયો.

પણ એટલામાં તો ખરેખર! આ સતીની કલ્પના પ્રમાણેજ પેલો લાજરહિત પુરૂષ હાથમાં ખડ્ગ લઇ, વૃશ્ચિકના આંકડા જેવી વળેલી અને તેવીજ વિષમય મુંછો ઉપર હાથ નાખતો નાખતો ખોંખારા કરતો પતિત શત્રુની પ્રમદાનાં હાસ્ય કરતો હોય એમ આવ્યો. અને આ વેળાની તેની રીતભાત ઉપરથી એટલું તો કલ્પાય કે પૂર્ણ હોંસ, અને પૂર્ણ આશાથી તે સંકલ્પસિદ્ધિને માટે આવેલો. પરંતુ સંકલ્પ કંઈ હમેષ સિદ્ધ થાય છે? તરવારથી મૃત્યુનોજ ભય બતાવવાનો હતો તેને તો આ સ્ત્રીએ આમંત્રણ કર્યું હતું. મુંછોથી ભભકો દેખાડવાનો હતો તેને તો તેણે ગ-

ણ્યો નહિ. ખોંખારાથી સામર્થ્ય બતાવવાનું હતું તે તો આ સ્થળે વ્યર્થ હતું. તેથી ગભરાઇને મૂઝાઇને-ચીડાઇને-અકળાઇને તે બોલી ઉઠયો,"અલિ મૂર્ખી! તું જાણે છે કે હું કોણ છું? જોતો ખરી-જો મારા સામે-જો મારૂં રૂપ -જો મ્હારો વૈભવ—જો મ્હારો પ્રતાપ—જો તપાસ, ને પછી આમ હઠ માંડ. વળી આમ કેટલીવાર નભશે?" આવાં આવાં વાક્ય સાંભળી "શિવ શિવ" પ્રિયપતિ" "હે નાથ" એવા શબ્દો બોલતી આ સ્ત્રી તો જ્યાંની ત્યાં ઉભીજ રહી. "આવ આવ" એમ કહી જરા વધારે અશ્લીલ ચાળા કરતાં આ દુષ્ટે વધારે વધારે વિકાર પ્રકાશ કરવા માંડયા ત્યારે તો આ સ-તીને તેની ગતિ જોવાને માટે પણ તેના સામી દ્રષ્ટિ રાખતાં કમકમી ઉ-પજી. કહે છે કે આંખનો પાટો ઘણો અળખામણો હોય છે ત્યારે આ કુબુદ્ધિ કરતાંએ શું આંખનો પાટો વધારે અપ્રિય છે? ના-ના-આ પ્રસંગે પાટો તો શું પણ અંધાપોએ આ સ્ત્રીને વહાલો હીમ જેવો લાગત. પણ કરવું શું? વિશુદ્ધિની કસોટી આકરી છે; એટલે ઉપાયરહિત આ સ્ત્રીના ઉપર જૂલમ ગુજરવા લાગ્યો ત્યારે, એક વેળા આત્મઘાતથી સાત અવતાર એનાને એ-વા આવે એવું જાણ્યા છતાંએ, તે એક પગ મૃત્યુમાંજ હોય એમ લટકતો રાખી બારી ઉપર ઉભી રહી અને બોલી, "અધમ ચાંડાળ! દુષ્ટ જાર! ની-ચશ્વપચ ! જો સાંભળ! તું ગમે તે હો તે હું જાણતી નથી. પણ તા'રે ઘેર ચક્રવાર્ત્તત્વ હોય તોયે મહારે મન તો તું શ્મશાનઘટવત્ તર્જનીય છે. તા'રી સાથે સંભાષણ કરવું એમાં મને પાપ છે! તા'રા જેવા અનાડીની ઉત્પત્તિ થતાં સર્વથા કનકપુરમાં આપત્કાળ છે. લંપટ! સ્ત્રૈણ! ધિક્કાર છે તને હ-જારવાર. લક્ષવાર ધિક્કાર છે તને કે વિદેશ ગયેલા પતિની અર્ધાંગનાની લાજ તું આમ દગાથી મધ્ય રાત્રીએ લૂટવા બેઠો છો! પાષંડ! તાહારી માતાએ તને પાષાણ કાં ન જણ્યો?" પણ આ સર્વ શબ્દોને એ કામાતૂર અરે કામાન્ધ માણમાણ સમજતો. હજુ તેને આશા હતી. "બળ, કળ કે છ-ળમાંથી એક પણ અથવા છેવટ ત્રણે સાથે લાગાં ગમે તેવીને -સીતા-ને પણ વશ્ય કરે તો આના શા બાર?" એવા તેને વિચાર થતા હતા. હજુ તો તેને એમ લાગતું હતું કે આ સર્વે વધારે વહાલી થવાનેજછે. સર્વથા **"सर्वंतात्कि लमत्परायणमहोकामीस्वतांपश्यति"** તેથી "લ્હારી ગાળો તે ઘીની ના-

જો" એમ કહી પોતાની પેઠે બીજાને જીવ વાહાલો ગણી તે તેના સામે ધ-
પ્યો. નિશ્ચય થયો કે આ દુષ્ટ કૃતનિશ્ચય થયો, તેથી પોતે પણ કૃતનિ-
શ્ચય થઈ સતી બોલી, "પાપીષ્ટ! ખળ! જો! તાહારા સર્વ મનોરથ આ ક્ષણે
ભગ્ન થયા. કદાપિ આજીવિત સહિત દેહ ઉપર તાહારી સત્તા છે પણ તા-
હારેજ લીધે આજે એ બન્નેને હું જૂદાં પાડું છું, વર્ણસંકર! જા હું તો
મરતાં મરતાંએ તને શાપ નથી દેતી—પણ હવે જા—ખસ—રહે વેગળો—
કરવા દે નાથનું સ્મરણ;" એમ બોલતી બોલતી, પતિની છબિ નયન સ-
ન્મુખ લાવી તેની સ્તુતિ કરતી કરતી

........"जन्मान्तरेपि
त्वमेवभर्त्तानचविप्रयोगः"

એટલા શબ્દોને માર્ગ આપીને જેવો તે દુષ્ટ હાથ વેંતમાં થાય છે તેવીજ
સાક્ષાત્ લક્ષ્મીજીની પેઠે તે જળમાં પડી.

## પ્રકરણ ૮ મું.

### નૌકા.

વિરાટ પુરૂષના નાભિકમળમાંથી પ્રકટ થઈ બ્રહ્મા જેમ જગતમાં સરસ્વ-
તિની ધારા પ્રસારેછે તેમ વિંધ્યાચલના મધ્ય ભાગમાંથી જન્મ લઈ એક
સરિતા ઝરમર ઝરમર જળને ફેલાવતી પોતાના દૂરસ્થ નાથને મળવા જતી
હતી. યૌવનના આવિર્ભાવથી કે પતિમીલનના મદથી અંધ બની જઈ,
આત્મીય અને ઇષ્ટ વસ્તુ સર્વને તેવીજ લાગશે, એમ ધારીને જાણે પો-
તાના પતિ જળસાગર પ્રતિ લેઇ જવાને તેણે આ કનકપુરીની કનકહ-
ર્મ્યમાંથી શિયળરક્ષાણુને અર્થે પડેલી આર્ત્ત પદ્મિણીને તાણી–ખેંચી. હઠીલા
શૈવ જેમ જૈનનું દેવલ તજી મદિરાથી દ્વિગુણિત મદમત્ત હાથીની શુંઢનાં
રમકડાં અથવા મુખના કવલ થાયછે તેમજ આ વિશુદ્ધિની ભક્તાણીએ
આજે કર્યું. કારણ તે જાણુતીજ હતી કે આ અપગા પતિને મળેલી છતાં
નિર્મળી હતી, રંગ રહિત છતાં કુરંગ જેવી ચંચળ હતી, અને સ્નેહ ર-
હિત છતાં સ્નિગ્ધ હતી. આ સરિતા ગાઢ અને ઘન હતી; તેનો પટ પહોળો
હતો. તેનું જળ ઉંડું હતું. તટસ્થ વૃક્ષો પણ તેના સ્નિગ્ધાકર્ષણથી ખેંચાતાં

તે જોઇનેજ કદાચિત પરસ્પર આશ્લેશ તજી રાત્રે ચાતક સુધાકર સામે જોઇ રહ્યાં હતાં. પારસમણિના સ્પર્શથી જેમ લોહ પણ સુવર્ણ થાયછે અથવા ભ્રમરના સ્પર્શથી જેમ કીટ ભ્રમર બની જાય છે તેમ આ સ્વચ્છ સરિતાના સહનિવાસથી મકર મત્સ્ય આદિપણ પારદર્શી અને તેજસ્વી થઇ ગયાં હતાં. પ્રતિક્ષણ પલાળ્યા છતાંએ ન ગળી જતી સીકતા આ સ્થળે જડતાનેજ ભજતી હતી. જળના પરિસરણથી થતા મંદમંદ અને મૃદુ મૃદુ શબ્દથી પદ્મિણીના નૂપુરની અનુકૃતિ કરવાનું તે હંસનેજ શિખવતી હતી. પોતાના વેગને અનુસરીને ચાલનાર નૌકા તેના વક્ષસ્થળને ભેદી નાખે તદપિ તેને લડાવતી લડાવતીજ સુસ્થાને પહોચાડવામાં એ સરિતા પોતાનું માન સમજતી; પરંતુ અચાનક પોતાના ઉપર પડતું મુંકનારને તો માર્ગ આપ્યો ન આપ્યો કરી તે તેના ઉપર પાણી ફેરવી દેતી હતી. અને ખરે! પેલા મદનવશ ગમારને મનતો આજે સિદ્ધજ થયું કે સાક્ષાત્ જળ દેવતા જળમાંજ મળી ગઈ—સમાઈ ગઈ.

પરંતુ ઈશ્વરની ક્રિયા અલૌકિક છે. કારણ કે ગરદની માફક કચ્છોટ વાળી જેવી આ રતિના જેવી સતી જળને મળી તેવીજ, પવન જેમ રૂને, માતા જેમ પુત્રને,અને પતિ જેમ પ્રિયાને તેમ, આ સરિતાએ તેને ઝીલી લીધી. મૂર્છામાં દુષ્ટના સ્પર્શથી અને જાગૃતિમાં તેના સાન્નિધ્યથી દૂષિત થએલા આ સુભગાના દેહને તેના અંતરના જેવોજ પવિત્ર કરવાને માટે તેણીને બે ત્રણ ઝોકાં ખવરાવી, પતિના વિરહથી અને અવમાનના ક્રોધથી તપ્ત થએલા તેના તન મનને શીતલ કરવાને અંતર્બાહ્ય તેને જળમાં ન્હવરાવી, ભયથી ત્રસ્ત થએલા અને ચિંતાથી ગ્રસ્ત થએલા તેના મનને સ્ફુર્ત્ત કરવાને તેને બે ત્રણ ગાઉ આઘી ખેંચી જઇને-આ સરિતા આ પોતાની જાતિની અને પોતાના જેવાં શીલ વ્યસનવાળી પ્રમદાને તટ આગળ લેઇ ગઈ, સર્વથા સંસારમાંતો **"समानशीलव्यसनेषुमैत्री"** છે.

પાછલી રાત્રી વહી જવા આવી હતી; શૃંગાર ગ્રહોના દીપનું તૈલ-ખપી જવી આવ્યું હતું. રાત્રીનું કૃષ્ણપટલ વેરાઇ જવા આવ્યું હતું. પશુ પક્ષિઓએતો નિદ્રાનો ત્યાગ કયારનોએ કરવા માંડયો હતો. અરૂણે સૂર્યરથના અશ્વ જોતર્યા હતા. વ્રતની નિશ્ચલતા દેખાડતો ધ્રુવનો તારો,

શ્યામાના કપાળમાં જેમ ચંદ્રક તેમ, નીલવર્ણ આકાશમાં અપૂર્વ ઝળકારા મારી રહ્યો હતો. સ્નેહના કારાગૃહમાંથી મુક્ત થવાને ભ્રમર મિત્રમાંથી પણ એકઠા કરેલા મધુને કુસુમની ગાંસડીની પેઠે પોતા પાસે રાખી લેતો હતો. આપીડિત અને ગાઢઆશ્લેષથી શિથિળ થઈ ગએલી સુંદરીઓને ઉત્તેજિત કરવાનેજ ભગવાન્ મારૂત પણ દિવ્ય ઉદ્યાનોમાંથી સુગંધની ચોરી કરવા લાગ્યો હતો. સર્વથા રૂપ પૂજનીયજ છે. આ સમયે સંસાર સાગરના પ્રયાણમાં આત્માને મોક્ષને કિનારે લઈ જવાને જ્ઞાની, તપસ્વી, યોગી, સિદ્ધ આદિએ તત્પરતા રાખવા માંડી હતી. તો આ વખતે પ્રાપ્ત કરેલા ધન અને યશની સાથે સ્વદેશમાં જવાને તથા માતા પિતા સમીપ વિજય લાજધારી પોતાના ભૂપતિને વિજયપતાકા હસ્તગત કરવાને કોઈ સુગુણસિંહ નામનો અઢાર વર્ષનો વીરધીર પુરૂષ અધૈર્યથીજ એક ભવ્ય નૌકાને આ જળ સમુદયમાં પવન વેગ અપાવી બાહેર સૃષ્ટિસૌંદર્ય જોતો જોતો ઉભો રહ્યો. પણ શું જુવે ? આશ્ચર્ય સાથે જરા સ્થિર દૃષ્ટિથી જોયું તો સાક્ષાત્ અંબિકા પરીક્ષા કરવા આવી હોય એવી એક તરૂણ યુવતિ તેનો આશ્રય માગતી હોય એમ આ વાહાણને અથડાવા લાગી. વિચારની ઉત્પત્તિ થતા પેહેલાં તો આ મડદાને તેણે અંદર ઉચકી લીધું. અને તપાસે છે તો એને સ્પષ્ટ સમજાયું કે તે શબવત્ સ્ત્રીની છાંતીમાં ધબક હતી. તત્ક્ષણ તેને પોતાને રેહેવાની ઓરડીમાં તે લેઈ ગયો અને કોઈને અરે! પોતાના પિતાને સ્થાને રહેલા વૃદ્ધ પુરોહિતને પણ પુછ્યા વિના તેણે તેની ચર્યા કરવા મનુષ્યો મુંકી દીધાં. કોઈ તેને શેક કરેછે, કોઈ તેને લેપ લગાવેછે; કોઈ તેને તેલ ચોપડેછે; કોઇ તેની નાડ જુવેછે; અને આ યુવાન તો ઘડીમાં આવેછે, ઘડીમાં બાહેર જાયછે. આમને આમ બરાબર દશ વાગ્યા સુધી ચાલ્યું ત્યારે કંઈ ગરમાવાથી, કંઇ મનુષ્યોની હીલચાલથી અને કંઇ કાલ વીતવાથી તે જાગૃત થઇ. પરંતુ આ જાગૃતિ અલ્પ કાળને માટેજ હતી;કારણ કે આંખ ફાડીને બદ્ધિ નિશ્ચલ રાખીને જ્યારે તેણે જોયું કે આતો પાછો એનો એ ભવ,જ્યારે તેણે જાણ્યું કે કોઇ અપરિચિત પુરૂષો તેના ઉપર તાકી રહ્યાછે, જ્યારે તેણે માન્યું કે તેને કંઈ નવી ઉપાધિમાં પડવું પડ્યું ત્યારે "હે નાથ! આ શું!" એટલું બોલી તે ફરી મૂર્છિ

ત થઇ ગઇ; અને તે મૂર્છામાંજ થરથર કંપવા લાગી.

સુગુણસિંહે આ વાત જાણી એટલે આ પ્રસંગે તો સર્વ હકિકત વૃદ્ધજનને કહી તેની અનુમતિ લઈ તે પુનઃ એ ઓરડીમાં ગયો અને સર્વ પરિજનને બાહાર રાખી એકલોજ તે અબળાની સેવા કરવા લાગ્યો. અને

"व्यतिषजतिपदार्थानंतरःकोपिहेतुः,
नखलुबहिरुपाधीन्प्रीतयःसंश्रयंते."

એ ન્યાયે મૂર્છામાં પણ આ સ્ત્રીને આ સ્પર્શથી કંઈ શાન્તિ વળતાં–કાંઇ પ્રીતિ આવતાં તેણે આંખો ઉઘાડી કરી. અને બિચારી દુઃખની મારી બહુવાર એક ટશેને ટશે તેના સામે જોઇ રહી. પણ આ સમયે વેહેમને બદલે તેને કંઈ સંતોષ થવા લાગ્યો. સત્વસ્વભાવ સૌમ્યાકૃતિ સ્નિગ્ધ સુગુણસિંહના વદન ઉપરથી તેને કોઇ રીતે શંકા લેવા જેવું લાગ્યું નહિ ત્યારે તે દીન થઈ બોલી, "ભાઇ! મને કયાં લેઈ જાઓછો?"અને આ પ્રશ્નનો ઉત્તર પામવાને માટે તે શ્વાસનું રૂંધન કરી જાણે તેની આકૃતિમાં કંઇ વાંચતી હોય એમ ચેષ્ટા કરવા લાગી. પણ તેના મનની સર્વ વીતક અનુમાનથી જાણી જઇ સુગુણસિંહ વિશ્વાસજનક અને નમ્ર વચન નીચે પ્રમાણે કેહેવા લાગ્યો, "બ્હેંન! તમે જરા હરભડશો નહિ. તમે તમારા સગા ભાઇ પાસેજછો એમ માનો. તમારે કશી ચિંતા નથી." આટલાથી તેને વિશ્વાસ ન આવ્યો જાણી ફરી તે બોલ્યો, "જો તમે મને ઓળખતાં નથી, જો વખાનાં માર્યા તમે હિતમાંએ અહિત દેખોછો તથા અભયમાંએ ભય માનોછો તો તેમાં તમારો વાંક નથી. પણ બ્હેંન! બધાએ નઠારા હોય ત્યારે જગતનો વ્યવહાર શી રીતે ચાલે? માટે લ્યો–આ વસ્ત્ર બદલો, અને સજ્જ થાઓ. થોડી વારે તમને જરા વધારે શાતા વળશે ત્યારે સારી નરસી પૂછીશું, પણ હવણે તો જરા આરામ લ્યો. ખાત્રી રાખજો કે જેવું બાપનું તેવુંજ આ સ્થળ છે. આ દેહમાં જીવ રેહે ત્યાંસુધી તમને ઉંની આંચ નહિ આવવા દેઉં. માહારા બાપદાદાનુ વચન".—આ પ્રમાણે તેના શંકિત મનને વિશેષ વિશેષ અભય આપી તે જરા બાહેર ગયો. તેના આવા હિતકર, પ્રેમી અને સત્ય શબ્દો સાંભળી આ ત્રસ્ત હરિણીને કંઈ

ધારણુ વળી ખરી. તેણે વસ્ત્ર બદલી સુગુણુસિંહની આજ્ઞા પ્રમાણે ગરમ કપડાંમાં નિરાંતે વિશ્રાન્તી લીધી. અને પછી જાગૃત થઇ ત્યારે ભગવાન્ સૂર્યનારાયણુ જેવાને પણુ પશ્ચિમ દિશામાં અધોગતિને પામતો તેણે પોતાની ઓરડીની બારીમાંથી જોયો. એકાન્તનીજ પરમ મૈત્રી કરીને તેણે પોતાની સ્થિતિનું પ્રતિબિંબ સૂર્યમાં જોઇને અસ્તોદયનો ચારો વિચાર ને આપ્યો.

"અહો! અસ્ત અને ઉદય!"

'અહો ! શો તેનો પ્રભાવ! આ સંસારના વિચિત્ર વિવિધ ધારાઓમાં એવો એકકે કયોછે કે જે નિર્બાધ સર્વત્ર વ્યાપ્ત થયો હોય ? દશી વીશી કો'ને નથી હોતી ? સ્થળનાં જળ ને જળનાં સ્થળ ! જે વૃક્ષ વસંતમાં ભર યૌવનને પામી ફાલી ફૂલભૂત થયાં હોયછે તેની પાનખરમાં કેવી દશા? પશુ પુત્ર ઈત્યાદિ સર્વસ્વ આત્મીય વસ્તુથી હરાયલા શુષ્ક ગૃહસ્થની પેઠે તેઓ કેવાં ખાવા ધાયછે? અરે આ સરિતા પણુ અસ્તોદયને આધીન છે? સૂર્ય-ભાસ્કર-દિનમણી-ભગવાન્ આદિત્ય, તેનોએ અસ્તોદય! લક્ષાવધિ મનુષ્યની-અથવા પ્રત્યેક પ્રાણી માત્રની પ્રાણુ યાત્રાનું અપૂર્વ કારણુ, બ્રહ્માંડનુકેંદ્ર-અને પ્રતાપનો અધિરાજા સહસ્રરશ્મિએ થરથર કંપતો કંપતો પશ્ચિમ દિશામાં આમ પતિત થાયછે ? કોણુ એની સહાય ? અથવા અસ્ત થનારને સહાય કેવી ? અને જ્યારે ઈશ્વરની આવી મહાન વિભૂતિઓને પણુ અસ્ત ને ઉદય હોયછે ત્યારે શું કરવા અજ્ઞાન મનુષ્યો મિથ્યા મગતમાં ગોથાં ખાયછે ?—શું કરવા "મેં કર્યું-મેં કર્યું" એમ ધારી ફુલાય છે? જે કૃત્ય પોતાના હાથમાં નથી તેમાં શો હર્ષ શોક ? અથવા પતિત થએલા શત્રુ ઉપર શું જોઈ અજ્ઞાન માણુસો હરખાય છે ? નથી જાણુતા કે એક દિવસ તેમની પણુ તદ્વત અવસ્થા થશે ? અહો ધિક્ ! શી મનુષ્ય માત્રની અણુસમજણુ, શી હઠ ! ક્ષણે ક્ષણે અને સ્થળે સ્થળે અવિચ્છિન્ન પરિણામો જોઈને પણુ પોતેજ તેમાંથી બાતલ થશે એવી ધારણા વિદ્વાન અને અનુભવીએ રાખે ત્યારે છતે સૂર્યે સંસારમાં અંધારૂંજ કેહેવું તો? પણુ ત્યારે કંઈ અવર વસ્તુ ઉપર આધાર રાખનાર અસ્ત ઉપર શોકે શાનો ? અને ઉદયમાં હર્ષે શા ખાતે? જુવોને! કાલે હું કેવી હતી ? અથવા

પતિ પરદેશ જતા પેહેલાં તો કંઇ સુખમાંએ બાકી હતી? ત્યારે તો મને દુઃખનુએ ક્યાં ભાન હતું? આજે વળી આ દશા છે? વળી હજુ શું થશે તે કોણ જાણેછે? કંઈ નહિ. "ઈશ્વર કરે તે સારાને માટે." અસ્તોદય રૂપી કાળના ફરતા ચક્ર ઉપર છતાંએ અચલ સ્થિતિમાં રેહેવા માહારે શાને આશા રાખવી? હોય. કાળની ખુબીછે. અથવા સુખના કારાગૃહમાં પૂરાયલી હું શું જાણુત કે સંસારમાં આવાં પણ દુઃખછે? માટે,

"ઉચ્ચકાળ વિકાળની પાંખ ઉદય ને અસ્ત;
તેમાં આવી જાય છે નિશ્ચય વસ્તુ સમસ્ત",

એ કોઇ મહાત્માના અમૃત શબ્દો સ્મૃતિમાંરાખી માહારે તો હવે આ વિપરીતાવસ્થામાં ઈશ્વરની ઇચ્છાને વગર બબડયે અધીન થવાનો નિશ્ચય રાખવો." આવા વિચાર કરેછે અને તેથીજ મનને શાન્તિ વાળેછે એટલામાં ઓરડીનું દ્વાર ઉઘડ્યું અને ભાઈ નિર્વિશેષ સુગુણસિંહ અંદર દાખલ થયો. નમિત વદન રાખી કંઇ ભય, કંઇ શંકા, કંઇ વિશ્વાશ અને કંઇ ઉત્કંઠાથી તેના સ્નિગ્ધ શબ્દનું પાન કરવાને, તેના અભયદાનને ગ્રહણ કરવાને, ચિકિત્સાની ભૂખને નિવારવાને આ સુભગા તેના સામે એમની એમ જોઈજ રહી. પરંતુ સુગુણનાજ અવતાર જેવા સુગુણસિંહે તેના મનના વિકારોનું યથાર્થદર્શન તેના વદન ઉપર ફરતા શોણિતમાંજ કરીને તેને કહ્યું, "બ્હેંન! "હવે તમને જરા ધવા વળી છે?" આ શબ્દોથી કંઇ સંતોષ ન વળ્યો હોય એમ તેણીએ કહ્યું "ભાઈ! તમે કોઈ ધર્માત્મા જણાવછો. માટે મને કહીદ્યો કે હવે હું શુદ્ધિમાં આવ્યા પછી મ્હારૂં શું કરવાનું છે?" મંદહાસ્ય કરી સુગુણસિંહે કહ્યું "બ્હેંન! તમારૂં રક્ષણ કરવુંછે. તમે અમારાથી જરા ડરશો માં. મણિપૂરનો હું રહીશછું. ઇશ્વરે સ્વધર્મ, સુકીર્ત્તિ, અને લક્ષ્મી આદિ સર્વ આપ્યાં છે. તમ સરખી બ્હેંન નહોતી તે આજે મળી. આ આપણે ઉતરવાનું સ્થળ આવ્યું. ઘર તરફ લેઇ જનાર વાહન, રક્ષક આદિ સર્વે તૈયાર છે. અને વાહાણ લાંગર્યું છે. ધીરજ રાખી માહારી સાથે ઉતરો. વચ્ચે પ્રદેશ ઘણો વિકટ આવેછે; તે પાર નિકળ્યા પછી કેહેશો તો તમને મ્હારી આ પાસે રાખીશ, કેહેશો તો તમને તમારે ઘેર મોકલીશ, કેહેશો તો જે કંઈ તમારે માટે કરવાનું હશે તે કરીશ. હું નથી જાણુતો

કે તમે કોણછો. મ્હારે જાણવું યે નથી. સાક્ષાત્ દેવી હશો, કે રાજપુત્રી હશો—યાતો ગંધર્વકન્યા હશો--ગમે તે હશો તો પણ મ્હારે તો તમે ભગિનીજછો, માટે શંકા અને ભયનો ત્યાગ કરી વિશ્વાસ અને ધૈર્ય ધારણ કરો, અને ચાલો" "ચાલો" એ શબ્દે આ સ્ત્રીના હૃદયમાં અચિંત્યુ શલ્ય માર્યું. નહિ પિતાનુ કે નહિ પતિનુ એવે ઘેર જવાનું તેને ઘણું વસમું લાગ્યું. "પથ ઉપર દગો થશે ત્યારે? બાપ કહીને બોલાવતાં સાપ થઇને કરડશે ત્યારે? અથવા પાછળથી મતિ બગાડશે ત્યારે" ઇત્યાદિ અનેક વિચારોએ તેના હૃદય ઉપર સામ્રાજ્ય કર્યું. અનેક પ્રકારની ભૂંડી ભીતિ રૂપી કૃતિકાઓ તેના સામે ખાઉ ખાઉ કરતી ઉભી રહી. તેના વક્ષસ્થલે ભયના આગમનુ સૂચન કરવાનેજ હોય તેમ ધબક મારવા માંડી. કોમળ શરીર, રાંક કાળજુ, વિપત્તિના દ્વારનુ પ્રથમ અદર્શન અને આ સંસારના સારા ભાવોમાંજ નિપુણતા એટલે બિચારી અબળાને કંઇ ગતાગમજ પડી નહિ. તેમાં વળી ભયનો તો સ્વભાવજ એવો છે કે તે એક વેળા જામ્યો એટલે તેને નિવારણના ઉપાયોમાં પણ તેનો તે દેખાય છે. મનુષ્યના મનમાં રાજિત થઈને તેજ મનુષ્યની ચારે પાસે જાણે સ્ફટિકની આરસીઓ જડી તે સર્વમાં પોતાનુ પ્રતિબિંબ પાડે છે. એજ ભયને તોડી પાડનાર જે કારણો હોય છે, તેજ તેનું પ્રતિપાદન કરે છે. જેના ઉપર ભયનો રોબ બેઠો તે પોતાની જાતનો પણ ત્રાસ માને છે; તેની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે; તેની સ્મૃતિ ગ્રસ્ત થાય છે; તેનું શૌર્ય અસ્ત થાય છે; અને તેની વૃત્તિ ત્રસ્ત થાય છે—માત્ર તેની આધિ મસ્ત થાય છે. ભયની જાળમાં ફસાયલાં પ્રાણી માત્રના જીવ્ કંઠગતજ રહે છે. ભયના વર્ષણમાં ન્હવયિલા જનોના આવર્દા કર્દમ-જળમાં ચંદનની પેઠે ધોવાઈ જાય છે; ભયથી આંખે અંધારાં આવે છે, કર્ણે બધીરતા આવે છે, દેહે શીત આવે છે, અને અવયવોએ જડતા આવે છે. તે પ્રમાણે સર્વ ક્રિયાઓમાં પરાધીન થએલી આ સ્ત્રીને કિંકર્તવ્યતા સૂઝીજનહિ. સુગુપ્ત સિંહની પાછળ તે ખેંચાઇ; હિત અહિતનો વિવેક તેને રહ્યો નહિ. આત્મકૃતિ અને આત્મસ્થિતિનુ તેને ભાન રહ્યું નહિ. શું થાય છે તે કંઈ તેના ખ્યાલમાંજ નરહ્યું. માત્ર ગાયની પેઠે તે દોરાઈ અને કેવલ અજ્ઞાત પુરૂષની સાથે એકલી રાત્રીના સમયમાં રથમાં બેઠી.

આપ્તમંડળ પણ ઉચિત વાહને બેઠું અને પ્રયાણ શરૂ થયું. અને જેમ જેમ ઘર પાસે આવતું જાય છે તેમ તેમ તે તરફ વેળાસર જવાની પ્રતિક્ષણ વધતી ઉત્કંઠા ગમે તેવા પ્રાણીમાં પણ ઉત્પન્ન થાય છે તો આ પ્રેમાળ સુગુણસિંહની તો શીવાત ? માતાની વત્સલતા, પિતાનો સ્નેહ, ભૂપતિનો મમત, અને મિત્રમંડળના સદ્‌ભાવો અનેક રૂપ લેઇ આ રાત્રીના સમયમાં સુગુણસિંહની હ્રદય–નાટયશાળામાં નાચવા લાગ્યા; તેથી અંતર્દૃષ્ટિ ધારી થોડીવારતો તેણે પાસે બેઠેલી સતીને વિસારી મૌનનેજ ગૃહણ કર્યું. પણ તે થોડી વારજ. કાંકે તુરત તેને યાદ આવ્યું કે પૂર્વ દુઃખનુ સ્મરણ તે નવા શોકનુ કારણ છે; અને અવર વાર્તાથી વિમુક્ત થએલુ આ સ્ત્રીનુ મન રખેને ગત શોચ કરવા લાગે. તેથી આ પ્રદેશની રમ્યતા, તેમાં ચૌરના સંચાર, ઈત્યાદિ નિર્બાધ વિષયો ઉપર વિવેચન કરી તેણે આ સતીની ચક્ષુઓમાં નિદ્રાનુ આવાહન કર્યું. અને તત્ક્ષણ બન્ને જણ એકજ રથમાં શંકા–ભય–કે કુબુદ્ધિને વિસ્મૃતિમાં રેહેવા દેઈ સુઈ ગયાં.

વયની સમાનતા, યૌવનનો પ્રભાવ, એકનો કુમારભાવ, અન્યની વિરહાવસ્થા, અંધારૂ, એકાન્ત, અને સ્વરૂપ આદિ કામોત્તેજક રસાયન સાથે લાગાં મળેલાં છતાં પણ અહા ! કેવી નિર્દોષતા, કેવી પવિત્રતા, અને કેવી પ્રીતિથી અત્યારે અન્યોન્યને ગળે હાથ નાખી આ બન્નેએ ભર નિદ્રા લીધી! સર્વથા ધૃતને જળતો ઠારવેજ છે.

રક્ષા કરવાને માટે પણ આગળ પાછળ જોઈએ તેટલો મામલો હતો, એટલે ચોરનો પણ ભય રહ્યો નહિ; તેથી અને પ્રજાગર તથા ચિંતા અને ઉત્કંઠાના અંત સમીપ જોઈ સુગુણસિંહે ભગિની નિર્વિશેષ આ લલનાં સાથે ઉંઘમાંજ નિશાના પ્રહરોને જવા દીધા. ધીરે ધીરે રાત્રી નિતરવા લાગી. અંધકારનાં વર્ષણ બંધ થવા લાગ્યાં. દોડી જતી રાત્રીના પલાયનનો રવ મંદ પડવા લાગ્યો. તોએ ન ઉઠે આ વીર પુરૂષ કે ન જાગે આ નવયૌવના. છેવટ કોઈ સ્વપ્નથી પીડિત થઇ હોય એમ સફાળી ચમકીને આ સ્ત્રી ચારેપાસ ચકિત થઈ જુવે છે તો તેના ખંડિત હ્રદયને ખાત્રી થઈ કે દગો થયો; તેને નિશ્ચય થયો કે દગો કરનાર કોઈ દુષ્ટ નિશાચારોંજ હશે. કારણ રથમાં દોરના બંધથી બાંધેલો સુગુણસિંહ પાંજરે પડેલા સિંહ, અરે જા-

બે પડેલા મગર જેવો દેખાયો તો બારણે એક પણ સેવક કે રક્ષક કે રથ તેની દૃષ્ટિએ ન પડયો. ડરીયે ખરી અને શોક તથા શંકાગ્રસ્ત પણ થઇ. તથાપિ જો કે માનીતા અને સ્વધર્મના ઈષ્ટાર્થોને હાની પહોંચવા સમયે સ્ત્રીઓ ગભરાય છે અને પ્રસંગે ન કરવાનુ કરે છે-કે પ્રાણત્યાગ કરે છે, તોપણ માત્ર આપત્કાળમાં તો તેમનું ધૈર્ય તે તેમનુંજ છે. વિષમ અવસ્થામાં સ્ત્રીએ ક્યારે ધૈર્ય તજ્યું છે? આ પ્રસંગે આ શોભનાને શિયળભંગનો ભય નહોતો તેમ અન્યભયનો તેને ભય નહોતો એટલે અનીષ્ટાપત્તિની નિઃસ્પૃહા રાખી સુગુણસિંહનુ રક્ષણ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

મોગરાની કળીઓ જેવા કોમળ, ધવલ અને મનોહર દંતને વજ્રની કઠોરતા આપી સુગુણ નજાગે એમ તેણે એક બંધ તોડયો અને તેને પાશના બંધથી મુક્ત કર્યો. જાણે નાગપાશને સાક્ષાત્ બ્રહ્મવિદ્યાએજ તોડી. અલ્પ ધૂનનથી સુગુણ જાગૃત થયો અને પોતાની અવસ્થાનુ યાથાર્થ્ય સમજ્યો,પણહિમ્મત હાર્યો નહિ. એકજ અસિના પ્રહારથી આ કર્મ કરનારરાક્ષસનો શિરચ્છેદ કરવા પ્રતિજ્ઞા કરતાં તેને સતીએ અટકાવ્યો. ધીરે રહી તપાસ કરતાં જણાયું કે રથવાહક પણ કોઈ બીજોજ છે, તેમ રથ સાથે એક મહાન વૈતાલ જેવો પુરુષ શસ્ત્રબંધ છે. બન્ને સાથે એકલા અશસ્ત્ર સુગુણે યુદ્ધ કરવું તે આ સતીના રક્ષણને માટે યોગ્ય ન જણાયું. તેથી સુગુણ તો ના કહેતોજ રહ્યો પણ આ સતીતો રથમાંથી જે તરફ પેલો નિશાચર ચાલતો હતો તે તરફ એક પોટલી બગલમાં મારી કૂદી પડી અને દોડી. સુગુણ બાંધેલો છે અને આ સ્ત્રી કંઈ જવેર લેઇ નાસી જાય છે એવી કલ્પનાથી રથમાં રહેલાની સંભાળ લેવાનું કામ મૂલતવી રાખી પેલો નિશાચાર તો એ સતી પાછળ ધાયો-દોડયો. આ તરફ રથ ઉભો રાખી રથવાહક અંદર જોવાનું કરે છે તો સુગુણ તેના સામો આવી તેને ધસડી પાડી પોતાને બાંધેલા દોરથીજ તેને રથના ચક્ર સાથે જકડીને બાંધી દેવા લાગ્યો. કોણ સાંભળે તેની ચીસો? અને કોણ આવે તેની સહાય? આમ એકને બાંધીને બીજા રાક્ષસને પકડવા તથા પોતાને માટે જીવ જોખમમાં નાખનાર સતીને બચાવવા જે તરફ સતીની પાછળ તે રાક્ષસ દોડયો હતો તે તરફ સુગુણે ગમન કરવા માંડયું.

## પ્રકરણ ૯ મું.

### વનમાં વીતક.

**प्रत्युत्पन्नमतिस्त्रैणम्** એ ન્યાયે નિમિષ માત્રમાં પોતાના રક્ષકનું રક્ષણ કરવાને આ સતીએ જે ઉપાય યોજ્યો તે સફ્લજ થયો. ઉચ્ચી, નીચી, કંટકિત, અને કઠિણ પૃથ્વીએ આ પાણીના રેલા જેવી ચપળ ચપળાનો વેગ ઘણોયે અટકાવ્યો, પણ તેના પાદાલક્તની લાંચ લઇનેજ જાણે " નાસનારની સાથે ચાસનારને પણ તે આડી આવી." પલાયન સમયે મદનમિત્ર (ચંદ્ર) ના રાજ્યમાં અબળાનોજ વિજય બતાવનાર આ લલનાના ઉત્તરીયનો છેડો વિજયપતાકાની ગરજ સારતો હતો-યમુનામાં પ્રવેશ કરી કાળીનાગને નાથનાર શ્રી કૃષ્ણની અનન્ય ભક્તિનો આવિર્ભાવ સૂચવનાર તેના કૃષ્ણ કેશ ચામરજ બની રહેતા હતા- ચક્રધરની પ્રથમ પ્રમદા લક્ષ્મીજીનું ભાન કરાવનાર તેનાં વલય વિજયપટહસમ નાદ કરી રહ્યાં હતાં, અને વિદ્યુલ્લતાનુ સ્મરણ કરાવનાર તેના દેહનો રોમાન્ચ તીવ્રશરનો સમુદાય થઇ રહ્યો હતો. તદપિ આ સર્વ વિજયચિન્હ અલ્પકાળને માટેજ હતાં. હરિણીએ વ્યાઘ્રને હંફાવ્યો-થકવ્યો પણ અંતે કામબુદ્ધિએ જેમ સરસ્વતી પાછળ બ્રહ્મા તેમ આ કોઇ બ્રહ્મરાક્ષસ કેવળ લોભબુદ્ધિથીજ આ નવયૌવના પાછળ ધાયો-અને વિજય પામ્યો. આગળ દોડતી ઉચ્છૃંખલ અને નિરંકુશ સફ્લા જવાનીનેજ જાણે કાળે પકડી લીધી. દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં અવમાનતાની દક્ષણા પામી ક્રુધિત થઈને કૈલાશ તરફ જતા શંકરને સ્કંધે પાર્વતી જેવી તે આ કોઇ ઉર્જસ્વી પણ ચલિત પુરુષને સ્કંધે શોભવા લાગી. તેના મુખ ઉપર ફ્રરકતું મંદ હાસ્ય તેના હૃદયનો આનંદ સૂચવતું હતું. પતિથી વિખૂટી થએલી, કોઈ વીર જેવા પુરુષથી વિમાન પામેલી, આત્મઘાતનો ઉપાય કરી ચૂકેલી, અપરિચિત જનમંડલના હાથમાં પડેલી અને મધ્ય રાત્રીએ વિકટ વેરાનમાં લૂટાયલી આ સુભગા આવા ઉત્કટ વનેચરની નિકટ રહીને પણ અંતરના ઉમળકા અને આનંદ અનુભવતી હતી તેનું કારણ વાંચનાર! હાલતો તેની પરોપકારબુદ્ધિમાં તને યે જડશે અને એને યે સમજાયું હશે. સર્વથા દુઃખમાંયે સુકૃત્ય સુખજ આપેછે. સુખ અને દુઃખ માની લેનાર દેહ નથી પણ અંતઃકરણછે. અને તેને

ગમે તેટલું કુસંગ રૂપી સમુદ્રમાં ઝબકોળો, ગમે તેટલુ અવિચારના પર્વત તળે દબાવો, ગમે તેટલા બાહ્ય વૈભવની પાંખો ઉપર ઉડાવો, નિત્યની ટેવ રૂપી વજ્ર સાથે ઘસી ઘસી ગમે તેટલુ બુઠ્ઠુ કરી નાખો, તો પણ રાજાઓના દબદબાઓમાં, પ્રધાનોના મંત્રવિજયોમાં, યોગીના યોગમાં, ભોગીના ભોગમાં અને મનુષ્ય માત્રના નિત્ય વ્યવહારમાં પણ વગર બોલાવ્યે-વગર પુછ્યે તે પોતાનો શબ્દ ભય-સ્નેહ--કે પ્રમાદ રાખ્યા વના કહેશે-કહેશે ને કહેશે. કુટિલ કર્મના કરનારનુ કાળજુ ફોલી ખાનાર તે કીડો છે, શાન્તિમાં ઝેર ભેળવનાર તે કૃષ્ણ સર્પ છે--સુખને ગળી જનાર તે અજગરછે. સુખ અંતઃકરણના હાથમાં છે. અંતઃકરણ સુકૃતિના હાથમાં છે. સુકૃતિને માટે દુઃખ વેઠવું પડે તે પણ સુખમયજ થઈ જાયછે. સુકૃતિથી વેરી વ્હાલા થાયછે, વ્હાલા આધિન થાયછે. લક્ષ્મી અને કીર્ત્તિ સુકૃતિનાં દાસત્વ કરેછે. સંસારસમુદ્રમાં સુકૃતિથી ભરીને જે પુરુષ આ દેહ–પારાવાર ખેડેછે તેને બદલામાં ચિંતામણીજ મળેછે. તો યાવજ્જન્મ સુકૃત્યમાંજ રેહેનારી આ શોભના અત્યારે ગમે તેવા આપત્કાળમાં હોય–મૃત્યુદૂતના શિર ઉપર બેઠી હોય, અવસાન--નગરીમાં ખેંચાતી હોય તો પણ તે સર્વ એક પુરૂષ-રત્નને બચાવી લેવાને માટે. એટલે તેનેતો સર્વ. વિપત્તિઓ સંપત્તિઓ જેવી થઇ રહી હતી- મરવું એ વાત નિઃસંશય હતી; જીવતાં પણ વિવિધ આપત્તિઓના સંભવ આંખ આગળ નાચતા હતા, ઇષ્ટજનનો પુનઃસમાગમ થવાની આશા મુર્છિત થઈ હતી અને આવે પ્રસંગે કંઈ સુકાર્ય કર્યાના ભાનથી હ્રદયકમલ પ્રફુલ્લ થતું હતું તો અત્યારે આસતીને અંતકાલ પણ લગ્નકાળ જેવો લાગે તો તેમાં શું. વિષેશ આશ્ચર્ય છે?

પરંતુ હજી તેને અને અવસાનને ઘણું છેટુ હતું. ઈશ્વરે કંઈ અન્યથાજ નિર્માણ કરેલું; કારણ મહા ક્રોધથી તેના શતધા કટકા કરી નાખવાને ગોફણ પેઠે તેને માથા ઉપર ફેરવી જેવો તે એક ખડ્ગ સામે પ્રગોટવા જાય છે તેવીજ કંસના કરમાંથી વીજળીની પેઠે તે વચકળી ગઈ અને ખડ્ગને ઓથે પડી–અને જડ તથાપિ ખડ્ગે આ સ્ત્રીની રક્ષા કરી. ક્રાંકે મેલથી જૂદાં પાડવા ધોબી જેમ વસ્ત્રને ઝીંકે છે, ડુંડાંથી જૂદા પાડવા ખેડુ જેમ દાણાને ઝુંડે છે, તેમજ દેહ અને જીવને જૂદા પાડવા આ પુરુષ તેના ઉપર, પોતાથી પણ બે હાથ ઉચ્ચી લોઢાના આંકડાવાળી જેષ્ટિકાથી

પ્રહાર કરવા લાગ્યો. તો પણ પોતાનુ વક્ષઃસ્થલ સામે ધરી સર્વ પ્રહાર આ ખડ્ગે પોતાના ઉપર ઝીલી લીધા અને શરણાગતનું રક્ષણ કર્યું.

છેવટ વનનો અગ્નિ વનમાં સમાયો-ક્રોધીનો ક્રોધ હાથમાં આવ્યો--હાથમાંથી જેષ્ટિકામાં આવ્યો ત્યાંથી જડ પર્વતની છાતીમાં સમાઇ ગયો. અને આમ થયું ત્યારે લોભે તેના મનની નાટકશાળામાં પ્રવેશ કર્યો, તેથી આ સ્ત્રીને મૃત થએલી જાણી તેના અંગઉપરથી તેણે લક્ષ્મીને ઉતારવા નિશ્ચય કર્યો. પણ સતીની લક્ષ્મી જડ અને ચળ ક્યારે છે? તેથી ખોળી ખોળીને એક હાથ ઉપરનું વલયજ ખોળી કહાડયું. ખરેખર! આ વેલા નિરાશા કરતાં તેને અનુતાપ વધારે થવા લાગ્યો. જેમ જેમ તે આ સ્ત્રીરત્નનાં અંગો જોવા લાગ્યો તેમ તેમ આ કુટિલ અને શઠ પુરૂષનુ પણ હૃદય ભેદાવા લાગ્યું-તેમ તેમ તેનો ખેદ વધતો ગયો. તેના મનમાં કંઈ કંઇ વિકારોની છાયાઓ પડવા લાગી. તેના જેવો ધંધો કરનારાતો આવા વિકારોને જરાવાર પણ ટકવા દેતા નથી; અને એવા વિકારોને ઉત્પન્ન કરનાર વસ્તુ, સ્થાન અને સમયથી દૂર રેહે છે. તો પણ આ પ્રસંગે તો આ જડમતિથી ન જવાયું ને ન ઠરાયું. કોણજાણે શાએ કારણથી તેતો આ સ્ત્રીના સામે જોઈજ રેહે. ક્રોધે નિમાર્સણ કરી, લોભે લક્ષણ ખોવરાવ્યું. મહાબલવાન પુરુષ એક સ્ત્રીના શબથી દીન થઈગયો-પરાધિન થઇ ગયો–કોઇ અદૃષ્ટશક્તિને વશ થઇ ગયો. ઉઠે-બેસે–તેના સામે જુવે-અને હિંડે–પાછો ફરે–પાછો બેસે, નિઃશ્વાસ મુકે-તેના સામે ફરી જુવે. હવે નહિ જોવા ઠરાવ કરે-પાછો જુવે-પસ્તાય અને આગલ ચાલે-વળી પાછાં પગલાં ભરતાં "અરે! હું તે આમ ખેંચાઉં? નહિ" એમ બોલીને પણ "હશે એકવાર જોઇ લેઉં" એમ બડબડતો પાછો તે સ્થલે આવે-અને બેસે-ઉઠવાનુ કરે ને ઉઠાય નહિ; છેવટ પોતાને માથે આવતો ઠપકો ખસેડવાનેજ હોય તેમ આવા વિલક્ષણ વિકારનુ કારણ ન જણાતાં તે પોતાના લોભનેજ નિંદવા લાગ્યો. પણ વિચારણાયંત્ર પૂર્ણ જોસથી ચાલતું હતું તે પ્રસંગે પણ આ શબવત્ સ્ત્રીના વદનરવિ પ્રતિતો આ નિશાચરનાં નયન સૂર્યમુખી પુષ્પજ હતાં. "અરે રે," તે ગણગણ્યો, "લોભે લક્ષણ જાય એ વાત આજે અનુભવથી સિદ્ધ થઇ! નહિ તો હું શો! આ અબલા શી! શી મારી પ્રતિજ્ઞા! રાજાનો જૂલમ મટાડવા-રાજાનો કોપ વ્યર્થ કરવા, કુળની પ્રતિ-

હાનુ રક્ષણુ કરવા આ નીચવૃત્તિ સ્વીકારવી પડી તેમાંયે એક હલકામાં હલકો વિવેક ન સચવાયો? વીરનાજ સામે બળ દેખાડનાર હું-આજ આ સ્ત્રીનો હત્યારો થયો! સ્ત્રી ઉપર પણુ હાથ ઉપાડતાં લજ્જા ન આવી! ધર્મ ન સાંભર્યો! હાય! એક અનર્થ કરતાં સાથે બીજા કેટલા થઈ જાય છે! લોભ-ધિક્-ધનનો લોભ! આ લોભને માટે હાંસ અને આશાનાં ભર્યાં કેટલાં કેટલાં મનુષ્યોના મેં વધ કર્યા? કેટલાને બંધીવાન કર્યા? કેટલાનાં દુઃખ ઉપર હાસ્ય કર્યાં? આ લોભથી ક્રોધ થયો-ક્રોધથી વિવેકગયો; તેથી મોહ વધ્યો અને અંતે સ્ત્રીહત્યામાં સર્વે પર્યવસિત થયાં. રે કઠિણુ હૃદય! પોતાનીજ દીકરીને માટે આવાં સંકષ્ટ સહન કરી-આવાં કુકર્મ કરી છેવટ પારકી દીકરીનો ઘાત કરવામાં તેં કુશલતા રાખી! અરે રે! લોભ શું ન કરાવે? લોભ ચોરી કરાવે–લોભ દગો દેવરાવે–લોભ વિશ્વાસ ભગાવે અને લોભ ખૂન કરાવે. લોભે પુત્રે પિતાનો, માતાએ પુત્રનો, સ્ત્રીએ પતિનો અને સસરાએ જમાઇનો ઘાત કર્યો છે. લોભ નથી જોતો સગાઈ કે સ્નેહ! નિઃસંશય લોભ તર્જનીયજ છે. પણુ હવે હું શું કરૂં? અરે રે મ્હારે યે આવી—પણુ આટલેથી કંઈ ગ્રંથી આવી હોય તેમ વિચારમાલા તુટી ગઈ.

ધ્રુજતે હાથે અચિંત્યા મૂઢ બની ગએલા આ શઠ પુરુષે તેના શરીર ઉપર હાથ ફેરવ્યો અને નિશ્ચય કર્યો કે તે ગુજરી ગઈ. હવે આ શબ પાસે રહેવું નિરર્થક જણુાયું. તદપિ ચુંબકે લોહને ખેંચ્યું. તેથી અનાથ અબળાની અકારણુ હત્યાના પાપનુ પ્રાયશ્ચિત કરવાના નિમિત્તે પુનઃ તે સ્ત્રી સન્મુખ ઉભા રહી તેણે બાષ્પાંજલિ આપી. અગ્નિદાહ કરતાં પૃથ્વીદાહ આ સમયને વધારે અનુકૂળ જણુાયો. તેથી પુષ્પવત્ તેને પોતાના બે કરમાં તેણે લીધી. અને જે સ્ત્રીને શેપટાની પેઠે માથા ઉપર ફેરવતાં જરાએ ઓશીંગણુ થએલી નહિ, જેને સ્કંધે નાંખતાં જરાએ ચિંતા રાખેલી નહિ, જેને કઠિણુ ધરતીમાં ફગોટી દેતાં પા આની પણુ દયા આવેલી નહિ, અને જેને વાગવાને અને મારવાને માટેજ મહા પ્રચંડ પ્રહારો કરેલા તેજ નાજુક-કોમળ- સુશિલ અબળા ને મૃત જાણી તેને “ શાંશાંવાનાં ” કરતો, રખેને પોતાના કઠોર હાથ તેના સુકુમાર અંગોને કનડશે એમ જાણીને તેને પોલી અધ્ધર ઉચકતો આ અપૂર્વ ભાવ અનુભવનાર શઠ કોઇ બીજીજ દિશામાં

ચાલ્યો. નજર ન પડે એવી એક ખોમાં પીપળાના પાનનું ઉસીકુ કરી આ ણીને તેણે તેમાં સુવાડી અને કેટલીએકવાર એક ટશે ને ટશે જોયાં કર્યું. છેવટ નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મુકી " મરીજ ગઈ હું " એટલું બોલી તેના ઉપર એક બે ખોબા ભરી ધૂળ નાખી. અને ખરે! આવેળા આ- સ્ત્રી કેવી દશા ભોગવતી હશે? જીવતાં છતાં તેને દટાવાનો સમય કેવો વિ- ષમ લાગતો હશે? જો આલસ મરડી ઉઠે છે તો આ દૈત્ય કોણ જાણે શું એ કરે છે. નથી ઉઠતી તો ગુંગળાઈનેજ મરવાનું થાય છે. આ અવ- સ્થામાં તેને તાત્કાલિક મૃત્યુ પણ વ્હાલુ લાગ્યું. નિઃસંશય ક્રૂરજનની દયા પણ દુઃખદ છે. તદપિ આ સ્ત્રીએ અંતકાળ સુધી વાટ જોવાનો ઠરાવ ક- ર્યો, અને પર પુરુષના સ્પર્ષથી આવેલાં શરીર ઉપર શીત અને જડતા, એ બંને ઇશ્વરપ્રેરિત સમજી તેણે

" તેલકં'ડામાં નાખ્યો હતો ત્યાંથી ઉગાર્યો પ્રહ્લાદ. પ્રભુત્હારા બ્હાના ની પત રાખ "

એ વાક્ય પોતાના મનમાંજ ગાયું. આ વાક્ય પ્રાણ લેવા આવેલા યમે તો ન સાંભળ્યું પણ ઇશ્વરે સાંભળ્યું. અંતઃસાદનો પ્રતિધ્વનિ દ્વિગુણિત થયો હોય એમ એક શૃગાલના જેવી કારમી ચીસથી સર્વ દિશા ભરાઈ ગ- ઇ.લિંબડાથી સર્પ,જળથી ભૂત, અને અડદથી પિશાચ તેમ આ પ્રચંડ રવની છાંટથી રાક્ષસ ધ્રુણી ઉઠયો, અને મંત્રથી બાણની પેઠે સર્વ કૃત્ય પડૂં કરી હાથ અફ્ાળતો દોડી કોણ જાણે કયાંએ ગુમ થઈ ગયો. પણ જતાં જતાં યે તેણે એકવાર—બેવાર આ લલના સામે દૃષ્ટિ ફેંકી; અને દૃષ્ટિ ફેંકતાં " ધિક્ હજો તે દિનને કે જ્યારે આ કુટિલ વૃત્તિ સ્વીકારી " એવા કંઈક શબ્દો તે સ્ત્રીના કર્ણમાં નાખ્યા. મહા બલવાન પુરુષના પૂર્ણ જોરથી ચ- પસીને પકડાયલી, મહા વેગથી પછડાયલી, અને મૃત્યુના પંઝામાં સપડા- યલી આ ડાયલી સ્ત્રીએ અત્યારે પણ ધૈર્યનો ત્યાગ કર્યો નહતો. હ'ળવે ર- હીને તેણે આંખો ઉઘાડી. જોયું તો કોઈ જણાયું નહિ તેથી મૃત દેહને રેહેવાની આ ઘોર ઘોરમાંથી તે ઉઠી અને નબળા પડી ગએલા હાથ વતે વસ્ત્ર ખંખેરવા લાગી; અંદર પેશી જતી વિપત્તિઓનેજ જાણે ખંખેરી કા'ડવા લાગી. પરંતુ તેને શાતા વળી નહિ. તેનાં અંગે અંગ કળવા લા- ગ્યાં, તેનાં રોમે રોમમાં શ્રમ વેહેવા લાગ્યો, તેથી પ્રતિસ્પર્દ્ધિ સૂર્યના પ્રથમ

અનુભવેલા તથા હવે પછી અનુભવવાના પ્રતાપશલ્યોથી વ્રણિત થતા, આકાશરૂપી રણક્ષેત્રમાં નિશાનાથના સૈનિકરૂપ તારાની પેઠે, આ તારાએ નિસ્તેજતા તથા જડતા ભજવા માંડી. તેની ગતિ મંદ થઇ. અને વિપરીત દૈવના ઝપાટામાં તે અસ્ત થઇ-ખરી પડી. વિજન સ્થાનમાં પુનઃ કોઈ પર પુરુષ ન મળે તેટલા માટે તે કષ્ટ વેઠીને પણ દૂર ગઇ; પણ **छिद्रेष्वनर्थाःबहुलीभवंति**;એટલે જીવતાં દટાવાના દુઃખથી ઉગરી ત્યારે પથ ઉપરના પથરા, કાંટા, ઝાંખરાં ઇત્યાદિની વેદનાની સાથે તેને આથી પણ અધિક દુઃખસામેજ જવાનુ થયું. કારણ થોડી વારમાં એક નખશીખ બકતર-યુક્ત અશ્વાર તેના સામે આવતો જણાયો. અનેક પ્રકારની વ્યથામાંથી બચી તો હવે તો પ્રિયતમ ફરી મળશે એવા મનના તરંગથી આ સ્ત્રીનુ રક્ત ધમધમાટ રગે રગ વ્યાપવા માંડ્યુ હતું. સંકટમાં પણ તેને નાથનુ નામસ્મરણ શાન્તિનુ સાધન હતું. અને તેથીજ પુષ્પ ઉપર અગ્નિનુ જોર ચાલ્યું નહિ. અને તેથીજ આવા આપત્કાળો છતાં આ સ્ત્રીએ અદ્યાપિ જીવિત ધારણ કર્યું. પણ હવે તેના ગાળા નરમ થઈ ગયા. અશ્વારની આકૃતિ પણ પૂરી જોયા વિના તેને પેટમાં ફાળ પડી-તેને અનીષ્ટ શંકાઓ ઉત્પન્ન થઇ, અને તે રડી પડી.

આ અશ્વાર તો રાહુથી ગ્રસ્ત થએલા ચંદ્ર જેવી આ શોકગ્રસ્ત અબળાને જોઈ કામને અધિન થઇ ગયો. કાદવમાં પડેલું કુંદન સ્વચ્છ થતાં કુંદનજ નિવડશે એવી તેણે ખાત્રી કરી લીધી, અનેપછી વગર પુછયે એકદમ તેની પાસે જઇ તેને પકડી લેઈ પોતાના અશ્વ ઉપર તેને નાખી તે ચાલતોજ થયો. શું કરવા સાંભળે કંઈ વાત? બાકી ઘણીયે દીન વાણી કહી, ઘણીયે લવરી કરી-ઘણાંયે બાથોડીયાં માર્યાં. પણ ચલ્લીઓની વિજ્ઞાપના કે તેમનાં ફાંફાં બાજે ક્યારે સ્વીકાર્યાં છે? ઘણોયે ડુંમો ભરાયો--ઘણુંયે અકળાઈ પણ હૃદય ફાટયું નહિ અને સ્વજન મળ્યું નહિ—તેથી મહા શોકે તેનુ કાળજુ કોરી ખાધું. બાપડી મૃત થએલી બકરીની પેઠે આ અશ્વારના મહા વેગી અશ્વને લટકાઇ રહી. હે! ઇશ્વર! આવી રૂડી સ્ત્રીની આવી અવસ્થા તાહારે તે શીદ કરવી જોઈએ? સદ્‌ગુણીને દુઃખ દેવાય? તેપણ આમ ઉપરા ઉપરી? અરેરે!

" અબળાનું ગજુ હોય કેટલું? "

છતાં પણ તેને માથે સંકટનાં વૃક્ષો અને તે ઉપર પણ ત્રિવિધિતાપનાં ફળ! અરે! શોઅવસ્થાન્તર! જે સ્ત્રી પુષ્પની શય્યા ઉપર પોઢતાં પણ ખુંચવાનો છનછનાટ કરતી, જે સ્ત્રીના આસનને માટે સીમળાના વૃક્ષના તુલતુ પણ સત્વ કડાતું, જેના પાદસ્પર્શને માટે રૂ અને ઉન તથા શણના ગાલીચા પથરાતા અને જેના ઘરનાં પોપટ, મેના અને શકુંત " ખમા ખમા " શિખી ગયાં હતાં, તે સ્ત્રી કુસુમથી કોમળ અને નવનીતથી લીસી બની, પતિના સ્નેહાર્ણવમાં દેહ યાત્રા કરતી કરતી આમ છુટે કેશે, માટીથી અને રક્તથી ભરેલા દેહે, ફાટી ગએલે વસ્ત્રે અને ફુટારેલેડોળે બ્હેબાકળી ઉપાય રહિત, સુખ–રહિત દુષ્ટ ચાંચીઆના ગ્રાહમાં જાય એ માયાના કેવા પરિપાક?! સર્વથા માયાના ખેલ અજબજ છે.

---

## પ્રકરણ ૧૦ મુ.

### ઉદાસી ગોસાઈ.

એક દિવસ બરોબર રાત્રીના અગીયાર વાગ્યે રાજાના નયન કમલમાં નિદ્રા દેવીનું આવાહન કરતો હોય, અથવા મદનનો જય પ્રસિદ્ધ કરતો હોય, અથવા અનાર્ય ચોરજનથી જાગૃત રહેવાનુ સૂચવતો હોય, કે અભિસારિકાઓને બતાવી દેવા રવ કરતો હોય, વા રજનીનુ રાજ્ય સર્વતઃનિષ્કંટક પ્રવર્ત્તાવવા દાંડી પીટતો હોય એમ, શંભુના નૃત્ય સમયે વાગતા ભવ્ય પટહથી પણ રમણીય, ચિત્તાકર્ષક ધ્વનિ, સમુદ્રની છોળોની પેઠે કનકપુરીના મધ્ય ભાગની ગચ્છીમાંથી નિકળી પવનમાં મંદ મંદ અનિવાર્ય પણ નિયમિત બની, રાત્રીના તમસ સાથે સર્વ સ્થળે પ્રસાર થઇ રહ્યો હતો. સ્થળે સ્થળે હાથમાં સંગીન ધારનાર રક્ષકોના બક્તરના ખડખડાટ અને આલબેલના ઉચ્ચાર સાથે માત્ર બંધ પડતાં ગીતના પ્લુતસ્વરજ મળતા હતા. બજારોના દીપક હવણેજ રાજા થઈ ગયા હતા. આ સમયનો મરુત મદનનો દર્પ વધારતો હતો, મદનો વેગ જમાવતો હતો પણ મદિરાનો ગંધ તો હરી લેતો હતો. નિઃસંશય, નરમ ઉપર ગરમ સરવેયે થાય છે.

પરંતુ આજે નૃપમહાલયનો દેખાવ ઘણોજ બીભત્સ બની રહ્યો હતો. ચંદ્રકાન્ત અને સૂર્યકાન્તની કાન્તિને ક્લાન્ત કરનાર આ રાજભવન

આજે કાજળના ગિરિ, કોયલાના ઓઘ, કે દુષ્કૃતિના ભંડાર જેવું દિસતું હતું. વિશેષ કાલિમાથીજ તે રાત્રીના ઘનતિમિરથી જુદુ પડતું હતું. મધ્યે કીર્તિસ્થંભ ઉપર શુભ સૂચવનાર વિજયધ્વજ પણ વાળી લેવામાં આવ્યો હતો. આ મહાલયના દ્વાર આગળ પોતાની સ્થિતિમાં નૃપાવસ્થાનું દર્શન કરાવતો હોય એમ પ્રતિક્ષણ ફરકતો, એક મહાન મોગરાથી સવિશેષ ઝાંખો બળતો દીપક, શ્મશાનઅંગારની પેઠે ભયાનકતામાં ભયંકરતા મેળવતો હતો. ઉચ્ચે બારીઓમાંથી પણ કંઇ બારણે પ્રકાશ પડતો નહોતો. અંદર કંઈ મનુષ્યનો સંચાર જણાતો હતો. પરંતુ વિદેશીને તો આ મહાલય અત્યારે ભૂત, પિશાચ, અને વેતાલથી વસેલુ શ્મશાનગૃહ કે જંદ આદિથી વસેલી મશીદ જેવું જણાય એ સ્વાભાવિક હતું. કારણ આ સ્થળે અત્યારે તો પાસેની નદીને કીનારે રહેલી તોરીઓનુંજ ગાયન થતું હતું, અન્યોન્યને મળેલાં વૃક્ષનુંજ નૃત્ય થતુ હતું; હાસ્યવાદ જળફેનમાંજ હતા. સતત પ્રકાશ કરનાર દ્વાર આગળ મંગળસૂચક હીરા અને માણેકનાં તોરણના તો જાણે દેવતાજ ઉઠી ગયા હતા. એ દરવાનોએ મનોવૃત્તિમાં ઉદાસીનતા અને અંગવસ્ત્રમાં કૃષ્ણતા સજેલી હતી. તેથી આ ન્યાયનું આગાર, ધર્માસનનું સ્થાન અને આનંદનુ નિકેતન જાણે ઇશ્વરના ભંડારમાં અંધકારનું નિધિસ્થાન હોય, ધોવાયલાં પાપનો ઓઘ હોય, યમુના નદીનુ જન્મસ્થાન હોય, કાકપક્ષિઓની ઊત્પત્તિ તથા લયનું સ્થળ હોય, કાજળની ગારથી લીપેલુ યમગૃહ હોય, નીલવર્ણું આકાશમાંથી રૂશનાઇની ધારાઓમાં ભિંજાતુ નાવ હોય, દૈવયોગથી-વા ધરતીકંપથી ઉપર ઉપસી આવેલી કોલસાની ખાણ હોય, જનમેજયથી ડરીને છુપાતા કૃષ્ણ સર્પોની રેંણાક હોય, નલ અને ધર્મથી ભય પામીને નાસતા ફરતા કલિનો અખાડો હોય, અથવા ઘોર કૃતિ કરનાર માયાવી કાલયવનનુ વક્ષસ્થળ હોય એમ, મનને ભય, શરીરને કંપ, ઈંદ્રિયોને જડતા, વિચારને વિક્ષેપ અને ચિત્તને ભ્રમ આપતું હતું. આવે સ્થળે સિંદૂરચર્ચિત ગૌર કલેવરવાળા એક ઉમ્મરે પહોંચતા બાળકની ટચલી આંગળી ઝાલી કેવળ ધૂસર મુખવાળો ગોસાઇ મૂષિકવત્ ધીમે પગલે આવી, સમયની વાટ જોઇ ઉન્મુખ ઉભેલા યમદૂતની પેઠે અત્યુત્સુક બની, સ્થિર ઠરી રહ્યો હતો. ન મુકે તે નિઃશ્વાસ કે ન લે ઉચ્છ્વાસ. પાસે ઉભેલો બાળક પણ પાષાણમૂર્તિવત સ્તબ્ધ બની રહ્યો હતો.

કેટલીએક વાર આમ બન્ને જણુ ઉભા રહ્યા. પણુ જેમ જેમ કાળ વીતતો ગયો તેમ તેમ અધૈર્ય વધતું ગયું. છેવટ અપવિત્ર સ્થાનના સ્પર્શથી દૂષિત થવાના ભયથી, સ્થાન ભૂલવાના સંશયથી, અથવા કોઈ પણુ કારણુથી જેવો પાછો પગ ધરવાનું કરે છે તેવાજ આ ગોસાઈએ પેલા દરવાનોના કંઇ આલાપ સાંભળ્યા. સિંહ જેમ શિકાર માટે, તેમ આ પુરૂષ નિકળતા શબ્દોને ગ્રહણુ કરવા, અંગુઠા ઉપરજ અધ્ધર તાકી રહ્યો. જાણે પોતાના કાન વાર્તાકરનારના મુખ સાથે તેણે જોડી દીધા. વાતો કરનારા પણુ એવા ચૂપકીથી બોલવા લાગ્યા કે જાણે તેમનાં હૃદય વાતો કરતાં હોય; તથાપિ તે વાતમાંથી એક અક્ષર પણુ આગોસાઈએ જતો મુકયો હોય એમ બન્યુંજ નહિ. જેમ જેમ વાત સાંભળે તેમ તેમ તેની આંખમાં રક્તતા આવતી જાય, અચિંત્યા તેના દાંત કચડાઈ જાય, તેના હાથની મુઠોઓ વળી જાય-તેનો ઓઠ પીસાઈ જાય. છેવટ વાતનો અંત આવ્યો, અને ગોસાઇ પાછો ફર્યો. બાળક સામે એક આર્દ્ર દ્રષ્ટિ નાખી તેણે પોતાની દાઢીમાં ગુપ્ત રહેલી મુંછ ઉપર હાથ નાખ્યો. તેના મનનો ભેદ ભાગ્યો હોય એમ વેઢા ગણુતોજ તે, વાર્તાની સંકલના ગોઠવતો, આગળ ચાલ્યો. મહા ગુપ્ત વાત જાણી હોય, અને ધારણા સિદ્ધ થવાની આશાનાં અંકુર ફુટતાં હોય એમ તેના પાદદ્વયમાં ચંચળતા આવી. ગુપ્ત મંત્ર સાંભળવાનુ અશાસ્ત્ર જાણીને પણુ આપત્કાળમાં પ્રચ્છન્નશ્રાવી થયાના પશ્ચાત્તાપને બદલે કંઈ મનમાં હર્ષ થયો. દ્વારપાળની મૂર્ખાઇ ઉપર વિચાર થવા લાગ્યા. પોતે પણુ આ કૃત્ય કર્યું તો અવર અપૂર્ણુ જનો ગુપ્ત મંત્રનો ભેદ કરવા યત્ન કરે એવો એક અનુભવ થયો. તેથી " **दिवानिरीक्ष्यवक्तव्यमूरात्रौनैवचनैवच.** " એ પાદ બોલતો બોલતો અને તે સંબંધી વિચાર કરતો બજારમાંથી શેરી ત્યાંથી ચકલે ત્યાંથી વિશાળ પથઉપર અને ત્યાંથી નગરના દરવાજા તરફ પેલા બાળની સાથે તે ચાલતો થયો. તેવામાં પચીસ પચીસ વર્ષની સમવયની બે શરીરે ભરેલી સ્ત્રીઓને જોઇ તે તેમની પાછળ ચાલ્યો અને નિઃસ્પૃહતા દેખાડતો તેમની વાતો ઉપર ધ્યાન આપવા લાગ્યો.

આ બન્ને સ્ત્રીઓને પોતાની સ્વજાતિ લક્ષ્મી સાથે રૂસણું હતાં- પણુ તેમના ઉપર કુદરતની કૃપા હતી. આશાઢ માસના કૃષ્ણુ પક્ષની મેઘ

માલા જેવો તેમનો ઘેરો શ્યામવર્ણ હતો તદપિ તેમના વદન ઉપર કંઈ રતાશ આવી રહી હતી. તેમનાં શ્વેત વસ્ત્રની બાહેર રહેલા કચ તેમની નીચવૃત્તિનુ ભાન કરતા હતા. જાણે તેજ વૃત્તિથી શરમાઈ જઇ, નિતંબ ખસીજવાને વધેલા હતા અને પાદદ્વય ધરામાં પેસી જતા હતા તથા હસ્તદ્વય પોતામાંજ સમાઇ જતા હતા. દુર્ગંધના આગારરૂપ ખાલી છિદ્ર-વાળા ટોપલાઓ માથે અધ્ધર ધારી એક બીજીની આંગળીઓ પકડી પૂ-ર્ણાનંદ અનુભવતી પ્રભાતના સમયમાં આ બે નદી ઉપર જનારી સ્ત્રીઓ જાતે માછણો હતી, સ્વભાવે બગલીઓ હતી, વયે પ્રગલ્ભા હતી, અને ક-ર્મે કુશળા હતી. આવી બે સ્ત્રીઓ ઘડીમાં હાથ અફાળતી, ઘડીમાં તા-ળીઓ આપતી, ઘડીમાં નખરાં કરતી, ઘડીમાં હસી પડતી, અને ઘડીમાં બે હાથની આંગળીઓ મચડતી યૌવનપુરમાંથી વૃદ્ધાવસ્થામાં જતી હોય તેમ કનકપુરમાંથી નદી ઉપર વેગે ચાલી. તેમને પગલે પગલે, રૂદ્રાક્ષની માળા, વિભૂતિ, ઈત્યાદિ બાહ્યચિહ્નથી તથા ગૌરવર્ણ, ભવ્ય કપાળ ઈત્યાદિ દૈહિક ચિહ્નથી સાક્ષાત્ શંકર જેવો દિસતો, પેલો ગોસાઈ ચાલ્યો અને તેની પાછળ પેલોચેલો હિંડયો તે જાણે ભીલડી પાછળ પડેલા શંભુની પૂઠે દગ્ધ થયા પછી કિશોર વય ધારી કામદેવ જતો હોય. અથવા દૂષિત થઇ દોડી જતી વિદ્યાઓ પાછળ ધાતા વસીષ્ઠ કેડે રામચંદ્રજી ચાલતા હોય.

નગરના દરવાજાની બા'રની સિકતા સતેજ છતાં યે પગ મુકનારને માર્ગ આપતી હતી, તેથી આવા સ્થળની કોમળતાથી મોહ પામીને તે ઉ-પર નદી પણ સતત નિવાસ કરતી હતી તે જોઈનેજ હોય એમ, આ માછણોએ ટોપલા બાજુ ઉપર નાખી તે ઉપર આસન વાળ્યાં અને કંઇ 'અના ને પના' ને કંઈ કંઈ વાતો કરવા માંડી. નહોતી તેમને ચિંતા કે નહોતું તેમને દુઃખ. એક વસ્ત્ર અને એક કાંચળીમાં ઢંકાયલી આ સ્ત્રીઓને મન આખા જગ-ત્ની વિભૂતિ તુચ્છ સરખી હતી. પુનિત નદી તેમની સખી હતી. સિકતા-પ્રદેશ તેમનુ મંદિર હતું, વ્યોમ તેમનો ઘુમટ હતો, પવન તેમનો પરિચર હતો. સર્વ રીતે સંતુષ્ટ દેખાતી આ સહીયરોને ધન તૃણ જેવું હતુ, ભવ્ય ભોગ સર્પ—ભોગ જેવા હતા દુકૂલ વલ્કલ જેવાં હતાં. નિર્દોષતા અને અજ્ઞાનતામાં તેઓ પૂર્ણાનંદની અનુભૂતિ કરતી હતી.

સંસારનો વૈરાગી આ સ્ત્રીઓનુ સુખ જોઈ ચકિત થઈ ગયો. તેને

પેહેલવેહેલુંજ સમજાયું કે આ નશ્વર જગતનો ત્યાગ કરી સાધુજન સં-ન્યસ્ત ગ્રહણ કરે છે તે કંઇક આવા પ્રકારનુ ઉચ્ચ સુખ ભોગવવાનેજ-તેને જણાયું કે અનેક યત્ન કરી સંપાદન કરેલુ સુખ વેચાતા રાખેલા ગુ-લામ જેવું છે અને તે પ્રતિનિમિષ નાસી જવા યત્ન કરેછે, છતાં યે રહે છે તો ન ચાલ્યે સેવા કરેછે. "પરંતુ" તે બોલ્યો, "ખરૂ સુખ તો નિર્દોષતા-માં છે. બાકી મત્સ્ય વેચી ઉદર પોષણ કરનાર આ બે અબળાઓ ઉપર આમ આનંદના વર્ષાદ થાય? ક્યાં છે એમને દુ:ખ? ક્યાં છે એમને ભય? શી છે એમને ચિંતા? શી છે એમને સ્પૃહા? સર્વથા—

अकिंचनस्यदान्तस्यशान्तस्यसमचेतसः
सदासंतुष्टमनसःसर्वाःसुखमयादिशः

એ મહા વાક્ય આજે અનુભવ સિદ્ધજ થયું" પરંતુ આ વિચાર ચાલતો હતો એટલામાં માછણોની વાતોમાં કંઈ રસ પડયો હોય એમ તે-ણે તેમના તરફ ધ્યાન આપ્યું.

સમ વયની સાથે મળેલી આ માછણો માછણો તોયે જોબનના મદ-થી છકેલી હતી. અને "ધણીની માનીતી ઢેયડી ગામ અભડાવે" તે રીતે ઉછળતાં વક્ષોરુહમાંજ પતિનુ સુખ દેખાડતી આ બેજણીઓએ આ વિજન સ્થાનમાં જિવ્હાનુ તાળુ ઉઘાડી દિધું અને મનનો માર્ગ મોકળો મુંક્યો. એક બીજીના પતિથી તે રાજા અને રાણીઓ સુધાંતની સાત સાત પેઢીનાં પાનાં ધીરે ધીરે ઉકલવા લાગ્યાં. કોઇ શેઠ વખણાવા લાગ્યો, કોઇ રાજા નિંદાવા લાગ્યો, કોઈ પ્રધાન નંદાવા લાગ્યો—કોઇ ગાંડો ગણાયો, કોઈ મૂર્ખમાં ખપ્યો, કોઇ વ્યસની જણાયો, કોઈ લંપટ માલૂમ પડયો. કનક પુરીના વિદેશ ગએલા પ્રધાનની સ્તુતિ થઇ, કુળ મરજાદ છાંડી વેશ્યાને ઘેર જાર રમવા જનાર પરાધિન રાજાનુ સ્હવારમાં નામ ન દેવાઈ જાય એ વાતની સંભાળ લેવામાં આવી. કુળ—સંઘાતક અને અક્કલના દુષ્મન રાજાની વર્ણસંકરતા ઉપર વિચાર થવા લાગ્યા; કુછંદ તે કુસંગનુ ફળ મનાયું. રાજાઓની રાણીઓ અને તેમનાં સંબંધી કરતાં ગરીબની વધૂ-ઓ અને સંબંધીઓને સવિશેષ સુખ હોય છે એમ સિદ્ધ થયું. શિવાય અનેક વાગ્વિલાસ થયા. પણ તે નગરના સુજ્ઞ પ્રધાનની કુલવધૂનો લોપ

થયાની વાતથી અત્યંત શોક થયો; તેથી તુરત ઉઠીને, જાળમાં ફસાએલાં માછલાં લેવા આ બન્ને સ્ત્રીઓ તો નદીના મધ્ય ભાગે ગઇ; અને સંધ્યા-વંદન કરતા આ ગુરુ શિષ્યે હીનસ્પર્શથી દૂષિત થવાના ભયથીજ હોય એમ તત્કાળ આ સ્થળનો ત્યાગ કર્યો.

પ્રભાત થતાંજ સૂર્ય દેવની આરાધના કરવા જતા હોય, એવી રીતે લક્ષ્મણ અને લવ જેવા આ બે જણ પૂર્વ દિશા તરફ વળ્યા. નથી રસ્તા-માં કોઇની સાથે સંભાષણ કરતા, કે નથી કોઇના સામે દૃષ્ટિ કરતા. કેવળ ઉદાસીન વૃત્તિ ધારણ કરી ચાલનાર આ નિસ્પૃહી ગોસાઇનો શિષ્ય સ્વ-રૂપમાં કામ હતો, શાન્તિમાં ચંદ્ર હતો, ચંચળતામાં સિંહ હતો અને બુ-દ્ધિમાં બૃહસ્પતિ હતો. હાથમાં કમંડલુ અને અંગે કૌપિન તથા અંચલ ધા-રતો તે સાક્ષાત્ નારાયણ જેવો દિસતો હતો. તેના ચળકતા કેશ કોઇ સ્થળે ઉડતા હતા અને કોઈ સ્થળે ચોંટી રહ્યા હતા. જાણે કનકપુરીમાંજ ચં-પક વૃક્ષના સુગંધ, સુરૂપ અને સુરંગથી આકર્ષાઇ ગુંજારવ કરતા હોય, કે "ભાગ્ય છુપે ન ભભૂત લગાયા" એ વાતનો વિધાત્રીનો સંદેશો કહેવાને આવ્યા હોય, અથવા વિરહ વેદનાથી શુષ્ક થએલી રાજ્યલક્ષ્મીરૂપી રાધિકા ની અવસ્થાનુ કથન કરવા ભમતાહોય એમ તેના કાકપક્ષ રૂપી ભ્રમરો તેના કર્ણ દ્વાર આગળ ગતિ કરતા હતા. તેનો વદનશશી ઉદિત થતા સૂર્યથી અસ્ત થતો નહોતો, અને ધૂસર બનતો નહોતો તેમ કમળ જેવો. કોમળ છતાં બલવાન જણાતો. એક પગ યુવાવસ્થામાં મુંકી બીજો ઉપા-ડવાની તૈયારી કરતા આ બાળક સામે જે જુવે તેને મોહ, ક્રોધ, શોક, હર્ષ ઈત્યાદિ વિકારો ઘેરી લેતા. આવી ભવ્ય આકૃતિ ધરનારને આ વયમાં વૈરાગ્ય જોતાં અનુકંપા ઉત્પન્ન થતી હતી. કોઇ તેના સામે જોઈ રહે, કોઈ તેને બોલાવે, કોઈ તેને સ્પર્શે, કોઈ તેના ઉપર હાથ ફેરવે. પણ કો-ઇની સાથે એક અક્ષર ઉચ્ચાર્યા વિના આ બાળક પેલા ગોસાઇના પગમાં પગ મુંકે, તેથી કોઇ કહે તેને ભૂરકી નાખ્યો, કોઇ કેહે તે બહુરૂપી છે, કોઇ કેહે તે પ્રેત છે, કોઇ કેહે તે બટુક છે. આમ વિચિત્ર કિંવદંતી સાં-ભળતાં છતાં પણ હર્ષ શોક કે રાગ દ્વેષ દેખાડયા શિવાય નગર બાહેર પણ મળેલાં લોકોનાં ટોળાં વચ્ચે થઈ તેઓ પર્વત વચ્ચેથી આગની ગાડી-ની પેઠે સરર સટ ચાલ્યા ગયા. નસાંભળી તેમણે લોકોની બૂમો કે નગ-

ણી તેમની ગાળો.

થોડીકવારે નગરથી કેટલેએક છેટે એક જીર્ણ થએલુ મહાદેવનુ દેવળ હતુ ત્યાં તેઓ જઈ પહોંચ્યા. આ દેવળમાં મનુષ્યનો સંચાર નહોતો. માત્ર ભૂત પ્રેતનુજ તે ઘર ગણાતું હતું. રાત્રે નગરમાંથી કોઇનુ છોકરૂં, કોઈનુ ઢોર, કોઈનુ કંઇ, કોઈનુ કંઈ લેઇ આવી દિવસે આ સ્થળે વેતાલ આદિ ક્ષુદ્ર દેવો ઉજાણીઓ કરતા હતા એમ પ્રજાનુ મત હતું. આ સ્થળમાં ઉતરતા અજાણ્યા મુસાફરો પણ ગેબ થઈ જતા એમ માનવાને કારણ બનેલાં હતાં. આવા વર્જિત અને ભયકર સ્થળમાં રહસ્ય જાળવવાને માટેજ હોય એમ બન્ને જણુ કેટલાએક દિવસ રહ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### મણિપુર.

મણિપુરે પોતાના નામનુ સાર્થક કરેલુંજ હતું. તેના રમ્ય અને મનહર પ્રદેશમાં પ્રભાતે અને સાયંકાળે ભગવાન્ સૂર્યનારાયણ પોતે સુવર્ણ પાથરી ઉદય અને અસ્તમાં એક સરખી મહાનુભાવતા બતાવતો હતો, અને તેથી **संपत्तौच विपत्तौच महतामेकरूपता** એ સદ્વાક્યનું પોતામાંજ દૃષ્ટાન્ત દેખાડતો હતો. તેના તેજોમય સ્ફટિકથી મઢેલા વિશાળ રસ્તાઓમાં ચેતોહરાઓના સ્વાભાવિક રક્તપાદદ્વય કૃત્રિમ અલક્તકનું હાસ્ય કરતા સ્થળે સ્થળે અંગોળી પાડી દેતા હતા. પથ ઉપરની હર્મ્યની ભીત્તિઓમાં પોતાના જેવાં સ્વરૂપોમાં સપત્નભાવ જોઇને પણ પ્રમદાઓનાં વદન પ્રકાશિત રેહેતાં હતાં. ગૃહાંગણે ઉપવનોમાં પ્રફુલ્લ થતા ગુલાબને આ-નગરના બાલકોના ગાલની અસહ્યઈર્ષાનાં શલ્ય રૂપીજ કાંટા ઉગેલા જણાતા હતા. આ નગરમાં બાલમાં યુવા તથા વૃદ્ધના ગુણો રહેલા હતા, યુવાનમાં બાલ્ય અને વૃદ્ધના ગુણો હતા, અને વૃદ્ધમાં બાલ્ય અને યુવાના ગુણો સમાયા હતા. ઉદ્યોગના, સ્નેહના, અને સત્યના અધિદેવતાઓ નગરના ગ્રામદેવો હતા. તેમાં પવન અદૃષ્ટ રહીચર્યા કરતો હતો, નદી ઘણાજ ઝીણા કણુશીકર છાંટી શાન્તિ વિસ્તારતી હતી, ચંદ્ર દૂર રહી અમૃત વર્ષણ કરતો હતો. આમ ઈશ્વરની વિભૂતિઓની નિઃસ્વાર્થ સેવાને લીધે

આ નગરમાં દેહની વૃદ્ધિ થતી હતી, રોગનો ક્ષય થતો હતો. સ્વભાવે જડ સમીપનો ગિરિ સ્નિગ્ધ બનીનેજ વર્ષાદને સત્વર ખેંચી આણતો હતો. અને તેમજ સ્વભાવે પ્રચંડ સૂર્ય અન્નના ઓઘ આપતો રતો.

ગાય અને ગોપાલના બાહુલ્યથી તે જાણે શ્રી કૃષ્ણનુ ગોલોક હતું. સુબુદ્ધિને પૂર્ણાનંદ આપતુ અને કુબુદ્ધિની ગતિ રોકતુ તે જાણે પરમાત્માનું વૈકુંઠ હતું. અપાર વિભૂતિ, તથા ચંદ્રકાન્તનાં વર્ષણથી ઠગાતા મયૂરનાં નિરંતર તાંડવથી અને વાતાયન ઉપર ઉભેલી લોલ લલનાઓના માથા ઉપર ચ'ડેલા કૃષ્ણ સર્પોથી તે જાણે કૈલાસ હતું. રખેને છછ મહિને ત્રાસ પમાડતા રાવણના ત્રાસથી સર્વ સમૃદ્ધિ સહિત નાશી જઇ વિભીષણે, શંભુ ઉપર ક્રોધ કરી કૈલાસને હલકું પાડવાને માટે દક્ષ પ્રજાપતિએ, અથવા ધર્મ નિયમ પાળી અવસાન પછી પોતાના ધામમાં આવતા ભક્તોને વિશ્રામ સ્થાન તરીકે ત્રીમૂર્ત્તિએ, આ કોઈ માયાનુંજ અદ્ભૂત સ્વરૂપ બનાવ્યું હશે.

પ્રભાતના સમયમાં થતા વલોણા, વલય અને મેખળાના રવથી ત્રાસીનેજ જાણે આ નગરના સિંહ વનમાં નાશી ગયા હતા. પ્રમદાઓની સૂક્ષ્મ કટિઓથી હારી જઇ ભ્રમરના ગણ તો તેમનું છત્ર બનતા હતા. તેમની ગતિ જોઇને મદોન્મત્ત હાથીઓ પણ પોતાના મદનું વમન કરતા હતા. કામ ધેનુ જેવી ધેનુઓના ઝાંઝરના ઝમકારથી સ્તબ્ધ બની વૈરાગ્યથીજ હંસ પરમહંસ બની નદીકિનારે રહેતા હતા. યૌવન રૂપી અશ્વોની બરાબરી કરવા જતા આ નગરના અશ્વની ખરીઓથી પડતા ખાડા પુરનાર પ્રમદાના પુષ્પપરાગજ હતા. કોકિલા બાહેર રહી અને મેના ઘરમાં રહી ગુણનુજ ગાન કરતી હતી. દીપકના સુરથી દગ્ધ થતા જનોને ટાંડા પાડવાને ઘેરે ઘેર ધારાગૃહ અને ફુવારા શીતળ અને સુગંધિત જળ સિંચ્યાં કરતાં હતાં.

આ નગરમાં યુદ્ધ મદનનાં થતાં હતાં, ખેદ રતિશ્રમનો થતો હતો, વાદ શાસ્ત્રના થતા હતા, અશ્રુ હર્ષનાં પડતાં હતાં, ચોરી જ્ઞાનની થતી હતી. વળી આ નગરમાં, કામ ઇશ્વરપર હતો,ક્રોધ ક્રોધપર હતો, લોભ ચિદાનંદનો હતો, મોહ સદ્ગુણનો હતો, મદ નિષ્કામનો હતો, સ્પર્દ્ધા ઇશ્વરભક્તિમાં હતી અને અભિમાન દેશનુ હતું.

ચારે દિશાએ આવી રેહેતા થોડુ વધતું તેજ ધારણકરતા અનેક ના'ના મો'ટા ગૃહ, તારા અને નક્ષત્રોને પોતાના તરફ સમાન્તરે આકર્ષી આ-

ન્યોન્યનો સંબંધ વધારી અને સર્વની.અદ્વિતીય પ્રીતિના પાત્ર થઈ આખા બ્રહ્માણ્ડ ચક્રને અનેક પ્રકારનાં સુખ આપનાર ભગવાન સહસ્ત્રરશ્મિ જા-તેજ અવતર્યો હોય એવો, રક્તપાદપીઠ આગળ પ્રણામ કરતા આ રા-જ્યના અનેક મંડળિકગણ તથા સામંતચક્રની લઘુતા ધારણ કરતા મુ-કુટમણિને તેજઃ પુંજ આપતો, રાજહંસકદંબનો શિરોમણિ, મહારાજ શ્રીમદ્રાજરાજેશ્વર કેસરીવંત્ શોભતો કેસરીસિંહ, આ રાજ્યધાનીમાં ધર્મ, ન્યાય, પ્રીતિ સહિત પ્રજાની સેવા કરતો હતો. મૃત થએલા અરિની પ્ર-મદાઓનાં ઉષ્ણાશ્રુથી ડાઘરહિત ધવલ થએલા આ ભૂપતિના યશને, નિરુ-પાધિ અને નિરવધિ ફલદાયિની વસુંધરારૂપી સપત્ની ઉપર પતિનો પક્ષપાત જોઇ વ્યાકુલ થતી અર્ધાંગનાના રક્ત થએલા કપોલનોજ પટ બેઠેલો હતો; નહિકે શોણિતનો. વિદ્યાપતિ પંડિતોને મંડિત કરનાર, અને ધૂર્તને ખંડિત કરનાર, શાહને નંદિત અને ચોરને નિંદિત કરનાર સકળકળાગુણજાણ આ ભૂમણિ પ્રતાપમાં દિનમણિ અને શીતલતામાં નિશમણિ હતો.

બરાબર ચાલીસ વર્ષનુ તેનુ વય હતું. વર્ણે ગૌર હતો, શરીરે પા-તળો હતો. તેની મુખમુદ્રા ઉપર પ્રસંગે ઝળકી ઉઠતા તેજના પ્રભાવથી ક્વચિત્ ક્વચિત્ તેની વદનાકૃતિ તિરોધાન થતી લાગતી. તે જ્યારે ધર્મા-સન ઉપર બેસતો ત્યારે જૂઠ મુઠવાળી સબલાં કરી જતી, કપટ ચપટ થઇ જતું, વાદ નિર્વિવાદ થતો, દુષ્ટતા પૃષ્ટ દેખાડતી, લૂટની તુટ થતી, દ્વેષને ક્લેશ થતો અને ઘાતનો મ્હાત થતો. આ પૃથિવીપતિની રાજ્ય છાયામાં ધેનુ વત્સોને સુખે ધવરાવતી, માતા બાળને સુખે લડાવતી, પતિ પ્રમદાને સુખે પ્રમોદતા, પિતા પુત્રોને સુખે શિખવતા તેમ વ્યાપારી વણજ, અને ખેડુત ખેતી, સાધતા હતા. અહીં વ્યભિચાર પર પતિથીજ થ-તો, અનૃત લગ્નસમયેજ બોલાતું, ત્વંકારકવિતા વિલાસમાં થતો, અભિ-સાર સાસરે થતો; નિર્દયતા આલિંગનમાં હતી, કઠોરતા નખ-દંત-પ્ર-હારમાં હતી, અને કુટિલતા નર્મ વાક્યમાં હતી.

તેમજ આ નગરમાં હીરાકણી કુંદનમાં જડાઇ હતી. કારણ આ સકલ સુખી રાજ્યના બહિશ્ચર પ્રાણ જેવા આ નરેંદ્રની ધર્મપત્ની પણ સાક્ષાત્ સરસ્વતીનો અવતાર હતી. તેની ઉમ્મર પાંતરીસ વર્ષની હતી; પણ પતિ આગળ તો સોળ વર્ષની નવોઢા જેવી તે માનસરોવરમાં રાજ

હંસીજ હતી.

તે સાક્ષાત્ મહામાયાની બાલ્યાવસ્થાજ હતી. તે સ્નેહમાં લક્ષ્મીજી હતી, સુરૂપમાં રતિ હતી, ડાહાપણમાં અરુંધતી હતી અને જ્ઞાનમાં ગાર્ગી હતી. કહ્યાગરી તો જાણે મંદોદરી જેવી અને કલ્યાણી તો જાણે સીતા જેવી–એવી અલૌકિક કામિનીની દેહલતાને વળગી આ દુસ્તર સંસાર સાગરને તરવામાટે આ મહા નૃપતિ અનુક્રમે ચારે પુરુષાર્થ યથાસ્થિત સાધતો હતો, તેથી મણિપુરમાં ધરિત્રી એની મેળે ફળ આપતી હતી, પર્જન્ય બેળે બેળે યોગ્ય સમયે વર્ષતા હતા, લક્ષ્મી ના કહ્યા છતાંએ ભરાઇ પેસતી હતી, તથા ઈંદ્રનો ત્યાગ કરી વૈભવ, અને બ્રહ્મવિદ્ પરમહંસનો ત્યાગ કરી સુખ, પોતાની મેળે આવી રહેતાં હતાં; આ નગરમાં કાળ બાળરૂપેજ જણાતો પણ આવર્દા દીર્ઘ હતો. મણિ જેમ લોહને અથવા ભ્રમર જેમ કીટકને, તેમ આ દંપતીએ આખી વસ્તી આત્મવત્ કરી નાખી હતી.

આ રાજ્યનો દુષ્મન અધર્મ હતો, અને તેની સખી નીતિ હતી, ને સર્વથા આ રાજ્યમાં જન્મ પામેલા સર્વ જનોને **श्रीमतामश्रीमतामगेहे· योगभ्रष्टोभिजायते** ” એ વાક્ય લાગુ પડતું હતું.

પરંતુ સમુદ્રને ક્ષારતા, ચંદ્રને લાંછન, સૂર્યને અસ્ત, નદીને વક્રતા, અને ગિરિને કઠિણતા, આપનાર હતવિધિ બધુંયે અનુકૂળ કરે ત્યારે એ વિધિ શાનો ?

અનેક જન્મકૃત તપ અને પુણ્યના પ્રભાવને લીધે અનુપમ અપૂર્વ સાહ્યબી નિર્માણ કર્યા છતાં આ ઈર્ષાળુ વિધિએ, “દીધી” માંથી “ ઈ ” કહાડી ” હોય એમ, આ લક્ષ્મી સહિત નારાયણ જેવા નરેંદ્રને સુતનું સુખ નહોતુ આપ્યું, તેથી તે પ્રતિદિન ક્ષીણવત્ રહેતો હતો. તેની પ્રિયાનુ અચિંત્યું વીલું થઇ જતુ વદન તેનાથી જોઇ શકાતું નહિ. પુત્રના અભાવથી ઉત્પન્ન થતો શોકરૂપી કીડો આ દંપતીનાં હૃદય ફોલી ખાતો હતો. અને ખરેખર ! જો, અલ્પને બહુ માની લેનાર, પ્રિયાના પ્રેમથી મુગ્ધ બની તેના સન્મુખ બાલવત્ નૃત્ય કરનાર, મહાન ઉપાધિઓના મધ્યમાં રહી સર્વેને શાન્ત પમાડનાર, વિભૂતિના ધારણ કરનાર, રક્ષાથી મલિન જટા-

માંથી પુનિત ગંગાને ઉત્પન્ન કરનાર, સુધા, વિષ, મયૂર, સર્પ, ભૂત-ગણુ ઈત્યાદિ પરસ્પર વિરોધી સત્ત્વોના સમુદાયમાં સ્નેહ વધારનાર અને સર્વ શક્તિઓના અધિપતિ ભગવાન્ કૈલાશપતિની અતિ આગ્રહ અને હઠથી કરેલી પૂજાથી, અનેક તપ, નિયમ, વ્રત અને ધર્મ તથા કર્મથી-બન્નેના સ્નેહના ફળ રૂપી એક પુત્રી રૂપી સુધાની મૂળી ન ઉગી હતે, તો એ અંતરનો કીડો દૂધમાં વિષ મેળવ્યા વિના રહેતજ નહિ. બન્નેમાંથી તાવી કહાડેલું સત્વ હોય, બન્નેના અંતરાત્માઓ મળી જઈ બીજે રૂપે બાહેર આવ્યા હોય, બન્નેના સુગુણનો સજીવ પિંડ હોય, બન્નેનાં સ્વરૂપનાં ઘર્ષણથી ઉત્પન્ન થતો ઉચ્છિખ અગ્નિ હોય, બન્નેના આરામનુ સ્થાન હોય, બન્નેને ઠરવાનુ ઠામ હોય કે બન્નેના સુખની સીમા હોય, એવી આ એકની એક કુમારી કન્યા હતી. સૂર્યની પ્રસૂતિ કૃષ્ણ હોય, ચંદ્રની પ્રસૂતિ ઉષ્ણ હોય તોજ આ દંપતીની પ્રસૂતિ બીજી રીતની હોય, એટલે આ કન્યાનુ વર્ણન કરવું એ તો પુનરુક્ત અને તેથી મિથ્યા થઇ પડશે. જો એમ કહીએ કે તે અનુપમ છે તો તે અજ્ઞાન છે. જો એમ ધારીએ કે તે સાક્ષાત્ કમળા છે તો પક્ષપાત ઠરે છે, જો એમ માનીએ કે તે ગુણરૂપની અધિષ્ઠાતા છે તો તે અસત્ય કહેવાય છે. જો એમ સમજીએ કે તે સુખનો ભંડાર છે તો હીનોપમા થાય છે. તેને અવર્ણ્ય કહેતાં પ્રમાદ ઠરે છે, સૌંદર્યસાર કહેતાં જડતા જણાય છે; માટે “ એ તે એજ ” એટલુંજ એને માટે કહેવુ એ ઉચિત કેહેવાશે કે નહિ?

આ કથાનો પ્રસંગ ચાલેછે તે સમયે કુમારી, લાવણ્ય, રંગ અને પ્રભાથી સાક્ષાત્ કૃષ્ણની શય્યાસ્થાને રહેલા સહસ્રમુખી શેષનાગને પણ ઇર્ષાથી ઉત્પન્ન થતા ઝેરથી ભરનાર—સુંદર કચવાળી આ કન્યા બાલ્યના આલયમાંથી એક પગ મુગ્ધત્વના નિકેતનમાં મુકતી હતી; તેના પાદની ચંચલતા ધીરે ધીરે મકરકેતુની સાથે તેનાં નયનકમળમાં ચઢતી હતી; તેના વક્ષઃસ્થળમાં લપ્પાઇ રહેતા મદને તેના હૃદયમાં વિકારનો રોપ રોપવા માંડયો હતો. તે રમત અને ગમતની પ્રાન્ત ભૂમિમાં ( સરહદની ભૂમિમાં) જઇ પહોંચી હતી તેથી એક તેને રાખવા,અને બીજી તેને લઇ જવા, ખેંચતી. બાલ્યની ઉચ્છૃંખલતામાંઅતિશય ફરવા હરવાથી જાણે તેના કટિતટ ઉપરનો રસ તેના નિતંબમાં ઉતરવા માંડયો હતો. તેની દેહવલ્લીને

ફાલ આવવાની તૈયારી હતી. તેના હૃદયમાં રહેલા મદનને ખોળતી ખોળતી આવેલી તેની સખી વસંતજ જાણે આ વસંતવિલાસિનીની છાતી ઉપર બેઠી હતી. તેના મનમાં લઘુતાને સ્થળે ગૌરવ આવતું હતું. અને તેના ચિત્તમાં રહેલી જડતાને કહાડી મુંકી પોતે દાખલ થવાને વિભ્રમ યત્ન કરતો હતો. તેના સ્ખલિત આલાપનુ કારણ બાલ્ય અને અજ્ઞાન કરતાં વિસ્મૃતિ અને રતિમાં જડશે. તેના વદન ઉપરના ગુલાબે કોઈ કોઈ વેળા રંગ બદલવા માંડ્યા હતા. આમ્ર, અશોક, વસંતિકા, કેતકી ઈત્યાદિ પુષ્પો ઉપર પ્રસંગે તેને અપ્રીતિ થતી હતી.

રાજ્ય કાર્યનો ભાર ઉતાર્યા પછી તથા ગૃહનુ અવસ્ય કાર્ય કર્યા પછી આ બાળાને રમાડવામાં, તેનું હિત વિચારવામાં, તેના મૃદુ અનેમંજુ શબ્દો સાંભળવામાં, તેને રમતી ટગુમગુ જોઇ રહેવામાં, કંઈ કંઇ વાર્ત્તાથી તેને હસાવવામાં, તેને મન ગમતું કરવામાં અને તેની સર્વ માગણીઓ સ્વીકારવામાં આ બંને પતિ પત્નીનો કાળ જતો હતો. તે બાહેર રમતી હોય, શય્યામાં સૂતી હોય કે કહારે ઉભી હોય—અર્થાત્ જરા પણ દૃષ્ટિથી દૂર હોય ત્યારે તેનાં બોલેલાં ટુંકાં વાક્યો સ્મરતાં સ્મરતાં, તેની નીર્દોષ રમત ઉપર ચર્ચા કરતાં કરતાં, તેનુ મલપતું વદન નયન સમીપ ધારતાં ધારતાં, અને તેના નામથીજ આનંદ પામતાં પામતાં આ દંપતી જીવિતપ્રયાણ કરતાં હતાં. ન્યાયપક્ષે તો તેની વાર્ત્તાઓ રૂપી ભવ્ય ભોજન, તેના દર્શન રૂપી મિષ્ટજળ, તેના કોમળ અને અસ્ફુટ શબ્દ રૂપી સ્વચ્છ હવા તથા તેના સ્પર્ષ રૂપી સુંવાળા વસ્ત્રથી મણિપુરનો રાજા અને રાણી વૃદ્ધ છતાં યે વૃદ્ધિ પામતાં. નવી ઉગેલી કેળના સ્નેહ રૂપી અપાર કર્પૂરથી એ બન્નેનો આયુર્દીપક ચિરકાળ અને સતેજ બળવાનો એમાં કોઇને શંકા નહોતી.

જોકે પ્રતિક્ષણ, પ્રતિદિવસ, પ્રતિમાસ, અને પ્રતિવર્ષ તેનું વય વધતું હતુ અને તેનાં ગાત્ર મહાન થતાંહતાં તો પણ માબાપને છોકરાં ક્યારે મ્હોટાં લાગ્યાં છે? ઉમ્મરે આવેલી બાળાને યોગ્ય વર સાથે જોડી દેઇ જીવિત સફલ કરવાનો અવસર સમીપ છતાં પણ તેને પારકી કરવાના વિચારથી ગમે તેવા લગ્નના હર્ષમાં યે કયો બાપ કે કઇ મા નથી ગળી જતી? માટે બને ત્યાં સુધી તેના વિવાહની વાર્ત્તા પાછલે પડાળે મુકી આ બંને જણતો આ અજ્ઞાન બાળા જેમ રમતી તેમ રમવા દેતાં, જેમ ભમતી તેમ

ભમવા દેતાં, જેમ બોલતી તેમ બોલવા દેતાં, અને ટુંકામાં જેમ કરતી તેમ કરવા દેતાં. તેમ આ બાળા પણ પિતાના પેટ કે માની છાતી ઉપર બેશીને, કંઈ કંઇ ટોળ કરીને, કંઇ કંઇ પ્રશ્ન પુછીને, કંઇ કંઇ ઉત્તર મેળવીને સાનંદાશ્ચર્ય પામતી અને પમાડતી. અનુભવનો અભાવ અને જ્ઞાનનુ તિરોધાન આ સ્વભાવે પુનિત કન્યાના સદ્‌ગુણની વૃદ્ધિને, બાધક નહોતાં. નિઃસંશય કેળમાંથી કેળનીજ પ્રસૂતિ થાયછે.

## પ્રકરણ ૧૨ મું.

### વિવાહ વિચાર.

રાજ્ય મહાલયના એક વિશાળ ખંડમાં દિવસના બાર વાગ્યાના સમયે, વિવિધ રસપ્રદ અને તુષ્ટિપ્રદ, વિચિત્ર, ભવ્ય અને મધુરભોજ્યને બરાબર ન્યાય આપીને, એક રમ્ય, મણિમય, શીતમય, ચિત્રમય, નાદમય, શાન્તિમય અને સુગંધમય હિંચોળાખાટ ઉપર બેસીને, સકલ પ્રજા મંડલનુ વિશ્રામસ્થાન, સકલ ચોરજનનુ ભયસ્થાન, સકલ પ્રેમનુ કેન્દ્રસ્થાન, સકલ દાક્ષિણ્યનુ વાસસ્થાન, અને સકલ સદ્‌ગુણનુ નિધિસ્થાન, એવો નૃપકેસરી કેસરી સિંહ, ત્રિભુવનદીપ્તિની અધિષ્ઠાતા દેવી મહાલક્ષ્મી જેવી સતી કામસેના સહિત, હસિત વદનથી પોતાની પ્રકૃતિરૂપ વસંતવિલાસિનીને રમાડતો હતો, હસાવતો હતો, ખીજવતો હતો, લડાવતો હતો. મનુષ્યકૃત મંડપમાં ફળ સહિત આમ્ર અને માધવીને આમ ડોલોચ્છવ કરતાં જોઇ વ્યોમ ઘુમટતળે રહેલાં આમ્ર માધવીને અસૂયામાંથી જડતા પ્રાપ્ત થાય એ આશ્ચર્યકર નહોતું. ચારે તરફની વૃક્ષ ઘટામાં સમાઈ રહેલાં ચાતકમિથુને રત્નખચિત મહાલયની મધ્યે મહારાણીના વદનારવિંદમાં ચંદ્રની શંકા કરી દિવસે પણ વિરહ વેઠ્યો હતો. અનેક પ્રજાજનોમાં જ્ઞાન પ્રેરનાર અને પરજનોમાં ભાર પાડનાર નૃપતિ અત્યારે તો બાળકથી પણ બાળક બન્યો હતો અને ઘેલાથી પણ ઘેલો દેખાતો હતો. ફેર એટલોજ કે આ ઘેલછા પ્રેમની હતી. ખરે! છોકરાં રમાડતાં કયાં માબાપ ઘેલાં નથી થતાં? વળી આ રાજાને તો કંઇ ચિંતા નહોતી. રાજ્ય સ્વસ્થ, પ્રજા સુખી, પ્રધાનમાં સંપ, વ્યાપારમાં તેજી, ઉપ-

જની વૃદ્ધિ, પાકનુ બાહુલ્ય, રોગનો ક્ષય, કરમાં ઘટ, પ્રતિઘર આનંદ, ગુન્હા ઓછા, એમ અનુકૂળતા–પરંપરામાં ઈશ્વરે પ્રસન્નવદની અને પ્રિયવાદિની પ્રેમાળ પ્રિયા અને લક્ષ પુત્રનુ સુખ વિસરાવી દે એવી ડાહી, વિવેકી, ચતુર અને સ્નિગ્ધ–કહ્યાગરી આત્મજા આપેલી એટલે લક્ષ્મીથી, સૌંદર્યથી, પ્રભાવથી કે ગમે તે કારણથી ખેંચાઇને, લોભાઈને, તણાઇને પૂર્ણાનંદે આજે અને અત્યારે યોગી, બ્રહ્મજ્ઞ કે હરિભક્તનો ત્યાગ કરી અહીંજ નિવાસ કરેલો જણાતો હતો. અનેક પ્રકારનાં કૌતક કરીને, હસીને, હસાવીને, પોતાના પિતાને વસંતવિલાસિની વસંતરાજ્યજ બનાવી દેતી હતી.

પણ આઠ ચક્ષુઓ છતાં યે અદેખા ચતુરાનનની ઈર્ષા કોની અજાણી છે? મણિપુરના મહારાજાને એક દિકરો તો નઅપાયો પણ તેનુ આ સુખ પણ તેનાથી ખમાયું નહિ. ઇર્ષાએ તેના સદ્વિચારનો પરાભવ કર્યો, તેથી અન્ય ઉપાયને અભાવેજ તેણે મહારાણીના કોમળ હૃદયમાં એક વિચાર રૂપી કીટક મુક્યો; અને તેમના રંગમાં ભંગ પાડચો. અરેરે! ઈર્ષા કેવી ભુંડી છે?

ઇર્ષા કેવા અનર્થ કરાવે છે? ઈર્ષાથી સંતાપ વધે છે, પણ બુદ્ધિ ઘટે છે, ક્લેશ ઉત્પન્ન થાય છે પણ શાન્તિ નષ્ટ થાય છે. ઈર્ષા એ બળતા અગ્નિની જ્વાલા છે–તે જેના હૃદયતલમાં પેઠી તેને ઉષ્ણ કરે છે, કકળાવેછે, સંસણાવે છે. પ્રદીપ્ત થયા પછી તે હોલાતી નથી–હિતૈષી થઇને મનુષ્યના હૃદયમાં તે પેશી જાયછે, અને પછી દુષ્મનની ગરજ સારે છે. તે વ્હાલાંમાં વેર કરાવે છે, કુટુંબમાં ક્લેશ ઘલાવે છે. વળી પરજન કરતાં સ્વજન હોય ત્યાં તેનું બહુ ચાલે છે. આખા જગતના લોકોનો ઉદય થાય તેનુ કંઈ નહિ પણ કોઇ સગા કે સબંધી કે મિત્રજનનુ રૂડુ થાય એટલે ઈર્ષા પ્રબળ થાય છે. ઇર્ષાને લાભની અપેક્ષા નથી. તેને પારકાની હાની ઉપરજ પ્રીતિ છે. પોતાથી ઉતરતા જન બરાબરીઆ થઇ જશે, કે બરાબરીઆ વધી જશે એવા ભયથી અને ચઢતા જન ઉતરતા નથી થતા તેના દુઃખથી ઈર્ષાળુ પુરુષનુ હૃદય ખાખ સમાન થઇ જાય છે. ભૂત કાળની બળતરા, વર્તમાનની શોચના અને ભવિષ્યની ચિંતાથી ઇર્ષા સર્વ કોઈ પ્રાણીમાત્રનો વધતો ઓછો ભોગ લે છે. વળી વધારેઃ- અવ નવાં કલ્પિત કારણો ખોળી ઇર્ષા દ્વેષ અને વૈર ઉભાં કરે છે, અને તેજ વૈર તથા દ્વેષને નવી નવી કલ્પનાઓથી વર્દ્ધિત કરે છે. અન્યોન્ય વિશ્વાસ અને પ્રીતિના

પાયા નાભિકમળ સુધી ઉંડા ગયા હોય તોપણ ઇર્ષા એક ઇર્ષત્ સ્પર્શથી તેમને ડડળાવે છે, કળાવે છે. ઇર્ષા વ્હાલાને વેરી કરે છે; અને તેજ વ્હાલાઓનુ ભુંડુ કરવા વેરીને વ્હાલા કરે છે. જેના હૃદયમાં ઈર્ષાનુ મૂળ પેઠુ તેના સુખનો અંત આવે છે–તેને સુખ દુઃખરૂપ થઇ પડે છે, ઘર સ્મશાનવત્ લાગે છે, અનુકૂળતાઓ પ્રતિકૂળતાઓ થાય છે; ટુંકામાં સુધા પણ વિષ તુલ્ય લાગે છે. સર્વથા મહાકવિ શેક્સપીયરના

"O, beware, my lord, of jealousy;
It is the green-eyed monster, which doth make
The meat it feeds on."

એ અનુભવી અને અમર શબ્દોના મનન અને નિદિધ્યાસનના દુર્ગમાં સમાઈ રહી, સર્વ કોઇ આત્મહિતેચ્છુએ અનેક પ્રકારનાં તીવ્ર, અદૃશ્ય અને ગેબી ઇર્ષાનાં શરને પેસતાંજ રોકવાં જોઈએ. ઇર્શાથી જે લેવાયો તેને દૈવેજ ખાધો. પણ દૈવે ક્યાં આ ભુંડી ઈર્શાને પર કરી શક્યો છે? તેણેજ જો તેને વિમુખ કરી હોય તો અત્યારે સર્વ પ્રકારના ઉચ્ચ સુખમાં મગ્ન થએલાં આ દંપતીને સંતાપવા શું કરવા તે એક અણગમતો વિચાર ઉત્પન્ન કરે?

જાણે આવા કોઇ વિચારથી હરખાઇ હોય એમ પુત્રીને ઉદ્દેશી મહારાણી બોલી " બેન, રૂપાળો વર જોઈને જ્હોર તને પરણાવીશું ત્યારે, કની, ત્હારી પાસે ચંદ્રપૂજન કરાવીશું; અને ઝાર કરાવી ત્હારી નણંદ સાસુને એકેકી હીરાની માળા આપીશું." કંઇક લજ્જાથી નમ્રમુખી થઈ વસંતવિલાસિની બોલીજ નહિ ત્યારે ફરીથી તે બોલી " કેમ બેટા! તને પરણવું ગમશે કે નહિ? તું બા બોલે નહિ ત્યારે તો શાકામનું? કહેતી શેં નથી જે. " વસંતવિલાસની બોલી " બા!. તને એવી એવી વાંતો બહુ ગમે છે. એમાં તે શું પૂછવું ને શું કહેવું? જો પેલી મેના યે એકલી એકલી કેવી રમે છે? " કંઇક ધ્રાશકો પડ્યો હોય એમ રાણી બોલી " બેટા, હવે તો તું મ્હોટી થઈ તે ત્હારે માટે રોજ ત્હારા બાપ વિચાર કરે છે–પણ તને પરણાવીશું તો ખરાં; પણ જૂદી રાખવાની નથી. " પણ આ વાતથી કંઇ વિચાર વ્યાપવાથી એકદમ તેના ગુલાબી

વદન ઉપર ઇંદ્રધનુષ્યની પેઠે રંગની જવર અવર થવા લાગી અને માન-શકુન થયા હોય એમ તેના કાળજામાં તેલ રેડાવા લાગ્યું; તેથી તે બી-ચારી આ અણગમતી વાતથી અલગ રહેવા માટે બારીએ દીર્ધિકા ઉપર રમતું સારસમિથુન જોવાને જતી રહી. માતાએ તેને જવા દીધી, પિતા-એ તે ગઇ તે જાણ્યુંજ નહિ.

મુછના અગ્રવાળ ઉપર આંગળી ફેરવતાં ફેરવતાં કેટલીએકવાર વિ-ચાર કરી જરા ગંભીર મુખ રાખી રાજા બોલ્યો, "પરગામના રાજપુત્રો કરતાં ગામના ગૃહસ્થો શા ખોટા? વૈર અને કુસંપ તથા કુસંગથી પરાધિન થએલા પરરાજાના ઉચ્છૃંખલ અને અભિમાની દીકરાઓના તાબામાં આ ફુલને કેમ સોંપાય? શો વિશ્વાસ એવા જનનો જેની સાથે ઓળખાણ પણ લગ્નપ્રસંગે થાય? ખાંડાથીજ પરણનાર રાજાઓ ઠેઠ સુધી ખાંડુ ને ખાં-ડુ રાખે ત્યારે? વળી ગુણ દોષની પરીક્ષા વિના કેવળ લક્ષ્મી, કુળ કે કીર્તિ ઉપર મોહ પામી, આવી ગાય જેવી દીકરીને કોઈ ક્રોધી, પ્રમાદી, કે લો-ભી વા સ્ત્રૈણને હસ્તગત કરવી એ કેવી નિર્દયતા? વળી આપણે ક્યાં કશા-ની ખોટ છે? આ સર્વે વસંતબાનુંજ છેતો. ત્યારે મનેતો પેલો સુગુણસિં-હ બધી રીતે ઠીક લાગેછે. કહે વારૂ! ત્હારો શો વિચાર છે?" રાણી, "હા એએ ખરો-દેખાવડો તો વસંતજેવો છે. બોલવે ચાલવે પણ શીળો છે, પણ વસંતને ગમે ત્યારે કની?" રાજા, "વસંતને શામાટે નહિ ગમે? જો એ શૂરો તથા દયાળુ છે, લક્ષ્મી છતાં તેનુ ફલ જે ગર્વ તે તેનામાં નથી; યૌવન છતાં તેનુ જે ફળ ઉચ્છૃંખલતા તે તેનામાં નથી. કીર્તિ છતાં તેનો તેને મદ નથી. મોહ તેને મારી શક્યો નથી. લોભ તેને ધારી શક્યો નથી. હવે એ નહિં ગમે ત્યારે કોણ ગમશે?" "હા, છે તો એમ; આંખમાં તો જાણે જાદૂભર્યો છે. મ્હોં તો જાણે પૂનેમનોજ ચંદ્ર; ખરે કણાગરોયે ખરો. બેનના કણામાં તો રોજ રહેશે, ઠીક વર તો ખાસો છે;" આટલું બોલી વિચારમાં લીન થઈ જાણે દીકરીનુ દાન અને તે ઉપર રાજ્યની દક્ષિણા આપવા માંડ ધાલી માંહ્યરામાંજ બેઠી હોય, સમીપવર્ત્તિ બૈરાંનાં વરકન્યાનાં વખાણનાં જોડ-કડાંજ સાંભળતી હોય, વરકન્યા સામે જોતી "ભવોભવ આવુ સુખ દીક-રીને હજો" એવી આશિષ દેતી હોય એમ મહારાણી જણાવા લાગી; અને રાજાના નીચેના શબ્દોથીજ ભવિષ્ય પર્વમાંથી વર્ત્તમાન અનુભવમાં

આવી. "સુગુણસિંહ વિદેશથી બેચાર રોજમાં આવશે. એના બાપની મ્હેં હા લીધી છે. એટલે હવે ચારેક દીમાં ભર દરબારમાં ચોલ્લો કરીશું. કેમ તને ફાવશે કની? રાણી "હા. ઠીક છે. પણ જે કરવું હોય તે પેહેલેથી કેહેજો. ચાર સગાંને બોલાવવાં પડશે. એમ "ઉડ ઉડ" થવાનું નથી. ઉપન્યું ત્યાંથી નિપન્યું તમે તો કરો-પણ અમારે તો ખોટું દેખાય." રાજા "આ કહ્યું એમાં શું કહેવું છે? કરજે ત્હારે જે બંદોબસ્ત કરવો હોય તે; પણ જરા વસંતબાને વાત કરજે." રાણી," એમાં એને શું પુછવું છે? એ બાળક તે શું સમજે-તમે આવડા મ્હોટા એને માથે બાપછો ને એતે શું કેહે?" રાજા " ના એમ નહિ-એની રુચિ પ્રમાણેજ કરવું. એમાં આપણું કર્ત્તવ્ય છોકરીને જન્મારો નડે માટે તેની મરજી પેહેલી લેજે." રાણી " હવે એક દહાડો સે'જ વાત નિકળી'તી ત્યારે એણે તો સુગુણનુ નામ સાંભળી મ્હોં મરડયું હતુ. પણ એનુ ધાર્યું કંઇ થાય કે શું ? એ કેદા'ડાની ડાહી ? હવેથી સાથે રમાડીશુ, બેસાડીશું, જમાડીશું એટલે મન મળી જશે, એમાં તે કેટલી વાર?" પ્રિયાની અજ્ઞાનતા ઉપર હાસ્ય કરી, દીકરીને સુગુણ ફાવતો નથી એવી કંઈ શંકાથી તે જરા વિચારમાં પડયો. રાણી બોલી, " સાંભળ્યુ. કે-કરો ઉતાવળ? કળ,ઘર ને વર ત્રણે મળ્યાં. પછી શું જોઈએ? પછી વરાઈ જશે તો પડશે પંચાત" માતાની વત્સલતા ઉપર વિચાર કરી પત્નીની ત્વરા ઉપર તેને માઠુ ન લાગ્યું; તેથી તેના સામે હસી રાજાએ કહ્યું, " ઠીક છે, તું કહીશ એમ કરીશું-હવણે તો કંઈ નથી. ધણીનુ ધાર્યું થાય છે. પણ હવણે જા; બેંન સાથે આ વાતતો કરી જોજે." આ શબ્દોથી સંતુષ્ટ થવું કે ન થવું તેની કંઈ ફામ વિના આજ્ઞાનુગામિની પ્રિયા પતિનુ હસતું વદન નિરખતી નિરખતી ચાલી ગઇ.

પોતાના મનમાં એક વાત ઠીક લાગી એટલે તે વાત વિરુદ્ધના તમામ રદ્દીયા નકામા ગણી તથા તે વાતમાં સર્વ સાનુકૂળતાઓ ગ્રણી સ્ત્રીઓ તે વાત કરવાને દિવસ રાત શ્રમ કરે છે. એક વાતમાં લુબ્ધ થઇ એટલે સ્ત્રીઓને અહિત હિતના વિચાર રહેતા નથી. વળી " અજવાળી પણ રાત" તેમ ગમેતેવી ડાહી તો પણ આ રાણી સ્ત્રી હતી તેથી ડાહાપણ અને અનુભવ તથા જ્ઞાન તેનો વેગ અટકાવી શક્યાં નહિ. તેથી સુગુણ સર્વે રીતે લાયક એક વેળા નજરમાં આવ્યો એટલે તેનેજ કન્યાદાન

દેવાને આ સતી તો દુરાગ્રહ થઇ; પણ એક શબ્દમાંજ દીર્ઘદર્શી રાજાનું મન એ ખાતે ઢીલું પડી ગયું. તે સારી રીતે જાણતો હતો કે પ્રેમ કૃત્રિમ હોય નહિ, હોય તો તેમાં સુખ હોય નહિ–તે પણ હોય તો અંતે શતધા દુઃખની ઉત્પત્તિને માટેજ; તેને અનુભવ હતો કે વગર સ્નેહે જોડાયલાં વરકન્યા અન્યોન્યનાં દુશ્મન થઈ જાય છે. તેમ પોતાની એકની એક દુહિતાનું યાવજ્જીવ સુખ સાચવવાનો તેને તો આટલો આજ પ્રસંગ હતો. તેમાં પણ રાજ્યની માલિક જ્યારે ત્યારે દિકરી થાય તો તેનો શિરછત્ર તેનો પતિ પણ તે રાજ્યપદને ઉચિત જોઈએ એ વાતનો પણ વિચાર તેનેજ કરવાનો હતો. તેથી નિત્ય વ્યવહારની, રાજ્યની અને બીજી સર્વે વાતોને લઘુ ગણી અત્યારે આ ઝુલતા હિંચકા ઉપર દેહને હિંચાવતો રાજા, મનને, દિકરીના વિવાહના વિચારના હર્ષ, શોક, ચિંતા અને વિતર્કની સાંકળે મઢેલા હિંચકા ઉપર ઝૂલાવવા લાગ્યો અને કાંક નીચે પ્રમાણે ગણગણવા લાગ્યો.

“ કોઈ નાલગોલને કન્યા આપીએ અને બાપની મીલકતના છકમાં કન્યા તેને બદે નહિ, કે તેને દબાવે કે તેનું કહ્યું ન માને અને છેલ્લે તે બીચારાને દુઃખદે ત્યારે મ્હેં તો મ્હારે હાથે કરીને દીકરી આ ભવમાં અધમ બનાવી અને પેલે ભવ પતિત બનાવી ! અરે એમ કેમ થાય ? વસંત એવું કરે એવી તો નથી. પણ હાથીને અને સ્ત્રીને અંકુશતો જોઈએ. વળી “ **स्त्रीबुद्धिःप्रलयकृता** ” ત્યારે મ્હોટી થયા પછી એ કેવી નિવડશે તેનુંએ શું કેહેવાય? પણ હવે–જોઉ ” એમ કહી આંગળીના વેઢા ઉપર અંગુઠો મુકી ગણતાં ગણતાં તે બોલ્યો, “ આગળ પાછળના રાજાઓમાં શો માલ બળ્યો છે? મણિપુરવાળો લંપટ નિવડયો, બીજો છોકરો ગુમ થઇ ગયો. અજમેર, જેપુર, હસ્તિપુર, કમળપુરમાં કંઇ વટ કે માલે નથી. અફીણનું વ્યસન વધી પડયું. કોઇની પ્રજા પીડિત તો કોઇની જાત વ્યથિત; કોઇને માથે દેવું; કોઇ સ્વચ્છંદી તો કોઇ કલંકિત; વળી એવો કોઇ મહાન નથી કે જેનો દીકરો લાયક કહેવાય–સુગુણજેવો તો કોઇ જડનાર નથી–પછી ધરતીના છેડા સુધી નજર ફેરવો. પણ એ એને નગમે ત્યારે ! ત્યારે સંતાપ. હવે જે પુત્રીને માટે ભર જોબનમાં મહા કષ્ટ વેઠેલાં, જે પુત્રીને કુખમાં રાખી લાડ લડાવી ઉછેરી પાલવેલી અને આ સ-

વૈસ્વ પણ જેને સાંપવાનુ છે તે એકની એક જીવિતાધિક પુત્રીનુ આટલું આએ સુખ ન જળવાય ત્યારે ધિક્કાર પડયો આ રાજ્યનીતિમાં અને ધિક્કાર પડયો આ પિતૃત્વમાં. વળી હવે સમય પણ સમીપ આવ્યો. કન્યા કુંવારી પણ કેમ રખાય? " દીકરી ને એઠુ ધાન્ય, વાસી રખાય નહિ. " આપણે મન તો અધાક્ષર બોલતી એ નાનકડી ને નાનકડીજ છે પણ વરષ વરષનુ કામ કરે છે. શરીર સાથે પાકુ લેંણું એટલે ના'ની તોએ મ્હોટી દેખાય છે. લોકોએ તો રાજા રામને પણ નથી મુક્યા ત્યારે આપણી વાતો કરેજ તો. પ્રધાન પણ એ વાત કેહેતા હતા. પણ કરવું શું ? નિકળી પડું એને માટે વર ખોળવા ? રાજ્યકાર્યનુ તો કરી લેશે પ્રધાન. પણ એમે કેમ થાય? મ્હેં તો એને માટે ખોળ્યોજ હતો તો પણ તે એને ન ગમે ત્યારે શ્રમ વ્યર્થ જાય-લોકમાં બમણી હાંસી થાય. વળી એ દીકરી અને બાળક. તે શરમથી ન ગમતાંયે હા કહી બેસે તો એનો જન્મારો બગડે. પણ એને સુગુણ નથીજ ગમતો એવીશે શી ખાત્રી? હોય. એ ન પણ ગમે. કહ્યું છે કે **भिन्नरुचिर्हिलोकः** * * *

પણ એક દિવસ મ્હોં મરડયું તે કોણ જાણે શાયે કારણથી હોય માટે એક વેળા આ વાતતો નક્કી કરૂ. આવવાદ્યો સુગુણને, પછી એની દાસી દ્વારા--" પણ આટલા વિચાર કરી હીંચોળાખાટમાંથી જેવું ઉઠવાનુ કરે છે તેવોજ તેની દૃષ્ટિએ સુગુણસિંહ શિવાય બીજો કોણ પડે. ? તાત્કાલિક હર્ષ અને આશ્ચર્યથી તેને રોમોદ્દગમ થયો. તેનાં નયન સુગુણ સામે ઠરી રહ્યાં. પણ થોડીજ વારમાં સદૈવ આનંદમાં રેહેનાર સુગુણસિંહના વદનશશિને શોક-રાહુએ છાયેલો જોતાંજ હર્ષને બદલે તેને શોક થવા લાગ્યો. તથાપિ વીર પુરુષો શોકને બહુ વાર પોતાના હૃદયસ્થળમાં ટકવા દેતા નથી. ઝટ તેનો પ્રતિકાર કરે છે. તે પ્રમાણે ગમે તેવા સંકટનો પણ ઉપાય કરવાની પોતાની શક્તિને બરોબર જાણનાર આ નૃપતિ, પાદસમીપ પડેલા સુગુણને " ઉઠ ઉઠ " એમ કેહેતો પૂછવા લાગ્યો, " ભાઈ સુગુણ ! શું છે આ ? તું સુગુણસિંહ ! મ્હારા રાજ્યનો ધ્રુવતારક-મ્હારી કીર્ત્તિનો સ્થંભ-તું આજે આમ-વીલે મ્હોંએ. ? આ શું ? બોલ ઝટ શું છે ? સુગુણસિંહ બે હાથ જોડી બોલ્યો " પૃથ્વીનાથ ! આપત્કાળ અને દૈવ પ્રેિરિત, અને ઉપકારનો બદલો ન વળાયો એ ફળ. " રાજા " ચિંતા

નહિ. અક્ષરશઃ વાત કહીજા. જે હશે તેનો ઉપાય થશે. ઇશ્વરે ઉપાય વિના કંઇ વસ્તુ રાખી નથી. ” સુગુણે ધીરે રહી સર્વ વનની વીતક કહી સંભળાવી. “ ધિક્—રામ રામ, ચિંતા નહિ. હવણે ખોળી કં'ડાવું છું, એ દુષ્ટોના શા ભાર છે ” ઇત્યાદિ ઘડી ઘડી બોલતો રાજા સુગુણને આશ્વાસન દેવા લાગ્યો; અને તેજ સ્થળે પ્રધાનને બોલાવી બસેં બસેં સવારોની ટુકડીઓ આઠે દિશા તરફ ચોકશ તપાશ કરવા સપાટાબંધ મોકલી દેવા લાગ્યો. અવર જનને કંઇક આશ્ચર્ય લાગ્યું તો ખરૂં પણ થોડીજ વારે દિવાનખાનામાં આવી ધર્માસન ઉપર વિરાજી પ્રજાની વિવિધ અરજો ઉપર યોગ્ય આજ્ઞાઓ કરતાં જરા પણ આ રાજા ખિન્ન જણાયો નહિ તેથી તે આશ્ચર્યમાં પ્રજાને કંઈ ખેદ થયો નહિ. આમ ન્યાય કરતાં આ મણિપુરના નરપતિએ તે દિવસનો રહેલો શેષ ભાગ ગાળ્યો. સુગુણ પણ અંતરમાં ઉગતાં આશાનાં અંકુરેથી પ્રફુલ્લ જણાતો જેવો ઘરથી વિદેશ ગયેલો તેવોજ પોતાના ઘરમાં પેઠો. બીજી તરફથી પેલા શોધ કરવાને મોકલેલા અશ્વારો આનંદ અનુભવતા અનુભવતા, અનેક પ્રકારના તર્ક કરતા કરતા, હાસ્યવિનોદથી તાણીને હસતા હસતા, વારે વારે હાસ્ય કરતા કરતા, અશ્વની ખરીથી ધરાને ધમકારતા ધમકારતા, પગના અસહ્ય સ્પર્શથી ખસી જતી રેણુકાને ચારેપાસ ઉડાવતા ઉડાવતા, કંઈ કંઇ જાતનાં કૌતક જોતા જોતા, ગિરિ, ગુહા, કંદર, નાળાં, રૂહેઠાણો, વિસામા, માળા, ઘાસની ગંજીઓ અને અખાડાઓ તપાસતા તપાસતા નિરંકુશ નિર્મિત દિશા તરફ ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૨ મું.

### બે અરજદાર.

કન્યાને માટે યથેચ્છ વરની શોધ કરવામાં રાજાનો, તેના લગ્ન સમયે કરવાની પેહેરામણીઓ કરવાના વિચારમાં રાણીનો, યદચ્છા ફરતાં કંઇ કંઈ અપરિચિત વિકારો અનુભવવામાં વસંતવિલાસિનીનો અને દિવસોની ગણત્રી કરવામાં સુગુણસિંહનો, કાળ ધીરે ધીરે કેટલોયે વહી ગયો. કાળમહોદધિમાં એક દિવસની છોળ બીજા ઉપર વાગવા લાગી; એક આ-

સનુ તરંગ બીજા ઉપર પડવા લાગ્યું. પણ હજી કંઇ પત્તો લાગ્યો નહિ. જ્યાં ગયા ત્યાંથી અશ્વારો અને ચારો પાછા આવ્યા. સેનામાં ખરેખરા તોરા હતા તેમના શ્રમ પણ વ્યર્થ ગયા. વિશ્વાસુ, મેહેનતુ, નિમકહલાલ અને કાબેલ પુરુષો પણ બ્હીલા જેવા દેખાવા લાગ્યા. મોકલેલા મનુષ્યોમાંથી માત્ર એક જણ આવ્યો નહોતો—તે ક્યાં ગયો તેની કોઈને ખબર રહી નહોતી. તેમ તે પાછો ન આવવાથી પ્રસંગે કંઈ આશાનાં કીરણ દેખાતાં હતાં; પરંતુ એકંદર મત તો એવુંજ હતું કે ન આવેલો તો માત્ર ખુટીજ ગયો અને જેની આટલી બધી શોધ થતી હતી તેની તો

## क्ष्याद्रिरंगलतिकानियतंविलुप्ता.

આ શંકાથી રાજાને ઉદ્વેગ થતો હતો, સુગુણને મહા શોક થતો હતો; અને પ્રધાનને ચિંતા થતી હતી. પ્રતિદિવસ " શું કરવું " તેના વિચાર ચાલતા હતા. અને આજે શુક્રવાર છતાં સમય વીત્યા છતાંયે ધર્માસન ઉપર રાજા વિરાજિત નહોતા તેનુ પણ આજ કારણ હતું.

નક્ષત્રી પૃથ્વી કરી હસિત વદનથી ઉભેલા મહા ઉગ્ર પરશુરામ જેવો ભગવાન સૂર્યરાય આકાશના મધ્ય ભાગમાં એકલો નિષ્કંટક રાજ્ય ચલાવતો હતો. અજ્ઞાનને બાળી નાખવાનો જાણે તે કુંડ હોય એમ દિસતો હતો તે એદીને ઉંઘ અને ઉદ્યોગી ને ચંચળતા આપતો હતો. પોતાના હઝાર કર વડે તે આખી ધરતીનુ પાણી હરી લેતો હતો. અત્યારે તેનો પૂર્ણોદય હતો; તદપિ પ્રમાદને તે તિરસ્કારતો હતો.

આવા મધ્યાહ્નના સમયે રાજ્ય મહાલયના દિવાનખાનામાં દફતરી લોકો પોતાનાં દફતરો છોડી—કોઇ કાગળો વાંચવા મંડી ગયા હતા,—કોઇ શે'રા લખતા હતા, કોઇ લખાવતા હતા, કોઈ કલમ કરતા હતા, કોઇ ચશ્માં લો'તા હતા, કોઈ તમાકુ કરતા હતા, કોઇ પટી ખાતા હતા, કોઈ તકરારી તુમારના ખુલાસા કરતા હતા, કોઇ કાયદાની બારીકી શોધતા હતા, પરંતુ સિંહાસન પાછળ બંધ રહેલા કનકદ્વાર તરફ પ્રતિક્ષણ તેમની દૃષ્ટિ એની મેળેજ જતી હતી. તે તરફથી આવતા લેશ પણ અવાજથી સર્વે સ્વસ્થ થઇ જતા. આ રાજ્યની કચેરીમાં સર્વ ગાદીઓ ભરાએલી હતી.—માત્ર બેજ ખાલી હતી. તે પૂરાવાની વાટ જોતા હોય એમ ચોબદારો કનકની છડી લેઇ તાકતા ઉભા રહેલા હતા. જાતે હાજર થએલા અરજદારો, પ્र-

તિવાદીઓ અને વાદીઓ પણ ઉન્મુખ થઈ રહ્યા હતા. રાજાના ન્યાયથી સર્વતઃ સંતોષ વર્તતો હતો; તેથી વાર તલવારની ધાર જેવી લાગતી હતી. રોજની વેળા વટી ગઇ–એકવાગ્યો–બેવાગ્યા–ત્રણ વાગ્યા; ઉઠવાનો પણ સમય થવા આવ્યો; પણ હજી કોઈ આવ્યું નહિ. તેથી વિવિધ પ્રકારના તર્ક અને ગપના વાયરા વાવા લાગ્યા. એકે, બીજાએ અને છેલ્લે સર્વ કામદારોએ કલમો કાને ખોશી, ચશ્માં કપાળે ચઢાવ્યાં, પાઘ, મુકુટ કે ફેંટા હેઠે મુક્યા. કેટલાએક કંઇ બ્હાને પગ છુટો કરવાને બારણે ગયા, કેટલાએક આડા થયા, કેટલાએક કોઇ વાતોડા કામદાર આગળ ટોળુ વળી ઉભા. અરજદારો પણ આજે પેહેલવે'લીજ નિરાશા અનુભવતા બીજી રજુવાતે આવવાના ઠરાવો કરી અથવા અંદર અંદર સંપી જઈ પાછા જતા રહ્યા. કોઇ રહ્યું નહિ. માત્ર બેજ અરજદારો રાજાની વર્ષાવત્ વાટ જોતા બેસી રહ્યા હતા. ઘડીએ તો ચાર વગાડ્યા. હજી ન આવ્યા પ્રધાન કે ન દેખાયા રાજા. તેમ પ્રતિહારો પણ રાજા પ્રધાનની કંઇ ખબર કહી શક્યા નહિ. સમય વીતી ગયો તો હવે ઘેર જવાની ચટપટી થઈ. પેહેલું કોણ બોલ્યું તે જણાયું નહિ–પણ માંહોમાંહ્યથી શબ્દ થયો કે હવે "જવું." પણ પેહેલ કોણ કાહાડે ? ઉભા થાય ને બેસે. પોટલાં બંધાયાં. કલમો લ્હોવાઇ, ચશ્માં ડાબડામાં ઘલાયાં–પણ કોઇથી જવાય નહિ. આ સર્વ જોઈ પેલા બે અરજદારનાં મ્હોં સુકાઈ જવા લાગ્યાં. તેમના શરીર ઉપર ભૂખના પ્રહાર હતા, ચિંતાના ઝટકા હતા, પ્રજાગરની વેદના હતી. તેમાં નૃપ રાજ્યાસન પર નહિ વિરાજે એવું કંઈક કામદારવર્ગની હિલચાલ ઉપરથી જણાયાથી બન્ને એક બીજા સામે જોઇ રહ્યા. એટલામાં આવી એક પ્રતિહારે તેમને બીજી રજુવાતે આવવાની સમજુત કરી તેથી તેઓ તો બોલ્યા નહિ પણ તેમના વદનોએ તેમનો શોક કહી દીધો. તદપિ તેઓ ઉઠ્યા નહિ; કામદાર–મંડળને જરા અકારા લાગ્યા; એ બેને લીધેજ તેમનાથી જવાયું નહિ. "**स्वार्थेदोषान्नपश्यति**" એ પ્રમાણે પોતાને માટે આટલા બધા જન ખોટી થાય છે, એવું ન સૂઝયું આ બે અરજદારને–કે અરજદારને પાછો નજ કેહડાય એ વાત ન સાંભરી આ રાજ્યમંડળને; તેથી અન્યોન્ય કટાક્ષ પ્રહાર થવા લાગ્યા. પણ એટલામાંતો અંદરથી અચિંત્યો "જય જય" શબ્દ સર્વના કર્ણે ઉપર પડ્યો. રાજ્યશાળાના મેહેતાજીને આવતા સાંભ-

ળી સર્વ શિષ્યજન પોત પોતાને યોગ્ય સ્થાને ચપો ચપ બેશી ગયા. સર્વ-
ની સલામો ઝીલાયા પછી, સર્વના શે'રાઓમાં સહીંઓ થયા પછી, બંદી
જનોએ સ્તુતિ પાઠ ગાયા પછી અને હાજર રહેલા અરજદારોના કામના
નિવેડા અણાયા પછી બાકી કામની મુદ્દતો નાખવામાં આવી.

આ રાજાના વખતમાં કામ કહાડવાની ઘણી છુટ હતી. પદ્ધતિ એવી
રાખેલી કે એક કામ રજુ થાય એટલે પક્ષકારોની હકિકત સંભળાતી. અને
પછી પ્રધાન સાથે વાત કરી રાજા તુરત છેવટની આજ્ઞા આપતા. તેજ
આજ્ઞા બીજા લેખકો લખી લેતા ને તેમાં ભૂપાલની સહી થાય એ-
ટલે તરત બીજા પાસે બેઠેલા નોંધી લેતા હતા. આથી કામ એવી ઝડપ-
થી ચાલતું હતું કે આજનુ આજ અને કાલનુ કાલ થઇ જતુ. કામ ઉધારે
કે શિલિકે ભાગ્યેજ રહેતું. પ્રજાને સાંઘો અને વ્હેલો વાજબી ન્યાય મળ-
તો. સર્વ વર્ગના લોકોને સરખો ઇનસાફ મળતો તેથી શ્રીમાન્ ગરીબને કન-
ડી શકતા નહિ અને ગરીબ શ્રીમાન ઉપર મિથ્યાઅપવાદ નાખી શકતા
નહિ. વળી આ મહારાજાને સર્વ જન ઉપર પ્રેમાલ કરુણા દૃષ્ટિ હતી તે-
થી રખેને આપણું ખોટું જાણી આપણા ઉપર ઇતરાજ થાય એવી ધારણા-
ને લીધે અસત્ય-સંભાષણ કે પ્રપંચ-રચનાનુતો નામજ નહોતુ લ્હેવાતુ.
તેમ આ રાજ્યમાં ગુન્હાઓ પણ થોડા અને ન્હાના હતા. એટલે સહજવા-
રમાં પોતાનુ કર્ત્તવ્ય કરી રહ્યા પછી સિંહાસન ઉપર જરા આડા થઈ નરપ-
તિએ નવા અરજદારને પોકરાવ્યા; તો પેલા બે અરજદારો શિવાય બીજુ
કોણ હોય?

આ બન્ને અરજદારો એકજ હતા. તેમાંનો એક વૃદ્ધ જેવો દેખાતો
હતો. બીજો જુવાન હતો. બન્નેનાં વદન કરમાઈ ગયાં હતાં, બન્નેએ શ-
સ્ત્ર સજેલાં હતાં. બંન્નેની આકૃતિઓમાં મહત્તા હતી. જાણે વખાના મા-
ર્યા આ સ્થળે આવ્યા હોય એવા તે દિસતા હતા. તેમાં જે જુવાન હતો
તેની મુખમુદ્રા પ્રભાતના ચંદ્ર જેવી હતી. પણ તે ઉપર પ્રતાપ પ્રભાત-
ના સૂર્ય જેવો દેખાતો હતો. પાંજરામાં પડેલા સિંહના જેવી તેની ગતિ
હતી. તેની નીચે નમેલી આંખ્યોના અગ્નિને, પ્રકાશિત કાચનાં ઢાંકણુ ન
હતતો તે બજારો ને બજારો બાળી નાખે એવો સંભવ જણાતો હતો. તે-
ના વિશાળ કપાળમાં પોતાનાં અને પ્રજાનાં પ્રતિબંબ જોઇ રાજા અને પ્ર-

ધાનના મનમાં ઈંદ્રજાળનો ભ્રમ પેઠો. રઘુની પણછ જેવી તેની ભ્રમરો હતી. તેની ભૃકુટિમાં કોટીના જીવિતનો આધાર હતો. તેના કંઠનો શંખ વાણીમાંજ દંખ દેઈ આખી સભાને ઝંખવાણી કરવા સમર્થ હતો. બળ અજમાવવાનુ સ્થાન ન જડવાથીજ તેના આજાન બાહુ હાલ્યાં કરતા હતા. તે પગથી હાથી હતો, કેડથી કેસરી હતો, કંઠે કોકિલ હતો, આંખે ખંજન હતો, કેશે કાળીનાગ હતો. દેહવાટિકામાં અંગ રૂપી પુષ્પનાખીલવણુથી તે જાણે સાક્ષાત્ વસંતરાજ હતો. ગુરૂજનની અકૃપાથી વિદેશ સેવતો તે જાણે રામચંદ્રજી હતો, બલીરાયને ત્યાં ભિક્ષા લેવા જનાર તે વામનજી હતો. તેનામાં શીતલતા ચંદ્રની હતી, પ્રકાશ સૂર્યનો હતો, ધૈર્ય ધરાનુ હતું, દાક્ષિણ્ય પવનનુ હતું, મહાનુભાવતા આકાશની હતી, અને ગંભીરતા મહાસાગરની હતી. કરણની ત્યાગશક્તિ, દુર્યોધનની નીતિ, ધર્મનુ સત્ય, ભીમનુ બળ, કૃષ્ણનો પ્રેમ અને અર્જુનનુ શૌર્ય એ સર્વે એના લઘુ દેહમાં અન્યોન્યથી અધિકતર સત્તા મેળવવાને યત્ન કરતાં હતાં.

આવા વિરલ બાળકને આ વૃદ્ધ દેખાતા પુરુષની સાથે નૃપતિ-પદ સમીપ આવતો જોઇ કોઈને હર્ષ, કોઇને સંદેહ, કોઇને આશ્ચર્ય અને કોઇને ભ્રમણા થવા લાગ્યાં. છેવટ " શી અરજ છે? " એવા ધ્વનિની સાથેજ આ યુવાન બોલ્યો " મહારાજા! આ સાથે આવેલા આર્યજન મ્હારા શિરછત્ર છે. હમે ક્ષત્રીઓ છીએ. આપત્કાળથી અમારૂં સર્વસ્વ ગયુ છે. આપની ખ્યાતી સાંભળી હમે બન્ને અહીં આવ્યા છીએ-પણ યાચના માટે નહિ. હું જુવાનછુ-માટે આપની કોઈ સેવા મન ક્રમ વચને કરવા ખુશી છું. અનેક સ્થળે જય મેળવી વિપરીત દૈવથી આ અવસ્થા ભોગવનાર આ ક્ષત્રીયજન વૈદ્યક સારૂં જાણે છે. તેથી તેઓ પણ આપના રાજ્યમાં નિરૂપયોગી નહિ જણાય. જો ઇચ્છા હોય તો આવેળાથીજ આપના પરિચરવર્ગમાં મને દાખલ કરો. આપની સેવા કરીશું અને ઉપકાર માનીશું." આટલું બોલતાં તે જરા ગળગળો તો થઇ ગયો પણ રૂાંદી જેવી જિવ્હા, મોતી જેવા દાંત અને પ્રવાળજેવા ઓષ્ટથી નિકળતા તેના શબ્દોએ સભામંડળની સર્વ ઇંદ્રિયોને સ્તબ્ધ બનાવી દીધી હતી એટલે કોઇનુ લક્ષ તે ઉપર ગયુંજ નહિ. જાણે તેના શબ્દની ધારા હજુ પણ

કર્ણ ઉપર પડતી હોય એમ સર્વ કોઈને લાગવા માંડયું. રાજા તો જાણે તેના રૂપના અર્ણવમાં ન્હાવા લાગ્યો, તેના ભ્રૂભંગમાં ધવાવા લાગ્યો, તેની પ્રભામાં સમાવા લાગ્યો, અને તેની શબ્દ–જાલમાં ફસાવા લાગ્યો. તોપણ એકાએક પુત્રવત્ પ્રીતિ તેના ઉપર રાખવાને હૃદય ધડાકા લેતુ હતુ, તેથી તેને પોનાની પાસે બોલાવી તેને પગલે પગલે પોતાનુ સર્વસ્વ આપતો હોય એમ પ્રેમથી ગદ્ગદ શબ્દે રાજા બોલ્યો "ભાઇ! તમ સરખાં રત્ન આ રાજ્યની શોભા વધારનારાં છે. ભલે અત્યારથી અહીં રહો. તરવાર એજ તમારી સખી, રક્ષણ એજ તમારૂ કર્ત્તવ્ય અને મ્હોંમાગ્યો મુસારો; કહો, બીજુ શું જોઇએ?" ઓશીયાળો થઇ ગયો હોય, સર્વસ્વ હરાઇ ગયો હોય, અધમાવસ્થાના ભારથી દબાઇ ગયો હોય એમ નમ્ર થઈ જઇ આ યુવાન બોલ્યો "જોઈએ એટલું કે હવે આપ આજ્ઞા કરો; કાંકે સેવા બજાવ્યા વિના આપની પ્રજાના ધનમાંથી એક પાઈ પણ હમારે હરામ છે." આવા શબ્દોથી મંદહાસ્ય કરી જાણે તેને છાતી સરસો દાબવાને સોત્કંઠ હોય, જાણે તેને પોતાનુ રાજ્ય આપવાને તત્પર થયો હોય એમ સિંહાસન ઉપરથી ઉચ્ચો થઈ તેને પોતાની પાસે બોલાવી, જેવો આ યુવાન તેને પગે પડે છે તેવોજ, આ રાજાએ તેના માથા ઉપર રાજ્યલક્ષ્મી સહિત પોતાનો જમણો કર મુક્યો.

પોતાનાજ મહાલયના એક સામેના ગૃહમાં આ બન્ને ક્ષત્રીયોને રહેવાને સર્વ સોઈ કરાવી બન્નેને ત્યાં વદાય કરી તથા સર્વ સભાને વિસર્જન કરી રાજા, સુગુણસિંહ તથા પ્રધાન સાથે એક ચિત્તથી વાત કરતો હેમકૂટના શિખરની શોભાને ધારવા લાગ્યો. તેના વદન ઉપર ઈષત્ સ્મિત ફરકવા લાગ્યું. કંઇક સુકૃતિ કર્યા પછી થતો સંતોષ તેને સાકાર થઇ ગયો. વૃદ્ધ વડિલ સાથે આવેલા કિશોર માધવસિંહનામાં તેણે પોતાની આશાની પરાસીમા તથા પોતાની ઇચ્છાની પૂર્ણાહુતિ અને ચિંતાની અંત્યાવધિ પ્રત્યક્ષ અનુભવી. અલ્પ સમયમાં અને સહજવારમાં તેની સર્વ મનોવૃત્તિ તે જુવાન ઉપર ઠરી તેથીજ હોય એમ તેણે આજે સુગુણસિંહ આગળ કંઇ ઉદાસી દેખાડી નહિ. પરંતુ ઇષ્ટ વસ્તુની શોધ કરતાં તે નથી મળતી તેમ તેમ તેના ઉપર પ્રીતિ વધતી જાયછે અને તેમતેમ તેને મેળવવા મનુષ્ય માત્રનો આગ્રહ વધતો જાય છે. તે પ્રમાણે કાળના કાળ વહી ગયા

પણ નદીમાંથી બચેલી અને પોતાનુ રક્ષણુ કરવામાં ખોવાઈ ગએલી ભગિનીનિર્વિશેષ એક સ્ત્રીને માટે પણ સુગુણુસિંહ તો કાયો કાયો થઈ ગયો હતો; તેથી તેણે ઘણી નમ્રતા તથા આજીજીથી રાજા પાસેથી વિદેશ જાતે ખોળ કરવા જવાને આજ્ઞા માગવા માંડી. ઘણી ઘણી વાતો કહી સમજાવ્યો, ઘણો માંળો પાડયો, ઘણો વ્હેમાવ્યો પણ સુગુણુસિંહ તો એકનો બે ન થયો. " જે સ્ત્રી નહોત, " તે બોલ્યો, " તો આ દેહ અહીં પાછો આવવાનોજ નહતો તે સ્ત્રી વનમાં રઝળે અને આ દેહ અહીં રહે—રાજ્યની માંજ માણે, એ મહારાજાધિરાજ કેસરીસિંહના રાજ્યમાં બનેજ નહિ. શું કરવાનો આ દેહ જ્યારે ઉપકારનો બદલો પણ તે ન વાળી શકે? " **परोपकारायसतांविभूतयः.** " તેમાં આ તો પરોપકાર નથી પણ ધર્મ છે. માટે આજ્ઞા આપો, કૃપાનાથ ! એ અબળાના રક્ષણુમાં–તેની શોધમાં આ દેહ પડશે તો એ ખોટું નથી. " આવા આવા શબ્દો સાંભળી રાજાએ " ઠીક એમ કરો. પણ સાથે માણસો લેઇ જા " એવો ટુંકો અણુગમતો અને ન ચાલ્યાનો ઉત્તર આપ્યો. પ્રધાને કહ્યું " માણસનું કંઇ કામ નથી. માણસો તો જઈ આવ્યાજ તો. પણ હું અને સુગુણુસિંહ કાલે સ્હવારે નિકળી પડીએ. ઇશ્વર કરશે તો પંદર દિવસમાં પાછા આવીશું. માટે એવી આજ્ઞા કરો, પૃથ્વીનાથ! " આ વાત સર્વને અનુકૂળ પડવાથી " બહુ સારૂ. પણ સ્હવારે ઉગતે પ્રહરે વસંત બ્હેનને હાથે અક્ષત, કુંકુમ, પુષ્પ, ફોફળ, શ્રીફળ આદિ વધાઈ લેઈને જજો. " એવાં રાજાનાં વેણથી સુગુણ પ્રસન્ન થયો. રાજા વસંતબાને રમાડવા, નવા આવેલા માધવસિંહ સાથે વાત કરવા અને સુગુણુને વદાય કરવાની તૈયારીઓ કરવા મંદ મંદ પગલે વાસગૃહમાં ગયો. અને સુગુણ પણ કંઈ મુદ પામતો, કંઇ ચિંતા કરતો, કંઈ વિચાર કરતો અશ્વ ઉપર ચ્હડી પોતાને ઘેર ચાલ્યો; પણ અવશ્ય કામ માટે પરદેશ જવાના કારણથી રાજ્યકાર્યનો બંદોબસ્ત કરવા પ્રધાન તો દરબારમાંજ રહ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### મીલન.

બીજે દિવસે પ્રભાતનો સમય થયો. 'ઉદય થતા પેહેલાં પણ મહાન પુરૂષો દાનશક્તિ રાખે છે' એ વાક્યને સપ્રમાણ કરવાનેજ સૂર્ય ઉદયગિરિ ઉપર સુવર્ણનુ અંબર પાથરવા લાગ્યો. મહાપતન થવાથી જાણે તેના વપુમાંથી રક્તની ધારાઓ છૂટતી હતી. અને તેજ પતનથી શરમાઇ જઇને, વા લજ્જાળી સ્ત્રીની પેઠે શરમાઈને થોડે થોડે મુખદર્શન કરાવતો શતમણિની મણાને પણ માંણુ માંણુ બનાવતો ભગવાન્ આકાશમણિ જાણે ચંદ્રની રીતિ શિખીને રાજભવનના વાસગૃહમાં પ્રમદાઓના કેશકલાપ ઉપર કર નાખવાની તૈયારીમાં હતો. પરંતુ તેના ગ્રાહમાં ન આવતાં પોતાનુ કૌમાર સાચવતી રાજ્યપુત્રી વસંતવિલાસિનીએ તો ઉત્થાન, દંતધાવન, અને સ્નાનાદિક કર્મ ક્યારનુંયે કર્યું હતું. અત્યારે તો તે ઈષ્ટવર પામવાને માટે પાર્થિવપૂજન કરતી હતી. તેના કપાળની વિભૂતિ વિભૂતિથી જરા પણ ગોપિતરહેતી નહોતી. એક પીતામ્બરમાં તેની દેહલતિકા સમાઈ રહી હતી. કર પલ્લવને એકેકી બંગડીનુજ વલય હતુ. સુવર્ણપાટ ઉપરથી જ્યારે તે પોતાના રચેલા મહાદેવને નમતી હતી ત્યારે તેજ શંકરને પરાધિન કરવાને ચ'ડાવેલા કામના બાણની પણછ જેવી દેખાતી હતી. તે જ્યારે હાથ જોડતી હતી ત્યારે મદનને જાગૃત કરવા વિજ્ઞાપના કરતી જાણે રતિ જેવી દિસતી હતી, તે જ્યારે સ્તુતી કરતી હતી ત્યારે વસંતનો જય પોકારતી કોકિલાજ બની રહેતી, પ્રદક્ષિણા ફરવા લાગી ત્યારે પ્રેમના પાશે કૃષ્ણને બાંધતી તે રાધિકાજ થઈ રહેતી. સામા ધરેલા આયનામાં તે જાણે પોતાનુ હૃદયજ જોતી હતી.

આ કન્યાની પાસે અત્યારે બે દાસીઓ હતી—એક તેને જે જોઇએ તે લાવી આપતી, આગળ પડવા શ્રમ લેતી, પોતેજ સર્વ કરે છે એમ દેખાડતી, પોતાનીજ અગ્રસરીતા પ્રસિદ્ધ કરતી, અને લતપતાત બહુ રાખતી.–બીજી તેની પાસે બેસી સેવા કરતી, વાતોમાં પણ શિક્ષા દેતી, ગોપિત રહેવા યત્ન કરતી, અને નમ્રતા અધિક રાખતી. આ,બન્ને દાસીઓ ફુટડી હતી. પરંતુ એકનુ સુરૂપ તેના વદન ઊપરથી અને હાવભાવ ઉપરથી પ્ર-

ત્યક્ષ થતું; બીજીનુ તેના પાદની આંગળીઓથી કલ્પાતું. બન્ને ઉપર વસંતવિલાસિનીને સરખી પ્રીતિ હતી. તે કોઇ વેળા ખીજતી નહિ પણ પ્રસંગે કંઇ કેહેવા જેવું હોય તો પણ એકની લઘુતાથી તે ડરતી, બીજીના ગૌરવથી અચકતી–તો પણ તે બન્નેને સખીઓ પેઠે રાખતી.

શંકરનો વર પામી પ્રસન્નવદનવાળીમુગ્ધા પાર્વતી જેવી તે પૂજા કરી ઉઠયા પછી શોભવા લાગી. પ્રાતઃકાળમાં નવપલ્લવની ઘટાને ઓથે રહેલા સૂર્યની શોભાને ધારનાર તેના વક્ષસ્થલની બહાર બે માલતીપુષ્પ ઉન્મીલિત થતાં હતાં. અને તેના વદનની લક્ષ્મીને સાચવવા ફણા માંડીને બેઠેલા સર્પનું ભાન કરાવનાર તેના અલકની લટો, જોનારને પણ ફસાવતી હતી.

પુરૂષાર્થનો પ્રથમ અર્થ (ધર્મ) સિદ્ધ કર્યા પછી આ લલિત કન્યા પોતાના વાસગૃહમાં શૃંગાર સજવા ગઈ. પણ તેના શૃંગાર સાદા અને થોડા હતા. વળી ખરૂં પુછોતો સૂક્ષ્મ પરીક્ષકને તો તે પણ અલખામણા થઈ પડતા હતા. સ્વાભાવિક રમણીયતાને બાહ્યસુંદરતા તે શું શોભાવનારી હતી? શું મુક્તાનો છડો તેના કંઠ આગળ ફીકોફ્શ નહોતો પડતો? શું મણિવલય તેની નખ–પ્રભાથી નહોતાં છવાતાં? શું કુંકુમચંદ્રક તેના કપાળચંદ્ર આગળ ન્હોતો ઢંકાતો? શુંનૂપુર તેના પાદદ્વય આગળ નિસ્તેજ ન્હોતાં જણાતાં? સર્વથા શૃંગારરસે તેના ઉપર વાસો કર્યો હતો. જાણે સુધાકરનુ સત્ત્વ અતિ પ્રેમથી તેનામાં પેશી ગયું હોય એમ તે શાન્તિ અને તેજ પ્રસારતી હતી.

રૂપાળી અને કોમળ તથા ઘટ સાંગામાંચી ઉપર બેસી, દાસીએ તૈયાર કરી આણેલી કંચનની સ્થાલીને તથા તેમાંનાં પાત્રને તપાસતી તે ઘડીમાં ખુલાસો કરતી, ઘડીમાં ટીખળ કરતી, ઘડીમાં વિચારમાં પડી જતી અને ઘડીમાં મુદિત થતી. બે દાસીઓમાં પરસ્પર વિરોધ ઘલાવી બેને વરાંઉવામાં કાંક તે આનંદ માનતી અને તેથી બન્ને વઢે એમ કંઇક નિર્દોષ યુક્તિયો કરતી. તેના વદન ઉપર મંદ મંદ હાસ્ય આવતું હતુ તે જાણે પ્રેમસિંધુ શ્રીકૃષ્ણ અદશ્ય રહી રાધિકાના વદન ઉપર પુષ્પગુચ્છ ફેંકતા હોય અને તે વિશાખા ઝટ લેઇ લેતી હોય. પરંતુ ક્ષણે તેનુ હૃદય જરા જરા ધબકતું હતુ તેથી પ્રાણનાથના પુષ્પપ્રહારથી ગભરાયલી વિભ્રાન્ત રતિ જેવી તે દેખાતી હતી. જો પણ ગજમુક્તાને માનમુક્ત કરનાર

તેની દંતપંક્તિમાંથી નિકળતા જ્વલિત કરસમૂહના પ્રભાવથી તેની ભ્રમર ઉપરનો ભાર નહિ જેવો થઇ જતો હતો એમ તેના કાજુ, સ્પષ્ટ અને હર્ષથી ભરેલા શબ્દોથી અનુમાનાતુ હતું. વિદેશ જતા સુગુણસિંહને વદાય કરવાના સમયનીજ વાટ જોતી–ઘડીમાં તે ચાંકતી, ઘડીમાં આમ જોતી, ઘડીમાં તેમ જોતી, ઘડીમાં પૂછતી અને ઘડીમાં ખબર કુહડાવતી હતી.

પરંતુ જે તરફ તેની દૃષ્ટિ જતી હતી તે તરફ એક વિશાળ ખંડમાં સુવર્ણમેરુ ઉપર દીપતા સૂર્ય જેવો દેખાતો મહારાજ કેસરીસિંહ બે યોગી જેવા પુરુષો સાથે એકાન્ત કરતો હતો. કંઇ કંઇ પ્રકારના ગુઢ મંત્ર થયા. કેટલાએક વિચારોનો સ્વિકાર થયો, કેટલાએક ભ્રષ્ટ થયા, કેટલાએક લોપ થઇ ગયા–કેટલાએક સંશયને ચગડોળે ચ્ડયા. આમ કેટલીકવાર ચાલ્યા પછી ભૂપતિને સાષ્ટાઙ્ગ પ્રણામ કરીને તેની આજ્ઞા અને આશિષ સાથે લાગાં શિર ઊપર ધરીને સુગુણસિંહ પ્રધાન સાથે જગદંબા જેવી રાજ્યમાતાનો અનુગ્રહ લેવા અંતઃપુરમાં ગયો. અનેક સુંદર દાસીઓથી વિંટાયલી મહારાણી સાક્ષાત્ નારાયણની તપશ્રી ધારણ કરનાર ઉર્વશી જેવી દીસતી હતી. નિઃસંશય પૃથ્વીના ચંદ્રસમેત તારામંડળે આકાશના ચંદ્ર અને તારાને હરાવ્યા–નમાવ્યા–અસ્ત કર્યા. કપાળે ચંદ્ર, ભમ્મરે ભ્રમર, નયને કમલ, દાંતે બકુલ, કંઠે કોકિલ, ઈત્યાદિથી દેવી કામસેના કામસેનાજ હતી. ઈષ્ટની અને પતિની સેવા કરી રાગદ્વેષ રૂપી શુંભ અને નિશુંભને સેના સહિત મારનારી પ્રસન્નવદની દેવી સાક્ષાત્ મહાકાળી બની રહી હતી. તેની સમીપ જઈ, રક્ત પાદથી રક્ત થયેલી ભૂમિકા ઉપર પોતાનાં પાદાઙ્ગુષ્ટ, જાનુ અને કરતલ ગોઠવી, પાદપીઠ ઉપર ઉત્તમાઙ્ગને ઢાંરવી, જેમ વધૂની વરમાળ, જેમ બ્હેનનુ તિલક, જેમ રાજાનો શિરપાવ, અને જેમ ઈશ્વરનો વર તેમજ સુગુણસિંહે ઘણા ઉમળકાથી રાજ્યમાતાની આશિષ ગ્રહણ કરી. જાણે તે આશિષથીજ ટટાર થઈને એક સહજ ઉપકાર કરનાર કોઈ અનતિપરિચિત સ્ત્રીની ખોળ કરવા સત્વર જવાની આજ્ઞા તેણે માગી; અને તેણીએ આપી.

જડ પૃથ્વીની પાછળ કુમારની પેઠે પ્રદક્ષિણા કરવા નજતાં આ સાક્ષાત્ પૃથ્વીમાતાની પ્રદક્ષિણા આ ગણેશ જેવા શાણા પુરષે કરી. અને થયું પણ તેમજ. ઈષ્ટવ્યક્તિની શોધને માટે તેને જડ પૃથ્વીપર ભટકવું નજ પડ્યું.

કારણ જેવો તે અંતઃપુરના દ્વારમાંથી નિકળે છે તેવીજ વસંતવિલાસિની આ મારવત્ કુમારને મારના સમારથી રક્ષિત કરવાને હોય એમ પોતાના હૃદયકરામ્બુજથી તેનાં ઓવારણાં લેતી, છેલ્લી વધાઇ ધરવાને, દાસીની સાથે આવી સામી ઉભી રહી.

સુગુણસિંહના ઉપર તેને પ્રેમ નહોતો એમ નહોતું. તેના ઉપર તેણીને સગા ભાઇથી પણ વધારે સ્નેહ હતો. પણ તે પરગામ જાય તેમાં તેને કંઇ શોક નહોતો. પરંતુ તેના સુરક્ષણને માટે ચિંતાએ હતી. તેથી તેણીએ તેને બરોબર નખશિખ નિહાળી જોયો અને ખાત્રી કરી કે "આ વેશ બરોબર ભજશે." તથાપિ વિશેષ ખાત્રીને માટે રાજ્યલક્ષ્મી અને રાજ્યકીર્ત્તિ જેવી શોભતી દાસીને તેણે કહ્યું, "ફુલી! જો ન્યાળી ન્યાળીને આ સાધુ જનને-તેં કોઇ દિવસ એમને દિઠેલા છે?" દાસી બોલી નહિ, નાકસામી દૃષ્ટિ રાખી ઉભીજ રહી. આજ્ઞાભંગ થયો-અને રાજાની પુત્રી-એટલે વસંતવિલાસિની રીસાઇ. સૌભાગ્યદ્રવ્યની સ્થાળી ખેંચી લેઇ મ્હોં ચ'ડાવી સુગુણસિંહને અક્ષતથી અક્ષત થવાનુ આશિર્વચન આપતી હોય એમ તે દેખાવા લાગી. દાસી સમજી; વિટંબણામાં પડી. એક પાસ ધર્મભંગ, બીજી પાસ આજ્ઞાભંગ-પર પુરૂષને. ન્યાળીને જોવું તેને પતિવ્રતધર્મથી વિરૂદ્ધ લાગ્યું; તેને ન જોવામાં સેવકધર્મથી પ્રતિકૂળ જણાયું; એક પાસ ભીંત અને એક પાસ ભાલો જણાયાં; દાસત્વ ઉપર તિરસ્કાર થવા લાગ્યો; દાસ જનના હાથમાં તેનુ મૃત્યુયે નથી, તેનો ધર્મ નથી એવા કંઈ વિચાર ઉત્પન્ન થયા, પુસ્તકોમાં વાંચેલાં દાસત્વનાં દુઃખ નયન આગળ નાચવા લાગ્યાં. તે ગાભરી બની ગઇ, આકળી થઇ ગઇ. રૂદન તેના ઓઠ ઉપર ફરકવા લાગ્યું; નિઃશ્વાસ તેના ગળામાં રોકાવાલાગ્યા, ફેર તેની આંખે ચ'ડવા લાગ્યો. તેથી વસંતવિલાસિનીએ તેના હાથમાંથી ખેંચી લીધેલી સ્થાળી પાછી લેવાનુયે તેને ભાન ન રહ્યું કે ન રહ્યું તેને સાન્ત્વના કરવાનુ ભાન; કેવળ જડરૂપજ બની રહી. પણ એટલામાં "વ્હેલા આવજો" એવા વસંતવિલાસિનીના શબ્દોનો ઉત્તર "હું ઉપકાર કરનાર જળમાંથી આવેલી જળદેવતા જેવી મ્હારી ધર્મની ભગિનીને આપની સેવામાં રાખવાને તેને ખોળી લેઈનેજ આવીશ." એટલુ વાક્ય સુગુણસિંહે જરા મ્હોટે સાદે અને જોરથી કહ્યું. આ શબ્દોથીજ

જાણે ઘાયલ થઈ હોય, જાણે કંઇ ભૂતવાતનુ ચિંતન થયું હોય, જાણે પરિચિત શબ્દો કાને પડયા હોય એમ દાસી ચકળ વકળ થઇ ગઈ. આ શબ્દરૂપી સાંગે આ દાસીના હૃદયમાં જળના ઉભનળ જેવી ઉર્મિ ઉત્પન્ન કરી. પતિવ્રતા છતાં, પરપુરૂષનુ વદન ન જોવાની પ્રતિજ્ઞા છતાં આ શબ્દ બોલનારનુ વદન જોવા તે ઉશ્કેરાઇ. આજ્ઞાથી જે કૃત્ય નહોતું કર્યું તે ઇચ્છાથી કર્યું. વશે નહોતું કર્યું તે કવશે કર્યું. તેણે સુગુણસિંહને જોયો, નિહાળ્યો, ઓળખ્યો.

અણચિંતવીજ તેનાં નયનકમળમાંથી જળની ધારા છૂટી તે જાણે પોષ માસમાંજ માવઠું. તેના હૃદય કમળને આ શબ્દરૂપી જાનવરોએ ક્ષુભિત કર્યું તેથી તે ઉપરના મોતીના દાણાજ જાણે ખરી પડતા હોય એમ તેનાં અશ્રુ સરવા લાગ્યાં. નયનવારિથી અંતરાગ્નિ શાન્ત પડયાના ધુમાડાથીજ તેની મુખમુદ્રા છવાઇ ગઇ. જોડીની કેરી પેઠે તેની દેહલતા કંપવા લાગી. તેના સ્વભાવે શીળા વદનમાંથી ઉંની વરાળો નિકળવા લાગી. શત્રુ દેખી શાહુડીનાં તેમ મિત્ર દેખી એનાં રોમનો ઉદ્‍ગમ થયો. જાણે સુગુણસિંહના શબ્દનોજ આ સ્ત્રીને ગળે ડચુરો ઘાલ્યો હોય એમ તેનાથી ના નિયમિત શ્વાસ લેવાય, કે ન મોકળુ મુકીને રડાય. એક થાંભલાને અઢિંગીનેજ તે પડતે પડતે રહી ગઈ. પણ એટલામાં તો સુગુણે જવાનુ કર્યું તેથી આ સ્ત્રીની ધીરજ જતી રહી પણ શરમ કાયમ રહી; તેથી મહા પ્રચંડ યુદ્ધ થતાં ધરા જેમ હાલે છે તેમ ઉન્હાલામાં વાંસની પેઠે તે કંપવા લાગી. ટુંકામાં શોકના મહા પવનથી તે ઢળી પડી. તત્ક્ષણ "આશું?" એમ કહી સર્વે તેના આગળ ધસી આવ્યાં—દોડી આવ્યાં. સર્વેથી આગળ વસંતવિલાસિની આવી, અને સર્વેથી વધારે છોભીલી બની ગઇ, ઓશીયાળી જેવી થઈ ગઈ અને દાસીની પણ દાસી થઈ. મૂર્છિત થએલી દાસીનુ માથુ ધીરે રહી પોતાના અંક ઉપર મુકતાં ન આવી તેને શરમ કે ન ગઈ તેની ચપળતા. વિવેકને તે ભૂલી ગઈ, કૃતજ્ઞતાને સંભારી લાવી. શોકસમુદ્રમાં પતિત થતા સૂર્યને પશ્ચિમદિશાએ ખોળામાં લીધેલો જોઇ રાજા રાણી વગેરેનાં વદનરૂપીકમળ કરમાઇ ગયાં; આનંદ ભ્રમર તેમાં પૂરાઈ ગયા. અચિંત્યુ આમ શાથી થયું તે કોઈના કળ્યામાં ન આવ્યું. સર્વે મૂઢ જેવાંજ બની ગયાં. પણ જેમ પવનની લહરી સૂર્ય ઉપરથી વાદળીને

તેમ આ સ્ત્રીના વદનરવિ ઉપરથી વસંતવિલાસિનીએ ઘુંઘટના પડને ખસેડયું; અને ખસેડયું એટલે અચિંત્યો સુગુણ ચમક્યો, અટક્યો, સ્તબ્ધ થયો. મૃત્યુની વ્હેન મૂર્છાના ગ્રાહમાં પોતાની વ્હેનને જોઈ સુગુણે મૃત્યુના ગ્રાહમાં જવાનોજ નિશ્ચય કર્યો હોય એમ જણાયું." આજ એ " એટલું બોલી તે તેના ઉપર તુટી પડયો-કુદી પડયો, ઉડી પડયો. સારે ભાગ્યે કોઈને વાગ્યું નહિ. "આ શું? સુગુણ! આશું?" એવા રાજા, રાણી અને પ્રધાનના વારંવાર પુછાતા પ્રશ્નના ઉત્તરમાં " એજ મ્હારૂ રક્ષણ કરનારી, એજ ધર્મભગિની, " ઈત્યાદિ વચન ગદ્‌ગદ બોલતો સુગુણ તેને બહુવાનાં કરવા લાગ્યો. ઘડીમાં તે તેની નાડી જુવે, ઘડીમાં તેનો શ્વાસ તપાસે, ઘડીમાં તેની આંખો તપાસે, ઘડીમાં તેના વદન ઉપર કર ફેરવે, અને ઘડીમાં કંઈ એવી એવી અનેક ચર્યાઓ કરે. કેટલીએક વારે આ દાસીને ચેતના આલિંગી; તેની આંખો ઉઘડી. કંઈક વિસ્મૃતિ થઇ હોય એમ તે ચારે તરફ જોવા લાગી. અચિંતી તે સફાળી ઉઠી-બેઠી. રાણીએ અને વસંતબાએ તેને ધારી રાખી " શું થયું તને, વ્હેન ! " એમ ધીરે રહી પુછ્યું તેના જવાબમાં વદન નીચું રાખી વસ્ત્રના પાલવથી અર્ધું મ્હોં ઢાંકતી તે બોલી કે, " બા, મ્હેં એવડું શું કર્યું છે કે મ્હારે માટે આવા કેળના ગર્ભ જેવા આ ભાઈ આવો વેશ લે?" આ શબ્દોથીજ અને પ્રથમ " આજ એ " એવા સુગુણના શબ્દોથી સર્વને યથાર્થ વાતનુ ભાન થયું; પણ આશ્ચર્ય વધ્યું. દાસીને આવ્યે બાર મહિના થયા હતા; તેની શોધ કરાવતાં પણ બાર માસ થયા હતા એટલે ભૂપાલે સુગુણ સામુ જોયું. અને તે બોલ્યો, " પિતાજી, માતાજી, વ્હેન ! જેને માટે આપ પૃથ્વીનાથે અને આ પ્રધાને એક વર્ષ પર્યંત અસ્ખલિત શ્રમ કર્યો, જેને વાસ્તે હઝારો રાજ્યના સુભટો અથડાઈ મુંવા, જેને માટે અન્ન, વસ્ત્ર અને સાહ્યબી સાથે મ્હારે વૈર થયું, જેનેમાટે આજે આ ભિક્ષુક યોગીનાં વસ્ત્ર આ પ્રતાપી પ્રધાને સજ્યાં છે, જેને માટે આપની આશિષ લીધી, જેને માટે ગંગા જેવી પુનિત ભગિનીએ વધાઈ આપી-અરે જેના નિઃસ્વાર્થ ઉપકારના શલ્યથી ભેદાયલું આ હૃદય રૂઝતુયે નથી અને ભેદાતુંયે નથી તેજ આ દેવકન્યાને લઘુ કરનારી, ધર્મપત્નીને લજવનારી રાક્ષસના ગ્રાહમાંથી શંભુને મુકત કરનાર સાક્ષાત્ શ્રીકૃષ્ણની મોહમાયા જેવી મ્હારી ધર્મની ભગિની છે. તાત્કાલિક બુદ્ધિ, ધૈર્ય,

ચાતુર્ય, ચાપલ્ય, અને દાક્ષિણ્ય તથા દયાથી તેણે આ દેહને દેહમાં રાખ્યો છે. અથવા પોતાનો દેહ સાંધો કરી આ દેહ તેણે ખરીધો છે. માટે હવે એને મ્હારે ઘેર લેઇ જવાની આજ્ઞા આપો, મ્હારૂં કર્ત્તવ્ય પુરૂં થયું. હું કૃતકૃત્ય થયો. "આટલુ બોલી તે રાજારાણીને પગે લાગ્યો." જેમ તમારી ભગિનીની ઈચ્છા " એટલા શબ્દો રાજાના મુખમાંથી નિકળ્યા અને વસંતવિલાસિની દાસી સામે વ્હીલું મ્હોં કરી બોલી " ત્યારે તમે જશોજ કે?" આ શબ્દો બિચારી દાસીને તો ઘણા સાલવા માંડયા. પોતાની દેવી પોતાને આમ વિનવે અને પોતા આગળ વ્હીલું મ્હોં કરે તેથી તેને ઘણુંજ ઓછું આવ્યું; તેથી તે બોલી "બ્હેન તમે સરવે રાજી થશો એમ કરીશ." પણ આટલાથી સંતુષ્ટ ન થઇ હોય એમ વસંતવિલાસિની બોલી "ત્યારે તમેં કેહેતાં હતાં કે ' જઈશ તો ઘેર જઈશ પણ તમને મુંકીને બીજે ઠેકાણે તો નહિજ જાઉ; એ વાત જૂઠી પડી કે? બોલ્યું પાળવાનુ મને કહી હવે " સહુ રાજી થવાની " વાત શાને કરો છો?" આ વાત ઉપરથી દાસીને એક ક્ષણમાં અથવા આ લખતાં થાય છે એથી પણ ઓછી વારમાં વિચાર થયા કે " ઉપકાર કરનાર તોપણ સુગુણ પરપુરુષ છે. વળી પરણેલા હોય એમ જણાતું નથી. બીજી તરફથી અહીં રાણી ધર્મમૂર્ત્તિ છે, વસંતબા માયાળુ છે અને ધર્મ સચવાય છે. પેટ પણ સેવા કરી ભરાય છે—મફત નહિ. ત્યારે દાસત્વ કરવું તો અહીંજ સારૂ. પણ સુગુણને ના કયમ કેહેવાય? વારૂ જોઉછું." એટલો વિચાર કરી કંઈક નવો વિકાર થઇ આવ્યો હોય એમ તે મહારાણીને પગે પડીને બોલી " માજી! અલ્પમતિનો અવિનય ક્ષમા કરજો. પણ જળતરંગોમાંથી મને બચાવી લેનાર આ મહાત્માની સેવા કાંઇ નથી થઇ અને હજુ સુધીયેં મ્હારે માટે તેઓ આવી સ્થિતિ ભોગવતા હતા તે વગેરે વાતનુ સ્મરણ થતાં દાસીની રીતિવિરૂદ્ધ વર્ત્તાયું. " તેનો હાથ ઝાલી " ઉઠ બ્હેન, ઉઠ "એમ કેહેતી રાણી બોલી " અમારા સુગુણસિંહ ઉપર ત્હારા ઉપકાર છતાં અમે તને દાસી કરી રાખી એ અમને ધિક્કાર છે. ત્હારી પાસે સેવા કરાવવામાં અમે ત્હારાં ઓશીયાળાં થઈ ગયાં. તેમાં આ વસંત તો જંપીજ નહિ. રાત દહાડો ત્હારી પાછળ પડી'તી. પણ બ્હેન, તું ડાહ્યલી તે મનમાં ન રાખીશ. એતો છેજ એવી. પેલી રાંડ નકટી કેસરીની વાદે—"

આ સર્વે સાંભળી વસંતવિલાસિની રડી પડી અને દાસીની કોટે વળગી બોલી " હું શું કરૂં? મ્હેં શું કર્યુ છે? મ્હારે તો એ બ્હેન જેવીજછે તો." ગદ્ગદ્ થઇ વસંતબાને છાની રાખતી દાસી બોલી " છાંનાં રહો બ્હેન, તમે તો મને જાતથીયે વધારે માની છે. તમારો કશો વાંક નથી. માજી, વસંતબા જેવી આપે મને ગણી છે. મ્હારા હઝારો વાંક પડે તોયે તમે જવા દેતાં! હું જેવી દાસીનું શું ગજુ? પણ ફુલને પાને મનેતમે તો રાખી! માજી! બ્હેન! મ્હારી આંતરડી તમને આશિષ દે છે. હું તો શો બદલો વાળવાની છું : અસ્ત થએલી" એમ કહી રડી પડી. શ્વાસ કુંઠિત હતો તદપિ ધીરે રહી રાણી બોલી " બ્હેન, તેં મને જરાયે વાત કેમ ન કરી? મને તો કેહેવુ હતું? તે દહાડે તને હું ખીજી ત્યારે તો જરા અણસારોયે કરવો'તો? હવે અમને એ બધું કેવું સાલે છે?' દાસી બોલી " મ્હારા સારાને માટે આપે કહ્યું હોય તેમાં શું ખોટું કર્યું? મ્હને તો કોઈ દા'ડોયે ખીજ્યાં એમ લાગતું નથી." કંઇ કંઈ વાતોમાં દાસીને સખી રીતે માનેલી અને તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખેલો તથા પ્રસંગે તેની સાથે કદ્દા કરેલી તે સર્વ સાંભરી આવવાથી હોય એમ વસંતવિલાસિની બોલી " સખિ! મ્હેં તો તને બહુ પજવી. જંપીને ખાવાએ નથી દીધુ. સો'ડ તાણી સુવાએ નથી દીધી–હવે હું શું કરૂં? બ્હેન ગઇ ગુજરી કરીને હવે તો અહીંજ રેહે–હું નહિ જવા દેઉ. ત્હારા સમ જવાદેઉ તો." દાસી બોલી " બ્હેન એમ શું બોલો છો? આખા લાડુમાંથી અર્ધો મને આપી પાળી છે તોએ આવું શું કહો છો? પિતાજીની છાયાતળે હુંએ તમારી સાથેજ ઉછરીછું.તો. હવે શું બાકી રહ્યું છે જે? માબાપે તો જનમ આપી નાખી રઝળતી–પછી–પછી–પછી–આપને ત્યાંજ ઉછરીછું તો! માટે આ વગર દામની દાસીને દાસીજ માનો અને એવેમે એવોજ ભાવ રાખો." એટલું બોલી ફરી પગે પડી. તેને ઉઠાડી તેને ગળે હાથ નાખી વસંતવિલાસિની બોલી " એ બધુ ખરૂ પણ જવા તો નહિ દેઉ. બાપાજી! કહોને સુગુણભાઇને! હું તો હવે નહિ જવા દેઉએને, જેવી એને પજવી છે તેવીજ એને સુખી કરૂં ત્યારે હું ખરી."સુગુણસિંહ બોલ્યો " બ્હેન આમ આગ્રહ કરે ત્યારે મ્હારે ઉપકારનો બદલો વાળવાનો અવસર કયો? માટે હાલ તો મને લેઈ જવાદ્યો." રાજા કંઈ

બોલ્યાનહિ—રાણી વિચારમાં પડી—પ્રધાન ટગર ટગર જોઈ રહ્યો; ત્યારે આંખોને જળથી પૂર્ણ ભરી વસંતવિલાસિની બોલી, " લેઈ જાઓ ત્યારે એને. હુંએ એની પાછળ આવીશ—જ્યાં એ ત્યાં હું. " દાસી બોલી " એમ બોલો માં. આ દેહ તમારો છે. તમને જરાએ નારાજી કરવાં નથી. હું અહીંજ રહીશ. " આટલુ સાંભળી વસંતવિલાસિની ફરી સખીને ભેટી પડી, અને " રોજ આમ બેસી શું, ફરીશું, ગાઈશું " એમ અનેક શબ્દો બોલવા લાગી. જરાવાર પછી દાસી સુગુણને ઉદ્દેશી બોલી " સુગુણભાઈ! એમજ ઠીક પડશે. બ્હેન પાસે મને રહેવાદ્યો. પિતાજીની છાયા તળે આપે છો અને હુંએ છું. માટે અનાથ દીન ભગિની ઉપર પ્રીતિ રાખોછો તેવી રાખો, અને મ્હને વસંતબાની દાસીજ રહેવાદ્યો. " વસંતબાઃ—" દાસી નહિ સહિપણી. " ઓઠ ઉપર આંગળી મુકી જરાવાર વિચાર કરી " ઠીક એમ કરો " એટલું બોલી સુગુણે રાજા રાણી અને વસંતબાને વિનંતી કરી કે આ દાસી ઉપર મમત રાખે. આમ કેટલો એક કાળ વહ્યા પછી આજનો દિવસ ઉત્સવમાં ગાળવાનો ઠરાવ કરી સર્વ જન પોતપોતાને સ્થાનકે ગયાં. અને રાજપુત્રી તથા દાસી આનંદિત વદન રાખી, એક બીજીના કર ઝાલી, એક બીજીને કંઈ કંઇ વાતો પુછી, એક બીજીના વદન સામે જોઇ, એક બીજીને તાળી દેઈ ના'નાં બાળની પેઠે ગત વાત વિસરીનેજ જાણે રમત કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૯ મું.

### વિપત્તિની વાત.

આ બનાવ બન્યા પછી રાજ્યભવનમાં તેમ અંતઃપુરમાં સુગુણનો પગ વધતો ગયો. ગૂઢ મંત્રને માટે, દાસીને મળવાને માટે, વસંતબાને કંઈ વાત કરવાને માટે, પ્રસંગે જમવાને માટે અને એવે અનેક નિમિત્તે તે વાયુવત્ સર્વગામી થયો. પોતાના પ્રવાસની અનેક વિકટ વાતોથી, કંઇ કંઇ અનુભવી દૃષ્ટાન્તથી, કંઇ કંઈ દેશોનાં વર્ણનથી, કંઇ કંઇ ઈતિહાસવાદથી અને કંઈ કંઇ આખ્યાન આખ્યાયિકાઓથી દાસીની વ્યથા શમાવતો, રાજપુત્રીની પ્રીતિ વધારતો, રાણીની ઇચ્છા વર્દ્ધિત કરતો અને રાજાની મમતા મહતી કરતો સુગુણનોજ સિંહ હોય એવો સુગુણ-

સિંહ રાજ્યમંડળના હૃદયવનમાં સિંહવત્ નિરંકુશ વર્ત્તતો હતો. એકલી પડતી વસંતબાને કોઈ વેળા તે ગાયન શિખવતો-કોઇ વેળા સ્વધર્મ સમજાવતો,-કોઇ વેળા પ્રેમમંત્ર ભણાવતો અને કોઈ વેળા વ્યવહાર બતાવતો. આમ આનંદમાં વહીજતા દિવસો ન જણાયા કે ન ગણાયા.

એક દિવસ સંધ્યાસમય થયો હતો. જાદૂગર સૂર્યનારાયણે સુવર્ણનો પછેડો ધીરે ધીરે ઉચકી લેવા માંડયો હતો. વાદળનાં પગથીયાં ઉપર સત્વર ચ્હડતો સંધ્યા-શંખનોધ્વનિ કામિનીનો કામદુંદુભિ બનતો હતો, રજનીનો વિજયપટહથતો હતો, અને સૂર્યસિંહનો પતન-નાદ થતો હતો. આખો દિવસ વિરહથી આરડતાં વત્સોને પયઃપાન કરાવવા આવતી ધેનુઓના પાદપ્રહારથી ઉડતી ચકચકિત રેતી, અગ્નિમાંથી ઉત્પન્ન થતા અને ધૂમનાલીમાં પ્રસરી નિરંકુશ વર્ત્તતા ઘનસ્યામ ધૂમ સાથે લગ્ન કરીનેજ તેને આલિંગતી હતી. મિત્રના અસ્તથી સંકોચ પામતાં જળકમળની શ્રી પ્રમદાઓના વદન ઉપર બેસવા લાગી હતી. બંધુના ( ચંદ્ર ) ઉદયથી છપો ન પામતાં, ઉગ્રતા તજી દેઇ પવન પણ સાનુકૂળ વર્ત્તતો હતો. આકાશનગરના મેઘાડંબરમાં રત્નદીપકો ઉભરાઇ જતા હતા. સતત વિરહિણી છતાં પણ સખીઓનાં સુખ જોઇનેજ વધતી આછી-પ્રફુલ્લ રહેતી " ચંદા " મંદ મંદ હસતી હતી. અંધકારની પાંખ ઉપર બેસી વિનોદ તથા પ્રમોદ ઉદ્યોગી તથા સદ્ગુણીને ઘેર સંચરતા હતા.

આ વેળા રાજપુત્રી, દાસી અને સુગુણસિંહની ત્રિપુટીની પ્રેમથી ભરેલી વાર્ત્તા પ્રાસાદ-અલિંદની ચારે દિશામાંજ સમાઇ રહી હતી. વાતેવાતમાં પ્રસંગ ભૂતકાળનો નિકળ્યો હતો. અને વારો દાસીનો આવ્યો હતો. કાંકે સુગુણની વાતમાંથી પ્રસંગ આવ્યે તુરત વસંતવિલાસિનીએ તેને પુછ્યું " ફુલીબ્હેન ! તું કેમ કેહેતી નથી કે તું કોણ છે? ત્હારો પાછલો હેવાલ કહેતાં તને શું થાય છે ! હજીએ હમારો વિશ્વાસ નથી ? " દાસીને સંકટ આવ્યું. કંઇ સુગુણ કે સખી ઉપર અવિશ્વાસને લીધે પોતાની વાત તે ગુપ્ત રાખતી હતી એમ હતુંજ નહિ. છતાં પણ અકારણ આવો વ્હેમ સખીને આવે તે એને ઠીક ન લાગ્યું. તેમ હજુ પણ પોતાની અથેતિ કેહેવામાં તેને કંઇ કંઇ શંકાઓ થવા લાગી. તેથી તેણે નીચુ વદન રાખી ઉત્તર આપતાં વાતને પણ ઉડાવી. " કર્મની કાહાણીઓ શું

કેહેવરાવો છો-આ? પાછલી વાત સંભારી શીદ દુઃખી થવું ? જુવોને, સુગુણ ભાઇ જેવો પેલો ચંદ્ર પોતાનીજ પંદર દિવસ ઉપરની અવસ્થા સંભારતો હોય તો આવો આનંદિત હોય ?" આ વાતથી બીજા વિચારો થયા. ચંદ્રના અસ્તોદયનાં કારણ શોધાયાં-અસ્તોદયના નિયમો સર્વવ્યાપી મનાયા, વિપત્તિમાં શોક નકામો ગણાયો, સંપત્તિમાં હર્ષ વ્યર્થ સમજાયો. પછી સુગુણનો વારો આવ્યો. દુષ્ટ વનેચરના ગ્રાહમાંથી મુક્ત કરાવવા મહા મૂલ્યવાન રત્નો લેઈ નાસી જવાનો ડોળ દેખાડતી આ અબળાથી છૂટા પડેલા સુગુણની શી વલેહ થઇ તે પ્રસંગ નિકળ્યો. ફુલને આ વાત ગમી નહિ. તેનાથી બોલાયું નહિ. બે પગ ઉભા મુંકી સોડીયુ વાળી તે બેસીજ રહી. પણ આપત્તિ સહેતાં છતાં યે ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિથી સુગુણ તો આનંદાવેશમાં પોતાની વીતક વર્ણવવા લાગ્યો. " મ્હારૂં રક્ષણ કરવાને માટે પોતાને માથે શત્રુનો ક્રોધ લેઇ ફુલીબા જેવી નાઠી તેવોજ અંતરમાં ઇંદ્રવર્ણના ફળના ગુણ ધરનાર અને હાથમાં યમદંડ જેવી જેષ્ટિકા ધારનાર પેલો દેખાતો આતતાઈ તેની પાછળ દોડયો. મ્હેં પણ રથવાહકને બાંધી તેની પાછળ ગમન કર્યું. પણ મને તો ન જડી દિશા કે ન લાધ્યું પગલું. જાણે દિશ ચ'ડી હોય એમ હું તો આમથી તેમ ઉઘાડી તરવારથી ભમું. પણ મને કંઇ પત્તો ન લાગ્યો. શ્રમ કરતાં ચિંતાથી મ્હારા હોષ ઉડી ગયા-હું તો શિથિલવિથિલ થઈ ગયો. છેવટ એક શાલ્મલીવૃક્ષ ઉપર ચ્હડી મ્હેં તો ફેરવાય ત્યાં સુધી નજર ફેરવી. પણ કંઈ નાખી નજર ન પહોંચી. તેથી હું તો જાણે એ વૃક્ષને ચ્હોંટી રહ્યો હોઉ, જાણે એ વૃક્ષમાં માળો કરી રહેતો હોઉ, જાણે એ વૃક્ષનુ એક ડાળ હોઉ એમ ત્યાંને ત્યાં ઠરી રહ્યો-લપ્પાઈ રહ્યો, સમાઇ રહ્યો. છેવટ એક યુક્તિ સૂઝી. અચિંતી એક શૃગાલવત્ મ્હેં ચીસ પાડી, તેની સાથેજ જાણે પાતાળમાંથી નિકળ્યો હોય એમ એક લૂટારો આવ્યો-બીજો આવ્યો, ત્રીજો આવ્યો:-પંદર વીસ ભેગા થઈ ગયા. કોણે બોલાવ્યા, શામાટે બોલાવ્યા તે કંઈ સમજાયું નહિં. માંહોમાંહે મહા વિચારમાં પડી ગયલા આ લૂટારા અનેક તર્ક કરે-અનેક વિચારો કરે-પણ યથાર્થ વાત કોઇ જાણી શક્યા નહિ. કોઈ આ વાત લઘુ માનતા હતા, કોઈ ગુરૂ માનતા હતા. કોઇ શોધ કરવાનું કહેતા હતા-કોઇ સાવધ રહેવાનું સૂચવતા હતા. પણ મને તો બ્હેનનાજ વિચાર

થતા હતા, તેથી અટલા બધા રાક્ષસોના ટોળામાં જવું દુઃખદ જણાયું; તો પણ ઉપકારબુદ્ધિમાં તે સર્વ દબાયુ; અને પ્રેમવૃત્તિથી આ વપુ હેઠે તણાયું. તેથી જાણે મૃત્યુના ઘરમાં જતો હોઉં, જાણે પાતાલમાં ખેંચાતો હોઉં, જાણે યજ્ઞકુંડમાં બલિ થતો હોઉં, જાણે યમને તાબે થતો હોઉં એમ નીચે પડ્યો—પડ્યોજ.

અચિંત્યો મને જોઈને સ્તબ્ધ બનેલા આ આતતાઈ વર્ણે કાળા હતા. તેમના અર્ધનગ્ન દેહમાં કઠિણતા હતી; બોકાનીથી દબાયલા વદનમાં ક્ષુદ્રતા હતી, ફટારેલાં નયનમાં વિષ હતુ અને વિશાળ છાતીઓમાં ક્રૂરતા હતી. તેમાંથી કોઇના હાથમાં ડાંગ તો કોઈના હાથમાં ભાલા, કોઈને ખભે તીરકામઠાં તો કોઈની કેડે તરવાર હતાં. તાત્કાલિક આશ્ચર્ય મટ્યા પછી મનેજ વિઘ્નકર જાણી મ્હારૂં રક્ત પીવા ટમ ટમી રહેલાં આ વરૂઓની આંખોએ તો જાણે રક્તનીજ ઉલટી કરવા માંડી. તેથી તેમને આમ ક્રુધિત થએલા જોઇને હું તો શોકના સાગરમાં ઝોકાં ખાવા લાગ્યો, નૈરાશ્યના ખાડામાં રગદોળાવા લાગ્યો, અનિશ્ચયની પાંખો ઉપર ઉડવા લાગ્યો, અને ગભરાટના કુંડાળામાં ફરવા લાગ્યો. " બોલ કેમ બૂમ પાડી?" એવા મહાપ્રચંડ શબ્દોથી હું તો ભૂંડો પડી ગયો.. અસત્ય બોલાય કેમ? સત્ય બોલવામાં હાનિ દીઠી; તેથી મેં તો ઉત્તરજ નં વાળ્યો. તેથી ચ્હીડાઇને એક રાક્ષસે અચિંત્યો મને ઉચકી હેઠે પછાડયો, બીજાએ મ્હારી તરવાર ખેંચી લીધી, ત્રીજાએં મને નખ મારવા માંડયા, ચોથાએ મને ઠુસ્સા માર્યા. એમ આ સર્વ મનુષ્યાકારમાં આવેલાં ગીધ કે કાગડાઓ મ્હારા ઉપર અનેક પ્રહારો કરવા લાગ્યાં. પણ વધારે બળવાને માટેજ કંઇક ક્રોધ શાન્ત પડયો હોય તેથી કે પ્રભાતનો સમય થવા આવ્યો હોય તેથી તુરત તો મને તેઓએ દયા બતાવી, અને મને તેમની રહેઠાણમાં લેઇ જેવાનો ઠરાવ કર્યો. મ્હારે માટે ભગવાન્ સૂર્યનારાયણે પણ ગાળો ખાધી; કારણ શિયાળાની લાંબી રાત્રિમાં નિરંકુશ મ્હાલ્યા છતાંએ આ ચાંડાળોનો કાળ ક્ષણવત્ વહી ગયો હતો. અંતે આ મંદબુદ્ધિઓએ મડદુ બાંધે તેમ મને બાંધ્યો; મ્હારી ઠાઠડી કરી.—" દાસી રડી પડી. રાજપુત્રી હબક મારી ગઇ. પણ વેગમાંને વેગમાં સુગુણે તો વાત આગળ ચલાવી. " પછી તો ચારજણે મને ઉપાડયો. અને " રામકો ભાઈ રામ " એમ

બોલતા બોલતા—પ્રસંગે પોક મુંકતા મુંકતા તેઓ નિકટના સગાના મરણુ નો શોક દેખાડતા ચાલ્યા અને જનપથપર આવ્યા. મ્હારે ગળે એક દોરડાની આંટી નાંખી મ્હારા માથા આગળના બે કાંધીયા ધીરે ધીરે ગણુગણુતા હતા કે " જો હાલ્યો કે બોલ્યો તો ટપ ફાંસો ખેંચીશ. " હું તો ઘણો ઘણો પસ્તાઉ, શૃગાલવૃત્તિ કર્યાથી ઘણો પશ્ચાત્તાપ કરૂં, ઘણોયે અકળાઉં, પણ ઇલાજ શો? જીવતાનુંજ શબ કરી ભાઇ કે બાપ કે મિત્રવત્ હૈયાફૂટ રડતાં રડતાંએ છાને છાને ગાળો દેતા આ નૃશંસોની ચેષ્ટાથી મ'નેતો એકપાસ હસવું ને બીજી પાસ રડવું થયું. ઘણોયે વિચાર કરૂં, ઘણુંએ અંતરમાં રૂદન કરૂં, ઘણોએ મુંઝાઉં પણ ન આવે મૃત્યું કે ન આવે મૂર્છા—તો શાન્તિનુતો નામજ કેવું? હઝાર લોહના તીવ્ર ખીંટાની શય્યા ઉપર લોથતો હોઉ, કે જવ તલથી ફટાફુટ થતી અધિક પ્રજ્વલિત ચિતામાં આલોટતો હોઉ અથવા નિરતિશય શીતલ બરફના કરા ઉપર રગદોળાતો હોઉ એમ હું તો અનુભવવા લાગ્યો. આનીઆ સ્થિતિમાં ચાર પાંચ ઘડી વટી ગઈ, ત્યારે એક મહાન ટેકરી ઉપર ચ્હડી તેની બીજી બાજુએ ધીરે ધીરે ઉતરી તેઓ એક ઘોર ગુહામાં પેઠા. આ ગુહામાં અંધકાર સામે આવતો હતો તેને જોઈનેજ હોય એમ એ કાંધીઆઓએ મને ખરા મડદાની પેઠે પછડતો નાખ્યો—મ્હારા બંધ છોડયા—મને બે ત્રણ ગોદા માર્યા. નિઃસંશય આવેળા મા'રાં ગાત્રો શિથિલ થઇ ગયાં. મા'રાં અંગો વેરાઇ ગયાં; તો પણ વિશેષ ગોદા ન વાગે તેટલા માટે હું બેઠો બેઠો ઉભો થયો. ભક્ષ કરવાનેજ હોય એમ મ્હારી આગળ પાછળ વિંટલાઈ તે લૂટારા અંધકારમાંને અંધકારમાં આગળ ચાલ્યા."

આટલુ બોલી તેણે દાસી સામે જોયું તો તે કેવળ મૂઢ અવસ્થામાં આવી પડી હતી. તેથી " અરે આ શું " એમ બોલી તેણે ઢંઢોળી તેને જાગૃત કરી—પણ તે રડાવવાને માટેજ. ખાળ્યું ખળે નહિ એમ તેને રડવું આવ્યું. પોતાનુ ભાન ભૂલી રાજપુત્રીએ તેને શાન્ત કરી, અનેવાત બંધ રાખવા સૂચના કરી; પણ " હવે બહુ શોચ્યવાત નહિ આવે " એવા સુગુણના શબ્દોથી ગદ્ગદ કંઠે " કહીદ્યો " એટલુ દાસી બોલી, તેથી વાત આગળ ચાલી.

પછી તો એમના એમ કેટલીએક વાર ચાલ્યા પછી એક કારાગૃહ

જેવી ઓરડી આવી તેમાં અમે સરવે દાખલ થઇ ગયા. મ્હારા હાથપગ બાંધેલા હતા તે છોડવાને અંધકારનો લાભ લેઈ હું ઘણાયે યત્નો કરૂં, પણ સર્વ નિષ્ફળ થયા. થોડીવારમાં તેઓએ ચકમક ઝરાવી અગ્નિ ઉત્પન્ન કર્યો, અને તેને ઝાંખે તેજે મને જોતાં જોતાં, મ્હારા ઉપર કાતરીયાં ખાતાં ખાતાં મ્હારૂં શું કરવું તેનો વિચાર કરવા માંડયો. એક કેહે "એને જીવતો બાળો." બીજો કેહે "એની તિરંબાજી કરો." ત્રીજો કેહે "એને શૂલી ઉપર લટકાવો." એક રાક્ષસ તો કેહે કે "એનાં અંગે અંગ કાપી જક્ષને ભક્ષ આપો." ધર્મનો ડોળ રાખનાર એક આતતાઇ તો પોતાના ઇષ્ટદેવ મગરને મ્હારૂં નૈવેદ્ય ધરાવવા સૂચવતો હતો. આવા આવા અનેક તેમને સુખકર અને મને દુઃખકર વિચારો આ સંકેતગૃહમાં થયા અને નાશ પામ્યા–મને તો ઘણોએ તિરસ્કાર આવે, ઘણોએ દેહ ઉપર અભાવ આવે પણ વિપત્તિવેળા તો મૃત્યુયે ક્યાં સામું આવે છે? વળી આમ ઘાત કરવાના મહા ક્રૂર રસ્તાઓ ખોળતા આ નિર્લજ પુરૂષો અથવા ઝરખો મને કંઈ કંઇ પ્રકારની પજવણી કરવા લાગ્યા. કોઈ ગાંજો ફુકી મ્હારા ઉપર ધૂણી કાહાડે–કોઇ તમાકુ મસળી હાથ મ્હારા દેહે લુછે–કોઇ તકીયાની પેઠેજ મને દબાવે–અને કોઈ ગ્રામ્ય ચાળા અને ચિહ્ન કરે. પણ આ સર્વ વેળા મ્હેં તો ધૈર્ય ધારણ કર્યું.

આપત્કાળમાં મનુષ્ય માત્રને ધૈર્ય એ અભેદ્ય દુર્ગ છે. ધૈર્યના દુર્ગમાં સમાઈ રેહેનાર અલ્પ પ્રાણીના પણ શત્રુઓ ઝખ મારે છે. ધૈર્યથી વિપત્તિ વિનષ્ટ થાય છે. ધૈર્યની ઢાલ ધારી આ સંસારકૂપના કૂર્મ દુર્દૈવ, દુર્જન કે દુષ્મનના ત્રાસરૂપી પથરાના આઘાત નહિ જેવા કરી નાખે છે. આપત્કાળમાં શોધાતો પુરૂષ ધૈર્યથી વધારે સતેજ થાય છે, વધારે મૂલ્યવાન્ થાય છે. ધૈર્યથી બુદ્ધિ ઉદય પામે છે, તેથી ઉદ્યોગ પ્રકટ થાય છે, તેથી લક્ષ્મી અને કીર્ત્તિ પ્રાપ્ત થાય છે. આ ચારે પાસ કામ ક્રોધાદિ દાવાનલોથી સતત દગ્ધ થતા સંસારવનમાં ધૈર્ય રૂપી અક્ષય્ય જળાશયમાં તરનારાઓ અદાહ્ય રહે છે. આગત વિપત્તિમાં ધૈર્ય તજી શોક પામનાર હાથે કરીનેજ તે વિપત્તિ રૂપી વાઘેણના હાથમાં બકરાં થઇ જાય છે. ધૈર્યથી દેવલોકોએ જળમંથન કરી વિષને પણ ન ગણકારી અંતે અમૃતજ લીધું. સર્વથા ધીર જનની વિપત્તિઓ અસ્થાયીજ હોય છે. રાત્રીના કૃષ્ણ-

પટલમાં ઘેરાયલો, મહા સમુદ્રમાં પતિત થએલો અને અનેક મેઘાડંબરોથી તિરોહિત થએલો સૂર્ય પૂર્ણ પ્રકાશ પામે છે તે માત્ર ધૈર્યનોજ પ્રતાપ. વિપત્તિમાં ધૈર્ય રાખનાર વિપત્તિને અને તેના નાખનારને હસે છે, તેને ચ્હીડવે છે, તેને મુંઝવે છે." વસંતવિલાસિનીઃ-"પણ પછી તમારૂં શું થયું-તે કહોને." ઈષત્ હાસ્ય કરી સુગુણસિંહ બોલ્યો "હું ધૈર્યની વાત કરૂં છું તેમાંએ તમે અધૈર્ય ધારો છો-પણ હવે-મ્હારી વાતઃ-હુંતો

कदर्थितस्यापिहिधैर्यवृत्तेः
नशक्यतेधैर्यगुणःप्रमार्ष्टुम्
अधोमुखस्यापिकृतस्यवह्नेः
नाधःशिखायातिकदाचिदेव.

એ શ્લોકનું મનન કરતો આપત્કાળમાં મહાત્માએ સ્વીકારેલી ધીરજને સજીને તથા ચક્ષુઓ મિંચીને બેસીજ રહ્યો. તેથી અનેક પ્રકારની ગ્રામ્યતા અને દુષ્ટતાથી હું ન ચ્હીડાયો તેથી ચ્હીડાઈને અચિંત્યો એક આતતાઇ મને ધક્કો મારી ચતોપાટ નાખી દેઈ મ્હારી છાતી ઉપર ઘોડો ફલંગી ચ'ડી બેઠો અને મ્હારા ઉપર તરવાર ઉગામવા લાગ્યો; તે વેળા અને તેજ વેળા આ ક્રૂરતાના સેવકોમાંથી એક જણે તેને ખસેડી નાખ્યો અને તેને વાર્યો. ખરે ! તેને દયા આવી. તેણે મને ન સમજાય એવી કોઈ નવીન ભાષામાં વાત કરી એટલે વારાફરતી દરેક જણે મને તપાસ્યો અને હતું તે સર્વે લૂટી લીધું. પછી આ બોલનારાજ પુરૂષે મ્હારા પગમાં સાંકળો ઘાલી, મ્હારી આંખોએ પાટો બાંધ્યો, મ્હારા હાથ અવળે પાંગોઠે બાંધ્યા અને પછી મને ખેંચ્યો. શૃંખલાબંધન થયું એટલે તેની પાછળ હુંતો જાણે ઘસડાતો હોઉં એમ કાળના કાળ વીતી ગયા ત્યાં સુધી હિંડયો, દોડયો. એમ કરતે કરતે છેક મધ્યાહ્ન નમ્યા અને એક રસ્તેથી બીજે, બીજેથી ત્રીજે, એમ અમે ભમ્યા ત્યારે રાનની એક બાજુએ જઇ પહોંચ્યા. અને અહીંથી હું મુક્ત થયો.- પણ એક વાત રહી ગઈ. મને સર્વ પ્રકારના બંધનથી મુક્ત કરતા પેહેલે આ આતતાઇ મને એક મ્હોટી ખો પાસે લેઈ ગયો. ત્યાં આગળ જાણે કંઈ દાટયું હોય તે

લેવાને માટે તેણે માટી ઉથામી. પણ મહા આશ્ચર્યથી તેણે જોયું કે ઇષ્ટ વસ્તુ ત્યાં નહોતી. થોડીવાર તો તે સ્તબ્ધજ બની ગયો–દિગ્મૂઢ બની રહ્યો. અને આ મૂઢતા આક્રંદમાં સમાપ્ત થઇ. મારીનાંખતાં પણ જેને અનુકંપાનો છાંટો ન લાગે તે કેવળ દયાપાત્ર થયો. મને તેની દયા આવી, તેથી મેં તેને તેના દુઃખનુ કારણ પુછ્યું–પણ તે નબોલે કે નચાલે. મ્હારા ઉપર ચ'ડેલી રીસ જાણે પોતાના ઉપર કાહાડતો હોય એમ તેણે બાળક પેઠે પગ ઘસવા માંડયા, છાતી કૂટવા માંડી, માથુ પછાડવા માંડયું. હુંતો ઘણોયે ખાળું–ઘણોયે વારૂં–પણ કયમે તે છાનો ન રહે. માંણ માંણ મેં તેને છાનો રાખ્યો અને તેની વ્યથાનુ કારણ પુછ્યું. તેનો ઉત્તર ન આપતાં તેણે એટલોજ પ્રશ્ન કર્યો કે " ત્હારી સાથે સ્ત્રી હતી તે કોણ? " હું જાણતો હતો એટલું મેં તેને કહ્યું. તેથી વળી તે વિચારમાં પડયો, હું સાચું કહુ છું કે જૂઠું તે મ્હારા વદન ઉપર વાંચવા લાગ્યો–એક ટશે ને ટશે મ્હારી સામે જોઇ રહેવા લાગ્યો. પણ તેણે કંઈ મ્હારામાં કિલ્મિષ દીઠુ નહિ તેથી, "ત્યારે કનકપુર આગળથી એ તમને લાધી એ વાતમાં કંઇ ફેર છે? " એવો ફરી તેણે પ્રશ્ન કર્યો. મેં યથાર્થ વાત કહી–મૂર્છામાં અને નિદ્રામાં મેં જે લવરી સાંભળી હતી તે પણ કહી દીધી, તેથી " હા કુસુમાવલિ! ત્હારો ઘાત મ્હેંજ કર્યો! હું પુત્રીહત્યારો! એમ કહી જાણે કંઇ ધક્કો વાગ્યો હોય એમ તે પડી ગયો".આટલી વાત થતી હતી એટલામાં દાસી ફરી મૂર્છિત થઇ ગઇ ! " બળી આ વાત " એટલું બોલી વસંતવિલાસિની પોતાની બીજી દાસીઓને બકોરી ફુલીને પોતાના ઓરડામાં લેઇ ગઇ. વાત વાતને ઠેકાણે રહી અને સુગુણ સુગુણને ઠેકાણે રહ્યો. વસંતવિલાસિનીએ તો પોતાની સહીને ભાનમાં આણવા ગુલાબનાં જળ છાંટયાં, માત્રાઓનાં ઔષધ દીધાં, બાધાઓ આકરી રાખી, નજરો બે ત્રણ ઉતારી; ચકલે કુંભ ઉતારીને મુક્યા–ઘરમાં દર્ભ મંત્રાવીને નાખ્યા, પણ દાસીને મટે નહિ. એક દિવસ થયો.–બીજો થયો, ત્રીજો થયો. ચાર લાંઘણો થઈયો, ચાર રાતના ઉજાગરા થયા. દાસી ક્ષીણ થવા લાગી, તેની આંખો ફૂટાર થઇ ગઇ, તેના હાથ પગ ટાંડા પડી ગયા, તેની નાડી મંદ પડી ગંઇ, તેના દાંત પીસાઈ ગયા, તેના શ્વાસ એકદંડી થયા. વસંતબાએ જન્મમાં પેહેલ પેહેલો શોક અનુભવ્યો. બેભાન દાસીનુ

માથુ પોતાના ખોળામાં લેઇ, ઘડીમાં તે તેને બોલાવવા લાલન કરે, ઘડીમાં ઉત્તર ન મળવાથી દીનજેવી થઇ જાય, ઘડીમા રડી પડે, ઘડીમાં તેના ઉપર હાથ ફેરવે. દાસીનુ આ અવસ્થાનુ દુઃખ પોતેજ અનુભવતી હોય એમ તે કોઇને ભાંડી નાંખે, કોઈને કહાડી મુકે, કોઇને તરછોડી દે; આ સર્વ મહારાણીએ અને તે દ્વારા મહારાજાએ જાણ્યું. તેઓએ પણ અનેક ઉપચારો કરાવ્યા પણ કંઈ ધવા વળી નહિ. વસંત ઘેલી થઇ, મહારાણી શોકગ્રસ્ત થઇ, રાજા ચિંતાતુર થયા અને સુગુણ ખશીયાણો પડી ગયો, પણ પ્રધાન અવ્યગ્ર રહ્યો.

પેલા જવાન માધવસિંહના આવ્યા પછી બાળક છતાંએ તેની સત્તા મહારાજા ઉપર વધારે વધારે બેસવા માંડી હતી, એ વાત જુના રાજ્ય મંડળમાં કોઇને ગમતી નહિ. નીતિજ્ઞ અને પ્રતાપી કુળવાન મહારાજાને રખડતા-ભટકતા-નામનિશાનવિનાના એક ઉગતા બાળકનો અભિનિવેશ થઈ ગયો તે જોઈ પ્રધાન પણ ઈર્ષા સહિત ચિંતા કરતો હતો. તેથી તે પોતે ન સમજ્યો એમ નળમાં તેમ તેનામાં કળિ પેશી ગયો. 'યોગ્ય અવસર છે' અને 'ટાઢે પાણીએ ખસ જશે' એમ વિચારી તેણે પરસ્પર વસંતબાને કહેવરાવ્યું કે " માધવસિંહના વડીલ વૈદ્ય છે તે બેઠો પગાર ખાયછે. આ વેળા કામમાં નહિ આવે તો કયારે આવશે?" વસંતે હઠ લીધી; તેને બોલાવ્યો અને અંતરપટથી નાડી દેખાડી. સ્પર્શની સાથેજ કંઇ ચમકારો થયો હોય એમ દાસી કંપી—તેની આંખો ઉઘડી-કંઈ તેને ગરમાવો થયો. પણ વૈદ્ય વિચારમાં પડી ગયો. તેણે નિઃશ્વાસ મુકયો તે ઉપરથી "હો! નહિ મટે ત્યારે?" એટલું બોલી વસંતવિલાસિની રડવા લાગી. પણ સર્વને ધૈર્ય દેઇ સહજ સાજ ઓસડ સાથે વૈદ્યે સલાહ આપી કે " સુખ, ઉદય, અને આશાની આનંદમય વાતો સતત આ સખીઆગળ કરવી. તેથી અને આ દવાથી એને ફેર પડશે." આ પ્રમાણે કંઈ એને ફેર પડયો. દાસીને મટયું. વૈદ્યની કીર્ત્તિ વધી. માધવસિંહનો ભાર વધ્યો.

પરંતુ ગમે તે કારણથી હુવણે અને હવે આ દેશમાં પોતે જાતેતો વધારે ન રહેવું એમ ધારી દાસીને મટાડયાના શિરપાવમાં વૈદ્યે બારમાસની રજા દેશાટન કરવાને માગી. રાજાએ તે આપી.

## પ્રકરણ ૧૬ મું.

### કનકપુરનુ અવસ્થાન્તર.

કનકપુરીમાં એક વેળા કનકનુંજ પુર ચ'ડતુ હતુ. પ્રામાણિકતા અને ઉદ્યોગ, સુખ અને ધનને કીર્ત્તિ રૂપી ચાંદીથી મઢી દેતાં હતાં. દેવોના વિહારવન જેવા આ નગરમાં પુરૂષો અમર હતા, સ્ત્રીઓ અમરીઓ હતી. લગ્ન સમયે ઋષિઓ રીસાઈ જવાથી સ્વેચ્છાથી શંકરે પોતાની ઝાંઘમાંથી ઉત્પન્ન કરેલાં વરૂણ અને વરૂણીઓ જેવાં આ નગરનાં દંપતીને "**देहे पित्तं गृहे वित्तं चित्तं विष्णुपदाम्बुजे**" હતું. તેથી હૃદયાહ્લાદક ચિત્તાકર્ષક, સુંદર, દિવ્ય, અને ઘટ પણ બલવાન વપુ ધારીને જાણે આ નગરમાં ઋષિ તથા ઋષિપત્નીઓએજ નિવાસ કર્યો હોય એમ જણાઇ આવતું હતું. કાં કે "**चित्तं वित्तं चापित्तं चनाल्पस्य तपसःफलम्**" છે. "મને લ્યો મને લ્યો" કહીં રઝળતી ફરતી ઋદ્ધિ અને સિદ્ધિને આ નગરના ગરીબને ઘેર આશ્રય મળતો હતો. નવ નિધિ નવધંણી કર્યા છતાંયે આ નગરની લક્ષ્મીની તુલના નહોતી કરી શકતી. શંકરે કૈલાસ, વિષ્ણુએ વૈકુંઠ, કુબેરે અલકા, વિશ્વકર્માએ ઇંદ્રપ્રસ્થ તેમ, પોતાનુ અમરનામ રાખવાને માટેજ બ્રહ્માએ જાણે આ એક અનુપમ નગરી બનાવી હશે. તેમાં વર્ણ ચાર હતા, આશ્રમ ચાર હતા અને અર્થ ચાર હતા. આ નગરની લક્ષ્મી ત્યાગશક્તિને મળેલી હતી, શૂરતા દયાને હળેલી હતી. આગળ પાછળ આવેલી અપગા જાણે આ નગરનોજ આશ્રય લેતી હોય, જાણે તેનાજ સ્પર્ષથી પુનિત થતી હોય, એમ સતત નિર્મલ જળ વહેતી હતી. તેની અનુકૃતિ કરીનેજ પ્રમદાઓએ પ્રમાદનો ત્યાગ કર્યો હતો, પુરૂષોએ જડતાનો ત્યાગ કર્યો હતો. સર્વથા **उद्योगिनं पुरूषसिंहमुपैति लक्ष्मीः**" એ વાક્ય પ્રત્યક્ષ પ્રમાણ થયું હતું. અને ઉદ્યોગ શું નથી કરતો?

ઉદ્યોગથી દુ:ખનો નાશ થાયછે, સુખનો જન્મ થાયછે. અનેક પ્રકારનાં દુર્ઘટ અને કઠિણ કાર્ય ઉદ્યોગથી સિદ્ધ થાયછે. નાખી દૃષ્ટિ ન પોહોચે એવાં મહા ઉત્કટ ગિરિ શિખરો તે પણ ઉદ્યોગના પાદ તળે ચંપાય છે. અંત

ન જણાય એવા મહા ગંભીર મહાસાગરો પણ ઉદ્યોગ આગળ ગાગર જેવા થઈ જાયછે. દિશા ન જડે એવો આ આકાશઘુમટ તે પણ ઉદ્યોગ આગળ છત્રવત્ પરિમિત થઈ જાયછે. ઉદ્યોગથી ગરીબ ધનાઢ્ય, નિરક્ષર સાક્ષર અને મૂર્ખ ધીમાન બની જાયછે. ઉદ્યોગ રૂપી પારસમણિ જેને સ્પર્શ્યો તે લોહ હોય તો પણ કાંચનવત્ થઇ જાયછે. ઉદ્યોગ મનને શાન્તિ આપેછે, બુદ્ધિને સ્થૈર્ય આપેછે, દેહને આરોગ્ય આપેછે. મનુષ્ય માત્રના આવા ક્ષણ ભંગુર દેહમાંથી ઉદ્યોગ એક યશઃશરીર ઉત્પન્ન કરેછે અને તેને ચિરંજીવ બનાવેછે. ઉદ્યોગી જનના દુર્ગુણો આલંબન વિના તેમની મેળે અખડાઈ પડેછે; અને સદ્‌ગુણો ઉચ્ચ ચ્હડી પોતાના ધારણ કરનારને પણ ઉચ્ચ સ્થાન આપેછે. આવા પ્રકારનું ઉદ્યોગરૂપી મૂળ વાવીને અહિંની પ્રજા અખંડ અનંત સુખ ભોગવતી હતી. તેથી આ નગર જોઈ ઇંદ્રને પણ લજ્જા આવતી હતી.

આ નગરના મહા પ્રતાપી ગુણશીલ અને પ્રજાપ્રિય નરેંદ્ર શ્રીમદ્ વિજય સિંહે વીસ વર્ષ રાજ્ય કર્યું તેટલામાંજ રાત્રીમાંથી વ્હાણાની પેઠે ગરબડાટમાંથી રાજ્યોદય વાયો હતો. પરંતુ જાણે તેના ઉપર ઈર્ષ્યા વધવાથી સુરલોકેએજ તેને " ઠેકાણે કરી દીધો હોય " એમ તે અચિંત્યો ગૂમ થઇ ગયો હતો. તે ક્યાં ગયો, તેનુ શું થયું, તે ખાતે ઘણોયે શોધ કર્યો-ઘણોયે પત્તો ખોળ્યો પણ કોઇને તેની કંઇ ભાળ ન જડી તે નજ જડી. તર્ક તો અનેક પ્રકારના થતા હતા. પણ પોતાની બુદ્ધિ, સ્વભાવ અને સંગને અનુસરી અનેક જનના અનેક પ્રકારના તર્ક ક્યારે સાચા પડયા છે? તોપણ એટલું તો અનુમાનાતું હતું કે આ રાજ્યનો અધિપતિ મુંવો હોય તો એ સમોતે તો નહિંજ. જાણે દૈવનોજ કોપ થયો હોય એમ પાનખર ઋતુમાં પાંદડાંની પેઠે આ રાજ્યના કુટુંબનાં આહાસાથેનાં સર્વ પ્રરોહ આ બનાવ પછી અલ્પકાળમાંજ ખરી ગયાં જણાતાં હતાં. માત્ર પાટવીને ગાદી ઉપર બેઠેલો જોઇ પ્રજા મન વાળતી હતી. " હોય ભાઇ, વારાફેરા છે " એમ બોલી આ નગરના શાણા લોકો ગતનો શોક નહોતા કરતા. જે નગર એક વેળા અપ્રતીમ હતું તેની કંઈ 'ચ્રતી છાંઈ' ને જોતાં ઉત્પન્ન થતા શોકનો અંત પ્રજાની સુજ્ઞતા અને ગુણજ્ઞતામાં આવતો. ગમેતેટલું દુઃખ પડે, ગમેતેટલી વિમાનના થાય, ગમેતેટલો પરાભવ થાય, ગમેતેટલી લાજ લૂટા-

ય તોપણ સર્વના હૃદયના સત્ત્વ રૂપી પોતાના મહારાજાની પ્રસૂતિ ઉપર આ વર્ણનવેલા કોઇને અભાવ આવ્યો નહોતો. મોહનીમંત્રથી અનુગમતો, કોબાડ, મૂર્ખ અને દુરાચરણી પુરુષ પણ પ્રિય લાગે છે તેમ વિજયસિંહ મહારાજાના નામરૂપી મોહમંત્રે બંધાયલી આ પ્રજા આવેળાના રાજા રાયમલ્લસિંહજી ઊપર વારી જતી હતી. " બાળક છે, અલેતો છે, અનુભવ નથી, સમજણ નથી, લાડમાં ઉછર્યો છે, કંઈ દીઠું નથી, " ઈત્યાદિ વાતો કરી, અનેક પ્રકારના સ્વચ્છંદ, વ્યભિચાર, જાલુમ, ત્રાસ, અને અપમાનને એક નહાનાથી તે મ્હોટા સુધી સર્વ કોઇ સહન કરીને, યૌવનના મદરૂપી મદિરાના સમુદ્રમાં તરતા આ ઉચ્છૃંખલ કુમારથી પોતાનાં ધન, પોતાની પ્રિયા, પોતાની પુત્રી, પોતાનો પ્રતાપ અને પોતાની ચિંતા ગુપ્ત રાખતા હતા. બહુ થાય ત્યારે " **ज्येष्टपुत्रोवैकलः** " એવું વેણુ બોલી, "એમના નાનાભાઇ રહ્યા હત તો પ્રજાનું ભાગ્ય ખીલત" એમ વૃદ્ધજનો પોતાના વિચારો દર્શાવતા હતા. ઘટ લઘુ હોય અને વર્ષણ વિશેષ હોય તો ઘટ ઝટ લેઇ ભરાઈ જાય છે. પરંતુ અહીં તેમ નહોતુ. કાંકે મહારાજા વિજયસિંહની પ્રીતિની સાથે નગરજનોએ તેની પાસેથી ક્ષમા લીધી હતી; તેથી સર્વ કોઇનાં મન ઘણાં મ્હોટાં થયાં હતાં. પરંતુ જ્યારે તળેથીજ દેવતા ઉઠે ત્યારે ઉભરણુ ચ્ડયા વિના કેમ રહે?

આ સમયે આ પુરીમાં. રાજ્યમહાલય ગણિકાનુ નિવાસસ્થાન હતું. વાસમંદિર વ્યભિચારગૃહ હતું, ધર્માસન કર્માસન હતું; રાજ્યસભા વીટમંડળી હતી; સભાશાળા નાટયશાળા હતી; વળી આ સમયે અહીં પ્રમદાઓને ગૃહમાં પણ કારાગૃહ હતું, શાહુકારોને બજારોમાં પણ આડીવાટો હતી. વ્યાપારીને ચૌટાંમાંએ ચૌરસ્થાન હતાં. તેમજ અહીં પ્રતિષ્ઠા ધુતકારની હતી, માન અભિસારિકાઓનાં હતાં, જોર ચોરનું હતું; ચલણ માલણનું હતું, મઠ શઠના હતા, ભજન વ્યસનનું હતું, અને વજન દુર્જનનું હતું.

એક દીવસ આ પ્રમાણે પ્રથમ સ્થિતિનુ વિપરીતદર્શન કરતો, પથ ઉપર ફરતાં બેદી અને અશીણીની ટોળીનુ હાસ્યાસ્પદ થતો, અને "સાચે રાચે રામ" એવી ટેલ નાખતો, એક ભિક્ષુક સવારથી સાંજ સુધી આ નગરમાં ખાધા પીધાની સ્પૃહા રાખ્યા વિના ફરતો હતો. તેનાં પ્રતાપી ચક્ષુ

ઓમાં સમાએલો અગ્નિ તે મહા શ્રમે ટાઢો પાડતો હતો—એમ કોઈ ઇં-ગિતજ્ઞ કેહેતો તે કંઇ ખોટું નહતુ. ગાંડાની પેઠે પેટ ઠોકતો અને ટેલ નાંખતો આખો દિવસ આખા નગરમાં તે રખડયો પણ કોઈ એક મુષ્ટિભર અન્ન આપી શક્યું નહિ તે જોઈ ખેદ પામતો આ ટેલીઓ નિઃશ્વાસ નાખતો હોય, શ્રાન્ત થયો હોય, કે ક્ષીણ થયો હોય એવો બની, પ્રસિદ્ધિ પામેલી રાજ્યમાનિતી ગણિકાના ઘરના ઓટલા ઉપર રાતવાસો કરવાનેજ બેઠો, અને પથ ઉપર જતા આવતા નૂતન સત્તાધારી અને સત્તારહિત અલબેલાઓની વિચિત્ર ચેષ્ટાઓ જોવા લાગ્યો. ગ્રામ્યતા, દુષ્ટતા, અને નીચતા સાક્ષાત્ પ્રસરી રહી હોય એમ અનુભવીને, સમીપવર્ત્તિ કૃત્યોને સાંભળવા, જોવા કે વિચારવામાંયે તેને હીનપદ જણાયું. તેથી બે પગ ઉપર બે હાથ મુકીને તે ઉપર માથુ નીચુ ઘાલી, અધર્મસંચારમાં પણ તે ધર્મચાર થઇ રહ્યો. પણ અચિંત્યોજ તેના ઉપર મુષ્ટિપ્રહાર થયો. અને ઉચ્ચુ વદન કરી જુવેછે તો ચાર પાંચ હલકા અને

"મા ભઠીયારી બાપ કલાલ
ઉસકા બેટા છેલ્લા લાલ"

બનેલા જુવાનોમાંથી એક જણે "અલ્યા! રાજ્યના દીવાન, લે આ ખાવાનું" એમ કહી તેના હાથમાં રસ્તાની ધૂળ આપી. અને સર્વે ખડખડ હસી પડયા. ગંભીર આકૃતિ રાખી આ ભલો આદમી તો કંઇ બોલ્યો નહિ; પણ તાળીઓ લેતા તથા "ગાળ દેઇ ગમત કરતા" આ ગોઠીયાઓ તો ચાલ્યા ગયા. પણ એટલામાં રાજ્યસૈનિકના પોશાકવાળા બે શિષ્ટ દેખાતા ગૃહસ્થો હાથમાં સંગીનો લેઈ આવતા દેખાયા—તેમને પોતાની સર્વ વાત કેહેવાને આ ટેલીયો પ્રણામ માટે નીચો નમ્યો કે તુરત તેના બરડા ઊપર લટકતો લોટો ખેંચી લેઈ તેને ધક્કો મારી નાંખી દેઇ આ બે રાજ્યભૃત્યો બોલ્યા "અબે, તુમકુ કયા હુવા ભલા!" ટેલીયો તો બીચારો ધૂળમાં રગદોળાયલાં પોતાનાં વસ્ત્ર ખંખેરતો હતો, પણ એટલામાં તેને ઝાલી આ સૈનિકોએ તેનાં વસ્ત્રનો ઝાડો લીધો; અને કંઈ નિકળ્યું નહિ એટલે તેઓ તો ચાલતા થયા.

આ ધર્મપુરી જેવી પુરીની આવી અવસ્થા ઉપર ખેદ પામતો આ ટેલીયો બહુ વાર ન બેઠો એટલામાં ચાર જવાન છોકરાઓ વચ્ચે એક

ઉઘાડા માથાની "માથા વિનાની" ફાટેલી છોકરી તાળીઓ આપતી તથા લેતી, અશ્લીલ શબ્દ બોલતી અને સાંભળતી, કુટિલ હાસ્ય કરતી અને કરાવતી, નીચ નખરાં કરતી અને કરાવતી, હોળીના ઈલ્લાજીની નાયકાજેવી આવી. દુષ્ટ કૃતિમાં પોતાનાં પરાક્રમ વર્ણવતાં, લાજ મુકીને ન્હાનુ સરખુ રાજ્ય ભોગવતાં, આ પંચ મહાભૂતનાંજ વિપરીત સત્ત્વ હોય એવાં ક્ષુદ્ર પ્રાણીઓ,શ્વાન જેમ શીકારને તેમ, જરા આડે પડખે થએલા આ ટેલીયા ઉપર તાકી તાકીને જોવા લાગ્યાં તથા તેને ખીજવવાનેજ તેનાં પાંસળાંમાં આંગળીઓ ખોસવા લાગ્યાં. એક કેહે " અલ્યો મડદુ છે. " બીજો કેહે " મ્હારૂ હાળુ હાલે છે ને. " ત્રીજો કેહે " ગગડાવી પાડો હેઠે."આવાં આવાં સ્વસ્તિવાચન સાંભળી આંખો ચોળતો ચોળતો આ ભિક્ષુક ઉઠતો હતો એટલામાં પેલી દુષ્ટાએ તેનું વસ્ત્ર ખેંચ્યું અને અનીષ્ટ ચિહ્ન કર્યાં. અદ્યાપિ પર્યંત ધૈર્ય ધરનાર આ કોઇ બહુરૂપીએ ભ્રમર ચ'ડાવી એક બેને એવી લપડાકો ખેંચી કહાડી કે " બાપ રે " કહી સર્વે ત્યાંથી નાસી ગયાં. તેમ હવે આડે પડખે થવું નહિ, વિચારમાં દેખાવું નહિ પણ સ્વસ્થ રહેવું–એમ નિશ્ચય કરી પગ ઉપર પગ ચ'ડાવી આ વિરલ જન આવા અને આવા અનેક રંગ જોતો–ઘડીમાં મુછ ઉપર હાથ નાખતો, ઘડીમાં ભૃકુટિ ચ્હડાવતો, ઘડીમાં હડપચીં તળે આંગળી મુકતો, અને ઘડીમાં દાંત પીસતો.

થોડીએકવાર થઈ એટલે કાકલી સ્વરે મધુર વિણા વજાડતી, અગાશીમાં ગાદી તકીયે બેઠેલી પેલી ગણિકા–પોતાના સુસ્વરથી જનપથ ઉપર જંગમને સ્થિર કરવા લાગી, પોતાના સુરૂપથી નિવૃત્તને પ્રવૃત્ત કરવા લાગી અને પોતાના હાવભાવથી તટસ્થને પરાધિન કરવા લાગી. જેમ જેમ પવનનાં મોજાંમાં વિણાના નાદની સાથે મીશ્રિત થએલા તેના રાગ અથડાયા તેમ તેમ લોકોનાં ટોળે ટોળાં ભેગાં થયાં. હચડા હચડી પારવિનાની થઇ ગઇ; શીંપી થાળી ફરીજાય એવી ભીંડમાં ન રહ્યો કોઈને જવાનો માર્ગ કે ન રહ્યો કોઈને હાલવાનો લાભ. શ્રીમાન અને ગરીબ કોઇનો મેળ રહ્યો નહિ. તેમાં ન જણાય સ્ત્રી કે પુરુષ; કાંકે આવી ધક્કા ધક્કીમીં અને આવા સેળભેળમાં ઉઘાડાં થઈ ગએલાં માથાં રાખી અહીંની સ્ત્રીઓ ધક્કા ખાતી અને ધક્કા મારતી, હસી પડતી અને

આગળ ધપતી અથવા કોઇ ધુતકારની બાહુજાળમાં આવતી કે કોઈ નિર્લજને ગળે બાહુજાળ પરોવતી હતી. સુમારે બે ઘડી ગાયન ચાલ્યું. પછી સારંગી હેઠે મુકી, આ ગણિકા ઝરૂખામાં જઇને ઉભી રહી અને સર્વ જનની સલામ ઝીલવા લાગી. "વાહ ઉત્તમ ઝમઝમા!વાહ!"એવા શબ્દો બોલતાં બોલતાં, તેનાં રૂપ, લટકા, અને ધૂર્તતા ઉપર અનેક પ્રકારની ચર્ચા ચલાવતાં ચલાવતાં, તેની દૃષ્ટિને પાત્ર થનારનાં ભાગ્ય માનતાં માનતાં અને એવી આ રાતની નાયકા સંબંધી અનેક પ્રકારની વાર્ત્તા કરતાં કરતાં ટોળેટોળાં ચારે દિશાએ વેરાઈ ગયાં. સર્વ શાન્ત થઇ ગયું. વહીગએલાં સ્ત્રી પુરૂષોને ઘેર મોકલી રાત્રી વહીજવા લાગી. પ્રસંગે ભસતાં કુતરાં શિવાય કોઈના નાદ સંભળાય નહિ એમ સર્વ શૂન્યકાર થઇ ગયું. માત્ર પેલી ગણિકાના ઘરમાં પેશનિકળ કરતાં મનુષ્યોના અવાજ સંભળાવા લાગ્યા. જાણે કોઇની વાટ જોવાતી હોય એમ " જોને કોઈ આવ્યું? " " કોઈ જણાતું નથી." એવા શબ્દો મંદ મંદ કર્ણગોચર થતા હતા. એટલામાં આઘેથી નખશિખ કંબલ હોડીને નળ સામે જતા કલિજેવો કોઈ આદમી આવતો જણાયો. " પેલુ કોક આવે. " એતો એજ. " એવાં ગણિકાના ભવનમાંથી નિઃસરતાં વાક્યોથી એકદમ ચમકીને આ ભિક્ષુક ઉઠયો; અને ઊઠયો તેની સાથે ભિક્ષુક મટી કોઈ વીર સુભટજેવો દેખાયો. એકદમ કંઇક સંતાડી રાખેલી નાની તરવારને નાગી કરી તલપ મારવાના અવસરની વાટ જોતોજ તે ઉભો રહ્યો. કંબલ ઓઢેલો પુરુષ હાથ વેંતમાં થયો એટલે તુરત તેનુ ગળુ પકડી તેને ચતો પાડી,આ ભિક્ષુક તેની છાતી ઉપર ચ'ડી બેઠો; અને તેના કંઠ આગળ પોતાની તરવારની અણી રાખી બોલ્યો " કહે કયાં ગઇ વિમળા? કહે–કહે–નહિતો મારી નાખુંછું હવણાં–બોલ. " થર થર થર કંપતો અને શ્વાસ ઉપર શ્વાસ મુંકતો " બાપજી, ભાઇસાહેબ મુંકો–કહુંછું. બધુ કહી દેઈશ. હાય હાય " એવા ભાગ્યા તુટયા શબ્દો, આ કંબલમાં પોતાની લજ્જાને છુપાવતો કૃષ્ણ કર્મ કરનાર બોલ્યો અને ડુસકાં ભરવા લાગ્યો."બસ બીજી વાત નહિ, બોલ! વિમળા કયાં ગઈ. બોલછ કે નહિ–કહે શું થયું વિમળબ્હેનનું–ચાંડાળ " એમ ભિક્ષુકના પ્રશ્નનો ઉત્તર " કહુછુ માબાપ, મ્હને બ્હીક લાગે છે તમારી. જવાદો." એવાંજ વાક્યોમાં થયો, તેથી ચ્હીડાઇને" નથી કહેતો

ત્યારે લે આ." એમ કહી જેવો તેના ગળાની આરપાર તરવારને ફેરવવા આ કોઇ પુરૂષ તેને હલાવતો હતો, જેવોતેના ધડથી તેનુ માથુ જૂદૂ કરી નાખતો હતો તેવોજ ગળામાંને ગળામાં કંઇક એવો નાદ થયો કે "તમારા અન્નદાતાની શર્મે જવાદો." અને જેવો આ શબ્દ થયો તેવોજ તે કર્ણદ્વારા ભિક્ષુકના હૃદયમાં, ત્યાંથી તેને હાથે અને ત્યાંથી તરવારમાં પેસી ગયો. તેના આઘાતથી તરવાર આઘી ખસી ગઈ, ક્રોધ મંદ પડી ગયો, ભ્રમરની કમાન ઉતરી ગઇ, અને જુસ્સો શમી ગયો. તોપણ ભય દેખાડી આ ભિક્ષુકે વિમળાની ભાળ તો બરાબર ખોળી લીધી, પછી તેને જતો કર્યો; અને પોતે જરા અદૃશ્ય થયો. નીભજ થઇને આ કામુકતો પેલી ગણિકાના ઘરમાં પેઠો, તેથી ખરી પડેલા પુડાની પાછળ ભમરીની પેઠે પેલો ભિક્ષુક આ ગણિકાના મેહેલની આગળ પાછળ ભમવા લાગ્યો. છેવટ પછીતે તેને એક ડોકાબારી ઉઘાડી જણાઇ. ખાવાનો હોય એવા એક કંડીઆમાંથી ઝીણી અને ઘટ રેશમની દોરીએ બાંધેલી એક પાટલાઘોને તેણે ઉચ્ચે ફેંકી અને વજ્રવત્ ભીત્તિને ચ્હોટાડી. પછી તેને આધારે પોતાના મ્હોંમાં તરવારને લટકતી રાખા તે ઉપર ચ્હડી ગયો અનેબારીની અંદર કૂદી પડયો.

ચારે પાસથી સુગંધિત વાસે તેને ઘેરી લીધો; પણ તે ઘેરામાંથીજ મુક્ત કરનાર હોય એવા રમણીય આયનામાં પોતાનાં પ્રતિબિંબ જોઇને તે ખડખડ હસ્યો અને આગળ ચાલ્યો. એક ખંડમાંથી બીજામાં અને બીજામાંથી ત્રિજામાં તેણે ભમવા માંડયું, પણ તેણે કોઈ દિઠું નહિ.–કોઇએ તેને દિઠો નહિ. છેવટ તે એક મધ્યખંડમાં આવ્યો. તેમાં વિસ્તરેલા રત્નખચિત પલંગથી, અત્તરથી મગમગાટ થયેલાં વસ્ત્રથી, વિષયોત્પાદક વસ્તુઓથી, ગ્રામ્ય છબિઓથી, પુષ્પના હાર તથા ગુચ્છાથી ઝઘઝઘતા દીપકોથી અને એવી એવી અનેક રમણીયતાઓથી, આ પૃથ્વીની મેનકાનુ સુરતમંદિર છે એમ તેણે ઉત્પ્રેક્ષ્યું. આ સ્થળે સર્વે વિશેષ વાતનો ખુલાસો થશે એમ ધારી મહાન ઝુલવાળી રત્નશય્યા તળે તે લપ્પાઇ રહ્યો:–અને સારૂં થયું કે તે ઝટલેઇ લપ્પાઈ ગયો. કારણ તુરતજ મનુષ્યના આકારમાં આવતાં આ બે પશુઓને તેણે જોયાં. ઘડીમાં હાસ્ય કરતાં, ઘડીમાં નખપ્રહાર કરતાં, ઘડીમાં ઇસારા કરતાં, ઘડી-

માં ધક્ધક્કી કરતાં, ઘડીમાં નિહાળી રેહેતાં, અને ઘડીમાં અનેક બાહ્યા-પચાર કરતાં આ બે માનવી અત્યારે તો એમજ સમજતાં હતાં કે કોઈ દિવસ મરવું નથી. અહો ! શો મનુષ્યમાત્રનો મોહ ?

જે વસ્તુ આપણી હતી નહિ, આપણી રહેવાની નથી અને સૂક્ષ્મદ-ષ્ટિથી જુવો તો જે આપણી છેજ નહિ—તે વસ્તુને વાસ્તે આ શાં મનુષ્ય પ્રાણીનાં વલખાં·? માતાના ઉદરગ્રામમાંથી જે દિવસે જે પળેથી આ સં-સારનગરમાં આવ્યા ત્યારથીજ અસ્ખલિત પ્રયાણ મૃત્યુપુરીમાં થાય છે—એ વાત જાણીને પણ શાનેકાજે પુરૂષો ચળમાં પ્રીતિ રાખતા હશે ? નથી જાણતા કે—

**चलालक्ष्मीश्चलाःप्राणाश्चलंजीवितयौवनम्**

**चलाचलेचसंसारेधर्मएकोहिनिश्चलः**

પરંતુ મોહની ગારથી લીપાઇ ગએલી બુદ્ધિઓને નિત્યની ટેવ રૂપી કેફનો છાંદો એવો વાગ્યોછે કે આંખ આગળ બનતા બનાવો પણ લઘુ મ-નાય છે. નખમાં રોગ ન હોય, ગળતે ગળતે છ મહિના થાય એવો શ-રીરનો બાંધો હોય, વાંઢયો વઢાય નહિ એવો મજબૂત દેહ હોય એવો પુ-રૂષ પણ એક ઘડીના છઠ્ઠા ભાગમાં મરી જાય છે, ઉડી જાય છે, ગુમ થ-ઈ જાય છે. તે જોઈને પણ અનીતિ અને અધર્મમાં આચકો ન ખાનારાં આ જગતનાં ક્ષુદ્ર પ્રાણીઓની ભવિષ્યમાં કેવી સ્થિતિ થશે ? અરે! મર-વાનુ તો રહ્યું. પણ આને આ ભવમાં બાલ્યમાં વિષયવિકાર ક્યારે હતો ? વૃદ્ધામાં વિષયશક્તિ ક્યાં હોય છે? છતાંયે વિષય, વિષય ને વિષય. આ તે શું... કહેવાય ? શો ચડસ ? જે વસ્તુ જવાનીજ છે—રાખી રહેવાની નથી તેમાં સુજ્ઞને પરાધિનતા કેમ ઘટે ? તો પણ છેતો એમજ—એમજ. નહિ તો કોણ નથી જાણતું કે મહા અનર્થ કરી સંચિત કરેલું ધન, મહા દુઃ-ખ વેઠી ઉછેરેલો પુત્ર અને મહા દંભ રાખી મેળવેલી કીર્તિને પણ અહીં ને અહીંજ મુકીને જવાનું છે. ? અરે! જેને આપણે સાથે લેઈને આવીએ છીએ, જેની આટલી આટલી સેવા કરીએ છીએ તે કંચન સરખી કાયા પણ બળીને ખાખ થઇ જશે તો બીજાની શી વાત ? અથવા કાળમહોદ-ધિમાં કેટલા થયા અને કેટલા ગયા? છતાંએ મનુષ્યો કેમ નથી સમજતા કે

" જન સમુદાય વિશાળ સિંધુ ત્હેમાં બુદબુદ હું
શો કરતો ફફડાટ મદે ભર્યું શું વળી કુદતું ?
તરંગરાજઅનંત નાવ મ્હોટાં જે ગળતા
તે પણ ક્ષણમાં પડે ત્યહાં મુજ તે શી ગણના?
ક્ષણ પર હું ઉપન્યો ડુબીશ બીજી ક્ષણ જાતાં "
તેમાં નીચાં કૃત્ય વૈર શાં કરવાં તાતાં? .

અહો શો મોહનો પ્રભાવ ! સંસારની ક્ષીણ વસ્તુઓ ઉપરથી ચિત્ત ઉઠાવે છે ત્યારે કહેવાતા વૈરાગીયો માન કે યશને માટે કેવાં ફાંફાં મારે છે ? કોનું માન ? શાનુ માન ? માન આપનાર મરી જવાના છે, લેનાર મરી જવાના છે. મરી ગયા પછી ભૂત કાળ જણાવાનો નથી ત્યારે એ માન તે શું? તેમજ કીર્ત્તિયે શું ? યુદ્ધમાં હઝારોના ઘાણ કાહાડી નાખનાર એટલે પોતાના ભાઇઓનુજ ખુન કરનાર આ કીર્ત્તિના અગ્રણી થાય ત્યારે કીર્ત્તિ તે કીર્ત્તિ નહિ પણ અકીર્ત્તિજછે ? કંઇ નહિ; સંસારના વ્યવહારમાં ઉદાસી ન થવાને માટે નીતિજ્ઞોએ યશઃ શરીર બંધાય છે એવી કલ્પના કરી છે. બાકી નામ રૂપનો તો નાશજ છે. તદપિ

"नमुञ्चामःकामानहहगहनोमोहमहिमा-"

સર્વથા મોહમયી મદિરામાં ઉન્મત્ત થએલો આ મંદધિ જળબુદ્બુદથી પણ વધારે ચલ અને કૃત્રિમ પ્રેમવાળી આ વેશ્યારૂપી સાપેણની બાહુફણામાં પકડાયો હતો-ફસાયો હતો-વિંટાયો હતો. તેમ આ વેશ્યા પણ જાણે પાંચ સાત જીવાડવાં હોય, જાણે અખૂટ ધન ધાન્ય પણ ઓછુ પડતું હોય, જાણે સો બસેં વર્ષ કહાડવાં હોય એમ ધન ધન જપતી આ અષ્ટવક્ર અજગરથી ગળાઇ હતી, દબાઈ હતી, ખેંચાઇ હતી. લોભ અને કામની પરસ્પર પ્રીતિ આ સ્થળે સાકાર થતી હતી. તે જોઇને મહા તિરસ્કાર આણતો પેલો છૂપાઇ રહેલો ભિક્ષુક કંઇ અશાંત વેદના અનુભવવા લાગ્યો.

પણ થોડીજ વારમાં તેણે અક્ષર, શબ્દ અને વાક્યો સાંભળવા માંડયાં. મૃદુ, ચિત્તહર, વિષમય અને યુક્તિમય વચનોથી તેણે જાણ્યું કે કઠોર, નાદાન, વિશ્વાસમય અને અભિમાનમય વચનો બોલનાર કાળો કાંબળો ઓઢ-

નારને આ ધુતારી કાળોકાંબળો ઓઢનારજ બનાવવા બેઠી છે. વાકયે વાકયે અથવા શબ્દે શબ્દે તેણીએ તેના અંગ ઉપરનુ ધન ખંખેરી લેવા માંડયું; કંઇ ન રાખ્યું; વાલની વિંટી પણ ખેંચી લીધી.માત્ર એક ચોટીમાં ઘાલેલીવિંટી રહી. અને પછી તે બોલી "જાઓ ઘેર વ્હેલા. નહિ તો વ્હડશે ઘરમાંથી." ગળે હાથ નાખી આ મૂર્ખ બોલ્યો "જા જા! ઘેલી તું તો હજી એવીને એવી રહી. કોણ મને વ્હડનાર છે ? ત્હારાથી બીજુ કોણ છે?. " ગણિકા:–મ્હારાથી બીજુ કોઈ ન હોય તો કો'ની બ્હીકથી છાનેમાને આવો છો? " " ઘેલી–રે ! ઘેલી " એમ બોલી પ્રેમચિહ્ન કરી આ કામીજન બોલ્યો. " જો સાંભળ ! ત્હારાથી કંઇ વધારે નથી. રાંડને તો ત્હારા કહેવા પ્રમાણે મોકલી દીધી એને ઘેર–પણ આતો પેલા મુંવા મ્હારા બાપના નામથી આટલો વેશ ભજવવો પડે છે. બાકી ફરૂં નહિ તને લેઈને ઉભી શેરીએ ? જો! હવે તો ત્હારે આમ મ્હોં મરડવાનું નથી. ઘરમાં ને રાજ્યમાં પણ ત્હારા કહેવા પ્રમાણે કરછ. પણ જરા આડય સારી." ગણિકા: "ઠીક, એમ કરો. અમારે શું. અમેતો નઠારાં એટલે અમારાથી તમે શરમાઓ. " એટલું બોલી તેણે જરા બ્હીલું મ્હોં કર્યું. આ કામથી વ્યાકુળ થએલો પુરુષ રંગમાં ભંગ થયો સમજી તેણીને કાલાવાલા કરવા લાગ્યો, તેણીને પગે પડયો અને તેના આગળ દીન બની લાચાર થઇ બોલ્યો " લે ! આ મ્હારૂં વચન. તું કહેશે તો કાલથી તને મ્હેલમાં લેઇ જઈશ. શું કરવા વ્હેમાય છે? મ્હારે તે એ કુસુમડિને શું કરવી છે? " અચિંત્યો કંઇ તીનો સાદ સાંભળ્યો હોય, કંઈ ધકકો વાગ્યો હોય એમ ગણિકા ચમકી પણ પેલો તો બોલ્યાંજ ગયો. "તને લોકો ભરમાવે ત્યારે હું શું કરૂં? બાકી હું તે હવે શું કરવા એની ખોળ કરાવું ? પણ જો સાંભળ, એક વાત યાદ આવી." ફરી ગણિકા ચમકી ચારે તરફ જોવા લાગી. પણ કંઇ જણાયું નહિ; તેથી બોલી એ બધુએ ખરૂં ક્યારે કે રાજ્યમુદ્રા આપો ત્યારે " "લે આ" એમ કહી પાસે રહેલુ છેલ્લામાં છેલ્લું સર્વસ્વ તેને આપી આ મૂઢ જન બોલ્યો " આજથી હવે તું રાણી થઇ. પણ આજ પ્હેલી રાતની વાત જાણે છે ? એક શંખજેવો કોઇ આદમી મ્હારી છાતી ઉપર ચ્હડી બેસી, મને તરવાર મારવાની બ્હીક બતાવી પેલી રાંડ વિમળીની વાત મ્હારે મ્હોંડેથી કહડાવી ગયો. " " હેં હેં " એમ ચિંતાથી બોલતી ગણિકા

ફરી કોઇ પર પુરુષના ઘસારા જેવું લાગવાથી ચમકી પણ પાછી વિચાર-માં પડી ગઇ; અને અંતે બોલી "ત્યારે બધુંયે કહી દીધું ? અરે રે ! હાકેડુનાં છોકરાં રાજા થાય ત્યારે–" પોતાના કૃત્યથી કંઈ ભય ઉપજવા-નું હોય એમ ગણિકાના શબ્દોથી સમજી તે બોલ્યો "હવે જે થયું તે થયું. હવેથી નહિ કહીયે. પણ કહે શું કરવું?" રાજ્યમુદ્રા હાથમાં આ-વી હોય તેથી કે કામ બગડ્યાની રીસ ચ્હડી હોય તેથી, પણ મહા ક્રોધ કરી પ્રથમ ફુટડી પણ હવે ડાકેણ જેવી દેખાતી ગણિકા બોલી "હવે ફૂટ ત્હારૂ માથુ! રડ્યા. અકૃર્મી." ડરતો ડરતો કામુક બોલ્યો "પણ હવે શું કરવું તે કહેની ? રોજ કહીએ છીએ કે એને ત્હારા જેવી કરી નાખ; તે તો માનતી નથી ને હવે વળી ગાળો દે છે." પલંગ તળે ખ-ખડાટ થયો. ગણિકા ચમકી. મૂઢ "બાપરે" કહી ઉઠ્યો. બે જણ કંપવા લાગ્યાં. કોઈથી પલંગ તળે જોવાય નહિ. કોઇથી એક બીજાને પ્રશ્ન પુછા-ય નહિ. પણ પાછું સર્વ શાન્ત થઇ ગયું તેથી જરા જરા ધીરજ આવી. પણ પલંગ તળે તો બેમાંથી કોઇએ જોઈ શક્યાં નહિ. કામુક બોલ્યો "ત્યારે કહી દે ઝટ. ત્હારે ન રાખવી હોય તો રમાડી દેવા દે એના રામ, કેહે તો કહું પેલા વીરવિજેને." આ શબ્દોની સાથેજ અચિંત્યો બાંડ-માંથી ચિત્તો નિકળે તેમ પેલો ભિક્ષુક ઉછળ્યો. "ઓ મ્હારા બાપરે" કહી એક પેહેરેલા પંચીઆ સાથે રાયમલ્લ (અને ખરે ! તે આ રા-જ્યનો અધિપતિ હતો) તો જીવ લેઇનેજ નાઠો.

ગણિકાનો સ્પર્શ કરવો અનુચિત લાગ્યો, તેની સાથે એકાન્ત ધર્મ વિરૂદ્ધ લાગી, તેની સાથે ભાષણ એ પણ નીતિવિરુદ્ધ સમજાયું તેથી અને પોતાની પ્રતાપી રાજાના પુત્ર ઉપર હાથ ઉગામવો એ કૃતઘ્નતા જણાઇ તેથી બીજુ કંઇ ન કરતાં, આ ભિક્ષુકે થોડીજ વારમાં પેલી ગણિકાને ધમધ-માવી તેની પાસેથી રાજ્યમુદ્રા છીનવી લીધી અને "વીરવિજે" ની વાત તેના હૃદયમાંથી ફ્હાડી લીધી—

વારાફરતી અને પ્રસંગે સાથે સાથે ક્રોધ, વૈરાગ્ય, ઔદાસ્ય, વૈર, દીનતા, ક્રૂરતા, ઇત્યાદિ વિકારોમાં ગ્રહાતો, આ ભિક્ષુક બીજુ કંઈ પણ લીધા વિના મેડેથી હેઠે ઉતર્યો, ત્યાંથી રસ્તે પડ્યો; પણ ત્યાંથી ક્યાં ગયો તે આ ગણિકાએ જાણ્યુંયે નહિ અને જાણવાનું કર્યુંયે નહિ.

## પ્રકરણ ૧૭ મું.

### રાજભૃત્ય ફ્રીટી ગોરજી.

બળ, ધન, પ્રતાપ, સત્તા, માન અને છેલ્લે જીવિત ઇત્યાદિ ઐહિક સુખના આધારોને હરી લેનારી, ગુણનો ત્યાગ કરી ધનને માટેજ દુષ્કૃતિ કરનારી, મનોવૃત્તિઓનું ગ્રહણ કરી તેમાં પોતાનો પટ બેસાડનારી, ગુણહીના, પ્રેમરહિતા અને પાપા પણ્યસ્ત્રીને પ્રસન્ન કરવા, તેના પારાવતના જેવા ભરેલા, બરફના શીખર સમાન ધવલ અને સર્પના અંગજેવા કોમળ કંઠ ઉપર નીચકર્મથી નિસ્તેજ અને મિથ્યા વચનથી ચલ એવો પોતાનો વામ તે વામજ કર ફેરવતો ફેરવતો, "અસત્ય બોલી ઠગુછું" એમ ધારી ઠગાતો ઠગાતો. કૃત્રિમ પ્રેમનાં ઝરણ વર્ષાવતો વર્ષાવતો, આ નગરનો રાજા રાયમલ્લ પારકુ હૃદય હરી લેવા જતાં પોતાનું સર્વસ્વ હારી બેઠો. થોડી વધતી રહેલી લાજ ગઇ, રાજ્યચિહ્ન જે મુદ્રા તે ગઇ, હૃદયમાંજ સમાવાની વાત તે ગઇ, તથાપિ જીવિત રહ્યું તેથી મકલાતો મકલાતો " થવાનું હશે તેમ થશે; છેવટ બંટીના રોટલા તો નથી ગયા ? " એમ ગણગણતો તે તો જેવો આવ્યો હતો તેવોજ ગયો અને વૈભવમાં પડયો. પણ કામને લગતી સર્વ વાતનો ખૂલાસો મેળવી, અવસર જોઇ, આ સ્થળે વધારે રહેવું પાપમય ધારી, જે દોરડે થઇ ચ’ડયો હતો તેજ દોરડેથી આ વીર ભિક્ષુક નટની પેઠે—જળધારાની પેઠે સરર સટ ઉતરી પડયો, અને બાહ્ય હવાના સાગરમાં, સીધુના ગંધથી, દુષ્ટસ્થાનના સ્પર્શથી, ક્રૂરવાર્તાના શ્રવણથી, અને પાપી જનના દર્શનથી દૂષિત થએલાં અંગને સ્નાન કરાવતો કેટલીએક વાર તો એટલામાં ને એટલામાં ફરતો ર્યો. પણ આ સમય તેને ફરતાં ફરવાનો નહોતો તેથી યુક્તિ ખોળવાને અને શ્વાસ ખાવાને ઘટે એટલો કાળ આમ કહાડી તે નિયમિત દિશા તરફ ચાલ્યો.

પગલે પગલે રસ્તો કાપતો, ખાંચે ખાંચે નિઃશ્વાસ મુંકતો, બારીએ બારીએ દૃષ્ટિ નાખતો, ચકલે ચકલે ચર્ચા જોતો, મદ્યમાંસની દુર્ગંધના પ્રબંધથી ગભરાઇ જતો, ઘરની નીદો આગળ ભૂખ, તર્ષ કે છાકથી વિભ્રાન્ત પડેલા અનાથ ચેટો ઉપર તિરસ્કાર અને દયા લાવતો, અવસ્થાન્તર ઉપર વિચાર કરતો, ધડકતા હૃદયને હાથવતે દબાવતો, વૈરના છોડને ક્રોધના

જળથી નિશ્ચલાવતો, આ ભિક્ષુક, રાજસેવક બનીને, ખુંણે ખોચલે થઈને, અનેક શેરીઓ વટાવીને, નગરના ઉપાન્ત ભાગમાં એક અપાસરા આગળ જઇ પહોંચ્યો; અને તે અંપાસરાના દ્વારનુ કડુ ઠોકવા લાગ્યો. કેટલીએક વારે એક હાથમાં કાકડો લેઈ એક શેવડાએ આવી બારણું ઉઘાડયું પણ પરિચિત પુરુષ ન દિઠો એટલે તુરત કમ્મરે ખોસેલો છરો કાહાડી તેના સામે ધર્યો. ઇષતૂ હાસ્ય કરી " ન ઓળખો તેમાં તમે શું કરો ? " એમકહી પોતાની આંગળીએ રહેલી રાજ્યમુદ્રા તેને આ બનેલા રાંજ્યસેવકે દેખાડી. શેવડો તો ચકિતજ થઇ ગયો અને તેને કાલાવાલા કરવા લાગ્યો. " કંઇ નહિં, એમાં શું?" એમ બોલી શેવડાની સાથે તે અંદર પેઠો. એક અંધકારની ગલી ગઈ એટલે તેવાને તેવાજ અંધકારવાળો એક ઓરડો આવ્યો તેમાં પચીસ પગથીયાં ઉત્તરી શેવડા સાથે તે અંદર ભાંયરામાં ઉતરી પડયો.

અને અહીં તો તેણે કંઈ વિપરીતજ જોયું. મહા કુશાગ્રબુદ્ધિનો વેશધારી છતાં, બહુ બહુ દેશ નજરતળે ફ્હાડ્યા છતાં તેણે .આટલું તો પેહેલ વેહેલુંજ જાણ્યું કે જૈન ધર્મ પ્રવર્ત્તાવનારો શ્રીપુજ થઇને આ વિશ્રામનો માલિક મધ્ય રાત્રે બટુકની ઉપાસના કરે છે ! પણ લોભથી હણાયલી બુદ્ધિવાળાં ક્ષુદ્ર જન શું શું નથી કરતાં ?

બરાબર મધ્ય ભાગમાં એક દર્ભની આસની પડી હતી. તેના સામે બીજી આસની ઉપર બેસી, બીહામણી આકૃતિમાં સિંદૂર, તૈલ ઈત્યાદિથી વધારે બીભત્સતા ધારનાર એક ગોરજી હાથમાં લીધેલી માળાના મણકા હળવે હળવે મુંકતો હતો. સામે તેલનો દીવો ઝબ ઝબ બળતો હતો તેથી સ્પષ્ટ જણાતું હતું કે ભૂખ્યા આવતા ભૈરવને માટે ખીર અને વડાં મુકેલાં હતાં. ગુંગલનો ધૂપ શળગાવેલો હતો, કરેણાના હાર પાથરેલા હતો, જળ અને દૂધના કટોરા ભરેલા હતા, અને શ્રીફળ વધેરેલાં હતાં. ઘડીએક સુધી આ વ્યવહાર ટગ ટગ જોઈ રહેતાં, આ સેવક ક્ષણે તરવાર ઉપર હાથ મુંકી દેતો અને ક્ષણે વજ્ર જેવી મુઠીઓ વાળી દેતો. પણ પછી તો આ સિદ્ધ માળા લેઇને ઉભો થયો. જમણો પગ ડાબા પગને અંદર વળગાડી, એક પગે ઉભા રહી તથા એક હાથ ઉચ્ચો કરી આંખો ઉચ્ચી કરી, તે માળા ફેરવવા લાગ્યો. એમ કરતે કરતે માળાનો મેર આવ્યો. મહા

પ્રચંડ ગગડાટ સંભળાયો. મહા કારમો ચીસ કાને પડી. પણ સિદ્ધ ડર્યો નહિ, ડગ્યો નહિ, ફગ્યો નહિ. એટલે માથા ઉપરના અને અંગ ઉપરના વાળમાં સિંદૂર, હરિદ્રા અને હિંગળોક ભરીને, કોલસાથીજ બની હોય એવી કાળી નાગેણુ જેવી લાંબી જીભ બહાર ક્હાડીને, ભુવડના જેવા લાંબા નખથી કાળજુ ફોલી ખાવાની ઇચ્છા સૂચવીને, ગળામાં હાડકાંની માળા ધારીને, કપાળમાં રુધિરનુ તિલક ચોપડીને, તેલથી કે ચરબીથી વપુને ચીકાશ અને તેજ આપીને, હાથમાં તરવાર લેઇને " ખાઉ ખાઉ" કરતો એક મહાન પ્રચંડ રાક્ષસ આકાશમાંથી હોય એમ અદ્ધર ઉતરવા લાગ્યો. તેને જોઈને " ઓ મ્હારા બાપરે " કહી પેલો શેવડો તો નાસી ગયો. પણ ન ખસ્યો રાજ્યસેવક કે ન ચસ્યો સિદ્ધ. તેથી તે રાક્ષસ તો ચ્હીડાયો હોય એમ રાજ્યભૃત્યભણી મ્હોટે પગલે-મ્હોટે ઉ-પાડે ગયો. પણ જેવો તે એને સ્પર્શવા જાય છે તેવીજ આણે તો પોતાની તરવાર ક્હાડી અફાળવા માંડી. ડરીને નહિ પણ સ્વેચ્છાથીજ જાણે ખ-સી ગયો હોય એમ તે રાક્ષસ આઘો જતો રહ્યો. તેણે અન્ય ઉપાયને અભાવે દીપ ઓલવી નાખ્યો. અંધકાર ઘોર થઇ ગયું. કોઈ દેખાય કે ફરે. તેથી રાજ્યભૃત્ય તો પટા ખેલતો હોય એમ અંધકારમાં તરવાર ફે-રવવા લાગ્યો.

થોડી વાર થઇ એટલે દીવો શળગ્યો. વડાં ખીર વગેરે સર્વ જતું રહ્યું. રાક્ષસ ગુમ થઈ ગયો. પણ સુંદર લટોથી સુશોભિત, ગૌર વદનથી મનો-હર અને ઘટ શરીરથી પ્રિય લાગતો, કિશોર વયનો. એક બાળક આ ના-ટ્યશાળામાં હાથમાં એક સુવર્ણછડી લેઈને ઉભેલો રાજ્યભૃત્યે દિઠો. અને દિઠો તેની સાથે તે ચમક્યો, પણ ઠરી રહ્યો. બટુક બોલ્યોઃ-"માગ્ય મા-ગ્ય, જે માગું તે આપું. પ્રસન્નછું ત્હારા ઉપર. " પગે પડી માળા દૂર મુંકી દેઇ સિદ્ધ બોલ્યો " જોઇએ બે વાત. " બટુકઃ-" બે નહિ, એક. " સિદ્ધ"ત્યારે માગું તો આ નગરના રાજાના શત્રુનો જીવ ને તેને મનગમતી બાયડી. " " તથાસ્તુ " એમ કહી બટુક ચાલ્યો જતો હતો એટલામાં મહા ક્રોધના આવેશમાં આવી પેલા રાજ્યસેવકે તો પેલા સિદ્ધઉપર ઉછળીને એવી તરવાર મારી કે એક ઘાના બે કડકા થઇ ગયા; અને દુષ્ટ શ્રીપુજ મરણ પામ્યો. બટુક વર આપતાં આપતાં છળી ગયો હોય એમ નાઠો.

પણ રાજ્યભૃત્યે તેને પકડી લીધો, અને તે હોંકારા ન કરે માટે તેના મ્હોં-ઉપર પોતાનો હાથ દાબ્યો. બ્હેબાકળો થઈ, ગાંડાજેવો થઇ બહુ તો, આં-ખો ફાડી નાખી, પેલા ભૈરવના પણ ભૈરવને જોવા લાગ્યો. પણ"બ્હેન વિ-મળી ! ચિંતા ન રાખીશ. તું મને નથી ઓળખતી પણ હું તને ઓળખું છું. બ્હીનીશમાં " એવા શબ્દથી તે બટુકની કન્યા બની ગએલી ભવ્ય આકૃતિની કુંવારિકામાં ભયને ઠેકાણે આશ્ચર્ય પેઠું. તેતો એમની એમ જોઈજ રહી. પણ તેને કંઈ ઓળખ ન પડે. તેથી તે હાથજોડી બોલી:-"ભાઇ ! તમે જે હો તે ખરા. પણ જો મ્હારા ઉપર હેતવાળા હો તો તમને કહું છું કે અહીંથી તમેયે ચાલો અને મનેયે વેહેલી લેઇ જાઓ." રાજ્યભૃત્યે તેના કાનમાં પોતાનુ નામ કહ્યું તેથી અચિંત્યો તેને એના ઉ-પર પ્રેમ આવી ગયો એટલે "અહીંની• વાતો પછી કહીશ. આવાને આવા અહીંતો ઘણા છે. હીંડો વેહેલાં, નહિ તો આપણુ બેને મારી નાખશે. પણ લ્યો આટલી ડાબલી " એમ કહી તેલની દીવી તળે એક ડાબલી હતી તે એના હાથમાં આપી વિમળા તેની આંગળી ઝાલી ખેંચવા લાગી. એક, બે, ત્રણ ખંડ ને ત્રણ ગલીઓ મુંકયા પછી તેઓ કોઇ બીજેજ રસ્તે એ ઘરની અગાશી ઉપર આવી ચ્હડયાં. અને ત્યાંથી એક દોર લટકાવી વિમળાને પોતાની કાંધે બેસાડી આ રાજ્યભૃત્ય હેઠે ઉતર્યો, આગળ ચા-લ્યો, અને એક એકાન્ત સ્થળમાં ગયો, ત્યાં કોઇ ગરીબ જેવા દેખાતા ઘરમાં પેઠો અને વિમળાને ત્યાં• મુકી કેટલીએક વારે પાછો નિકળ્યો.

રાજ્યભવન તરફ તેનુ ગમન થયું, પણ તે રાજ્યભૃત્યના વેશમાં નહિ. વીરવિજય શ્રીપુજના ગોરજી જેવો તેનો વેશ દેખાતો હતો. તેના હા-થમાં ઓઘો હતો, અને મ્હોં ઉપર મુંમતી હતી, શરીર ઉપર અંચળો નાખેલો હતો. નર્યાં ગોરજીના જેવાજ ચાળા કરતો તે રાજ્યદ્વાર આ-ગળ પાછલી રાત્રીએ ગયો અને રાજ્યમુદ્રા દેખાડી અંદર પેઠો.

ખરેખર ! આ સમયે સર્વ પ્રાણી માત્ર ગુલાબી નિદ્રા લે છે અને નિરાંત વાળે છે. પણ અત્યારેયે એક ધટ અને રૂષ્ટપુષ્ટ સ્ત્રીના ફંદમાં ફ-સાયલા રાજા રાયમલને દ્રાક્ષવલ્લી 'રૂપી •નાગેણના દ્રાક્ષરૂપી વદનમાંથી નિ-કળેલા મદ્યરૂપી •ગરલની લહરીઓ ઉપરા ઉપરી એવી આવતી હતી કે સીમા. દૂષિત, દગાખોર અને પાષંડી પુંશ્ચલીના ભોગાવોનદીના પુલિન

જેવા અંકમાં તે ગરકાઈ જતો હતો, ઉતરી જતો હતો, દબાઈ જતો હ-તો. નહોતું તેને સ્વસ્થિતિનુ ભાન કે નહોતું તેને સ્વપદનુ માન. વિજય-સિંહમહારાજાએ દબાવેલી, શૃંગારેલી અને વિસ્તારેલી રાજ્યગાદીઉપર વિરાજનાર આવો ધર્મભ્રષ્ટ, પદભ્રષ્ટ અને વિવેકભ્રષ્ટ થએલો જોઇ આ ગોરજીની આંખમાં કાતરીયાં આવ્યાં, તેની રગોમાં ઉદ્વેગ આવ્યો, તેના ઉચ્છ્વાસમાં તિરસ્કાર આવ્યો, પણ તેનાત્હદયમાં હિમ્મત આવી. ન ગમતાં ન ગમતાંયે આ સ્થલમાં ચૌરવત્ પ્રવેશ કરાવવા તેને આશાએ પ્રેર્યો, ગૂઢમંત્ર શ્રવણ કરાવવા સ્નેહે ધકેલ્યો અને કપટ કરાવવા તેની પ-રોપકારવૃત્તિએ ઉત્તેજ્યો; તેથી પોતાનુ કર્ત્તવ્ય અયોગ્ય જાણીને પણ તે કરવાનાં વાજબી કારણો મહાશ્રમે ખોળી કહાડી, પોતાના પણ અંતઃક-રણને ઠગી, તેણે અશ્રવ્ય વાર્ત્તા શ્રવણ કરવા ધાર્યું. કામના આવેશમાં અને મદ્યના તરંગમાં ઝોકાં ખાતો પ્રજાનો પિતા બનેલો આ નૃપતિ જે સ્ત્રીસાથે વાત કરતો હતો તે કોઇ દિવસ દિઠેલી છે એવો કંઇક સંસ્કા-ર થતાં તેની ઇચ્છાને ઉત્કંઠા વધી, તેથી સારા નરસાના વિચારો તેણે બા જુઉપર મુકી શ્રવણમાર્ગ ખુલ્લો મુકી દીધો. અને તે માર્ગે થઈ નીચે પ્રમાણે વાર્ત્તા તેના હ્રદયના અગ્નિને વધારે પ્રજ્વલિત કરવા પેઠી. રાજાઃ- "હું કંઇ એવો છું? મ્હારે તે એ કુસુમાવલીનુ શું કામ છે? પણ રાંડનુ માન મુકાવવું છે. માટે તું કહે ત્યારે નિકળીયે. તું કહેતો બાયડીનો વેશ લેઉ. તું કહેતો ભીખારી કે જોગીનો વેશ લેઉ. પણ હવે વાર ન કરવી". રાજ્યપુષ્પમાંથી ધન રૂપી મધુ ચુશી લેનારી આ ભ્રમરી હલકાશમાં ગૌ-રવ દેખાડતી બોલી "તે એ કંઈ ના'નાં છોકરાંના ખેલ નથી. અમારેતો મ્હા મેહેનત પડેછે. માટે જે આંપવાના હો તે અત્યારથી આપો. પછી કાવેતો સવારે નિકળો". "તું કહે તે આપું. લે આ હીરાનોહાર. પછી કંઇ જોઇશેં.? તુંતો અમથી વ્હેમાય છે. ત્હારાથી મ્હારે કોણ વધારે છે"?એ મ કહી રાજાએ પોતાની કોટનો રત્નહાર તે રંડાના ગળામાં પેહેરાવ્યો. તેથી મકલાતી મકલાતી તે બોલી "તમને તો મ્હારો ભાર નથી ને મ્હા-રો વિશ્વાસ નથી, બાકી માનો તો એ કુસુમડી કરતાં વસંતડી ઓછી નથી." કાન દાબીને "**शान्तम् पापम् शान्तम् पापम्** એમ બોલતો બોલતો, હવે વિશેષ ન સાંભળી શકાયાના ભયથી"શાવક શાવક" એમ તે દ્વાર આ

ગળ બકોરવા લાગ્યો. ઝટ લેઈને સ્ત્રીના ખોળામાંથી ઉઠી "આવુંછું"એમ ક
હી સાક્ષાત્ મૃત્યુ જેવો ફીકો બની ગએલો રાજા બહાર આવ્યો, અને ગો-
રજીને એક પાસેના ખંડમાં લેઈ જઇ ગાદી ઉપર બેસારી તેને પગે પડવા
લાગ્યો. "કેમ મહારાજ, અત્યારે શી આગ્યાછે? આપે કેમ તસ્દી લીધી,
રૂપલો મળ્યો કે નહીં"? એવા એવા તેના પ્રશ્નના ઉત્તરમાં "હા આવ્યો'તો"
એવું અસત્ય બોલતાં ગોરજી થર થર કંપી ગયો. પણ અતિ અનિશ્ચય
ને ચગડોળે ચ્હડવાથી આ કંપ જોયા વિના વેગમાં ને વેગમાં રાજા બો-
લ્યો "કહોબાપજી! ત્યારે વિમળીને કરી ઠેકાણે"?ગોરજી કંઈ વાત સ્મરણ
માં આવી હોય એમ તુરત બોલ્યો "હા તેને ઠેકાણે ક્યારનીયે કરી દીધી.
પણ-"રાજા બોલ્યો "પણ હવે એ વિમળીની મા રહી ધોકાજેવી; તેના
રામ રમાડી દ્યો એટલે થયું. પછી બધા કાંટા સોરાઇ ગયા-અને શ્રીપુજના
પ્રતાપથી કુસુમાવલીને તો આ લીધી જાણો. ધરતીના છેડા સુધી એનો
ખ્યાલ નહિ મુંકું. પણ બટુક પ્રસન્ન થયા? ગોરજીઃ-"હા,થયા. તે પ્રસન્ન નથયા
હોય તો અહીં શું કરવા આવીએ? "રાજાઃ-ત્યારે એ રાંડ સુજાણને ગેબ
કરવાનેજ આપને અહીં મોકલ્યાછે?" ગોરજી "હા" એમ કહી કંઈ સાત
સાત ગાંઠના દોરા તથા કંઇ વાઘના નખ અને મનુષ્યનાં હાડકાંના કડકા વ-
ગેરેથીભરેલો એક ના'નો દાબલો દેખાડવા લાગ્યો. ચકિત થઇ જઇ, જરા
દૂર ખશી જઈ રાજાએ આદરયુક્ત તેને પ્રણામ કર્યો અને કહ્યું."તે દિ
વસ કુસુમાવલીને કહાડવાને આ સુરંગ ફોડી છે તેમાં થઈને એ પ્રધાનને
બંગલે જવાય છે." ગોરજી ચોંક્યો, વસ્તુયાથાર્થ્યે સમજ્યો, ગોપિત રહેલા
છરાને અડક્યો પણ અટક્યો. રાજાઃ-"શું કરવા ચમકોછો?એ પ્રધાન ઉપર
તો અત્યારે કુંવાડીયા ઉગી ધરડા થઇ ગયા છે. રૂપૈયા લાખ એક આપ્યા
છે એને ઠેર કરવા-પેલા પર્વતના ફાંસીયાઓને." મહા શ્રમે પોતાનો ક્રો-
ધ અટકાવી પણ દાંત કચરડી ગોરજી બોલ્યો "શાવક, બતાવ રસ્તો."
રાજા ઝટ ઉઠ્યો અને એક બે ત્રણ તાળાં ઉઘેડતાં છેવટ એક દરવાજો
ઉઘાડી એક મણિની અમૂલ્ય વિંટી તેને આપી બોલ્યો "આ વિંટી
થી તમારે અજવાળુ થશે, અને હવે જાઓ. ગોરજી અંદર ઉતર્યો અને
રાજાએ બાહેરથી તથા તેણે અંદરથી બારણાં વાસ્યાં.

અવર્ણ્ય વિકારોથી હૃદયને ભરીને, આપાપીને,-દંભીને-ઘાતકીને-

પંડને–વિષયીને–કાપટિકને–નીચને અને નિર્દયસ્વાર્થીને તત્ક્ષણ હણી ધરાનો ભાર ઉતારવાના વિચારમાં ને વિચારમાંઉંડો ઉતરતો આ ગોરજી છેક નીચે ઉતરી પડયો. અને જેવેળા, જાણે પગમાં પેઠેલો કંટક નિકળી ગયો હોય, જાણે દાંતમાં ભરાયલો કણ છૂટીગયો હોય, જાણે આંખમાં ખટકતો કાંકરો ગળીગયો હોય એમ, મકલાતો મકલાતો આ લંપટ રાજા પોતાના મનની પ્રતિમા, પોતાના જીવિતનું ફળ, પોતાના હૃદયનો અંતરહાર, પોતાનો બહિશ્ચર પ્રાણવાયુ, પોતાના સત્ત્વની અધિદેવી, અને પોતાના નયનનું કર્પૂર–એવી નવયૌવના સતી રૂપસુંદરી કુસુમાવલીની સમીપ નિષ્કંટક દાસત્વ કરવાનો સમય નજીક ગણતો હતો અને તેના મિલનની સહાયભૂત આ સ્ત્રીને પ્રમોદતો હતો તેજવેળા તેનોજ મોકલેલો ગોરજી તેની યુક્તિયો નિષ્ફળ કરવા, તેનાં સાધનો તેનેજ નડવા અને તેના સર્વ સંકલ્પો વ્યર્થ કરવા-અરે તેને પણ પરો કરવાને અનેક વિચાર તથા યુક્તિયો વધારે વેગથી અને ચપળતાથી ખોળતો હતો.

અહો! શું માણસનું અજ્ઞાન ! ઉંદરને મારવાને તાકી રહેલી બીલાડી નથી જાણતી કે ફાંસરડી ખાવા શ્વાન પાછળજ ભમે છે. શ્વાન ઉપર મહા ક્રોધથી ધસનાર ચિત્તા નથી સમજતા કે પ્રાણ લેનાર ગેબી ગોળી સામીજ આવે છે. પારકા પ્રાણ હરનાર અને પારકું ધન ચોરનાર તથા પારકી સતીઓને પજવનાર નથી જાણતા કે એક ક્ષણમાં ઉંધુંવાળી દેનાર દૈવચક્ર ઓ આવે. આ સંસારમાં અનેક પ્રકારના અધર્મ થાયછે. અનેક પ્રકારનાં કુકર્મ થાય છે. પણ તે અધર્મ કે કુકર્મ કરનારા અભિમાની પુરુષો નથી જાણતા કે આ જીવિત રૂપી મહા સમુદ્રમાં ઉદયની ભરતી સર્વ કોઈને હોય છે. પણ જો તે ભરતી વેળા મહાવેગ મૂકીદેઈ ધીરે રહીનેજ મોજાં કિનારે લેઇ જવામાં આવે તો પાછો ધક્કો ઓછો વાગે છે. આઘાતના પ્રમાણમાં પ્રત્યાઘાત થાય છે એવો સિદ્ધાંત અનુમાનાદિ પ્રમાણોથી નિર્વિવાદ થયા છતાંયે શો મનુષ્યમાત્રનો વેગ? શીહઠ? જુવોને, અનેક સ્ત્રીઓના ધર્મભ્રંશનું કારણ થયા છતાંયે એક અનાથ અબળા પાછળ આ રાજ્યના શિરોમણિનો આગ્રહ કેવો વિષમ થઇ પડ્યો છે ? નથી એને નિદ્રા કે નથી એને શાન્તિ, નથી એને ભૂખ કે નથી એને તર્ષ; નથી કામમાં લક્ષ કે નથી સુખનો પક્ષ. રાત દિવસ

રાજ્યકાર્ય બાજુ ઉપર મુકીને કુસુમાવલીનીજ માલા જપતો, પરસ્ત્રી, દ્યુત, મદ્યપાન ઈત્યાદિ છંદોમાં ન જતા કાળનો ક્ષેપ કરતો, આ વિવેકશૂન્ય અને મૂઢ મંદપ્રજ્ઞ રાજા ક્ષણે તેના રૂપનો ચીતાર નયન આગળ આણતો, ક્ષણે તેના બોલેલા બોલ બોલતો, ક્ષણે તેની ચ‍ઢેલી ભ્રમર ઉપર હાસ્ય કરતો, તેનુ શ્વસિત, તેના વક્ષસ્થળની ધડક, તેની રક્તતા,તેની ધવલતા, તેની શ્યામતા ઇત્યાદિ ઉપર અનેક વિચારો કરતો હતો. વળી તે જડ પણ ચપળ, સેવ્ય પણ સેવક, ક્રૂર પણ દીન રાજાના માથા ઉપર અધીરતાના વાદળે નૈરાશ્યના પથ્થરનો વર્ષાદ વર્ષાવ્યો હતો; તેથી તે મહા શોકસાગરમાં તણાતો, ખેંચાતો, ડુબાતો હતો. તેવામાં કંઇ આશાની શાન્ત હવાને લીધે, સાઠવર્ષે પુત્રપ્રાપ્તિનુ, જન્મ રોગીને નીરોગિતાનુ અને ગુલામને સ્વતંત્રતાનુ થતુ સુખ અનુભવતાં તે આનંદસિંધુમાં તરવા લાગ્યો.

આણીપાસથી ન કરવાનુ કરવું પડશે તેની વિમાસણથીઅશ્રુપાત કરતો, છાતી ઉપર હાથ મુકતો, નિઃશ્વાસ નાખતો, ઈશ્વરની સહાય માગતો, સ્તબ્ધ થઇ જતો, અચિંત્યો અટકી ઉભો રહેતો, અને કાળજુ બાળતો આ ગોરજી તો અર્ધે પ્રચાર આવ્યો એટલે શ્રમિત થયો હોય, ખીન્ન થયો હોય એમ ત્યાંને ત્યાં ઉભો રહ્યો. પગની અને વિચારની ગતિઓ બંધ થઇ ગઇ. બાહ્યાન્તરે કંઈ દિશા નજ સૂઝી. પણ અચિંત્યો કંઇ વિચાર થઇ આવ્યો હોય એમ " काहानिःसमयच्युतिः" એટલું બોલી તે સડફડ સડપડ આગળ ચાલ્યો અને સુરંગને સામેપાર પહોંચ્યો. સ્વભાવે સદ્ગુણી હતો એટલે જે સીડી ઉપર ચ્હડી અંદરનુ દ્વાર ખોલવાનુ હતું તે સીડીના પગથીઆ આગળ ઉભો રહી આ બહુરૂપી નીચે પ્રમાણે વિચાર ગણગણાટમાંજ કરવા લાગ્યો. "આ રાત્રીનો સમય છે. હજી પ્રભાત થયા નથી. તો આવી વેળા, પતિથી વિરહિત, રૂપગુણથીયુક્ત અને વિશ્વાસમાં નિર્ભય સુતેલી, સ્ત્રી પાસે એકાન્તસ્થળમાં પરપુરૂષથી શી રીતે જવાય ? શી રીતે પગપ્રચાર થાય ? શીરીતે તે અખંડિતસૌભાગ્યાની નિદ્રાને ખંડિત થાય ? શી રીતે નિદ્રામાં ખશીગએલા તેના ઉત્તરીયથી જૂદુ પડેલું તેનું વપુ જોવાય ? શીરીતે તેની સતીત્વની સીમાનુ અતિક્રમણ થાય ? એકાન્ત, અંધકાર અને અબળાનો યોગ હોય ત્યાં પુ-

રૂપનો સંચાર અશાસ્ત્રીય છે. વળી ! તે માતાજી તોપણ સ્ત્રી; અને હું પુત્રવત્ તો પણ પુરૂષ.

"વળી કદાપિ તે ભયથી ત્રાસી ગભરાઇ જાય-કદાચ હબક મારી જાય-કદાચ મૂર્છિત થઈ જાય-કદાચ કોળાહળ કરી મુકે-તે પણ ખોટું. એમ કરતાં પેલા ચાંડાલ રાયમલ્લે તો ન ઓળખ્યો પણ કોઈ વિચક્ષણ રક્ષપાળ ઓળખે તોપણ કાર્યભ્રંશ થાય. અથવા તે દુઃખની મારેલી, અસાવધ, ચ્હીડવાઇ રહેલી, ખીજવાઇ રહેલી, મહા ક્રોધાવેશના ઝપાટાથી ધકેલાઇને પોતાની પવિત્ર આંતરડી કકળાવી શાપ દે તે પણ કેવું વિપરીત? વળી ન કરે નારાયણ,ને કદાપિ મ્હારામાં મુક્તિના બદલામાં વિશેષ બંધન જોઇ તે આત્મહત્યા કરે ત્યારે કેવું અનીષ્ટ? માટે જે થાય તે ખરૂં. રાત્રીમાં ને રાત્રીમાં કંઈ વડી પાપડ વંહી જવાનાં નથી. માટે લાવને, અહીંજ બેસું?" એમ વિચાર કરીને સીડીના પગથીયા ઉપર બેઠો અને રાજ્યભવનથી ઘરના, ત્યાંથી પરરાજાના, ત્યાંથી પોતાના વૈદ્યકના પળના ઈત્યાદિ અનેક વિચારોના કુટિલમાર્ગમાં ભમતે ભમતે, આ ગતિથી યતિ, પણ કૃતિથી પતિ, સતીના લાવણ્યસરોવર આગળ નિકળ્યો.

પ્રિયાના ગતાનુગત ખેલ, રસિક ગાયન, મિષ્ટ શબ્દ, વિદગ્ધ ભાવ, નિર્દોષ ટીખળ, અનુરક્ત લજ્જા, ચંચળ નૃત્ય, મુગ્ધ વિનય, પ્રણય ક્રોધ, ભ્રૂવિલાસ, મંદશ્વસિત, મૃદુહાસ્ય, ગાઢ આશ્લેશ ઇત્યાદિ પ્રત્યક્ષ અનુભવતો હોય એમ આ યતિ તો ક્ષણે તેને ઈસારત કરે, ક્ષણે તેને હસે, ક્ષણે તેને રંમાડે, ક્ષણે તેને ખીજવે, ક્ષણે તેને મનાવે. તેમ આ સર્વે માત્ર કલ્પિત છબિ પ્રતિછે એમ પણ તેને ભાન રહ્યું નહિ. જાણે પોતાનાજ ગૃહમાં પોતાની ધર્મપત્નીને પાસે બેસાડી, પોતાના આપત્કાળની વાતો કહી પોતાનુ દુઃખ લઘુ કરી નાંખતો હોય, જાણે પોતાના વિરહથી કાળક્ષેપ કરવા હંસ, મેના, પોપટ, સારંગી, દેહલીદત્તપુષ્પ, પતિની પ્રતિમા, પતિના પત્રો ઈત્યાદિ પ્રિયતમને લીધે પ્રિયતર થયેલી વસ્તુઓ સાથે ગમત કરતી પ્રિયાનાં વીતક સાંભળી સાંભળી, સર્વ આખિને ચક્ષુદ્વારા ગળાવી નાંખતો હોય, એમ તે ચેષ્ટા કરવા લાગ્યો. અને ખરો આવેળા હર્ષકે શોકકે બન્નેનો અનુભવ તેને અપ્રિય નહોતો પણ પ્રિયહતો.

આ વેળા તેના આ આનંદના રંગમાં ભંગ કરવાનેજ એમાં

ત્રાગ્ન બાગપ્રભાને પોતાના કર નાંખ્યા–એટલે તુરતજ ઉભા થઈ તેણે ગત વાતને હતી ત્યાંજ રહેવા દેઇ, સ્વસ્થ થઈ, શસ્ત્ર સજ્જ કરી, સીડી ઉપર ચ્હડી સુરંગનુ દ્વાર ફોડયું–ઉઘાડયું–ફટાર્યું. તે ઉપર ચ્હડયો અને ચારે તરફ વ્હીને મ્હોંએ જોવા લાગ્યો; પણ તેની નજરે કોઇ મનુષ્યતો આવ્યું નહિ. પરિચિત વસ્તુઓ અને પરિચિત આસનસ્થાનો તેની આંખે પડયાં. તે રડી પડયો. તેનુ સર્વ ધૈર્ય જતું રહ્યું. ભસ્મ થયેલા દેહ પાછળ ભૂતની પેઠે તે આ મંદીરમાં ભટકવા લાગ્યો.

પણ એટલામાં જ્યારે ફરતાં ફરતાં એને જણાયું કે આ સ્થળેથી અમૂક માણસ ઘસડાયાના લીસોટા છે, જ્યારે તેને સમજાયું કે કંઇ તાજો બળાત્કાર થયો છે ત્યારે તો ખરે ! તેના આશ્ચર્ય, તેના શોક, તેના વૈરાગ્ય અને તેના શૌર્યની તો સીમા આવી ગઈ. તે સ્તબ્ધ બની ગયો, મૂર્છિત જેવો બની ગયો; અને આળપંપાળ બોલવા લાગ્યો, કપાળ કૂટવા લાગ્યો, હાથ હલાવવા લાગ્યો, કંઇ ખોળવા લાગ્યો, નયન ફટારવા લાગ્યો, વેશ દૂર કરવા લાગ્યો. રંગમંડપમાં પુષ્કળ ખેરનેજ બેસવાને યોગ્ય થયેલી એક સાંગામાંચીને જોઇને તેના હોશ ઉડી ગયા, તેના કેર ઢળી પડયા, તેનાં પોપચાં ફુલી ગયાં, તેની આંખો ઊંડી ગઈ, તેના ગાલ સૂકા છાંડિયા જેવા બની ગયા, તેની રતાશ જતી રહી, તેની ગતિ મંદ થઈ. શોકાગ્નિની ધમણ તેના હૃદયમાં વધારે લાગવાથી તેના બે ઓઠ વચ્ચેથી ઉષ્ણનિઃશ્વાસ નિકળવા લાગ્યા. તેના પેટમાં તેલ રેડાયાં; તેથી વિશેષ પ્રજ્વલિત થતા અગ્નિમાં દગ્ધ થઈનેજ જાણે તેનાં અવર અંગ અપંગ થઈ ગયાં.

પરંતુ મહા દુઃખનુ તાત્કાલિક ઓસડ અશ્રુપાત, અને ચિરકાલી ઓસડ આશા છે. તે બન્ને સાથે લાગાં સમકાલી થઈનેજ તેને સાહાય્ય થયાં. આશા રૂપી પૂર્વાશામાં ઉદિત થતા ધૈર્યસૂર્યે ધીરે ધીરે શોકનાં વાદળને ખસેડયાં. શોકસાગરમાં ડુબેલા તેના હૃદયને હિમ્મત રૂપી તરણી મળી, તેથી તે સુસ્થ થયો. અને આ એકલેળા મનોહર, દેવને પણ દુર્લભ, આનંદનુ નિકેતન, કામનુ મંદીર, અને સુખનુ સ્થાન એવા–પણ અત્યારે વર્જ્ય મહાલયનો તત્કાળ ત્યાગ કરવા અને તેમ કરતાં અવસાન આવે તો તેને પણ હસવા, આ યતિયે કચ્છોટ વાળ્યો, કેડ બાંધી, બો-

કાની ભીંડી. એટલામાં તો લોહની સાંકળો, નાગી તરવારો આદિ અમં-ગળસૂચક વસ્તુઓ સાથે રાખી ચાર મહા ઉત્કટ સૈનિકો અને એક અ-ધ્યક્ષ એમ પાંચ જણ તેના સામા આવ્યા. તત્ક્ષણ એ તેમના પગ વર્તી ગયો, તેમનુ કર્તવ્ય કળી ગયો, કારણ સમજી ગયો. એટલે જીવિતનિર-પેક્ષ, માયાવિમુકત, ઇશ્વરપરાયણ અને સ્વરૂપાનુસંધિત થઇ તે હા-લ્યા ચાલ્યા વિના કાષ્ટવત્, શબવત્, પ્રતિમાવત્, તેને તે સ્થળે, ચ્હોંટી રહ્યો, ઠરી રહ્યો, ઉભો રહ્યો. અનેક રાસ વિલાસના ધામમાં પ્રિયાને ઠેકાણે તેની કેશલતિકાની અનુકૃતિ કરનાર અસિને તદ્રૂત્ પૂર્ણ પ્રેમથી ભેટવાને આતુર થયો હોય એમ તે જણાયો—માત્ર જણાયોજ.

આ પ્રમાણેની સ્થિતિમાં રહેલા આ મૂઢ જેવા પણ પ્રચંડ દે-ખાતા પુરૂષની પાસે જતાં જતાં આ ચાર ને એક પાંચ જણ એક બીજાના અંગમાં ભરાવા લાગ્યા, એક બીજાને ઓથે રહેવા લાગ્યા, એક બીજાની પુઠમાં પેસવા લાગ્યા, એક બીજાને આગળ ધકેલવા લાગ્યા. પણ પેલો સ્તબ્ધ ઉભેલો પુરૂષ હાલે કે ચાલે—કાંઇ નહી. તેથી જરા હિમ્મત ધરી, જાણે નાશી જતા ધૈર્યને અટકાવી રાખી તેમનો અગ્રસરી પટારેલે ડોળે તેને જોતો, આજ્ઞાભંગમાં વધારે અનીષ્ટ પરિણામ જાણી, તેને ધ્રુજતે હાથે અડકયો; અને અડકયો એટલે ખમચ્યો. સમીપમાં આવતા શીકારની વાટ જોતા સિંહની પેઠે આ યતિ તેના ઉપર તાકીને જોવા લાગ્યો, તેથી "ઓ-બાપરે ભૂત" એટલું તે બોલ્યો. અને તે બોલ્યો તેવાજ પેલા કનકપુ-રીના ચાર પેહેલવાનો મુઠીઓ વાળીને, જાણે પડીકે બંધાયલા જીવને સા-ચવવાનેજ નાઠા, દોડયા, ઉડયા—જળમાં પડયા. જાણે ઉધારે મુકેલા જીવને લેવાનેજ તેઓ સામે પાર તરીં ઉતર્યા. આરા ઉપર પણ શ્વાસ લેવો દુરસ્ત ન જણાયો; તેથી તેઓ રામ, કૃષ્ણ, શિવ, ભીડભંજન, અલ્લા ઇત્યાદિ અનેક દેવોનાં નામ બોલતા **यःपलायतिसजीवति** એમ ધારી છ પાંચ એવા ગણી ગયા કે નં કરો વાત.

પેલો અંદર રહેલો અગ્રસરી તો શું નાસે? પાછળથી પેલા યતિએ તેના ગળા ઉપર હાથ નાંખ્યો એટલે પવનના સ્પર્શથી મંદિર અથવા અ-લાઉદ્દીનના સ્પર્શથી ઇંદ્રમાળાની પેઠે ને ભડુડુભૂસ ધરાં ઉપર ઢળી પડયો, અપી પડ્યો, અને વિષ આપેલા શ્વાનવત્ તરફડવા લાગ્યો. તેને તેમનોતેમ

રહેવા દેઇ પેલો યતિ પેલા ચાર જણની પાછળ દોડ્યો–ધાયો–અને ચાર-ની પાછળ પોતે પણ જળદીર્ઘિકા તરી ગયો.

બહારના રક્ષપાળોએ ગભરાટમાં ને ગભરાટમાં ન જોયું તેનુ મ્હોં કે ન પુછી તેને વાત. પાંચ પેઠા હતા તેવા પાંચ નિકળ્યા એમ ધારી તે-મણે એની ગતિ પણ રોકી નહિ; તેથી આગળ દોડી મહાવૃક્ષોની એક નિકટ ઘટામાં તે પેસી ગયો. પોતાને સ્થળે જવા યોગ્ય ઊપાય કરતો તથા ઘટિત વાટ જોતો, હઝારો વિકારોના હુમલાઓ મધ્યે છતાં પણ, હઝારો વિચારોના તરંગો તળે છતાં પણ, હઝારો ચિંતાઓના બાણો સમીપ છતાં પણ, હઝારો ભ્રમની પાંખો ઊપર ચ્હડ્યા છતાં પણ, આ વીર જેવો દે-ખાતો પુરૂષ આ પેહેલવાનોની ભીરૂતા અને ભોળપ ઉપર મંદ મંદ હાસ્ય કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### માધવસિંહ.

યુવાન માધવસિંહને રાજાના આશ્રયતળે મુકી પેલો વૈદ્ય દેશાટણ ક-રવા નિકળ્યો તેને આજકાલ કરતાં વરસ દા'ડો થઇ ગયો. તે દરમ્યાન મહારાજા કેસરીસિંહનો પ્રેમ ધારણ કરતો આ યુવાન વયે–દેહે અને યશે વધતો ગયો. મહારાજનો હઝુરી હતો તેની સાથે તે અંતઃપુરનો હઝુરી થયો. સેવાના પણ પ્રસંગ એવા આવવા લાગ્યા કે રાજાનો પ્રેમ, પ્રજાનો વિશ્વાસ અને રાજ્યમંડળનુ વાત્સલ્ય વધારતો તે જ્ઞાનસંપત્તિ અને અનુ-ભવનિધિ, વગર શ્રમે, વગર અભ્યાસે, અને વગર ઉજાગરે વધારતો હ-વો. મહારાજાને તો પ્રથમથીજ તેના વિના ચાલતું નહતું. રાજ્યમંડળે તે-ને પોતાની શક્તિથી બહાર જાણી તેને પ્રમોદવા માંડયો હતો. ભાયાતો, તથા શેઠીઆઓ અને જમીનદારોએ તેને પ્રસન્ન કરવામાં તથા પરોક્ષે તેના ગુણ ગાવામાં મહત્તા માની હતી. પરિજન વર્ગ તો તેની વાર્તામાંજ કા-ળક્ષેપ કરતો કરતો, તેની લટકતી ચાલ જોતો જોતો, તેના મધુર શબ્દો સાંભળતો સાંભળતો, કંઇક કૌતુકમય નિમિત્તે તેને હસાવતો હસાવતો, તેની વર્ત્તણુકનુ અનુકરણ કરવા તે સર્વ સ્મૃતિમાં રાખતો રાખતો, તેના સ્તુતિપાઠ ગાતો ગાતો, રાજાની સેવા અને પોતાની આજીવિકાને

વિસરી જઈ, તેને પોતાના હૃદયમાં ધારી, તેથીજ મંદગતિ બની, નિત્ય કર્મ, નિત્યવ્યવહાર અને નિત્યાચરણને કોરે મુંકી તેને ને તેને આમ, તેમ, ઉચ્ચે, નીચે,આગળ, પાછળ અને સર્વતઃ નિરંતર જોઈ રહેતો હતો. તેમ નગરસ્ત્રીજનનાં તો તેણે ચિત્તજ ચોરી લીધાં હતાં. રાજ્યમહાલયના એક રમણીય બંગલાના ઝરૂખામાં પ્રભાતે જ્યારે તે દાતણ પાણી કરવા બેસતો હતો ત્યારે-પાણીને મશે બ્હેડું લેઇને, છાશને મશે મટુકી લેઈને, તળાવ ઉપર જવાને મશે વસ્ત્રનો ગાંસડો લેઇને, પીયર જવાને મશે કાપડું લેઇને, સાસરે જવાને મશે છોકરૂં લેઇને, શિવપૂજન કરવાને મશે પંચપાત્રી લેઈને, ચોંથા કરવાને મશે કંકાવટી લેઈને અને એવે અનેક મશે અનેક વસ્તુ લેઇને, આ રસ્તા ઉપર થઇને પ્રમદાઓનાં ટોળે ટોળાં જતાં હતાં. તેમાં કોઇ ઠેશ વાગ્યાને બ્હાને, કોઇ દોરડું સંકેલવાને બ્હાને, કોઇ કાંટો ભોંકાયાને બ્હાને, કોઇ વસ્ત્ર સજ્જ કરવાને બ્હાને, કોઇ સખીની વાટ જોવાને બ્હાને અને એવે એવે સ્વરૂપ બ્હાને તેની દૃષ્ટિગોચર બની, ઉભી રહી, આ નગરની સર્વ પ્રકારના ભેદવાળી નાયકાઓ આ એક અપૂર્વ નાયકની આગળ પાછળ, ચંપકના છોડને ભ્રમરીઓની પેઠે વિંટાઇ રહેતી અને ચંપકવત્ તેને અસ્પર્શ્ય જાણી અંદર અંદર ભ્રમરીઓવત્ ગણગણતી. એક તેના સામી લજ્જાની દૃષ્ટિ ફેંકતી, બીજી તેના સામે ઈષત્ હાસ્ય કરતી, ત્રીજી તેને કંઈ ઈસારા કરતી, ચોથી તેના ઉપર ભ્રકુટિબાણ ચડાવતી, પાંચમી તેના રૂપ ગુણેથી લજાઈ નમ્રમુખી બનતી, છઠ્ઠી તેને મદનરસ પાવાને હાવ ભાવ કરતી, સાતમી તેના ઉપર પ્રણયકોપ દેખાડતી:- એમ અનેક પ્રકારની ચેષ્ટાઓ કરતી આ નગરની અબળાઓ તે અબળાઓજ બની ગઈ હતી.

આમ પ્રતિદિવસ મદનની સેનાના ઘેરાઓથી અને તેમનાં બાણથી આ વિરલ યુવાનને કોઇ પણ પ્રકારની અસર થઇ જણાતી નહોતી. કેવળ સ્વામિભક્તિમાં દૃઢવ્રત, અને સદ્વૃત્તિની ખીનમાં થઈને ઉદયગિરિ ઉપર આરૂરક્ષુ આદ્રસિંહના બચ્ચા જેવા માધવસિંહે કોઇની, કશાની સ્પૃહા રાખીયે નહિ, તેમ કોઇની અવગણના કરીયે નહિ. તેને લલચાવવા આવેલી રતિ જેવી અનેક સ્ત્રીઓએ તેને અચલથી પણ વિશેષ અચલ જોઈ, એકપાર્વતીથી દંડધારીમાંથી વેશધારી બનનાર શંકર ઉપરનો ભાવ

તેના ઊપર આણ્યો હતો. તેને બનાવવા આવેલા અનેક ચાણાક્ય જેવા રાજ્યમંત્રીઓએ તેને દુર્યોધનથી વિશેષ નીતિજ્ઞ જોઇ, તેનામાં રામત્વ કલ્પ્યું હતું. તેને હંફાવવા આવેલા ઘણા અર્જુન જેવા પરાક્રમી સુભટોએ, તેને ભીષ્મથી પણ વિશેષ અડગ જોઈ તેને પરશુરામનો અવતાર માન્યો હતો. તેથી લઘુ વયમાં પણ આ યુવાન રાજ્યમાં અદ્વિતીય તથા પ્રસાદ પાત્ર ગણાતો.

વળી તેની કૃપાથી રાજ્યમાં, કોઈ પોતાનુ હિત કરવા, કોઇ નોકરી લેવા, કોઇ માનીતા થવા, કોઇ અનન્યસાધારણ વ્યાપારપટ્ટો લેવા, કોઇ દાણ માફી કરાવવા, કોઈ ઇજારો રાખવા, કોઇ પડતર જમીન કે ચ઼ૅરા રાખવા, અને એવાં એવાં અનેક લૌકિક તથા ઐહિક કામ સાધવાને માટે તેની નવરાશે પોતાની નવરાશ ખોળી તેને ઘેર ફેરા ખાતા, પ્રસંગ જોઈ તેને અભિનંદતા, તેની શ્લાઘા કરતા, તેની રુચિઅનુસાર હાએ હા કેહેતા અને તે જેમ રાજી થાય તેમ મથતા હતા. અને ખરે, સ્વાર્થી પુરુષની શ્લાઘા,તેની ઉક્તિ, તેની યુક્તિથી કોણ નથી ઠગાતો? વખાણ કોને સારાં નથી લાગતાં ? કેહે છે કે પરમેશ્વરની પણ સ્તુતિ કરે છે ત્યારે તે કલ્યાણ કરે છે. તો પછી માણસનુ શું ગજું ? મનુષ્ય માત્રને પોતાનો ઉત્કર્ષ ગમે છે-પછી તે જ્ઞાની હો કે અજ્ઞાની. પોતાનાં વખાણ સાંભળવાં જેને નથી ગમતાં તેને પણ પોતામાં વખાણ ન સાંભળવાનો જે ગુણ હોય તેનાં વખાણ તો ગમેજ છે. અથવા " આ અધિકારી પોતાનાં વખાણું નથી સાંભળતા " એવાં વખાણ કયો નથી સાંભળતો, અને સાંભળી કયો આનંદ નથી પામતો ? આવાં વખાણ કરી ન્યાયબુદ્ધિવાળા પુરુષોને પણ યુક્તિવાળા સ્વાર્થીજનો કેવા ઠગી જાય છે ?

પરંતુ આ નગરમાં તેમ ન હતું. ધર્મબુદ્ધિ સ્વાભાવિકી હેતી. તેથી આમ અનેક ઝીણી યુક્તિયો થતી નહોતી. પણ કદાચિત થતી હોય તોપણ આ વિરલ તરુણને તેની અસર થવાનીજ નહોતી. કાંકે, જો કે પોતે બાળક હતો, તડકો છાંયડો જોયો નહોતો, રાજ્ય પ્રપંચમાં પ્રવીણ નહોતો, તો પણ કંઇ પ્રકૃતિથી, કંઈ વૈદ્યના સંગથી, કંઇ પારસમણિ જેવા મહારાજાના સેહવાસથી અને અંતઃપુરના પ્રેમથી વા પૂર્વના ઋણાનુબંધથી તે અલ્પ કાળમાંજ શાણો, અનુભવી, મનસ્વી, સુબુદ્ધ, શૂર અને પ-

રોપકારી બની રહ્યો હતો. તેથી પોતા પાસે આવનાર પુરૂષો, કેહેવામાંડે તે સ્તુતિ નિંદાને તે સાંભળતો નહિ, કોઇને પારકો પોતાનો ગણતો નહિ અને કોઇનુ અપમાન કરતો નહિ. જે કોઇ આવે તેનુ વાજબી કામ રાજાને વિનવી તથા પ્રધાનને કહી તે કરી આપતો અને ગેરવાજબી કામ શિક્ષા દેઇ તેનીજ પાસે ત્યાગ કરાવતો અને પ્રપંચ વાતોથી દૂર રહેતો. તે પ્રિય કે અપ્રિય કેહે તો પણ તેના ઉપર કોઈને માઠું લાગતું નહિ. કાંકે તેની કહેણી અને રેહેણી એકજ હતી. એમ છતાંયે કોઇ ઘુવડની પેઠે તેની તરફ આંખો મિંચે કે જવાસાની પેઠે તેને જોઇ સુકાઇ જાય તો પણ તે ઉપર થી તેની પ્રીતિ ઓછી થતી નહિ.

જેમ જેમ રાજ્યતંત્રની વિકટ પ્રપંચજાળમાં તે વધારે વધારે પડતો ગયો તેમ તેમ તે જાળના ચુરે ચુરા ઉડાવતો માધવસિંહ સોનાની પેઠે કસાતાં કિમ્મત વધારતો હતો અને સુખડની પેઠે ઘસાતાં સુગંધ પસારતો હતો. આપત્કાળના વાદળમાંથીજ સર્વથા તેના સદ્ગુણો ઊઘાડ પાક્યા હતા.

ઉચ્ચ પદવી મેળવવા ઊચ્ચ ચ્હડતા આ તરૂણ કામ જેવા નરને માથે મહારાજા શ્રીકેસરીસિંહના બન્ને હાથ હતા; તેની પૃષ્ટે મહારાણી દેવી કામસેનાની પવિત્ર અને બળવાન ઓથ હતી; તેના સામે વિશુદ્ધિમૂર્ત્તિ કુસુમીનાં કોમળ પણ પરીક્ષક ચક્ષુદ્વય હતાં; અને તેના દેહાત્મા પ્રતિ કુમારી વસંતવિલાસિનીનુ સર્વસ્વ હતું; તેથી તે સર્વ પ્રકારે ભાગ્યદેવીના માથા ઉપર બેઠો હતો. તદપિ તેને ચે ચિંતા હતી. પણ તેનુ કારણ તે જાણતો નહોતો—કોઇ જાણતું નહોતું. કાંકે—કોઈ કહે કે હવણે હવણેમાં મહારાજાને અને એને બનાવ તુટયો છે, કોઇ કહે કે પ્રધાનની ઈતરાજી થઇ છે, કોઈ કહે જનાનાની કમ્ મેહેરબાની થઈ છે, કોઇ કહે, રાજ્યને માથે કંઇ સંકટ છે, કોઇ કહે, મા બાપ સાંભર્યાં—એમ અનેક પ્રકારના હાસ્ય ઉપજાવનારા લોકોના તર્કોમાંથી એકકે સાચો નહોતો. શામાટે તે પોતાના કર્ત્તવ્ય કર્મમાં પણ સ્ખલિત થતો હતો, શામાટે પ્રશ્નના ઉત્તરમાં "હેં" એટલું બોલી શૂન્ય થઇ જતો હતો, શામાટે ઉદાસીન વૃત્તિ ધારણ કરતો હતો, શામાટે ગમત રમતને પરી કરતો હતો, શામાટે નયનાનંદ છતાં નિરાનંદ બની રહ્યો હતો, શામાટે હસમુખો છતાં ચ્હીડીયો

થઇ ગયો હતો તેનું કારણ ઈશ્વર વિના અન્ય કોઇ મનુષ્ય જાણતું હોય તો પણ તે ખરી ખાત્રીથી નહિ. બાકી ઘણા કાળથી પરગામ ગયેલા પોતાના મનસ્વી કાર્યાર્થી વડીલ વેલાસર પાછા આવે તો ઠીક એવો કંઈ આ પ્હેલવાન પટાયતનો વિચાર અનુમાનાતો હતો.

પરંતુ તેઓ આવ્યેથી તેના હૃદયમાં ઉગતો ચિંતાનો છોડ નિર્મૂલ થશે–કરમાઇ જશે એમ તો એના મનમાં નહોતું. તેથી તેને ન ગમે ભોગ કે ન ગમે યોગ, ન ગમે વાત કે ચીત, ન ગમે ગાન કે ન ગમે આન. કોઈ કોઈ વેળા હીરાગળ ગાલીચા ઊપર ફરતો ફરતો, કોઇ કોઇ ફેરા રમણીય પલંગમાં ચતોપાટ સુતો સુતો, કોઇ કોઈ વેળા ટોડલે હાથ મુંકી ઉભો ઉભો, કોઈ કોઇ ફેરા ઝરૂખાની જાળી ઉપર એક પગ મુંકતો મુંકતો, કોઇ કોઇ વેળા શૂન્યનયનથી પથ ઉપર જોતો જોતો, કોઇ કોઇ ફેરા કપાળ ઊપર હાથ મુંકી બેઠો બેઠો, જ્યારે તે પોતાના અંતરમાં અનન્ય પ્રકારના બળતા અગ્નિથી બહુ બહુ દગ્ધ થતાં રંગરહિત બનતા રક્તને નયનરૂપી નભમાંથી બાહાર પતન કરાવતો હતો ત્યારે વાદળીથી છવાયેલા માણેકઠારી પૂર્ણિમાના ચંદ્રની અમૃતકુપ્પીમાંથી અમૃતનાં બિંદુ કે મોતીની ધારા સરે છે એમ ઉત્પ્રેક્ષાતું હતું. અને આ પ્રમાણે ઉકળતુ લોહી બહાર કહાડીને પોતાના ઈષ્ટનુ સ્મરણ કરીને, સૃષ્ટિ સૌંદર્ય નિહાળીને, માનુષીય કળા તપાસીને તે શોકના સમયોને ચુકવી દેતો. પરિજનો તેને અકારાં થઇ પડયાં. એકાન્તવાસ ઈષ્ટ થઈ પડયો. થોડે થોડે તેનો જઠરાગ્નિ મંદ પડવા માંડયો, બુદ્ધિનુ ચાપલ મંદ પડવા લાગ્યું, તર્કનો કર્ક પાંગળો થયો, દેહયષ્ટિ વંશયષ્ટિ થઈ, વૃદનનું તેજ વદનમાં સમાઇ ગયું. પતિત રાજા, દેવાદાર શાહુકાર અને પ્રભાતના ચંદ્રજેવો તે ફીકો દેખાવા લાગ્યો. તેની આ અવસ્થાથી રાજાના મનમાં ચિંતા પેઠી. તેણે એને ઘણા ઉપચારો કરાવ્યા, બે બે વખત રાજા તેને ઉતારે જવા લાગ્યો, તેનુ મસ્તક પોતાના ખોળામાં મુંકી સેવકની પણ સેવા પિતૃવત કરવા લાગ્યો. તદપિ પોતાનુ દુઃખ માધવ કોઇને કહેતો નહોતો. પણ તે જાણતોજ ક્યાં હતો? આવા ઉગતા આંબાનો આ પરિપાક જાણી મહારાજાધિરાજ ઘણો ખેદ પામતો, જેને પોતાની અર્ધભાગિની પ્રિયંવદા પ્રાણપ્રિયાને નિવેદન કરીનેજ લઘુ કરતો. પણ એક દિવસે ત્યાંથી અથવા પોતાની જીવિતાધિક પુત્રીથી પણ

તેનો શોક ન શમ્યો તે નજ શમ્યો. કાંકે એક દિવસ અચિંત્યો, તે આ તરૂણને ઘેર ગયો, અને જુવે છે તો, જીવિતનિરપેક્ષ બની ખાટલા ઉપર પડેલો, દીન અને કરૂણ અસંબદ્ધ આલાપ કરતો, ઊંડાં ઉતરી ગએલાં નયનને બાષ્પ જળથી ચકચકિત કરતો, શ્વસિત અને ઉચ્છ્વસિતમાં શોક પરંપરા સૂચવતો તે શોકશય્યા ઉપર શેકાતો હોય એમ દેખાયો. તે જોઇને વિધિના અન્યાયને તિરસ્કારતો તિરસ્કારતો, નીચી દૃષ્ટિ રાખી મંદમંદ પગલાં ભરતો ભરતો, કિંકર્ત્તવ્યતાને વિચારતો વિચારતો, શ્રીમત્ કેસરી સિંહ આશાભંગ થઇ ગયો–તે એટલો બધો કે હરખની વાત તેને ગમે નહિ, સ્વાદીષ્ટ ત્રીજા પ્રહરનુ ભોજ્ય તેને રૂચે નહિ, બ્હેંન સાથે બાલિશતા ફાવે નહિ, અને નીતિની વાત ગોઠે નહિ.

આ જોઇને, પિતાજીનુ વ્હીલુ વદન ન્યાળીને, અધીરણી વસંતવિલાસિની બોલી " બાપુ ! આજે તમેં બહુ દુખીઆરા દેખાઓ છો. કયમ બા ! ખરૂંકની ? કહો ત્યારે એવું શું આવી પડયું છે જે? " રાજાઃ–કંઈ નહિ, બેટા ! ! એ તો સહજ." વસંતવિલાસિનીઃ–કંઈ નહિ તે કયમ ? મ્હોં ઉપરથી સાફ દેખાય છે તોયે માનતા નથી. આ તે કેવું ? અમને નહિ કહો ત્યારે કહેશોયે કો'ને? રાજાઃ–એમાં શું કહેવું છે? હોય; રોજ આનંદ હોય ત્યારે એક દહાડો આમે હોય." મ્હોડે ચ'ડેલી દીકરી બોલી " તે એમ તો નહિ ચાલે, બાપાજી! કહેવું તો પડશે." નિઃશ્વાસ નાખી રાજા બોલ્યો નહિ તેથી જરા દીન મ્હોં રાખી માતાની હડપચી ઝાલી વસંત બોલીઃ–હેં! બા ! શું છે? કયમ કેહેતા નથી બાપાજી? તું પુછી જોને," રાણીઃ-" શું પૂછવું છે ? જ્યારથી પેલો માધવ માંદો થયો છે ત્યારથીયે ત્હારા બાપ કયારે ખુશીમાં જોયા ? આજ કંઈ વધારે હશે." રાજાઃ–"દેવી, તું ખરેખરી દેવીજ છે. ત્હારી વિશુદ્ધિ ત્હારા મ્હોંમાંથી વિશુદ્ધ–સત્ય વચનજ કઢાવે છે. ખરે! એ કુમારને આજે વધારે છે. બે દિવસ આમને આમ રહેશે તો—હું શું કરૂં? " વસંતવિલાસિનીનુ લોહી એક પળમાંજ ઉડી ગયું. પોતાના ભવ્ય દેહના ઓળા જેવીજ તે દેખાવા લાગી. રાણી વિચારમાં પડી ગઇ; રાજા બોલ્યાં ગયો " એ મા'રા સામે ટગર ટગર જોઇ રહેછે, આંખોમાં જળ પૂરે છે, અને ડુસકાં ભરે છે. જાણે કંઇ મ્હારી પાસે માગવા ઇચ્છતો હોય ને મગાતું ન હોય કે અપાય એવું

ન હોય તેથી તે શબ્દોને કંઠમાંજ કુંઠિત કરે છે. મ્હેં નથી એના બાપ-ની ખોળ કરાવી–કે નથી એના કાકાની ભાળ કઢાવી! મ્હારા જેવો તે પ્રમાદી કોણ હોય ? અરેરે! મા'રે આશ્રયે રહેલુ આ કોમળ વૃક્ષ કપાઇ જશે? ” દીકરી શીવાઇ ગઈ, તેના હોશ ઉડી ગયા, તેનુ વદન કરમાઈ ગયું, તેનો દેહ કંપી ગયો, તે પરસેવાથી ન્હવાઇ ગઇ. અને "હવે શું કરૂં" એમ પોતાના હૃદયને પૂછતી તે સોડીયું વાળી બેઠી અને પગને અંગુઠે જ-મીન ખોતરતી, મૃત્યુના દ્વારમાં થઇ મોક્ષ પદ મેળવવા જતા પતિ સમીપ પતિવ્રતા જેવી બની રહી. પરંતુ પતિના દુઃખમાં ભાગ પાડવાને મહારા-ણીતો રાણાજી સામે વદન રાખી કંઈ ધૈર્ય આપવા લાગી, આશ્વાસન દે-વા લાગી, અને બીજી વાત કહાડવા લાગી, તેથી દીકરીની વેદના એમાંથી કોઇએ જોઇ નહિ, જોવા ધાર્યુંએ નહિ. અને તે સારૂજ થયું. કારણ આ-વો અપૂર્વ વિકાર ગુરૂજન સમીપે અકાલ પ્રકટ થાય એ કુલકન્યકાને અનુચિત હતું.

વિવેકબુદ્ધિ અને અભિનિવેશના મહા યુદ્ધમાં બહુ કરી અભિ-નિવેશનોજ જય થાય છે. તે પ્રમાણે આ કન્યાની વિવેકબુદ્ધિ હ-ણાઇ. તેને અંગે તનખા પડતા હોય એમ તે વેદના ભોગવવા લાગી. જાણે સર્વ અનુકૂળતાઓ અચિંતી સાથે લાગી તેને તજી દઇ જતી રહી હોય એમ તે હરાયલી, લૂટાયલી, છોભીલી પડી ગઇ. એટલામાં મહારાણી બોલી " રાણાજી ! આજ્ઞા હોય તો હમે મા દીકરી આજ રાત્રે એને જોઇ આવીએ. તમને નહિ કહે તે હમને કેહેશે. ” રખેને આ કુમારના શોકનુ તથા દુઃખનુ કારણ પોતેજ હોય એમ તેના ખ્યાલ-માં આવવાથી, વસંતવિલાસિનીએ માતાના આ પ્રશ્નના ઉત્તર ઉપરજ, કાચે તાંતણે હોય એમ, પોતાનો જીવ લટકાવ્યો. રાજાને તો આ વાત ગ-મી. કાંકે આ કુમાર તેને પુત્ર નિર્વિશેષ હતો. અને તેને સાજો કરવાને કંઈ પણ કૃત્ય તેને અકર્ત્તવ્ય નહોતું. તેને તો આ કુળદીપકને સતેજ ક-રવા ઉપરજ ચોટ હતી, તેથી તેણે આ વાતને સ્વીકારી, હા પાડી.

ઈચ્છિત વસ્તુ અણધારી મળી હોય એમ મહા શોકમાંથી મહા હ-ર્ષમાં કૂદી પડતી વસંતબા, પુસ્તકોમાં વાંચેલી પણ વિશેષે કુમાર માધવને મ્હોંડેથી સાંભળેલી સારી સારી વાર્તાઓ, ગાથાઓ, આખ્યાયિકાઓ, ક-

થાઓ અને નાટિકાઓના ટુંક ટુંક સાર પિતાજીને કહેતી કહેતી તેના મનને બીજી દુઃખરહિત પરનાળિકામાં વાળવા લાગી. આમ વાર્તાઓની ભૂલ ભૂલામણીમાં શોકને વિસ્મૃતિમાં નાખતો રાજા, રાણી સાથે સંસારના ક્ષરત્વ ઉપર વિચાર કરતો હવો. તે વેળા લાગ જોઈને વસંતવિલાસિની, પોતાના જીવિતાધિક વલ્લભને પોતાના અચલ પ્રેમની ખાત્રી કરી આપવાની યુક્તિઓ ખોળવાનેજ માટે ઉઠી ગઇ, ચાલી ગઇ.

પોતાને રહેવાના ખંડમાં જઈ જરાવાર વિચારી તે એક લઘુ પત્રિકા ઉપર પોતાનુંજ હૃદય આલેખવા લાગી. ભ્રમર ચ્હડાવીને લખેલા પ્રેમપત્રને પ્રેમમાંજ પાવાને માટે હોય એમ તેણીએ તેને, સહજ ઉદય પામતા સૂર્ય જેવા પ્રકાશિત, હીમ જેવા શીતલ, ચંદ્ર જેવા ગૌર, કલશ જેવા ગોળ, માખણ જેવા કોમળ, ચુંબક જેવા આકર્ષી એ લઘુ કંદુક જેવા, વક્ષઃસ્થળરૂપી ચાંદીની ભુમીમાં ઠરી રહેલા, ગિરિઓની મધ્યે પ્રણય દીર્ધિકામાં દબાવ્યો, ઝબકોળ્યો.

પણ અતિ હર્ષની વાત ભાગ્યેજ પેટમાં રહે છે. તેમાં વળી આતો મુગ્ધા, અને મિષ્ટ ભાષણમાં લેવાઈ જાય એવી, એટલે તુરત કેસરી અંદર આવી તેને જોઈ વસંત બોલી " અલિ કેસરી ! આજ રાત્રે તો પેલા કોડીલા કુમારને જોવા જવાનું છે. તુ જોડે આવીશ ? " કેસરી દાંત પીશીને:–" બા સાહેબ ! હું તો જાણતીજ હતી કે ગમે તે મશે તમે એને મળવાનાંજ. " વસંત હસીને પણ નીચું જોઈને બોલી " જા, જા ! મશ્કેરી શું કરે છે ? એ બીચારો માંદો છે. તેમે મશ્કેરી ? " કેસરી " માંદો તમેજ કર્યોકની ? આ અણિયાળાં ને લાલ ચોળ હયણાંશાં નેણાંએજ એને પીળો ધમ્મક જેવો કરી નાખ્યો. હવે તે શું જોવા જાઓ છો ? " વસંત " ખરે ! ત્યારે એમ હશે, મ્હને એને માટે થાય છે એવું એને મ્હારે માટે થતું હશે ? હોય બાવા ! પણ નાના ! એને તો મા બાપ સાંભર્યાં હશે. " કેસરી " તમને તો માબાપ નથી સાંભર્યાંની ? બીચારાં પાસે છે તોએ તેલને છેતરો છો ? આજ કાલની તમારા જેવીઓ તો, બાપા, દેવતાઇ શાખા ! " વસંત " જા ! જા ! એવું શું કેહે છે ? પણ એને તો એનાં માબાપ સાંભર્યાં હશે. જોને ! મ્હારા સામે તો એ આંખેઆંખ મેળવતોયે નથી. " કેસરી " એ બધુએ હું જાણું છુ. આવડાં

હતાં ત્યારની ઓળખું છું. ધાવણાં હતાં ત્યારે સાચુ રડયાંયે નથી. ” વસંત “ પણ, અલિ, જો, ફુલી બ્હેનને આ વાત ના કહીશ, હોં. એતો પેલા સુનુગુનાજ ગુણ ગાનારી છે. ” કેસરી “ તોએ એતો તમારી બ્હેન ને અમે તો નઠારાં. ” વસંતઃ- એમ મા બોલ, મ્હારે તો તુંયે ઓછી નથી. જોને આજ તનેજ સાથે લેઈ જવી છે તો. ” કેસરી ઓઠ પીશીને બોલી “ તે તો ઠીક છે. પણ એ કુમારનાં થયા પછી કાંઈ મને સંભારનારછો?” વસંત જરા રીસ કરીનેઃ-“ જો એવું અત્યારથી બોલીશ નહિ. આપણે ખોટું દેખાય. પણ એવું મ્હારાજેવું મન હોય તો ત્હારી મારફતજ બધી વાત કરાવવી પડશે. મ્હારાથી કંઇ માતાજીને કહેવાયું ? કેસરી “ હા બા! એ કામ તો હું બરોબર કરીશ. મ્હારે પીયર હતી કની ત્યારેયે મને થતું હતું કે બ્હેનને માટે તો વર એક અમારા કનકપુરનો રાજા છે. પણ તે હા કેહે કે ના. માટે આતો ઘર આંગણે આવ્યો છે તે ખાસો ધનંતર જેવો છે. ” વસંત “ જા, જા ! નકટી ! તુંતો વાતજ નઠારી નઠારી કરછ. એકવાર ના કહી. બે વાર ના કહી તોએ એવી ને એવી. જા! મ્હારે કામ છે હવણાં. પછી આવજે. ” કેસરી “ મ્હારે શું ! હું તો આ હીંડી ” એટલું બોલી ચાલી ગઇ. પણ પોતાના મનના માનિતા સાથે વર વહુનો લ્હાવો લેવાને ઉત્સુક, અંધારી રાત્રિએ પણ તેનાં હિતને માટે કુવામાં પ-ડવાને તત્પર, તેને પોતાનુ હૃદય આપી દેવામાં દાતા, તેને ભ્રૂવિલાસમાં બાણ મારવાને ચતુર, તેના દુઃખને નિર્મૂલ કરવાને ઉદ્યોગી, તેનુ ચિંતન કરવામાં અવ્યગ્ર, તેના નામ ગુણનુ કીર્તન કરનારી, તેનામાં પોતાના પ્રાણ મુકનારી, તેના પ્રાણની છાયામાં ચાલનારી, વસંત વિલાસિની, “ જઇને એને શું કહીશ ? એના સામે કેમ જોવાશે ? એને કાગળ કેમ અપાશે? એ અવિનય કલ્પશે તો ? ઠળી જશે તો ? નહિ ગણે તો ? નહિ બોલે તો? ઠપકો દેશે તો? અરે, સ્નેહ ન દેખાડે-કે તિરસ્કાર કરે તો? અથવા મને અનિપુણ, અરસજ્ઞ, ઉચ્છૃંખલ કે અવિનીત સમજી અપરિણેય ધારશે તો?”- એવા એવા વિચાર કરતી કરતી, હર્ષ, શોક, આશા, નિરાશા, ચિંતા, ધૈર્ય, હિમ્મત, ભીરૂતા ઈત્યાદિ અંદર ઘુમતા વિકારોના આભાસ ને વદન ઉપરની બે મણિની આરસીઓમાં દેખાડતી અતિશ્રમને લીધે દિ-વસે પણ નિદ્રાને વશ્ય થઇ ગઇ.

## પ્રકરણ ૧૯ મું.

### હૃદયની વાત.

ધોળે દિવસે પૂર્ણ પ્રકાશ ધારણ કરતા વસંતવિલાસિનીના વદનશશિના મધ્ય ભાગમાં રહેલાં બે અરવિંદ મિંચાયાં, તેની દૃષ્ટિએ સર્વ જગત્‌નો લય થઇ ગયો, તેના દેહમાં પ્રાણવાયુની અપ્રતિબદ્ધ શક્તિ પ્રસરી રહી, તેની સ્વાનુભૂતિ જતી રહી, તેને સુખ દુઃખનો અભાવ થઈ ગયો, તે નહી જેવીજ રહી. એ સર્વે થયું. પણ ક્ષણે ક્ષણે તેના વદન ઉપર ફરકતા હાસ્યથી, તેના મંજુલ અને મિષ્ઠ અણધાર્યા શબ્દથી, તેના કરકમલના ચલનથી, તેના નીવિબંધની શ્લથતાથી, તેના હૃદયની ધબકથી, કપાલ ઉપર ઠરેલા પ્રસ્વેદની અચલતાથી, કરાઙ્ગુલી, ઓઠ, નાસિકા, નયન આદિ તેનાં લઘુ અવયવોના સ્ફુરણથી, તે કોઇ મનોમય સૃષ્ટિમાં વિહાર કરતી હોય એમ દેખાવા લાગી. મીનાકારી મહાલયમાં અંદરથીજ નવા નવા રંગ પૂરી કોઈ કારીગર તેને રમણીયતાનુ રૂપ બનાવી દેતો હોય એમ તેના અંતરનો કોઈ વિચાર વારાફરતી તેના ગાલ ઊપર વિવિધ છાયાઓ પાડી દેતો. નિઃસંશય ચંદ્ર ઉપર વાદળોનાજ હુમલા થતા હતા.

પૂર્ણ સ્નેહથી અને પૂર્ણ ઉપકારથી તેને આવી રીતે જોઇને ફુલી સાનંદાશ્ચર્ય પામતી હતી. "અહો!"તે ગણગણી, "પ્રીતિની લતિકા કેવીછે.? કોણ એને રોપેછે? કોણ એને સાચવે છે ? કોણ એને પાણી પાય છે ? છતાંયે તે કેવી નિરંકુશ પ્રસરે છે ? માતા પિતાના અંકમાં રમતી, અણસમજુ, અલેની અને ન્હાની છોકરીથી તે કોઈ જડ અને ઘાતકી પુરૂષ સુધી પ્રત્યેક મનુષ્યમાં તે કેવી એની મેળે ઉગી નિકળે છે ? કોણ શિખવે છે વાઘને પોતાની વાઘેણ ઉપર પ્રીતિ રાખવાનુ ? કોણ શિખવે છે નાગેણને પોતાના પતિ ઉપર વારિજવાનુ ? તથાપિ " વાઘને યે વાઘેણ વ્હાલી છે, " નાગેણને પણ નાગ માનીતો છે. અને જ્યારે આધાં વૈર અને વિષથી ભરેલાં અજ્ઞાન પ્રાણીઓમાં પણ પ્રીતિની વલ્લી વણ ઉગાડયે ઉગે છે તો માણસના હૃદયની કોમળ ધરતીમાં તે શેં ન ઉગે ? એવી કંઇ વસ્તુ છે જેમાં પ્રીતિ નથી? સૂર્ય, તારા, ધરા આદિ ગ્રહો અને નક્ષત્રો પણ એક બીજા ઉપર પ્રીતિ રાખી એક બીજાને ખેંચે છે, એક બીજા તરફ ખેંચાય છે. લોહ જેવી જડ અને અ-

મિમય વસ્તુ પણ ચુંબકને જોઇ તણાય છે, તેને વ્હાંટે છે. મનુષ્યમાં વધારે બુદ્ધિ ત્યારે તે આ પ્રીતિનાં સુખ સેવે છે, દુઃખ સહે છે. પણ આ પ્રીતિ તે શું ? એતે કંઇ વિકાર ? હા, વિકારજતો; અને તે સહજ. બાકી શું ? જન્મ પામ્યા પછી તુરતજ આ વિકાર સ્તનંધયોને થાય છે. અને તેણેજ કરી તેમનો વ્યવહાર આગળ ચાલે છે, તે મ્હોટાં થાય છે. આ વિકાર પ્રથમ માતા પ્રતિ, પછી પિતા પ્રતિ, પછી સહોદર પ્રતિ, પછી કુટુંબ પ્રતિ, પછી જ્ઞાતિ પ્રતિ, અને પછી દેશ તથા છેલ્લે આખા જગતપ્રતિ વિકાશ પામે છે. પણ તેનુ ખરેખરૂ અને ઊચ્ચ પરિણામ તો દાંપત્યમાંજ આવી રહે છે. સ્નેહથી ચોપડાયલું. દાંપત્ય સુખી થાય છે, સુખી કરે છે. દાંપત્યનો ખરો જીવ,તેનુ ખરૂં સત્વ, તે સ્નેહજ છે. સ્નેહથી સર્વ વ્યવહાર ચાલેછે. સ્નેહરહિત આ સંસારનો વ્યવહાર નથી. વૈરાગી પુરૂષો પણ સ્નેહ વિના રહેતા નથી. જ્ઞાનના લાભથી તથા નિત્ય અનુભવના પ્રમાણથી વિરક્ત પુરૂષો ક્ષણિક અને નાશવાન પદાર્થ ઉપર પ્રીતિ નથી રાખતા તો પોતાની કલ્પના અથવા બુદ્ધિપ્રમાણે કોઇ મૂર્ત્તિ ઉપર, કોઈ કર્ત્તા ઉપર, કોઇ આત્મસ્વરૂપ ઉપર અથવા કોઈ કંઈ ઉપર પણ પ્રીતિ રાખે છે, અનેતેજ પ્રીતિને મોક્ષનુ કારણુ માને છે. અહો ! મરણ પાછળ પણ સુખ આપનારી આ પ્રીતિ તે શું ઈશ્વરની પુત્રી તો નહિ હોય ? પ્રીતિ કદ્રૂપને સુરૂપ બનાવી દેછે. ગંડકને ડાહ્યો કરી દેછે. પ્રીતિ શું નથી કરતી ? શું બ્રહ્મની સાથેજ તે પણ સર્વવ્યાપક નથી ? ખરે પ્રીતિની રીતિ કંઇક નાંખીજ છે. એમ ન હોય તો આ વસંતબા, ડાહી, કલાગરી, સાચી, ભોળી અને સરલ તે-તે આમ પરાધિના થઈ, માતાથી, પિતાથી અને સર્વથી પોતાના હૃદયની વાત છાની રાખી શકે ? અને એકાદ દૃષ્ટિપાતમાં જ સર્વસ્વ હરી લેનાર કોઇ અપરિચિત પુરૂષને પોતનું સર્વસ્વ આપીદે ? નહિ, નહિ. પ્રીતિની ખુબી ઓરજ છે. જુવોને ! આ સરલા કુમારી એક પ્રીતિના જોરથી કેવી ચતુરાઈ દાખવે છે? કેવો દંભ શિખે છે ? કેવો વિવેક કરે છે ? કેવી યુક્તિયો યોજે છે ? ઉંઘમાંયે એને જંપ નથી. જાગ્રતીમાં તો પોતાના મન સાથે વાત કરનારી આ મ્હારા અન્નદાતાની કુળકન્યકા અત્યારે વિજન સમજી અથવા પતિ સન્મુખ સમજી કેવી નિરંકુશ બોલે છે ? એ જાણે છે હું નથી જાણતી ? સુગુણની શરમે એનાં

સ્નેહમાં હું અટકાવ કરીશ એમ તે માને છે. નથી જાણતી કે મહારાજા વિજયસિંહના ચિરંજીવ માધવસિંહના હાથમાં આ કન્યારત્ન આપી આ અપૂળ વહેતા આયુઃ ને હું પણ લેશ માત્ર સાર્થક કરવા ઇચ્છા રાખછ.! સુગુણને પણ રાજ્યકન્યા ઘટે છે; પણ બીજી પરસ્પર પ્રીતિ વિના દાંપત્ય વિપત્તિનુજ બીજ છે." આમ બોલતી બોલતી દાસીને,–પોતાની પ્રિય સખીના સ્વપ્નસમાગમના આહ્‌લાદના સમયમાં તેને જાગૃત કરવી, તેના પૂર્ણાનંદનો ભંગ કરવો, અણુચિંતવ્યે તેને પ્રસ્તુત વિષયમાં પ્રવૃત્ત કરવી, એ અયોગ્ય જણાયું,–તેમ નિદ્રા સૃષ્ટિમાં તેની સ્પૃહા, તેની લજ્જા તેની અધીરતા, તેની સંભ્રાન્તિ, તેની રમત, તેની સંતુષ્ટિ અને તેની રતિથી તેને વિમુકત કરવી તથા પ્રેમામૃતનો ઉભરાઈ જતો ઘટ અતિત્વરા અને અતિ લોભથી મ્હોંએ માંડતાં તેને વિરામવી, એ ક્રૂર સમજાયું,–તથા "આ મ્હારૂ સર્વ જાણી ગઈ" એવા ભયથી તેને સલજ્જ કરી દેવી, કે "આ મ્હારી વાત ફોડી દેશે" એવા ભયથી તેને ઓશીઆળી કરવી એ નીચ મનાયું. તેથી તેની નિદ્રા વધારે વેળા ટકે–તેમાં તે સ્વપ્નસુખ વધારે અનુભવે એટલા માટે અનુકૂળ ઉપચારો કરતી અને વધારતી, આ ડાહી અને રૂપાળી કૃતજ્ઞ અને કહ્યાગરી દાસી– તેની પાસે બેસી, ઘડીમાં તેને પવન ઢોળતી, ઘડીમાં તેના પર હાથ ફેરવતી, ઘડીમાં ખસી જતું તેનુ વસ્ત્ર ઠીક કરતી, ઘડીમાં તેની પાસે ગાલમસુરીયાં ગોઠવતી, ઘડીમાં તેના ચરણ મૃદુ મૃદુ દાબતી, ઘડીમાં તેના ચિબુક ઉપર વળતી શૈવાલને લ્હોતી, ઘડીમાં એક ટશે ને ટશે તેને નિર્ખતી–પોતાના અંતઃકરણના અંતઃકરણથી તેને આશિષ દેવા લાગી, તેને અનુરૂપ વર મળવા ઇચ્છા કરવા લાગી, અને તે પ્રસંગમાંથીજ ઈષ્ટપ્રાપ્તિનો સંભવ ધારવા લાગી. આમ કેટલોએ કાળ વહ્યો; એટલે કાંતો મદનરસના પ્રબળથી, કાંતો ગત વાતના સ્મરણથી, કાંતો ભવિષ્યના અંધકારના આવિર્ભાવથી કે કાંતો કંઇ અચાનક આધિવ્યાધિથી–અથવા કાંતો એ સર્વેથી ફુલ જેવી ફુલી ઉપર શોકરાયે સામ્રાજ્ય કર્યું એક પળમાં આનંદનિકેતનમાંથી નિકળી શૂન્યતાના માર્ગમાં થઈને મહા ધક ધકતા લક્ષ્ષાગૃહમાં તે બળવા લાગી. તેમ સૌમ્યવદની વસંત પણ આજે પેહેલ વેહેલીજ વિરહીની વસંત થઇ પડી. અગ્નિમાં ધૃત હોમાયું. વસંતબા કંઈક ઉંઘમાં ને ઉંઘમાં લવી. શોકાગ્નિનો

ભડકો થયો. દાસીને અંતર્બાહ્ય પ્રચંડ અગ્નિ બળવા લાગ્યો. તે અગ્નિમયથઈ ગઈ. પણ વસંત લવી. "હે પ્રાણેશ્વર! પરણીને તો સદા સાથેજ રાખજોનહિતો અત્યારેજ હૃદયતો લીધું છે તેમ પ્રાણ લેઈ લ્યો." વળી તે લવી "નાથ ! બીજીઓ ભલે પતિવિના આશામાં રહે. તેમને પતિ કરતાં જીવ વ્હાલો છે, માટેતેઓ આશાને વળગેછે. પણ હું તો તમારી છાયા. જ્યાં તમે ત્યાં હું. માટે પ્રિયપતિ, આમને આમ લડાવજો–પણ આઘા ન જશો. ભોગ તેના કે જે પતિવિના જીવે." આટલું સાંભળીનેજ જાણે મરી જવાને તૈયાર થઈ હોય એમ છાતી ફૂટી ફુલી તો રડવા મંડી ગઇ:–પણ તે છાને માને. તે-નાં ચક્ષુનું તાજુ અશ્રુબિંદુ વસંતબાના નાક ઉપર પડી મોતીની ઉપમા ધારણ કરતુ, જાણે અતિ શોક સહન ન થયેજ તેના કાન તરફ વળી તેને જાગૃત કરવા મંડી ગયું. વસંતબા જાગી, રંગમાં ભંગ થવાથી ચ્હીડાઈ. પણ શરમાતી શરમાતી, ખાળ્યાં ન ખળતાં અશ્રુ લ્હોતી લ્હોતી, દીન થઇ બ્હીનતી બ્હીનતી, અપરાધ ભયે કંપતી કંપતી, અનન્યાશ્રયથી ત્રાસતી ત્રાસતી, ઉભેલી સખી ફુલીને જોઇ તેનો ક્રોધ દયારૂપ થઈ ગયો તેથી વસંતબા બોલી " કેમ બેન ! આ શું ?" કંઇ નહિ-સ્હેજ" એટલું કહી મુખપ્રક્ષાલનને માટે જળ લેવાને મશે ફુલી બાહેર ગઈ.

જાતે બાળા અને પોતાના વિચારમાં ચકચુર, એટલે તેણીએ તેને જવા દીધી. પણ સ્વપ્નસૃષ્ટિમાં પ્રત્યક્ષ ઉભેલી મનહરછબિને જાગૃતિમાં ખોળી કહાડવા આમ તેમ જોતી જોતી, પાસેથી સરી ગએલી ઇષ્ટ વસ્તુની પુનઃઅપ્રાપ્તિથી ડુસકાં ભરતીભરતી, શાણામાં પણ લગ્ન થતા પેહેલાં પરજન પ્રતિ પ્રીતિ કર્યાથીજ બાઝેલી હોય એવી નયનની કાલિમા અશ્રુવડે ધોતી ધોતી, માતા પિતાના અંગમાંથી પોતાના સાથે ઉત્પન્ન થએલુ ધૈર્ય આજ પેહેલ વેહેલુંજ ખોતી ખોતી, અને સ્વેદ બિંદુથી સુગંધિત કપાલ લ્હોતી લ્હોતી, શૂન્યતા સજીને, બગાસાં ખાઈને અને શોકને પીને, શોકવા-દળથી શુષ્ક થઈ જતી અંગમંજરીથી નિરાનંદ જણાતી વસંતઋતુ જેવી કન્યા વસંતવિલાસિની કંઈઓરજ વિકાર અનુભવવા લાગી, અને અન્ય ઉપાયને અભાવે ચિત્રલેહા જેવી દિસતી પોતાની પ્રિયસખીને વાત કહી દેઈ પોતાનો ભાર લઘુ કરવાનો વિચાર કરવા મંડી. સુગુણસિંહની પક્ષપાતિની ફુલીની ચોરી રાખવામાં નીતિ જણાઇ પણ તે સુશીલ અને

સૌભાગ્યવતી દાસીના સ્નેહે તેને ઊત્તેજી, તેથી જળ લેઇને આવેલી બ્હેન-પણીના સામું ટશે ’ને ટશે જોઇ રેહેતાં અથવા વદન સ્વચ્છ કરતાં કાતર દૃષ્ટિ નાખતાં, ક્ષણે તે તેના વદન ઉપર વિશ્વાસ વાંચે, ક્ષણે ભય દેખે અને ક્ષણે શંશય લેખે.

પાછલો પ્રહર થયો. મુખને ઉન્નુક્ત રાખતી પાનની બીડી ગળે ઉતરી ગઈ. અધીરતાએ તેની સકલ ઇંદ્રિયોને બધીર કરી દિધી. વહીજતા કાળ-માં સ્થૈર્ય જણાયું. કેમે કરી સામી ઉભી રહેતી વિરહની ઘડી ન પાછળ જાયં કે ન આગળ ધપે. તેથી " કેમે કર્યો દહાડે ખૂટતો નથી." "મુવો સૂરજે આજ તો હઠ માંડીને બેઠો છે તે, એને તે રાંડીનાને અહી શું ડા-ટયું છે એના બાપનુ.?" " હજી તો ગાયોએ ઘેર આવી નથી. " એવા એવા અનેક આલાપ કરતી, પાટલેથી ખાટલે ને ખાટલેથી પાટલે બેસતી, તે બીચારી જાણે આખા ભવના ભવ ગાળવા લાગી. " મોંરીને રડવા ન દે " એવો તેને આજનો સમય વેરી લાગ્યો. પરંતુ આની આ સ્થિતિમાં વધારે વાર રેહેવું તે આ: કોમળ કન્યાને માટે અશક્ય હતું. કેળનાજ ગર્ભ માંથી ઉત્પન્ન થતું કર્પૂર જરા અગ્નિથી શું બળીને ખાખ નથી બનતું ? કળીમાંથી નિ:સરતું ગુલાબ લેશ સૂર્યાતપથી શું ખરી નથી જતું? આકા-શમાંજ વસનાર પંખી જડ ધરામાં પડી શું નથી તરપડતું ? સર્વથા નિ-ર્મળ વંશની પ્રસૂતિને કોમળતા નૈસર્ગિકીજ છે.

તેથી, પવિત્ર પ્રેમાળ માત પિતાથી ઉત્પન્ન થએલી, સંસારમાં પણ ઇંદ્રભવનનુ સુખ પામેલી, ખમા ખમામાં ઉછરેલી, નિરંતર નિરતિશયાનંદ માં મ્હાલેલી, નિર્દોષ છતાં દોષાકરવદનથી ખીલેલી, અને કાળની ગતિ ભૂલેલી–રાજ્યપુત્રીનુ અંત: કલ્પાન્ત જોઇને, ફુલીએ પ્રથમ તો ઈતિહાસ ની આરસીમાં પોતાથી વધારે દારૂણ દુ:ખમાં આલોટતાં મનુષ્યો જોયાં, વેદાન્તની અસિથી આત્માને વળગેલુ દુ:ખ કાપી નાખ્યું,ન્યાયની પ્રાલખીમાં વિરતિ સેવી; અને પછી પોતાની સહીના મનનુ સમાધાન કરવા નીતિ શાસ્ત્રનો આશ્રય લીધો. "' હાંરે કહેલામાં હઝાર ઉઠના " એ પદ જેને શબ્દશ: લાગુ પડતું, જેના અક્ષરો બોલતાં પેહેલાંજ ઝીલાતા તે પોતાની મદોન્મત્ત સખીનુ કશું ગયુંએ નહોતુ અને કશું આવ્યુંએ નહોતું. તે છતાં પોતાની મેળેજ સંસ્કારેલા એક રાગ દ્વેષના દ્વંદ્વથી તેને આમ રાંક, બ્હેબાકળી અ-

ને ઉપાયરહિત દીના જોઇ, તેને ખોટું ન લાગે, તેને ઓછું ન આવે, તેને લજ્જા ન આવે, તે ભુઠી ન પડે અને તેને રસ પડે એમ હળવે હળવે ફુલીએ મર્મ અને નર્મ વચનથી તેને અન્ય માર્ગે દોરી. તે બોલી, "વ્હાલી બ્હેંન ! આજે તો બહુ ઉંઘ્યાં ?"વસંતબાઃ-"મને તો લાગે છે કાચી ઉંઘે આંખ્ય ઉઘડી ગઈ! કશું ગમતું નથી. જોને, હજુ સાંજે પડતી નથી." ફુલીઃ-"ત્યારે હજુએ વેળાછે, સુઈલ્યો જરા. પાછું આજ રાત્રે તો-"વસંતબાઃ-"પણ હવે આંખ્ય મળે નહિ તો." ફુલીઃ-"હું વા ઢોળીશ એટલે જરા નિંદર આવશે. તમારે શીચિંતા છે જે ? પોઢો નિરાંતે." વસંતવિલાસિનીએ નિઃશ્વાસ મુંક્યો. ફુલીઃ-"કેમ બ્હેંન બોલતાં નથી? આવો; સવેળા સુઇલ્યો. નહિ તો રાત્રે પડશે ઉજાગરો." ચોંકીને વસંત ફુલીસામે જોઇ રહી; અને ફુલી હસી. વસંતને ફાળ પડી. રહસ્ય પ્રકટ થઇ ગયું. હવે છાનુ રાખવું નિરર્થક જણાયું. દુઃખભાર હલકો કરવાનો પણ એજ રસ્તો જણાયો; પણ લજ્જા ખશી નહિ. મરતા મનુષ્યની ધોરી નાડીની પેઠે તેણે રમકાં કરવા માંડ્યાં. તેથી વસંત બોલી, "મ્હારે શુંકામ ઊજાગરો પડશે ?" ફુલીઃ-"શું કરવા તે નહિ જાણતાં હો ! કહોને, આજ રાત્રે ક્યાં જવાનાં છો માતાજી સાથે ?" વસંત શરમાઈ; તેની ભ્રમરે પરસેવો વળ્યો, તેના ગાલ ઉપર ગુલાબી રંગ ચ'ડ્યો, તેનો અધર ફરક્યો. પણ તે બોલી, "વારૂ! તેમાં શું મ્હોટી વાતછે જે? બાએ કહ્યું ત્યારે એ-એ-એ કુમારને જોવા જવાની મ્હેં હા કહી, એમાં તે ત્હેં શું જાણ્યું ?" ફુલી હસીનેઃ-"આપનુ હૃદય." જરા રીસ દાખવી વસંત બોલી, "મ્હારા હૃદયમાં તે તેં શું જોયુ ? ફુલીને લાગ મળ્યો તેથી હસીને બોલી, "વસંતબાના હૃદયમાં તો માધવનીજ છબિ જોવાય' તો ? બીજુ શું?" ક્રોધ જણાવી વસંતઃ- "જા, જા ! એવી હાંસી ત્હારે ન કરવી." ફુલીઃ-"બ્હેંના શીદ રીસ ચ્હડાવો છો. છે એવું કહીએ તેમાંયે રીસ ? વસંતઃ-" શું છે એવું કહેવાનું જે ?" ફુલીઃ-"એજ કે આપના વિના એ રાજપુત્ર, અરે, એ કુમારને મટવાનુ નથી. માટે તે ગુણરૂપઅનુરૂપ પુરુષ પાસે આપ પધારો અને તેનો જીવ તેને આપો." પડદો તુટી ગયો, તેથી લજ્જાસરી ગઈ, અને વસંત બોલી, "પણ તું કહી દે! મ્હારા સમ, કેમ એ કુમારનું નામ દેઇ ત્યારની મ્હને મ્હેંણાં મારી રહી છે ?" ફુલી ગંભીર મુખ રા-

ખી બોલી, "હું તો આ સહજ કહું છું. મ્હારા પેટમાં તો કાંઈ કિલ્વિષ નથી. તમારા મનમાં કંઈ હોય તો તમે જાણો. કમળાવાળુ પીળુ દેખે." વસંત લજાઈ ગઇ પણ સખીને ભેટી પડી અને જરા આકળી થઇ બોલી, "થયું થયું, હવે તું બધુએ જાણે છે પણ હું શું કરૂં ? જે દિવસે વાતો કરતી કરતી સુગુણ ભાઈના વેશની ચર્ચા કરતી કરતી, ઝરૂખામાં હું ત્હારી સાથે બાપાની અશ્વારી જોવા બેઠી હતી તેજ દિવસે-અરે, તેજ વખતે સકલ જનમંડલનો જીવિતસફલકર, સકલ પ્રમદાજનનો ચિત્તહર, સકલ કન્યાનો કૌમારહર, ત્રિભુવનમણિ, જગન્નયનાનંદ અને રતિને વિભ્રાન્ત કરનાર એ મદનનોઅધિરાજા માધવ મ્હારૂ ચિત્ત ચોરી ગયો છે,અને મ્હારા હૃદયમાં પ્રેમના અગ્નિનો તનખો નાખી ગયો છે. એક દૃષ્ટિપાતથી મ્હારૂ કૌમાર હરી લેનાર એ છચોરીયાને પણ લાજ આવ્યેથી "હવે શું મ્હોં દેખાડું" એમ ધારીને જયારથી એ અવળી દૃષ્ટિ કરી હીંડતો થયો ત્યારથીજ, પ્રીય સખિ ! મ્હારી અવળી દશા બેઠીછે; ત્યારથીજ એના નામની માળા છે; ત્યારથીજ એને સુખે સુખ ને દુઃખે દુઃખ છે. બ્હેંન ! જ્યારથી સૂર્યના પુત્ર કર્ણ જેવા શોભતા એ કેસરીના બાળને જોયા છે ત્યારથીજ પોતાનો ઓળો મુકી જીવ પણ એનામાં સમાયો છે, ધ્યાન પણ એનામાં ગયું છે, ભાન પણ એનુજ રહ્યું છે. ખાતાંયે એ, પીતાંયે એ, બેસતાંયે એ, ઉઠતાંયે એ, જ્યાં ત્યાં એ, એ ને એ. ફુલી બ્હેંન ! શી એ ઐંદ્રજાલિકની સત્તા ! ગર્ભનિવાસથી આજ પર્યંત મહા લાડ કોડથી ઉછેરી–પાળી–પોષી મ્હોટી કરી મ્હારે કાજેજ જીવિત ધારણ કરનારં મ્હારાં પ્રિય માતપિતાના ચિરકાળના આગ્રહમાંથી અદૃશ્ય રીતે મને ખેંચી અત્યારે તો તે મ્હારાં રોમે રોમનો માલિક થઇ બેઠો છે ! શું કહું ? કન્યાજન અનુચિત મ્હારી કથાનો ક્યાં પાર આવશે ? આર્યજનનીયે માઝા રાખ્યાં વિના એ મને ખેંચેછે; તું પાસે છતાં પણ કંઠાશ્લેષ કરે છે, એકાન્તમાં તો મ્હારૂ યૌવનવન લૂટી લે છે; ગાઉં તો નાચે છે, વાંચું તો શિક્ષા દે છે, રમું તો રમાડે છે; ખાઉં તો ખવરાવે છે; પણ રડું તો અનેક કૌતુક, ચ્હીડીયાં અને નખરાં કરી તથા ચાળા કરી મને હસાવે છે. તેથી હું તો રડતી જાઉં ને હસતી જાઉં અને રીસાઈ પાસે ન આવવાના સમદેઉં. પણ એ ધૂર્ત તો નથી વાર્યો રહેતો કે નથી હાર્યો રહેતો; મને બેહાલ કરતો જાય

અને મનાવતો જાય-કંઇ અનાનેપના બોલી ધાર્યું કરે ત્યારે જંપે. અ-લિ સખિ ! આતે ક્યાં સુધી સ્હેવાય ? હું બાળા ! તે ઉપર તે આવા ચાળા હોય ? પણ શું કરૂં ? ક્હોને કહું ? શીરીતે કહું ? એનાથી છાની વાતે કેમ થાય ? જ્યાં જાઉં ત્યાં એનો એ. ઠામે ઠામ એને દેખું છુ. ખરે એણે મને ભૂરખી નાખી છે. પણ મને એનો અભાવ નથી. હું જાણું છુ કે એ મને લૂટવા આવ્યો છે; હું જાણુંછું કે મ્હારા સોનાભ્હોર જેવા દ્હાડાઓમાં તે અંધારૂં ઘોર કરી દે છે. પણ મને એનાવના ગમતું ન-થી. એને તાવ આવ્યાનો સમાચાર જાણ્યા પછી હું તો નથી ખાતી કે નથી પીતી, નથી ઉંઘતી કે નથી રમતી. પણ તું ક્યાં નથી જાણુતી? અને આ જીવા એતો ક્યારનોયે પંખીની પેઠે ઉડી ગયો હત. પણ એ મ્હારી વિશ્વાસુ સહી ! શું કરતાં એ કુમાર જીવે ?" આટલું બોલી વસંતબા રડી પડી. પણ તેને આશ્વાસન આપી ધીમી પાડી ફુલી બોલી, "બ્હેન, આ સર્વ હું જાણું છું. માતાજી જાણે છે." વસંતઃ-"હેં!" ફુલીઃ-"હા, મ્હેંજ વાત કહી છે. અને પ્રભુ કરશે તો સરવે સારાંવાનાં થશે." વસંતઃ-"સખિં ! આ બોલ ફરીથી કેહે !" ફુલીઃ-"શું કહું ? લ્યો સાંભળ ! સુગુણને મ્હેં ભાઈ કર્યો છે. એ કુંવારો છે. તમ્હારા જેવીજ રાજ કન્યાને તે શોભે એવો છે. પણ મન મળ્યા વિનાં પ્રેમ કેવો ? પ્રેમ વિના સુખ કેવું ? વળી સ્વેચ્છાથી પ્રસન્ન ન થવાયું ત્યાં ધર્મપતિયે કેવો ને ધર્મપત્ની યે કેવી ? તેમ ઐક્ય ન થતાં માંહ્યરામાંજ અરુચિ હોય ત્યાં આ સંસાર-પારાવાર ખેડાવાનોજ શીરીતે ? ખરી વાત છે કે વિકારના બાહુલ્ય તથા તેના વેગથી અનુભવરહિત કન્યા,વલ્લીનીપેઠે ક્ષુદ્રમાં પણ લપ્પાઇ જાયછે, અને અંતે મહા કષ્ટ પામે છે, સતી છતાં પ્રસંગે અસતી થાય છે, અથવા કોઈ વિનષ્ટ થાય છે. અને આટલાજ માટે કન્યાના વિવાહનો અધિકાર આપણા ધર્મજ્ઞોએ માત પિતાને આપેલો છે. તેમનો અનુભવ અને તેમનુ જ્ઞાન તથા તેમની પ્રીતિ કન્યાના વેગને અટકાવી તેના હિતનાજ માર્ગ ખોળે છે. અને તેમ કરવામાં સુજ્ઞ માત પિતા કન્યાની રૂચિ ઊપર પણ નજર રાખે છે. વસંત બા ! સુગુણ ગમે તેટલો લાયક હોય, અદ્વિ-તીય હોય તોપણ તમને ન રુચે ત્યારે તે સોનાનો તોયે આપણે શું કર-વાનો છે? માટે મારીજ વિનંતી સ્વીકારી માતાજીએ એને તો ગણત્રીની

બાહેર મુકયો છે. અને એ પણ પોતાને અનુરૂપ કન્યાની શોધ કરવા અન્ય સ્થળે ગયો છે. માટે એ બાતે ચિંતાજ મુકી દ્યો. હવે જોવાનુ એટલું રહ્યું છે કે તમે અસ્થાને તો હૃદય નથી આપ્યું? આટલી શોધ પિતાજી કરાવે છે. કાંકે અલેતાં તો જન્મથીજ છો. તેમાં ઠગાઓ તો તમારૂં આખું ભવિષ્ય બગડે. પણ કંપશો નહિ. ખાત્રીથી માનજો કે એ વર સારોજ નિકળશે. ખરો તમે તમારા મનના માન્યાના અંકમાં રોજ લાડ કરી પુત્રપૌત્રાદિ સુખ પામશો એમ મ્હારૂં આ અંતઃકરણ સાખ પુરે છે." એટલું કહી વસંતને છાતી સરસી ચાંપી ફરી ફુલી બોલી, "કામનુ કામજ આવું છે. માટે હવેથી એનીજ વાત ચિત કરી વખત ગાળજો." વસંતબા ડુસકુ ભરી બોલી, "શું વખત ગાળું? મ્હેં અસ્થાને સ્નેહ કર્યો, મ્હેં બાળચેષ્ટા કરી, મ્હેં નિર્લજ્જતા ધરી, નહિ તો તડકો છાંયડો ન દેખનારી ક્યાં આ હું શ્રીમત્ કેસરીસિંહ મહારાજાની બેટી ને ક્યાં આ અથડાતો ટીચાતો ક્ષત્રીયનો બાળ? જો! એ કેવો નિર્દય છે,? ઈસારતો કરી કરી મને વાહી, મિઠી દષ્ટિઓ કરી કરી મને લલચાવી, ખુંખારા કરી કરી મને ચેતાવી, હવે મ્હારાથી આઘો આઘો જવાનુ કરે છે. એને પકડવા હું હાથ પસારૂં છું—સામી ધાઉછું તોએ એ હાથને હાથ વેગળો રહે છે. ઓ પ્રિય સખિ! એના તેજોમય કપાળરૂપી કારાગૃહમાં મ્હારીજ છબિને અથવા મનેજ પુરી હોય એમ મ્હારાં આ બે નયનને પ્રત્યક્ષ દેખાડી એ તો મને ઉભી ને ઉભી બાળી મુકે છે. હવે હું એને શું કરૂં? ખીજવા જાઊં છું તો મનેજ શોક થાય છે. મારવા જાઊં છું તો મ્હારોજ જીવ દુઃખાય છે; વારવા જાઉં છું તો માનતો નથી, મ્હેંણું મારૂં છું તો નફ્ફટ પેઠે હસે છે, લાજ કરૂં છું તો ઘુંઘટ ખેંચે છે, આંખો મીચું છું તો પાંપણાં અંદર દાખલ થઇ લટકા કરે છે. એણે તો મને પોતાનીજ કરી લીધી છે. ઘણાયે અનુનય કર્યાં, ઘણાંયે બ્હાનાં કહાડયાં, ઘણાયે વાયદા કર્યા, ઘણાયે યુક્તિપ્રચાર આદર્યા પણ એ એકનો બે શાનો થાય જે! પ્રિય સખિ! કોઇએ આમ કોઇ દિવસ કરેલું ખરૂં?" આ છેલ્લા શબ્દોથી વિરહના વલવલાટ ને હડકવા હાલ્યો, દેહાર્ણવમાં બળતા વિરહાગ્નિમાં ધૃત હોમાયું, ધૈર્યમાં સમાઇ રહેલું શોકપિત્ત ઉછળ્યું. તેથી ફુલીનુ મસ્તિક ફરી ગયું, તેની આંખો ઠરી ગઈ, તેની કાન્તિ શમી ગઇ, બુદ્ધિ

ટળી ગઈ. તદપિ જાતે ડાહી હતી, એટલે તેણે ઉછળતાં શોકનાં મોજાં ન સહન થવાથી હૃદય ફાટી જતું હોય તો ફાટી જવા દેઇને પણ આ વેળા એક દુઃખમાં બીજુ દુઃખ ન ઉમેર્યું તે નજ ઉમેર્યું નિઃશ્વાસ નાંખી ફુલીએ કરમાઇ ગયેલું વદન ઠાવકું રાખી મહાશ્રમે " પછી પછી" એટલું બોલી પ્રશ્નનો ઉત્તર ઊડાવ્યો. અને પોતાના ને પોતાના વેગમાં વસંતબાના લક્ષમાં પણ એ વાત ન રહી. તેથી તે બોલી, " પછી શું કહું? પ્રિય સખિ! જાગૃતીમાંયે એ, નિદ્રામાંયે એ અને શ્વપ્નમાંયે એ. નથી એને કાળનો નિયમ કે નથી એને શ્થળનુ બંધન. આજેજ હવણે જરા નિરાંત વાળી સુઇ ગઇ હતી ત્યારે પણ આટલો માંદો છે તોએ, એને જંપ ન વળ્યો, તેથી અચિંત્યો આવી મ્હારી આંખો દાબી અનેક પ્રકારનાં નખરાં કરી ભૂધર જેમ ધરાઉપર ગંગાને તેમ મ્હારા ઉપર, એ શ્નેહસરિતા. રેલાવવા લાગ્યો. શું કહું એ શ્વપ્નની વાત? ખરે જ્યારે એક ક્ષણુ ભર જોતામાં તે આમ પજવે છે તો નિત્ય સહવાસ થશે ત્યારે એ કેટલું કરશે? એની આંખમાંથી નિકળતાં બાણુ કેમ ઝીલાશે? એના મ્હોં સામે કેમ જોવાશે? સહિ! આજે એની પાસે જવું પડશે તોએ હું તો એની પાછળ બેસીશ, બાકી એને તો નહિ આવે મ્હારી દયા કે નહિ રહે માતાજીની લાજ. સખિ! તુ મ્હારી સાયેને સાથે રહેજે હો" ફુલીઃ- " કાંટા રૂપી હું સાથે રહીશ તે હવણે તો નહિ પણું મન મળ્યાં છે તેમ એની આંખ્યો મળશે ત્યારે સાલીશ. માટે એકલાંજ જજો." વસંતઃ-"ના બ્હેન! ત્હારા વિના તો એ ધૂર્ત મને રગે રગે કાંટાની પેઠે સાલે. માટે તું પ્હેલી ને પછી એ! ફુલીઃ-"સખિ! એમ હોય નહિ. મા બાપથી છુટી પડતાં કુલવધૂ રડે છે ખરી પણ તેથી સાસરે જતાં કંઈ અટકી? વારૂ! તમારો આટલો મમત છે તો કોઇ દી " જીવતો નર ભદ્રા પામશે." "વસંતબાઃ-" તે હું એવી નહિ, પણ એ નમેરો થશે ત્યારે?" ફુલીઃ-" એ ખાતે ચિંતા ન રાખો. એની આ દશાનુ કારણુ તમેજ છો. તમારા વિના એનો દેહ ટકવાનો નથી. તેમ તમે આ ભવમાં એને મળો એવી એને આશા નથી. માટેજ તે આમ રીએ છે." વસંત. વિલાસિની. વ્હીલી થઇ ગઇ-ખશીયાણી પડી ગઇ. "હેં ત્યારે એનો દેહ નહિ ટકે?" એટલું બોલી આંખમાં ઝળઝળીયાં લાવીને પોતાના જીવિતનેજ હયેલીમાં લેઇને બેઠી હોય

એમ તે દેખાવા લાગી. પણ ફુલી બોલી," એમ એવી ફીકર નથી. પણ ત્હારા સ્નેહનું કંઇ ચિહ્ન તું એને આજે આપે તો કેવું?" આ વાક્ય સાંભળી ભમર ચ'ડાવી થોડીવાર સખી સામે જોઈ રહી, થોડીવાર શૂન્યદૃષ્ટિ રાખી અને થોડીવાર આમ તેમ નજર ફેરવી પોતાની કાંચળીમાંથી એક ન્હાની પત્રિકા લેઈ તેણે તેને, શરમાતે શરમાતે, બ્હીનતે બ્હીનતે ફુલીના હાથમાં આપી, ફુલીએ તે પત્રિકા વાંચી હાસ્ય કર્યું, અને ધરા ખોતરતી તથા ધડકતા હૃદયને હાથ વતે નિવારતી સખીવસંતવિલાસિનીના સામે સાકૂત જોયું. આંખમાં ઝળઝળીયાં ભરી હર્ષ, રીસ, શરમ આદિ વિકારોનું ઘડેલુંજ "શું છે?" એટલું વાક્ય તે મહા શ્રમે બોલી. ફુલીઃ-" કંઈ નહિ, એતો આ પત્રમાં તેં બિચારા રાંકજનનો જીવ પાછો આપ્યો છે તે. બીજુ શું ? જો જે હવે આમ ફરી ફરી લોકોના જીવ હરી લેતી." વસંત રડતી રડતીઃ-" મ્હારૂ સર્વસ્વ ચોરાયું છે તો હું હવે કોઇનુ શું હરી લેવાની હતી ? તેમ એના કાવા દાવામાંથી હું નથી છૂટનાર કે નથી બીજાની થનાર." એટલું બોલી વિશેષ રડી જરા આકળા સ્વરે તે પાછી બોલી, "ઋણુારબંધે બા કે બાપા પ્રતિકૂળ પડયાં તો ઉમયાસહિત શંકર પાસે આ દેહની કમળપૂજા કરી પુનઃ એજ પુરુષનો કર ગ્રહવા વરદાન માગીશ." આટલું બોલતાંજ તેનાં મનના સાગરમાં મહાન તોફાન ઉઠયું. તે બ્હાવરી બની ગઈ, ફરી સખીને ભેટી પડી. ફુલી બોલી, " કોઈ પ્રતિકૂળ પડનાર નથી. છાનાં માનાં જોયાં કરોને. ઇશ્વર કરશે તો સહુ સારાંવાનાં થશે. પણ પેલી સ્વપ્નાની વાત કયમ ઉડાવી બા?" ધૈર્ય આવ્યાથી વસંત બોલી, " તુંયે રશીયેણ છેતો ? પણ મ્હારે ત્હારાથી શું છાનું છે. ? લે સાંભળઃ-પણ એટલામાં " વાળુની વેળા વટી ગઈ માટે ઉઠો વ્હેલાં, વસંતબા, " એવા પ્રતિહારીના શબ્દથી વાત વાતને ઠેકાણે રહી. અને શત્રુ જેવો લાગતો દીર્ઘ કાળ મૂષિકવત્ વહી જવાથી મકલાતી મકલાતી, સંધ્યા સમય ઉતરી જવાથી પ્રમુદતી પ્રમુદતી, અને મીલન સમય દૃષ્ટિગોચર થવાથી હરખાતી હરખાતી, વસંતવિલાસિની પ્રિય સખી ફુલીનો કર ઝાલી માતા પિતાની પાસે ભોજનશાળામાં ગઈ.

---

## પ્રકરણ ૨૦ મું.
### અભિજ્ઞાન.

સૂર્યની પ્રસૂતી છતાં દેહમાં કાલિમા ધારણ કરતા, તિમિર નાશ કરવા જતાં સાહાય્યભૂત મણિરત્ન ઉપર ઇર્ષ્યાભાવથી તેની પ્રભાના શતધા કટકા કરતા, અન્ય તેજને પોતામાં શમાવી દેતા, રાજ્યપરિવારના સંબંધે રજનીનો પણ મધ્યાહ્નકાળ સૂચવતા, સ્વસત્તાના જ્ઞાનથી હાસ્ય કરતા, ફરકતા અને રમવા ન જતાં રમતા તૈલપ્રદીપો, સર્વ કોઇને ભોજનશાળા ભણી આમંત્રતા હતા. ત્યાં જઇને રત્નખચિત ચાંદીના, સ્ફટિકના કે હાથીદાંતના બાજઠ ઉપર બેસીને અનેક પ્રકારનાં નૌતમ ભોજ્યને મુખદ્વાર ઉદરગ્રામમાં શમાવતાં શમાવતાં, રાજદ્વારી, વ્યાપારી, સંસારી, ધાર્મિક ઇત્યાદિ વાર્ત્તાઓ કરતાં કરતાં, અન્યોન્ય સામે હાંસથી જોઈ હીસતાં હીસતાં, બાહેર થતુ મધુર વિણાવાદ્ય સાંભળતાં સાંભળતાં, બંદીજનના સ્તુતિપાઠ આલક્ષતાં આલક્ષતાં, પ્રસંગોપાત્ત પ્રધાનથી તે દાસજન પર્યંત સર્વ કોઈ પુરુષ ઉપર પોતાના અભિપ્રાય બતાવતાં બતાવતાં, એક બીજાંને આગ્રહથી, હઠથી જમાડતાં જમાડતાં, અને સાંભળેલી, દીઠેલી, અનુભવેલી કે વાંચેલી ચમત્કૃતિની વાતથી આશ્ચર્ય પમાડતાં પમાડતાં, આ ભોજનના ગૃહનાં અધિકારી મનુષ્યોએ આનંદમાં નંદને તિરસ્કાર્યો, નિર્દોષતામાં દોષાકરને હંફાવ્યો અને પૂર્ણ કામનામાં કામને દબાવ્યો. આમને આમ કેટલોએક કાળ ગયો. પછી મુખવાસમાં પણ કેટલો કાળ વહ્યો. પછી મહારાજાધિરાજ પાછળ રોજ વળી બેસવાનો તથા નીતિનાં શિક્ષણો સાંભળવાનો સમય આવ્યો. ત્યારે માતાના જમણા પગના ઢીચણને ઓથે બેસી વસંતબાએ દેહ વિશ્રામખંડમાં રાખ્યો અને જીવ પેલા માંદા માધવસિંહના હૃદયખંડમાં મોકલ્યો. પણ દેહને અને જીવને જૂદા પડવું કયાં ગમે છે? તેથી આ અવિદગ્ધ અને અનુભવરહિત રાજકન્યાને પણ પોતાના જીવિતાધાર પાસે જવાની ત્વરા વધી. ચાતુર્ય કોણ જાણે કયાંથીયે આવ્યું. બુદ્ધિ કોણ જાણે કયાંથીયે ઉઠયો, જડ કોણ જાણે કયાંથીયે પકડાઇ. આણે તો વાતે વાતમાં પ્રથમ સુગુણભાઇની, પછી પ્રધાનની, પછી કેસરીની, પછી ફુલીની અને છેલ્લે તેને મટાડનાર પેલા વૈદ્યની વાત અનુક્રમે એવી યુક્તિથી અને ધીરજથી

તથા દંભથી કાહાડી કે જરૂર આ સરલા બાળાએ અસરલ નૃપતિના હૃદયમાં કરમાઇ જતી સ્મૃતિને સતેજ કરી અને પોતાની લજ્જાને તિરોહિત કરી. વૈદ્યના નામ સાથે માધવસિંહ યાદ આવ્યો. અને તે યાદ આવ્યો તેવોજ નૃપતિ અચિંત્યો બોલ્યો, " અયિ પ્રિયે ! તુંયે વિસરી ગઇ ? જો, વેળા હજી નથી વટી ગઇ. જાઓ પેલા પ્રતાપી કુમારને જોવાને. ઉઠો ઝટ કરો. " રાણી ઉઠવા લાગી પણ વસંતતો ઉછળી અને ન રહેવાયું હોય એમ બોલી, " હા ! અલ્યા ! હિંડો વ્હેલાં જઇએ. એ બાપડાને આપણાથી જરા નિરાંત વળશે. " તેની ત્વરા, તેના શબ્દ, અને તેના રોમાશ્ચને બરાબર ધ્યાનમાં લેનાર ફુલી તો તુરતજ સમજી કે મામાની કાંધે બેસી ઇષ્ટવરનો હાથેવાળો કરવા જનારી કન્યાને પણ આટલો તો વેગ નહિ હોય. પરંતુ તેના પિતાને આમાંની કંઇ સુઝ પડી નહિ. તેને તો વસંતી હતી તેવી ને તેવીજ અલ્લેતી, ઉછાંછળી, અણસમજુ લાગી. અહો! શો પિતાનો પ્રેમ ? પોતાનાં અપત્યનો દોષ જોવાને સર્વથા તે અંધજ હોય છે. કુંભાણ્ડે કહ્યા વિના બાણાસુરે કયાં જાણ્યું હતું કે ઓખા–નિર્દોષ ઓખા, નીતિજ્ઞની બુદ્ધિ ન પહોંચે એવા એક સ્થંભના માળિયામાં મનના માનિતા સાથે વિહાર કરે છે ? સ્નેહનું કામજ એવું છે. તે અગુણમાંયે ગુણ દેખે છે તેમાં વળી આ કન્યાને તો સાક્ષાત્ મદનનટે વાક્ચાતુર્ય, હસ્તચાતુર્ય, ક્રિયાચાતુર્ય આદિમાં એવી કુશળ કરી દીધી હતી કે સીમા.અને મદનનાં શિષ્યોની ગતિ કોનાથી રોકાઇ છે ? કૃષ્ણને લેઈ નાસી જનાર રૂક્મિણીનુ હૃદય કોણ કળી શક્યું હતું ? અથવા યોગીને વેશે આવેલા અર્જુનની સાથે નિકળી જનાર સુભદ્રા ઉપર છપ્પન કોટી યાદવની કયાં ઓછી દેખરેખ હતી ? દુષ્યંત સાથે ગાંધર્વ વિવાહ કરવામાં શકુંતલાએ કયારે ઋષિની વાટ જોઇ હતી ? અથવા માધવ સાથે માલતી અને મકરંદ સાથે મદયંતિકા વર્યાં તેમાં શું જાણ્યું નંદે અને નરપતિએ ? નિઃસંશય ભગવાન્ મકરકેતુના વિદ્યાર્થીઓ કંઈ અપૂર્વ વૈદગ્ધ્ય શિખી જાય છે.

પતિની આજ્ઞાથી, દીકરીના ઉત્તેજનથી અને કંઈક પ્રેમ વૃત્તિથી પુત્રી તથા તેની દાસીઓ સહિત મહારાણી એ કુમારના ભુવન તરફ ચાલી. બ્રહ્માણીની પાછળ ખેંચાતી સરસ્વતી જેવી વસંતવિલાસિની હર્ષોદ્ગમથી વસંતની અને શંકાથી પાનખરની શોભા ધારતી, પોતાના અતિ ગાઢ પ્રે-

મનો, માધવે સન્મુખ પાથરેલા પ્રાણનો અથવા પરસ્પર ફેંકેલાં બાણનો કે અન્યોન્યનાં મનની ગુંથણીનો બનેલો હોય એવા મહાલયના રસ્તા ઉ-પર પાદદ્વયને હૃદયમયૂરની સાથેજ નચાવવા લાગી. પણ થોડીજવારમાં તેની આંખોએ કહ્યું ન કર્યું. સૂર્યશત્રુના ગ્રાહમાં એકલા ખંડિત શશિને રે-હેવા દેઇ જીવ લેઈને નાસી જનાર તારકસૈન્ય જેવું ભૃત્યજનનુટોળુ આ બિચારાને એકલો એકલો કષ્ટાતો મુકી ક્યારનુએ બાહેર અગાશીમાં ભરાઇ ગં-યેલું જોઈ તથા મૃત્યુદૈત્યને બલવાન જાણી–અંગમાંથી પણ કાન્તિ, સ્ફર્ત્તિ, આદિને નાશી ગયેલાં ન્યાળી વસંતવિલાસિની તો છાતીએ હાથ મુંકી કે-ટલીએક વાર ઊભીજ રહી. પટારેલેં ડોળે સુતેલા માધવને જોઇ જોઇ વ-સંતને તો પરસેવાના ઝેબે ઝેબ ઉતર્યા. પણ દયાળુ અને ડાહી મહારાણી-એ જાણ્યું કે વિચારવાનો સમય નથી. માધવનુ દારૂણ દુઃખ તેણે જોયું, પણ કારણ ન કળ્યું. તેથી દાશીઓ સાથે પોતેજ ઉપચાર તૈયાર કરવા લાગી. "હવે કયાં સુધી શરમ રાખવી?" એવો વિચાર કરી હિમ્મત ધ-રી વસંત માધવ પાસે ગઈ અને સમય વર્તનારી પ્રિય સખી ફુલીની સા-નથી તેનુ માથું પોતાના અંકમાં લેઈ તેને શરીરે હાથ ફેરવવા લાગી. ટ-ગર ટગર જોઈ રહેતા માધવના સામે દીન વદનથી જોઈ, નિઃશ્વાસ નાખ-તી, વસંત તો જરા તેનો હાથ દાબે, જરા તેનો હોઠ હલાવે, જરા તેનો ગાલ ચલાવે. આમ મૂક ભાષણ ઘણીવાર ચાલ્યું, કાંકે રાજ માતાતો "લા-વો મલીયાગરચંદન, લાવો કમલ પત્ર, લાવો પુષ્પ પરાગ, લાવો સાતપડી વસંતિકા, લાવો ગુલાબ જળ, લાવો તમાલ વિંજન" એમ અનેક પ્રકારની આજ્ઞા કરતી કરતી, સુંઠ, મરી આદિ હાથે ઘસતી ઘસતી, ગંઠોડાના ઉકા-ળા કરાવતી કરાવતી, અનેક ઔષદ્ધો ફુલીને હાથેજ તે પુત્ર જેવા કુમાર પા-સે મોકલવા લાગી હતી. કંઇ ઉપચારથી, કંઇ ચર્યાથી, કંઈ લેપથી પણ સો વશ્યા તો આ સર્વ પ્રસંગમાં વસંતબાના સ્પર્ષથી પેલા કુમારના બરફમય થઇ ગએલા દેહમાં ઉષ્ણતા આવવા માંડી–તેનુ લોહી ફરવા લાગ્યું. તેથી માધવ તો રાજકન્યાના અંકમાં ગળુ લટકતું રાખી દીન દ્રષ્ટિથી તેના સા-મે જોઈ રહી, પાસે કંઈ પણ ન હોવાથી, હૃદય પણ ચોરાઇ ગયાથી સ્ને-હથી ઉત્પન્ન કરેલાં અને તેથી પ્રવાહી ગજમોતીની પુષ્પાંજલી કપાલ માર્ગે તેના સામે મુકવા લાગ્યો. વસંતથી આ ભાર ન જીરવાયો. અ-

વિષ્ય .પતિનાં આંસુ તેણે લોહ્યાં. તેને છાનો રાખવા " ધીરજ રાખો. હરિ કાલે સારૂ કરશે." એવાં એવાં વાકય તે બોલવા લાગી–પણ રડતે રડતે. અંતે રૂદનમાં દુઃખને ગાળી નાખી બન્ને જણુ છાનાં રહ્યાં અને ડુસકાં ભરવા લાગ્યાં. પણ વાંચનાર! આ કલ્પાન્તમાં, આ રૂદનમાં, આ નિઃશ્વાસમાં, આ પરાધિનતામાં અને આ અવસ્થામાં આ બન્નેમાંથી કોઈને દુઃખ હતુ એમ તુ માનીશજ નહિ. અન્યોન્યના પ્રેમની સાક્ષી તો નયનોએ કયારનીએ પુરી હતી; તેમ સમાગમ પણ નિરંકુશ હતો, એટલે દુઃખ માત્ર દુઃખનુ વમન કરવાનુજ હતું–અથવા જોતે ખરેખર દુઃખજ હતુ તો પણ તે હૃદયંગમ અને અપેક્ષિત હતું. આ વેળા પરસ્પર વિનોદ, પરસ્પર પ્રશ્નોત્તર અને પરસ્પર બાહ્યોપચારનો નહોતો. આ વેળા તો કંઇ અપૂર્વજ હતી. અને આ જ અપૂર્વ વેળામાં સન્મુખ ઠરેલા ચંદ્રને જોઈ પુશ્કળ ઉછાળા મારતા વક્ષઃસ્થળરૂપી સમુદ્રના મધ્ય ભાગમાંથી અમૃત તુલ્ય પત્ર લેઈ કૃષ્ણની મોહનીરૂપ સતીયે શશિને તે આપ્યું. જાણે પોતાનુ કાળજુંજ કાઢી આપતી હોય કે તેનુ ચોરી લીધેલું હૃદય પાછુ આપતી હોય, વા અમૃત કુંડમાં ભીંજાવી પ્રેમાભિજ્ઞાન દેતી હોય એમ ચેષ્ટા કરતી શોભનાએ બાલિકાએ-કન્યાએ–માતા પિતાની સંમતિ વિના, ગુરુની આશિષ વિના, સહિઓની સલાહ વિના, અગ્નિ ચંદ્રની સાક્ષી વિના–કેવળ મનસિજની માયાથી– પત્ર સાથેપોતાનાં તનમનધન આદિસર્વસ્વ આ કુમારને આપ્યાં–આપ્યાંજ. અશેષ ગુણાકર જગતના અલંકાર રૂપ આ પુરૂષ રત્નના ખુટેલા આવર્દામાં પોતાનો મેળવવાને તેણે તેના હાથમાં પોતાનો કર મુંકી નયનના ઈસારામાંજ વાત કરી કે "સર્વસ્વ તો ક્યારનાયે લેઈ ગયા છો. 'હાથ રહ્યો'તો, તે લ્યો." માધવે તે હાથને લીધો, સ્વીકાર્યો, દબાવ્યો અને માથે ચ'ડાવ્યો. આંખમાં આંસુ ભરી ફરકતે ઓઠે વસંત હસી; કંઠમાં નિઃશ્વાસ ભરી ધડકતે હૃદયે માધવ હીસ્યો. ખરેખર! પૂર્ણ સ્નેહના મહાસાગરૂમાં પૂર્ણાનંદના નાવમાં આ સૂર્ય શશિનુ દંદ્વ તરવા લાગ્યું. પણ અહીં યે વિક્ષેપ આવ્યો. પોતાના ઊપચારથી માધવને સ્વસ્થ થએલો સમજી રાજમાતાએ હળવે રહી વસંતના ખોળામાંથી તેનુ માથું ઉશિકા ઉપર ગોઠવ્યું, તેના શરીર ઉપર પોતાનો હાથ ફેરવ્યો અને તેને કહ્યું "કુ-

માર ! કાલે તમને આજ ઉપચારથી મટી જશે. વળી તમારા કાકાને બો-લાવા મોકલ્યે બહુ દા'ડા થયા તે એયે હવે એક બે દીમાં આવવા જોયે, માટે હવે નિરાંતે આરામ લ્યો. કાલે પાછી હું આવીશ" "હું આવીશ." એટલું સાંભળી વસંતના પેટમાં ફાળ પડી. માધવ જડ બની ગયો. ન બે-માંથી કોઇ બોલે કે ન ચાલે. કાષ્ઠની પ્રતિમાવત્ બન્ને બની ગયાં. ન વ-સંતને રહ્યું ઉઠવાનું ભાન કે ન માધવને રહ્યું ઉત્તર દેવાનું જ્ઞાન. સારે ભા-ગ્યે આ કુમારના સેવકો નઠોર લાગવાથી કેસરીનેજ તેની સેવામાં રેહેવાનું ઠરાવીને મહારાણી તેને શું કરવું તે શિખવતી હતી તેથી તેણે આ બે પ્રેમની પાશમાં બદ્ધ થએલાં પંખીની અવસ્થા ન દીઠી. પણ ફુલી સર્વ સમજી ગઇ–ચેતી ગઇ. સમયને અનુસરી તે છાનેછાને બોલી, "અલિ વરઘેલી! અત્યારથીજ અમને રઝળતાં મુકીશ કે?" ઝટ સાવધ થઇ માધવના સામી તિર્યગ્દૃષ્ટિ કરી વસંત ધીમે રહી બોલી, "જા જા ! એવું બોલ મા, નહિતો આ કુમાર અવિવેકી ધારશે." લજ્જાળી પ્રિયાનાં આવાં અર્થયુકત વચન સાંભળીને, ઉત્તરનો પણ અવસર જાણીને આ ધીર પુરૂષ બોલ્યો, "ભવો ભવના દાસને નિભાવતાં–જીવાડતાંયે શો અવિવેક?"—સાકરથી ગળી, અ-મૃતથી મિઠી, કોકિલથી મધુર, જીવિતથી પ્રિય, મંત્રથી ગુપ્ત અને વેદથી પુનિત આ શબ્દધારા વસંતના કાનમાં સરી, ત્યાંથી રોમે રોમે પ્રસરી. તેથી પુનઃ સમાગમનું આમંત્રણ કરતી હોય એમ, માતાની આજ્ઞાથી ઉઠ-તાં ઉઠતાંયે વસંતે માધવના પાર્શ્વમાં પગનો અંગુઠો બોશ્યો–હાથની કુ-ણીથીજ તેને દાબીને માધવે હા ભણી. પણ આટલું કરતાંયે બેમાંથી કો-ઇને જુદાં પડવું ગમ્યું નહિ. તેથી "હવે તમે જરા નિરાંતવાળી સુઇ જાઓ," એવા માતાજીના પ્રેમના શબ્દો પણ બન્નેના કાનમાં કટુકષાય થઈ પડ્યા–પણ ના ઇલાજ; તેથી માતાની પાછળ વસંતવિલાસિની બેંચા-ઇ. માધવ તેને રાખી શક્યો નહિ. પણ મંથરગામિનીના ગમન તરફ નિ-શ્ચલ દૃષ્ટિ રાખી, તે દૃષ્ટિપર થઈ–તોપણ તેને દૃષ્ટિગોચર વ્હેતો વ્હેતો કેટલીએકવાર તેતો એમનો એમ પડીજ રહ્યો.

આણીતરફથી માતાની પુઠ હતી અને સખીની શરમ નહતી તથા પ્રીતિ નિઃસીમ હતી એટલે ક્ષણે ક્ષણે હરિણવત્ દૃષ્ટિઓ ફેંકતી આ હરિ-ણી સખી સાથે પોતાના ભવનમાં ગઇ અને પોતાની તથા સખીની નિ-

દ્રા ઘણા દિવસના પ્રજાગરમાં રહેલા પોતાના પ્રિયતમને ત્યાંજ મોકલી દેવા લાગી. પછી એક સુંદર મશરૂની તળાઇમાં પોતાની પ્રિય સખીને ગળે હાથ નાખી તેના સામે વદન રાખી તેના પગ ઉપર પગ નાખી વ-સંતવિલાસિની આખી રાત સમાગમસમયની વાતો કરી વિયોગને પણ સંયોગ બનાવી દેવા લાગી.

ખરૂં છેકે ફુલી કંઇ અદૃશ્ય વેદના ભોગવતી હતી;ખરી વાત છે કે તેને કંઈ વિકારે વિકૃત કરેલી હતી; ખરી વાત છેકે યંત્રવત્ તે માત્ર કળથીજ ક્રિયા કરતી હતી;તોપણ આ શાણી ગંભીર સ્ત્રીએ પોતાનુ દુઃખ દબાવ્યું, પોતાના અન્નદાતાની ક-ન્યાને સુખ કરવાને તેણે પોતાના મનમાં થતા મહા અદ્ભૂત ક્લેશને ગું-ગળાવ્યો-શમાવ્યો-દબાવ્યો. આજનો બનાવ જોઇ તેને કંઈ પૂર્વ સંસ્કાર સાંભરી આવ્યો તેથી તેનો શોક નિરવધિ વધ્યો—પણ બાહિર ન દેખાયો. પરશુરામ પાસે વિદ્યા ભણવા જતાં એક ભ્રમર કરડયો અને તેથી રક્તસ્ત્રાવ થ-યો છતાં ગુરૂની નિદ્રા અભગ્ન રાખવા કષ્ટ વેઠનાર કરણનુ ધૈર્ય વખાણતાં અને આટલા વર્ષ સુધી તેની કીર્ત્તિ અમર રાખતાં મહાકવિ શ્રી વ્યાસા-ચાર્ય નહોતા જાણતા કે આ **बहुरत्ना वसुंधरा** માં તો મહારાજા કે-સરીસિંહની રાજપુત્રીની બનેલી દાસી આ ફુલી કલિયુગમાં અવતરી પોતીકા ધૈર્યથી ત્રણેયુગને ઈર્ષ્યાનો કલિ કરાવશે. રૂવે રૂવે લક્ષ ઠાકરીયા વિંછીના દંખથી, અંગે અંગે પ્રલયાગ્નિની જ્વાલાથી, અંતર હૃદયે વિરહ રૂપી કૃષ્ણ સર્પના ચટકાથી અને રતિવાર્ત્તાઓ રૂપી કર્ણમાં અને મસ્તિકમાં તરવરતી જળોના રક્તપાનથી આ સતી નિરંતર પીડાતી હતી, રડવડતી હતી, ઝુરાતી હતી. અને આમ બેજાર બેજાર થઇ ગયા છતાંયે આ અબળા પોતાના અન્નદાતાની પુત્રીને આનંદ આપવા મનનુ મનમાંજ રાખે ત્યારે સીતા વિના રડતો રામ પણ વેવલો કેહેવાશે કે નહિ ? સર્વથા પ્રેમની સાથે આ સ્ત્રીનુ રૂપ તથા ધૈર્ય દિવ્યજ હતાં. તેથી પોતાનો પટ બેસાડી પ્રેમાળ બનાવેલી વસંતસાથે તેણે વાત કરતાં પોતાનુ દુઃખ વિસાર્યું અને નવિ-સર્યું તો ગુંગળાવ્યું—ન ગુંગળ્યું તો છુપાવ્યું.

વસંત બોલી, "પ્રિય સખિ આજે તો મ્હેં સ્વર્ગનુ સુખ ભોગવ્યું. પણ એને ક્યારે મટશે?ફુલી:—એને ત્હારૂજ દુઃખ હતુ—તે તું તો મળી એટલે હવે એકબે દિવસ-

માં મટશે પણ–" "પણ"શબ્દમાં શંકાસ્થાન જોઇ બ્હાવરી બની વસંત બોલી, "પણ તું "પણ-પણ" કેમ કેહે છે ? એનુકુળ સારૂં ન હોય તેની વાત કેહે છે ? ખરૂંની ? હેં ! એજવાત ? હા, એતો એજ." મહા શોકથી ફુલી કંઇ પોતાની વાત ઉઘાડી પાડી દેવાની હત તો પણ આ સૂચન તેને યથા કાળ મળ્યું તેથી સત્યભાષિણી સતીએ હાયે ન કહિ ને નાયે ન કહી. વસંત તો એમની એમ બોલવા લાગી, "પણ મ્હારી વિશ્વાસુ ફુલી ! હવે શું? હવે તો એનુ ગમે તે કુળ હોય; એ ગમે તે હોય પણ હું તો કાયા, મન ને વાણીથી ત્હારી સમક્ષજ એની થઇ ચુકી છું. હવે તો માતા કે પિતા આડાં આવશે તો આજન્મમાંથીજ એને મળતા સુધી વૈરાગ્ય પાળી એનીજ માળા ફેરવીશું. હવે બીજુ શું ? સખિ ! જ્યારથી એ મહાનુભાવ સજ્જનનુ માથું આ ખોળામાં મુકયું છે, જ્યારથી આ હાથ એની કમળપત્ર જેવી હાથેલીમાં મુકયો છે ત્યારથીજ હું તો સાત વાર એની થઈ રહી છું. માટે હવે"પણ"નીશી વાત?" ફુલીઃ-"કુળની અપેક્ષા વિના ત્હારી એના ઉપર પ્રીતિ છે તે સર્વથા સ્તુતિપાત્ર છે. બાકી પ્રભુ કરશે તો ત્હારા કરતાંયે એનુ કુળ ઉજ્જ્વલ નિકળશે," વસંતઃ–" હેં, હેં, મ્હારા કરતાંયે ઉજળું? વાહ! ધોળો શંખ ને દૂધે ભર્યો. પણ સખિ! તું શાથી જાણે ?" ફુલી વિચારીને બોલી," ભર્તૃદારિકે ! અંધકારમાંયે સૂર્યની પ્રસૂતિ ક્યારે છાની રહી ? ગૃહાએલોયે ચંદ્ર ક્યાં નથી ઓળખાતો? વિભૂતિથીયે કોનુ ભાગ્ય છુપાયું ? ત્યારે અવસ્થાન્તરમાં પરાધિન પડેલા આ કુમાર કસોટીયે ચઢશે ત્યાંરે કુંદન નિવડયા વિના કેમ રેહેશે ? વિપત્તિ વાદળના ગમે તેટલા કડાકા થશે તો પણ સિંહ કેમ સંતાશે ? અલિ વ્હેમીલી! આટલામાંજ એની કૃતજ્ઞતા, એની બુદ્ધિ, એનુ બળ, એનુ લાવણ્ય એનો વિવેક અને એની પ્રીતિ કેમ વિસરી ગઇ ? શું શ્યામતાથી એ મેઘ જેવો નથી ? શું વસંતમાંજ વિલાસ કરનારો એ કામદેવ નેથી ? ત્હારા અંકમાં સુતેલો શું એ શેષશાઇ જેવો ન દેખાયો ? ન જોઈ એના બોલમાં કૃષ્ણની ચાતુરી ? ન જોઈ એનાં નયનમાં રામની પ્રીતિ ? નજોઇ એનાં ભવાં ઉપર દુર્યોધનની નીતિ? ન જોઈ એના શ્વાસોચ્છ્વાસમાં ધર્મની ધર્મજ્ઞતા ? અધર્મી શત્રુઓને બાળવા પ્રકટ થયેલા તેના હૃદયાગ્નિથી કૃષ્ણ બનેલી એની આંખ્યોનાં ધુમાડીયાં રૂપી ભમરમાં ન જોયું તેં એનુ કુ-

ળ ? બ્હેંન ચતુર છતાંયે હજી તું સરલ છે; બાકી અનેક સામંતચક્રમ-ધ્યવર્ત્તિ મહા નૃપતિઓનાં મંડળને, નામથી, આંખ્યથી, ગુણથી, વચનથી કે શરથી વશ કરવામાં નિપુણ આ રાજપુત્ર ત્હારા હૃદયમાં વિરાજી ત્હા-રીજ આ બે કાચની બારીયેથી દર્શન દેતો, તેં ન પરખ્યો ને મ્હેં દિઠો એમ કેમ બને ? સખિ ! નક્કી માનજે કે એ રાજકુમાર છે. " વસંતઃ-બ્હેંન એતો બધું જોયું ને જાણ્યું. પણ એ પોતાનું કુળ કેમ પ્રકટ નથી કરતો ? સારૂં હોય તો ઉઘાડું પાડવામાં શી હરકત ? એટલેંજ વ્હેમ પડે છે. " ફુલીઃ-વ્હેંમે નથી ને બ્હેંમે નથી; પુત્રનાં લક્ષણ પારણામાંથી જ-ણાય. એ રાજપુત્ર છે એમાં સંદેહ નથી." વસંતઃ-એમ ? ફુલીઃ-" હા," વસંતઃ-ત્યારે અત્યારે એને કેમ હશે? આપણ બે જોઇઆવીશું ? " ફુ-લીએ મ્હોં મરડયું. વસંતે સમજ્યાં વિના અત્યારે રાત્રે કુમારના ગૃહમાં જવાની હઠ માંડી. ફુલી બોલી, " બ્હેંના આ શું બોલો છો. ? માતા પિતાની આજ્ઞા વિના અત્યારે એકાન્તમાં હજુ તો પર પુરૂષ છે તેની પા-સે જવાય ? "વસંતઃ-" પર પુરૂષ તો શાનો ? બાકી આજ્ઞાની વાત કરે તેની તો ના નહિ, પણ મ્હારો જીવ નથી રહેતો. મ્હારાથી ન જવાય તો તું જા? " ફુલીઃ-કુલસ્ત્રી વિરૂદ્ધ કર્મ મ્હારાથી કેમ થાય ? કેમ મ્હારાથી પર પુરૂષ સાથે બોલાય ? " વસંતઃ-પણ અત્યારે કોણ દેખનાર છે ?" ફુલીઃ-"અરરર ! આ શું બોલી બ્હેંન ? દેખવા માટે નથી જવું એમ તું સમજી? વ્યવહાર દેખવાનોજ તને લાગેછે? નારાયણ! નારાયણ! આવો વિ-ચાર તને કામે કરાવ્યો? સખિ ! કામને આધિન થઇ તુ મર્યાદા વિસરી ગઇ. ખરે ખરા કામ એવોજ છે. કામ દેખતાને આંધળોજ બનાવી મુકેછે એ વાત આજે ત્હારાજેવી નિર્મળી કન્યામાં પણ સિદ્ધ થઇ. ખરે! કામ કેવો અનર્થ કરાવેછે? કામ માતા પિતાની આયના મુકાવે છે. કામ પુત્રપરથી પ્રીતિ તજાવે છે. કામ ધર્મને ગણતો નથી. કામ કુટિલતા અંગીકારે છે. કામે કેટલાને ખરાબ કર્યા? કામે કેટલાને દાસત્વ કરાવ્યાં ? નિઃસંશય આ જગતમાં દુઃખ માત્ર કા-મથીજ ઉત્પન્ન થાય છે. અથવા અધર્મ તો કામનોજ પુત્ર જણાય છે. સદ્‌ગુણનીજ પ્રસુતિ હોય એવી આ રાજ કિશોરી કાલે તો હરિણબાળની પેઠે કુદતી હતી અને આજે આમ તર્ક, નીતિ, ગુહ્યાખ્યાન, અને કપટ

કરવા શિખી ગઇ એ ઓછી વાત ? ને હજુ તો કામનુ મૂળ હવણેજ રોપાયું છે ?. કામ મનુષ્યમાત્રની બુદ્ધિ રૂપી ફળને કુદ્દાવનારો પારો છે. કામનુજ મૂળ લેઈ આ જગતની અસત્યના જળથી ભરેલો દુઃખસરિતા અનંત સિંધુમાં વહ્યાં જાય છે. સર્વથા

" कामात्क्रोधोभिजायते
क्रोधाद्भवतिसंमोहःसंमोहात्स्मृतिविभ्रमः
स्मृतिभ्रंशाद्बुद्धिनाशोबुद्धिनाशात्प्रणश्यति."

એ વાક્ય કહીનેજ પરમાત્મા શ્રી કૃષ્ણે ત્રિકાળજ્ઞાનીની ઉપાધિ મેળવી હશે. પણ બ્હેન વસંત ! પર પુરૂષ સાથે પ્રસંગ ન પાડવાની સરતેજ હું તો તમારે ઘેર રહીછું, " વસંતઃ–"ફુલીબા ! હું ભૂલી ! મ્હારી ભૂલ થઇ. હવેથી નહિ કહું. શું કરવા રીસાછ ? ગાંડી–ઘેલી તોયે તારી તો બ્હેન કની ? માટે બોલાયું તે ન બોલાયું થશે ? એ કુમાર ઉપર હેતથી ધર્મવિરૂદ્ધ કહી જવાયું તો ક્ષમા કર. " ફુલીઃ–" કંઇ નહિ બ્હેના પણ તું આવા વિચાર કરે ત્યારે ખોટુંની ? લાવ ! હવે બીજી વાતો કરીયે. એ કુમાર-તો ત્હારો પત્ર છાતીએ ચાંપતો જશે, આંખે વાંચતો જશે ને હૈયે હરખતો જશે. શીદ વ્હેમાછ ? સવારે સારી ખબર આવશે. " આમ વાતોમાં ને વાતોમાં બન્નેએ રાત્રી પડીએ નથી ને વ્હાણું વાયુંએ નથી એમ કાળનો ક્ષેપ કરી દીધો.

---

## પ્રકરણ ૨૧ મુ.

### અપહરણ.

પ્રમદાઓનાં ચક્ષુ, રાજનગરનાં દ્વાર, પશુ પક્ષીના ઓઠ, શાહની દુકાનો, અને શત્રુઓનાં શસ્ત્ર ઉઘાડનાર ઉષા જળમાં કમળને, સ્થળમાં ગુલાબને અને વાદળમાં સૂર્યને પ્રફુલ્લ કરી પવનને ઘોડે આવીતી તેમ ચાલી ગઈ. તદપિ પ્રાણેશ્વરના ગૃહનુ દ્વાર અત્યારસુધી ઉઘડેલું ન જોઇ,

ખભા ઉપર રમતી વાળની લટોથી સર્પયુત શંકરીનો ભ્રમ કરનારી—પ્રજાગર—કે ચિંતાથી ધૂસરવદની વસંતવિલાસિનીએ પુનઃપ્રિયસખી આગળ પોતાનુ હૃદય તો ઉઘાડયું. તે બોલી, "પ્રિય સખિ! જોને! મુજ જેવી રાંકને બાળવાને આવેલા પેલા ચંદ્રનુ તેજ હરી લેઇ, ભગવાન સૂર્ય નારાયણ સમુદ્રમાં પતન થવાથી શ્રમિત છતાંયે, આટલા ઊંચ્ચા ચ'ડયા તોયે હજી ન આવી કેસર કે ન મળી કંઇ ખબર? અરે! અત્યારે એ મ્હારા સુખના સૂર્ય શું કરતા હશે? તેમને કેમ હશે, ? લગ્ન પેહેલાં વર અને વહુ અન્યોન્ય ને ઉદ્દેશી અનેક પ્રકારની વાતો કરે છે તેથી પ્રીતિ અતિ ગાઢી થાય છે એ વાત ફુલીના અનુભવની બાહેર નહોતી. તેથી તેણે આ કુમારની વાતમાં વસંતબાને નિરંકુશ વર્ત્તવા દિધી એટલુંજ નહિ પણ તેમ કરવા તેને ઉત્તેજી. આમ કરવામાં તેને પોતાને કંઈ વિકટ દુઃખ થયું હોય તોપણ પારકા સુખ આગળ પોતાનુ દુઃખ તો આ સ્ત્રીને કંઇ લેખામાંજ નહોતું. ના'ના મોટી પડદો તોડવો અનુચિત કર્મ છે તે જાણીને પણ વસંતબાને નીતિ—કે ધર્મ-ભંગ વિના સુખ થતું હોય તો તે કરવાને તે તેના [illegible] બનતી હતી. તેથી વસંતના ઊપરના પ્રશ્નના ઊત્તરમાં અક્ષરે અક્ષરે તેની રગે રગે આનંદ અને ઉત્સાહ ભરતી ફુલી બોલી, "બ્હેન? ત્હારા કટાક્ષથી ઘાયલ થયેલો એ રાજકુમાર નિર્ભર નિદ્રામાં સુતો હશે. ત્હારી પત્રિકાની સોડ ઘાલી તે નિરાંતે હુંફ વાળતો હશે. ત્હારા પાણિગ્રહથી કૃતકૃત્ય થયેલો એ યુવાન નિદ્રામાં યે સર્વ વેદનાને વામતો હશે. ત્હારા સ્પર્શથી સજક થએલો એ ધન્યજન્મ શ્વાસમાં પુષ્ટિ તથા બળ ખેંચતો હશે—ઉચ્છ્વાસમાં ચિંતા તથા શ્લથતા કહાડતો હશે. શું પૂછે છે? ત્હારામાં અભિનિવેશની કદર્થના સદર્થે વપરાતી હશે. માટે હવે લઘુ દેહમાં સમાયલા એ મહાત્મામાંતન્મય થઇ ગયેલી ત્હારા જેવી વરઘેલીને 'એ વાતજ પડી મુંક" એમ કેહેવું તો નિરર્થક છે; પણ "એવી ચિંતા કરીશમાં" એમ તો અમારે કેહેવું પડશે." વસંતઃ—"તે તેની કોણ ના કહે છે, પણ—પણ પેલી કેસરી રાંડ કર્કશા છે. એતો ત્હારીયે નથી ને મ્હારીયે નથી. એનો વિશ્વાસ શો?" જરા અધીરતા દેખાડી ફુલીઃ—"તે એ શું કરશે?" વસંતઃ—"શું કરશે તે એકલા પડેલાને લોભાવશે; એને પરણવાનુ મન ન થાય કે?" હસીને મૃદુ ઠપકો દેતી હોય એમ ફુલી

બોલી, " સખિ ! એ શું બોલી ? સિંહે કયારે ખડ ખાધું ? વળી પોતાનુ સર્વસ્વ આપી ત્હારા જેવું રત્ન ખરીદ્યા પછી હવે એને સ્મશાનઘટનોજ લોભ રહ્યો કે ? ત્હારા સ્વાર્થને માટે તું કેવા અકારણ કુતર્ક કરે છે ? " વસંતઃ-પણ ખરેખર કહી દેઉં ? જો ભાઈ સાહેબ-ખોટું ન લગાડીશ,હોં. તું તો સુગુણની ભણી થઈશ એમ જાણી મેં મ્હારા મનની વાત એને કહી હતી ત્યારથી એની ચંચળતા વધી છે; ત્યારથી એ મ્હારા આગળ કુમારનુ હલકું પાડે છે. પોતે કનકપુરની-તે ત્યાંના રાજાને વખાણે છે. અને વળી લે, ખરૂ પુછાવે તો મ્હેં જાતે એક બે વાર હેને એ કુમાર સાથે વાત કરતાં જાતે જોઈ છે. તેથી બા ! વ્હેમ આવે છે. " કંઇ વિચારમાં પડી જઇ, કંઇ હાસ્ય કરી ફુલી બોલી, "આ સરવે વાત ખરી હોય તોયે કુમાર માધવસિંહ ધર્મ ચૂકે તે પેહેલાં સૂર્ય પશ્ચિમમાં ઉગવો જોઈયે, પૃથ્વી રસાતાલ જવી જોઇયે અને આભ ફાટી પડવું જોઈએ; સખિ ! સો વાદળ આવે,સો ગ્રહણ થાય અને સો રાત્રીઓ પડે પણ સૂર્યકીરણમાં અંધારૂ તો નજ હોય. માટે આ તો કેસરી વિવેકી છે પણ નઠારી હોય ને કંઈ જાળ પાથરે તોયે ત્હારો તે એનો થવાનો નથી. "વસંતઃ- " મ્હેતું સારૂ બા ! મ્હારે બીજુ જોઇએ છીયે શું ? પણ કેસરી વાગા સજનાર એ કેસરીયાજી જેવા સુજ્ઞ પુરૂષની આંખમાં તો જાદુ છે. તેથી કેસરી-" એટલામાં કેસરી હસતી હસતી અંદર આવી અને વગર પુછ્યે ધરદબાવીને બોલવા લાગીઃ--"વસંતબા ! તમે તો હવે આ ફુલીની સંગે છેક માઝા મુકી દીધી. હવે મ્હારે માતાજીને કહી દેવું પડશે. " વસંતવિલાસિની ગભરાઇ, બ્હાવરી બની ગઇ. પણ ફુલીને કંઈ સંકોચ ન આવ્યો. કેસરીનુ અંતઃકરણ તેના આગળ કાચની પેટીમાં રહેલા રમકડા જેવું થઇ ગયું તેથી તે બોલી, " કેસરી! જેનુ લૂણ અત્યાર સુધી ખાધું તે હરામ કરવાનો વિચારજ તને કેમ થયો? ભર્તૃદારિકાને આમ ધમધમાવાય? આમ દબાવાય ? " કેસરીઃ-" જાણ્યું જાણ્યું ત્હારૂં ડા'પણ ? લૂણહરામ તું કે હું ? પેલા માગી ખાનાર છોકરાની ચોવટો કરો છો તે કહેવા ઘો તમારી વાત. " છાતીએ હાથ મુકી વસંત તો નિઃશ્વાન બની ગઈ. જાણે અત્યાર સુધી વર્દ્ધિત કરેલી પોતાની એકની એક જીવનદોરી જેવી લાલસા ઉડી જતી હોય એમ તે મ્હોળું મ્હોં કરી ઓશીયાળી બની રહી. પણ શાણી સતી ફુલીને કંઇ ભય નહોતું.

તેને રાજ્યમાતાથી એકપણ ક્રિયા અજાણી નહોતી એટલે તે બોલી—અને જરા રીસથી:- "અલિ ! નકટી ! જા, કહે રાજ્યમાતાને—કહે ત્હારે ફાવે તેને." ઘણીજ કરડી દૃષ્ટિ નાખી "આ હિંડો" કહી કેસરીએ ચાલવા માંડયું. ઘણીજ દીનદ્રષ્ટિ કરી "ઉભી રહે" કહી વસંતે તેનો હાથ ઝાલ્યો, તેને કાલા વાલા કર્યા-તેની સાન્ત્વના કરી-ફુલીથી આઘે લેઇ જઈ તેને શરમાવી, અને તેને એક મોતિનો છડો આપ્યો. ફુલીએ ના ન કહેવાયું. દુસ્મનનુ પણ ભલું થતું હોય તેમાં તેનાથી અટકાવ થયો નહિ, તેથી છડો લેઈ ફુલી ઊપર મ્હોં મરડી કેસરી વસંતને રાત્રીની ખબર કહેવા લાગી,"વસંતબા! મ્હારાથી તો તમે એ કુમારને છાનો કાગળ આપ્યો—પણ એને મ્હારાથી કંઇ છાનું નહોતું. એને તો તમે ને હું બે બરાબર! જુવો આ કાગળ. હોય તમારો લખેલો?" કાગળ હાથમાં લેઈ, જોઈ, વસંત મૂર્છાને સ્વાધિન થઈ—બેઠી હતી ત્યાંથી ચતીપાટ પડી ગઇ. કેસરી ડરી ગઇ—નાશી ગઇ. પણ ગુણવતી ફુલીને કંઇ શક પડયો નહિ. નિદ્રામાં સુતેલા કુમારના અંગમાંથી આ શંખિનીએ ચોરી કરી છે એમ તેને ખાત્રી થઇ તેથી જળ છાંટી પ્રિય સખીને સચેત કરી એને કંઇ કંઈ ખાત્રી કરી આપવા લાગી—પણ ખાત્રી કેમ થાય ? તેથી નચ્ચાર્યે તેણે એક અનુચરને બોલાવી ભર્તૃદારિકાના નામથીજ કુમાર શ્રીમાધવસિંહજીની ખબર પુછી મંગાવી. ખબર સારી આવી. સંદેશો વિશ્વાસજનક આવ્યો. એક કલાકની સાઠ મિનીટમાં દરેક મિનીટે બાધાઓ રાખીને તે સર્વ પાળવાનો અધીરી વસંતે નિશ્ચય કર્યો. અને કંઇ બાધાને, કંઈ આશાને અને એવે એવે કંઇ ક્ષુદ્ર આલિંબનને પણ વળગી પ્રિયસખી કાળક્ષેપ કરે એટલા માટેજ ફુલીએ તેની હાયે હા ભણી.

વસંતબાના કોમળ હૃદયે પોતાની સર્વ યુક્તિયો નિષ્ફળ કરી એવા વિચારથી ગભરાતી કેસરી પોતાના પાપે ઘેરાઇ હોય એવી નિર્વિણ્ણ બની રહી. તેણે જાણ્યું કે નિર્દોષ માખીઓને પકડવા પાથરેલી જાળ કરોળીયાનેજ ફસાવશે. તેણે માન્યું કે વત્સલ રાજમાતા પુત્રીનુ દારૂણ દુ:ખ જોઇ તેને ઈચ્છા પ્રમાણે વર્તવા દેશે, અને તેમ થતાંજ રાત્રીના બાર વાગ્યા પહેલાં તેનુ સર્વ પોકળ ઉઘાડું પડી જશે. મહા કુટિલ અને પાપથી ગ્રસ્ત તથા લોભથી મસ્ત આ દાસીનુ ધૈર્ય સ્ખલિત થયું—પણ જરા વાર. વસંતબા મૂર્છિત થઈ છે તોપણ "ચોરની મા કોઠીમાં મ્હોં

ધાલીને રડશે " એ વાત અનુલક્ષીને સાપેણની પેઠે તે રાજમાતા પાસે ગઈ અને પોતાના દૂષિત મસ્તિકમાંથી રચી કહાડેલો માધવસિંહ-નો સંદેશો વદી, " માતાજી ! માધવસિંહે કહ્યું છે કે 'આપના તથા રાજ પુત્રોના ઓસડથી મને સમૂળ મટી ગયું છે. માટે હવે આપ કાંઇ શ્રમ લેશો નહિ. ઉપકાર કરવાને અસમર્થ બનેલા મારા જીવને આપના પધાર-વાથી ઓશિંગણુ થાય છે'." રાજમાતા પ્રસન્ન થઇ, હવે ત્યાં ન જવાને કૃતનિશ્ચય થઇ, અને ફરી ચર્ચા કરવાની રીતિ શિખંવી કેસરીનેજ એ કુમાર પાસે મોકલી સંતુષ્ટ થઈ. પણ કેસરી કંઈ એ કુમારના ભવન તરફ ગઇ નહિ. એતો રાજમહાલયની બહાર બજારમાં, પરાંમાં, પાદર-માં અને શીમમાં થઈ વાંકો ચૂકો આડો અવળો રસ્તો વટાવી સુમારે બે ત્રણ ગાઉ ઉપર એક ટેકરી ઉપર બેશી તાળી પાડી ગોવાળીયેણની પેઠે મ્હોટે સાદે ગાવા લાગી. મંત્રથી સર્પવત્ અથવા સાધનથી ભૂતવત્ અચિંત્યો, ચાર બલવાન ઘોડેશ્વારો વચ્ચે, જવાનીમાંજ સત્ત્વ ગમાવનાર ગમાર જેવો દેખાતો એક તરૂણ તેના સામે આવી ઉભો રહ્યો. સામા સામી હસીને, કંઇ ગુપ્ત વાતો કરીને, પ્રત્યેકને આલિંગન દેઇને, તાળીયો આપીને આ સંસારના ષડ્રિપુની છ પ્રતિમાઓએ ધર્મ તો જાણ્યોજનહિ.

આ અનાદિ અનંત સંસારમાં એવી એક પણ વસ્તુ નથી કે જે અમર છે. જે અમર ક્‌હેવાય છે તે અમર નથી પણ ચિરંજીવ છે. ક્ષ-ણમાં મરીજનાર પતંગીયાંની નજરે આપણે સર્વ મનુષ્યો અમરજ છી-એ. વિશેષ આયુ: ભોગવનાર અન્ય સત્ત્વો આપણી દૃષ્ટિયે અમર છે. પણ વસ્તુગતે અમર કોઈ નથી. પરંતુ એવા મૃત્યુપ્રાય દેહમાં રહીને પણ ધર્મ ન શિખનાર, અરે, ધર્મ ન પાળનાર નિ:સંશય મહા દુ:ખ પામેછે. આમુષ્મિક અવસ્થાની વાત બાજુ ઉપર રાખી ઐહિક સ્થિતિ ઉપર વિ-ચાર કરીશું. તો પણ એટલું તો સિદ્ધજ થશે કે ધર્મમાં સ્વાર્થ અને પ-રાર્થની સિદ્ધિ છે, અને પરમાર્થની વાતતો જુદીજ છે. ધર્મ પાળવાથી મ-નને શાન્તિ રેહે છે, તનને સુખ રેહે છે. ધર્મ ઉદયના ઝળહળતા પ્રકાશમાં ચંદ્રમણિ છે— અસ્તના ઘોરાન્ધકારમાં મણિપ્રદીપ છે. ધર્મથી અધર્મને પણ દુ:ખ નથી થતું બલકે તેથી એકંદર જનમંડળને સુખ થાય છે. ધર્મી મનુષ્ય વિશ્વાસને પાત્ર થાય છે. ધર્મમાં રહી કરેલા કૃત્યથી કાર્ય

સિદ્ધિ ન થાય તો પણ મનમાં સંતોષ રહેછે. અને અધર્મથી સર્વ કાર્ય થાય છે એવું પણ ક્યાં છે ? વળી કહ્યું છે કે

" आहारनिद्राभयमैथुनं च
सामान्यमेतत्पशुभिर्नराणाम्
धर्मोहि तेशामधिको विशेषो
धर्मेण हीनाः पशुभिःसमानाः "

તો સહજ વિકારમાં વશ થઇ જવાથી આ મનુષ્ય છતાંએ ધર્મરહિત પશુઓ જેવાં બનેલાં છ પ્રાણીઓએ સુખ ખાટવાનેજ અધર્મની યુક્તિયો પ્રયુક્તિયો કરી અને રાત્રેજ ધાપ મારવાનો ઠરાવ કર્યો. "ઠીક, ત્યારે અમે તો નહિ ચૂકીયે." એટલું બોલી તથા આ સ્ત્રીને કંઇક સુવર્ણ આપી પેલા પાંચે જણુ આડા અવળા ચાલ્યા ગયા. અને કેસરી–નિમકહરામ કેસરી–દગાખોર કેસરી ધનલાભથી હરખાતી હરખાતી, પોતાના પ્રપંચજયથી ફુલાતી ફુલાતી અને ફુલ્લી ઉપર વૈરપાતથી હૃદયમાં નાચતી નાચતી, નાચેણ પેઠે નાચતી નાચતીજ રાજદ્વારમાં થઈ પેલા કુમારના ખંડમાં ગઈ અને મહા કામમાં રોકાઇ હોય એમ ચેષ્ટા કરવા લાગી.

પણ જન્મથીજ ચંચળ, ઇંગિદ જ્ઞાનમાં કુશળ અને ખણુખોતરમાં નિપુણ આપત્કાળથી શકની દૃષ્ટિથી જોનાર આ શકરાબાજ જેવા ચાલાક કુમારથી આ દાસીની ચલતા છાની રહી નહિ. જીવિતપ્રદાન કરનારી, ભાગ્યશાળી, સુશિલા અને ભોળી વસંતવિલાસિનીના ગયા પછી પણ જાણે તેનાજ પાસામાં પોઢયો હોય, જાણે તેનીજ બાહુજાળમાં લપટાયો હોય, જાણે તેનેજ હૃદય મધ્ય દબાવી રાખતો હોય એમ સોડ વાળી, અવર પ્રવૃત્તિથી દૂર થઇ તેનીજ આપેલી સુખામૃતમય નિદ્રામાં સુતેલો, ઉંઘેલો, લીન થયેલો છતાંયે આ રાજકુમાર નિદ્રામાંનો એટલો તો સંસ્કાર ધારી રહ્યો હતો કે "એનું થશે તો હું રહી જઇશ" એટલું બોલી કોઈ સુંદર સ્ત્રીયે તેના વક્ષઃસ્થળ ઉપર હાથ મુક્યો હતો. કેસરીની અત્યાર સુધીની અકારણ અસંનિધિ, તેની ચોરીની દૃષ્ટિ, તેનુ ક્રિયામાં વૈચિત્ય, તેની વાતમાં અસંબદ્ધતા, એકાગ્રતા દેખાડવાની તેની કોશિષ આદિથી ચકોર માધવનો સંસ્કાર સંસ્કૃત થયો. અને પ્રિયાને અભાવે તેના

જેવી પ્રિય લાગતી પત્રિકાનુ અપહરણુ કરનાર આ દાસીજ હશે એમકંઈક ભાસ તેને થયો. પણ ગમે તેવી તોયે પ્રિયાની દાસી, અને વાત ખાત્રી બંધ નહિ તેથી ન્યાયી કુમારે તેના પ્રતિ પોતાનો અભાવ દેખાડયો નહિ.

ધર્મ અને શૌર્યના તેજથી ઝઘઝઘતી આ કુમારની પ્રેમાળ ને સ્નિગ્ધ પણ પોતાને કુટિલ ને ભયંકર દેખાતી આંખ્યો સામુ ન જોઇ શકાયાથી કે ચોરી ચાસન થયાના ભયથી કે બોલતાં કંઇ વાત ઉઘાડી પડવાની શંકાથી કે અન્ય પ્રવૃત્તિમાં રોકાયાથી કે રાત્રીની કૃતિની લજ્જાથી કે તિરસ્કારની પરાસીમાથી કેસરી સેવામાં રહી તે ન રહ્યા જેવીજ રહી. કારણકે દિવસ ચ'ડયો, મધ્યાહ્નન નમ્યા, સાંજ પડુ પડુ થઈ રહી, રાત્રી પડી, છતાં એક વેળાયે તે આ કુમારની ખબર જોવા ન ગઇ. પણ રાજપુત્રીની માનીતી એટલે કોણ એને કહીશકે ? તેથી આખા સંસારના કારસ્તાનની આ લઘુ પુતળી ઘડીમાં બાહેર જાય, ઘડીમાં અંદર આવે, ઘડીમાં અંતઃપુરમાં પેસી જાય, ઘડીમાં બજારે નિકળે, ઘડીમાં પગથીયાં ગણી જાય, ઘડીમાં વેઢા ગણી જાય. કોઈ તેનુ અંતર કળી શકયા નહિ. તેમ કરવાની કોઇને સ્પૃહાયે નહોતી ને અવસરે નહોતો. પણ તે ચકળ વકળ દેખાતી. રોજ કરતાં તેની ચેષ્ટા કંઇ જુદીજ જાતની હતી. વદન મલકાવીને, છાતી દાબીને, નિઃશ્વાસ નાખીને, આમતેમ જોઇને અને એવાં એવાં વિલક્ષણ વિકારનાં બાહ્યચિહ્નો કરીને, ભુવનની વાતાયન ઉપર ચહડીને તે પુંશ્ચલી વિચારમાં છેક ઉંડી ઉતરી જવા લાગી અને સ્વસ્થ દેખાવા યત્ન કરતાં ચમકવા–ભડકવા લાગી. મંદમંદ પવનની લહરીથી પણ તે સજક બનીજતી. આમ કેટલોએક કાળ ગયો ત્યારે જાણે હવામાં–પથમાં–ક્ષિતિજમાં કંઈ દિઠુ હોય એમ તે ચોંકી અને ચોંકીને તુરતજ ઉઠી. રાજ મહાલયના આ ભાગમાંથી કોઈ બીજાજ ભાગમાં પૃથ્વીમાં માટીની પેઠે તે સમાઈ ગઈ.

આમાંની તેની એક પણ ચેષ્ટા જોવાને કુમાર માધવસિંહને નવરાશ નહોતી. પ્રેમમંત્રથી વશ કરનારી સાક્ષાત્ મોહની રૂપ વસંતવિલાસિનીનાં વસંતમાં ઉત્પન્ન થએલાં કુસુમબાણ જેવાં કોમળ અને તેવાંજ ક્રૂર પણ અદૃશ્ય નયનથી નિકળતાં બાણુથીજ માત્ર તે ઘવાયલો હતો; શિવાય કંઈ દેહનુ કષ્ટ કે મનનુ દુઃખ તેને નહોતું. તેથી હૃદયને ફોલી

ખાનાર કીટ ઉત્પન્ન કરનારી, અંતર્શલ્ય ઉપર અમૃતનો લેપ લગાડનારી અને ખેંચી લીધેલાં બુદ્ધિ, બળ, વચનામૃતથી દ્વિગુણીત કરી પાછાં આપનારી, આ " મારીને વાળી લેવામાં કુશળ " રાજકન્યાના દર્શનથી, તેના સ્પર્શથી, તેના હૃદયપ્રતિબિંબરૂપી પત્રથી અને તેનાં સ્નેહપૂર્ણ નયનના અમીવર્ષણથી આ કુમાર તો જોતા જોતામાં તાજો થઈ ગયો હતો. એટલે કેસરીની અથવા કોઈ પણ સેવકની તેને અપેક્ષા નહોતી. અપેક્ષા માત્ર પ્રથમ રાત્રીએ જીવ સુદ્ધાંત પ્રિયાએ આપેલા પત્રની હતી. પણ મહા શ્રમે તે ન લાધ્યો. તેની શોધ અને પૂછપરછ કરવી પોતાના અને પ્રિયાના હિત વિરુદ્ધ જણાયું. " તેમ વાજતુ ગાજતુ તોરણે તો આવશેજ; અને વાગશે ત્યારે જાગશે " એમ નિશ્ચય કરી તેણે ગતનો શોચ ન કર્યો. એક વાર–બે વાર–ત્રણવાર વાંચી છાતી સરસા દબાવેલા પત્રનુ સ્વપ્નમાં મનન અને નિદિધ્યાસન વારંવાર થઇ ગયેલું એટલે તેનો ગૃહિતાર્થ હૃદયમાં ભરાયો હતો, લેખાર્થ જિવ્હાગ્રે હતો. તેનુ ઉત્તર આ કુટિલ દાસીદ્વારા મોકલવાનો વિચાર છોડી દેઈ તથા અન્ય અનુચરને પણ અનુચર જાણી તેણે ગાનને દૂતી બનાવી, પવનને વાર્તાહર કર્યો. હાથમાં સારંગી લેઇ તેણે પ્રિયાનો લેખ ગાયો અને તેના પ્લુત સ્વરને પુચ્છે ઉત્તરને પણ જોડયો. અર્થ સમજ્યા વિના માત્ર રાગમાં ગૂલતાન થનાર અન્ય જનનુ તેને ભય ન લાગ્યું. ભીત્તિની–અંધકારની–દ્વારની–પટાન્તરની અને એવી અનેક નગરીયો વટાવી પવનનાં મોજાં ઉપર ચઢી હવાએ પ્રિય વસંતના કર્ણઆગળ નીચે પ્રમાણે અક્ષરશઃ સંભળાવ્યું.

" જોઈ માધવ લીધી સર્વ સુખની બાધારે
માધવ વિણ ઘેલી તૂર કુમારી રાધારે. ૧

નવ રાખીયે આવડું જોર હું તો કન્યારે
રહી દૂર પ્રજાળો ગાત્ર એ તો અન્યારે. ૨

તમે તોડયો લાજનો કોટ નેણુને બાણેરે
આંખ મિંચું નીચો માંહ્ય તોય પરાણેરે ૩

થઇ રક્ષક ચોરો ચિત્ત ઘટે નહિ તમનેરે
હોય ક્ષત્રીજાયો વીર નડે નહી અમનેરે. ૪

આતો ખાતાં પીતાં નિત્ય લાગ્યા છો લમણેરે
આવે નિંદર જો ઘડિવાર સતાવો છો શમણેરે. ૫

વરસો છો નૌતમ મેહ સ્નેહનો વ્હાલારે
ક્યમ વેઠી શકે એ ભાર અસેતી બાળારે. ૬

રીબાવો છો મ્હારાજ ચંદ્રની સાથેરે
જ્વાલામુખી નાખોછોરેરાજ ફુલને માથેરે. ૭

નહિ ઠામ ઠેકાણું નામ કુળ સમજાયરે
મ્હારા ચિત્ત તણો આ ચોર ન તેથી ઝલાયરે. ૮

વિનવું મૃત્યુને રોજ આવવા પાસેરે
એને લાગે તમારી બ્હીક તેથી નાસેરે. ૯

કરો કરવું હોય તે રાજ કહ્યા મેં તો "માન્યારે"
કરો હૈડું કોમળ લેશ છેયા છો માનારે. ૧૦

મ્હારો હાથેળીમાં જીવ રમાડોછો શાનેરે
હદ આવી રહી હવે વીર તુટે તાણેરે." ૧૧

મેઘાડંબરમાં વિરાજિત અને પરિચિત જનુથી પરાજિત કુલકન્યકા વસંતવિલાસિનીએ છાતી ઉપર હાથ દાબીને, શ્વાસ ઉચ્ચો ચ‌ઢાવીને, ઓઠ ઉપર આંગળી ધરીને, નયન ઉપર નિષ્કંપ રાખીને, ઈષત્ પ્હોળુ વદન કરીને, અને કર્ણમાર્ગ ખુલ્લો મુંકીને, સ્વરચિત-મોહમંત્રનુ લલિત પદ સાંભળ્યું, અનુભવ્યું. અન્ય ઉપર મિથ્યાપવાદ આરોપણ કરનાર પોતાના મન ઉપર હાસ્ય કરી, પ્રથમ પત્રમાં પણ નિર્દયતા ધરનાર પોતાના અંતઃકરણનો તિરસ્કાર કરી અને અવિદગ્ધ છતાં આટલી અસર કરનાર પોતાની બુદ્ધિથી આનંદ ધરી—વસંતવિલાસિની સન્મુખ જોઈરહેનારી પ્રિય સખીના ઈષત્ હાસ્ય તળે દબાઈ—ચંપાઇ. એટલુંજ નહિ પણ રક્ષણ અને ભૂષણને માટે જન્મ પ્રભૃતિ પોતાની કરેલી લજ્જાથી તે ઘેરાઈ—રોકાઈ. પણ એટલામાં ગીત આગળ ચાલ્યું—રાગ બદલાયો—

" ચિત્ત લે છે વસંત છિનાવી.
સ્વર કાજે કોકિલ ધરી કંઠે સર્વ અંગ ખિલાવી

ત્રિપુટી સમીર શરીર સજીને કામની ભગિની આવી
ખરી માધવ મન ભાવી—ચિત્ત લે છે— ૧

કમલ નયનની છેક સમીપે ભ્રમર નયનને નચાવી
કંઇ કંઇ ભાવ વિકાસ કરે હેલિ અધર પ્રરોહ હલાવી
ઈષત્ વપુ ભવ્ય નમાવી ચિત્ત લે છે— ૨

જાદવવંશજ માધવને જયમ રાધા ગોપ બનાવી
નિજ કુળ ઉચ્ચ ગણી ખૂબ પ્રાલે રીત વસંતની આવી
ગુણે આત્મીય પ્રસાવી—ચિત્ત લે છે.— ૩

જડતાને આગળ પ્રેરીને પાછળ આતપ લાવી
દુઃખથી તારી દુઃખ વધૂ દે મધ્યે રંગ જમાવી
તદપિ મ્હેં લીધી વધાવી ચિત્ત લે છે.''— ૪

પવન ઉપર ચ્હડી આવતાં પદ રૂપી તરંગોથી ત્રણપટ વેગ ધારી વિવિધ વિકારો તેના કોમળ અંતઃકરણના પુલિન ઉપર ઉછળવા લાગ્યા. કુલલજ્જાની સહજ બંધાયલી પાલ તુટી તેનીજ સાથે પ્રિય સખીની, માતાની, પિતાની–દેવની પણ આયના ખુટી. સ્નેહસિંધુએ મર્યાદા મુકી આ કુલજા રૂપી ધરાની ઊપર રેલ ચ્હડાવી તેમાં તેને ડુબાવી. અંગનાં સ્ફુરણ, પ્રસ્વેદનાં ટપકાં, મુખના સીત્કાર, હૃદયના ધબકાર, નયનનાં ઘુર્ણન અને ભ્રમરનાં સ્પંદનથી વસંતવિલાસીનીયે હાથે કરીનેજ પોતાનુ હૃદય પારદર્શક કર્યું.

પોતાનાજ મકાનમા રહામ સ્વરના દ્વારા ઉપર માધવે વસંત ઉપર સ્નેહધારા વર્ષાવી તેમાં બાહ્યાન્તરે ન્હવાઈ જઇ, આ રતિએ મદનપતિની મોકલેલી ગુલાબ, માલતી, બકુલ, ચંપક આદિ પુષ્પોથી પણ અધિક સુગંધી વાળી હૃદયાંજલિ સ્વીકારી. સ્વીકારતાં સ્વીકારતાં ચમત્કૃતિથી ચમકતી, ધ્વનિથી ધમકતી, ગૌરવથી ગ્રહાતી અને અલંકૃતિથી અખડાતીકન્યાએ કાન શબ્દમય કરી નાખ્યા, નયન સ્વરૂપમય કરીનાખ્યાં, અને અંતઃકરણ તન્મય કરી નાખ્યું. પૂર્ણ વિશ્વાસ, પૂર્ણ પ્રેમ, પૂર્ણ સત્કાર, અને પૂર્ણ સ્વીકાર આદિ સર્વ યોગ્ય પૂર્ણતાઓના દર્પણ જેવા આ પદ્યમાં તેણે આ-

યનામાં નળને દમયંતીની પેઠે તેને ભાળ્યો, ન્યાળ્યો. છેવટ પદ્યનો અંત આવ્યો. પણ તેના છેલ્લા પ્લુત સ્વરે ઉચ્ચે આકાશ તોડયું, નીચે પાતાળ ફોડયું, તો આ કિશોર બાળાના કોમળ હૃદયની તો શીવાત? અવસાન સમયે વિત્તહર રાવણનો જીવ રામચંદ્રમાંજ લય પામ્યો, અને પ્રતાપહર શિશુપાળનો જીવ શ્રીકૃષ્ણમાં પ્રવેશી ગયો તેમ આ ચિત્તહર કાવ્યનો પ્લુત સ્વર વસંતવિલાસિનીમાં લીન થઈ ગયો. અને જાણે પતિના અભિનંદન જેવા આ પ્લુત સ્વરરૂપી ગર્ભ ધારીનેજ તે અલસથી વિલસિત થઇ, ભારથી મંદગતિ થઈ, હર્ષથી વિકસિત થઇ, અભિરૂચિથી ભોગેચ્છુ થઇ. બગાસાંમાં સ્નેહસૃષ્ટિ જણાવતી કૃષ્ણની લઘુ મોહમાયા જેવી આ બાલિકાએ કંપથી ભય બતાવ્યો, અશ્રુપૂર્ણેક્ષણથી શ્રમ બતાવ્યો, બાહુ સ્વસ્તિકથી અધૈર્ય બતાવ્યું અને અંગુષ્ટાલેખથી લજ્જા બતાવી. તે આનંદને હીંચકે ચ્હડી, આશાને વિમાને બેઠી પણ મૌન્યનાં ડચુરાથી ગુંગળાઇ, મોહના અંધકારમાં ગરકાઇ. જાણે આમજ સદા પ્રિય પતિની પાશમાં પ્રસાયલી રમીશ એમ સૂચવવા તે પ્રિય સખીના બન્ને બાહુ મધ્યે ઉત્તમાઙ્ગ મુકી કેટલોએક કાળ તો આનંદૈકરસ ચાખવા લાગી. અને ગાયન બંધ પડયા પછી પણ જાણે ફરી ફરી તે ગીત ગવાતુ હોય, જાણે ફરી ફરી સારંગી સૂર પૂરતી હોય, જાણે ફરી ફરી ગાનસરિત તેના ઉપર રેલાતી હોય, જાણે ફરી ફરી તે શબ્દોરૂપી મોતી કર્ણદ્વારા હૃદય સંપુટમાં મુકી જીવતંતુ સાથે પરોવતી હોય એમ વસંતવિલાસિની હાથનાં, વદનનાં, નયનનાં તથા આખાઅંગનાં ચાલનથી અંતર્ભાવ પ્રકટ કરવા લાગી. અનુકૂળ સમય જાણી ફુલી પણ વસંતે માનીલીધેલા વરના ગુણનુ સંકીર્ત્તન કરી, અતિશયોપમાને પણ વક્રોક્તિથી હીનોપમા બનાવી પ્રેમના છોડનુ મૂળ ઊંડુ ઘાલવા લાગી. વસંતના સમયે તેને વેલાસર ફાલ આણ્યો.

એમ કરતાં કરતાં જ્યારે રજનીએ આ વિશ્વરૂપી પોતાના પ્રિય પતિનુ ગાઢાલિંગન કરવા માંડયું, જ્યારે જરીનો અને ઝીકનો શ્યામ વાગો પેહેરી આકાશમહિલાએ ચંદ્રવદન દેખાડી પૃથ્વી ઉપરની ચંદ્રાનનાઓને વિહાર–સમય સૂચવ્યો, જ્યારે રીસાઈને આડે માર્ગે ચાલ્યા જતા પોતાના ચિરંજીવી નભના રાજા ચંદ્રને લલચાવવાનેજ મહાસાગરે મોતીના છડા ઉચ્ચે ઊછાળવા માંડયા, જ્યારે ગીજડ બનેલી દુર્ગનગરીઓની પેઠે દિશા-

ઓએ ભણકાર વર્ષવા માંડયા, જ્યારે આખો દિવસ નિરંતર સેવા કર્યાથી શ્લથ અને શ્રમિત થએલા દક્ષિણ પવનના અસ્ફુટ બડબડાટ સંભળાવા લાગ્યા, જ્યારે ઉદ્યોગથી છવાઈ ગએલી નિદ્રાએ બ્રહ્માસ્ત્ર મારવા માંડયાં, જ્યારે અભિસારિકાના અભિસાર, દ્યુતકારનું દ્યુત, વિલાસીના વિલાસ, રસિકના રાસ અને મદ્યપનું મૌર્ખ્ય ગોપિત કરવા મહા માયાએ ચંદ્રાતપમાં પણ કૃષ્ણ પર્જન્ય કરવા માંડયો અને જ્યારે સ્ત્રીઓના નખથી કામે, અને પ્રાસાદના તલથી ચૌરજને આરોહણ કરવા માંડયું-અરે-જ્યારે પ્રેમમય, અર્થમય, જ્ઞાનમય, રસમય અને ધ્વનિમય ગાયનથીજ હોય એમ મેના પોપટ આદિ પણ શરમાઇ સંમૂર્છના વશ્ય થવા લાગ્યાં, ત્યારે પ્રિયતમની વાતોથીજ પેટ ભરવાનો નિશ્ચય કરી વસંતવિલાસિનીએ આ કુમારની કંઈ કંઇ પાછલી વાતો કરવાનું શીરૂં કર્યું. પણ એટલામાં કંઇ ખડખડાટ થયો અને શબ્દ સંભળાયો. એકદમ બે સહીપણીઓએ છાતી ઉપર હાથ મુકી સાંભળવા માંડયું. એવામાં સામે કેસરી આવી તેથી એમની શંકા દૂર થઈ. પણ તેમને આવી સ્થિતિમાં જોઈ કેસરી ભડકી. અને તે ભડકી એવું ફુલીએ જાણ્યું તેથી તેણે પુછ્યું. " કેસર ! કુમારની સેવામાંથી આટલી રાત્રે અહીં ક્યાંથી ? " શો ઉત્તર આપવો તે એ પ્રશ્ન પુરો થતા પહેલાં ખોળી કહાડી કેસરી બોલી, " એ કુમાર તો આવ્યાછે અહીં ને ઉભા છે બારણે-મળવાને." વસંત સસંભ્રમ બોલી, " બ્હેંન ! આપણે હવે શું કરીશું ? કેમ જોવાશે એ મહા પરાક્રમી વીરના સામે ? ભ્રમરમાંથીજ શુદ્ધ વિચાર ખોળી કાંહાડી તેને ચ’ડાવી ફુલી બોલી, " કેસર ! એમ હોય નહિ. કન્યાજનની પવિત્રતાને કલંક લગાડવા એ રાજપુત્ર અહીં આવેજ નહિ. " વસંતઃ-" પણ એમછતાંયે એ આવ્યા હોય ત્યારે?" કેસરી લાગ આવ્યો જાણી બોલી, " નજ આવે ત્યારે હું તો ના કહું છું એ કુમારને. મ્હારે શું"? ઉતાવળીયણ વસંત બોલી, "ના, ના, બ્હેંના એમ શું કરે છે જે. આવી ક્યાંથી" ? કેસરીઃ-"ત્યારે જોને વસંત બ્હા ! તમે કહોછો તેમ રોજ આ ફુલડી મ્હારી પાછળ પડી છે. મ્હેં કુમારને આણ્યા માટે એ ના કહે છે. " રીસ કરીને ફુલીઃ- "કેસર-આ રીત સારી નથી. અત્યારે અહીં રાજકુમાર આવે તો તે લાખનો હોય તોયે અમારે રાખનો છે. અવિનીત પુરૂષ સાથે વ-

સંતબાનુ હૃદય જોડાતું નથી; માટે બોલ સાચું. મશ્કરી છે કે ખરી વાત?"
કેસરી:-"હું કંઇ ત્હારી નોકર નથી. ત્હારા જેવી તો બહુએ આવીઓ ને બહુએ ગઇઓ. આ કુમારને હું લાવી તે ત્હારા મ્હોંને લાવી હઇશ, ખરુંની? જો વસંતબા, આજ રાત્રે તમને મળવું અથવા ન મળાય તો મરવું એવો નિશ્ચય કરી કુમાર આવ્યા છે. હવે કેહે, તાહારે શું કરવું છે?" આથી બીચારો વસંત સુડી વચ્ચે સોપારીની દશાને પ્રાપ્ત થઈ. તે કેસરી સામે વિનયથી જુવે અને ફુલી સામે વિનયથી જુવે. ના કહેતાં જીવ ચાલ્યો નહિ-હા કહી સકાઇ નહિ. અંતે દૃઢ નિશ્ચય કરી ફુલી બોલી, "કેસરી કંઇ દગો છે. બોલ, કહી દે ખરેખરું! રાજકુમાર અથવા વસંતબાનુ ચિત્ત હરનાર માધવસિંહ અત્યારે આવે નહિ માટે કહી દે ખરેખરું. નહિ તો ઉઠાડું છું રાજમાતાને. બોલ, કોણ આવ્યું છે અત્યારે આ રાજ ભવનમાં"? કેસરી કંપી-ડરી. હવે કાળક્ષેપ તેને જીવક્ષેપ જેવો લાગ્યો તેથી કરગરતી વસંત ઉપર દયાની તથા ખીજતી ફુલી ઉપર ક્રોધની દૃષ્ટિ નાખી આ કુટિલાએ પાછું ગમન કર્યું. ફુલી બારણાં વાસવા ગઈ. વસંત સ્તબ્ધ બેસી રહી.

એટલામાંજ કાળા કંબલ ઓઢીને-વદનને ઢાંકીને પાંચ યમ જેવા દારૂણ દેખાતા પુરૂષોએ આવી વસંત અને ફુલીના મ્હોંમાં ડુચા ઘાલી બેયે ને ઉપાડી. પોતાની પ્રિય ભર્તૃદારિકાને છુટી મુકાવવા ફુલીએ ઘણાંએ ફાં ફાં માર્યાં, પણ વ્યર્થ. "બહુ દહાડે લાગમાં આવી છું" એવા કંઈક પરિચિત શબ્દોથી તથા વસંતના સીત્કારથી આ બીચારી ફુલની કળિથી પણ કોમળ ફુલી મૂર્છિત થઈ ગઇ. પછી તે ક્યાં ગઇ, તેને કોણ લઇ ગયું, રસ્તામાં શા શા બનાવ બન્યા, તે કયાં પડી, વસંત ક્યાં રહી, તેનુ તેને કંઇ પણ ભાન રહ્યું નહિ.

---

## પ્રકરણ ૨૨ મું.

### વા'રે ધાયો.

મધ્ય રાત્રીનાં ચોઘડીયાં મૃદુ મૃદુ વાગવા લાગ્યાં હતાં. કોઇ ચેતન-

નો સંચાર• નહોતો તે પ્રસંગે હાથમાં દીવો ઝાલી ભર્તૃદારિકાના શૂન્ય દેખાતા• વાસગૃહમાં એક સ્ત્રી ગઇ. સર્વ વેરમ્ ખેરમ્ થઇ ગએલું જોઇ એક ક્ષણ અને એક ક્ષણજ તેને કંઇ શોક થયો-તેનાં ચક્ષુમાંથી અશ્રુ ઝર્યાં. પણ તુરતજ પોતાના મનને ઠપકો દેઈ, પોતાની નબળાઈને તિરસ્કારી, પોતાના હોઠ દબાવી તે આગળ પાછળ જોવા લાગી. પછી એક તાકુ ઉઘાડી તેમાંથી સોનાની કુંચીઓનુ લુમખું લેઈ તેમાંની એક વડે એક સારી શીશમની ચિત્રિત ઘટ પેટી તેણે ઉઘાડી. તે ઉઘડતાંજ મંત્રિત જળથી ભૂત અથવા અડદથી મુસળખંડીની પેઠે તે અંજાઇ ગઇ-ખસી ગઈ-પણ તે થોડીવારજ. પોતાની પ્રિય ભર્તૃદારિકાના સ્પર્શથીજ પ્રભા તથા નિર્મળતા ધારણ કરતાં કંકણ, કંઠી, કડાં, કલ્લાં, કાંટા ઇત્યાદિ રત્ન ખચિત અલંકારને પુનવત્ પેટમાં ઘાલતી આ સ્ત્રી ( અને તે કેસરીજ હતી ) ને વાંકમાં પણ વાંક આપનાર મહા ઉદાર અને ભોળી રાજપુત્રીના ગુણ તેનુ રૂપ, તેનો વિશ્વાસ, તેના આલાપ, તેનાં લાડ, તેની શિક્ષા તેનાં પાલણ અને તેનાં પોષણમાંથી કશુંયે યાદ આવ્યું નહિં-આવ્યું તોતે કશું કરી શક્યું નહિ. "પશ્ચાત્તાપ" અથવા "ગુણજ્ઞતા" એ શબ્દો તો આ સ્ત્રીના કોષમાંજ નહોતા. તેથી "રાત થોડી ને વેશ ઘણા " એમ, બડબડતી કેસરીએ બીજી પેટી ઉઘાડી તેમાંનાં અમૂલ્ય બાંટ, સાડી, અંબર આદિના છેડા ગાંઠી એક દોરડુ બનાવી રાજપુત્રીના ભવનને કઠારે બાંધ્યું. આખા જગતની સ્ત્રીયોની હિમ્મત પોતે એકલીમાંજ રાખી આ દુષ્ટા, છાતી સરસા અલંકાર અને કટિસરસી તરવાર• ધારીને, કચ્છોટો વાળી, પવૈની પેઠે સરર સટ વિજળીની ત્વરાથી હેઠે ઉતરી પડી અને ત્યાંથી થોડે છેટે જઈ સઘળો " ભો " ઠેકાણે કરી આવી. ચારે પાસે નજર ફેરવી પણ કોઈ તેની નજરે ન પડયું તેથી હરખાતી હરખાતી, પોતાના કુટિલ કર્મમાં ઈશ્વરની સહાય માનતી માનતી, અનેક વિચારો કરતી કરતી, જે દોરથી ઉતરી હતી તેજ અમૂલ્ય વસ્ત્રના દોર ઉપર આ નટી ચડી ગઈ. એક કાર્ય થયું. બીજું થયું. હજી બે વાગ્યા નથી તેથી ત્રિજુ અને ચોથુ કામ કરવાને તત્પરા કેસરી ચાલી-જ્યાં પેલો કુમાર વસતો'તો ત્યાં.

અહીં તો, રોગનુ કારણ બંધ પડયું, નીરોગિતાનુ ઔષધ રામબાણ

મળ્યું, જીવિતાધિક વસ્તુ પરોક્ષ હતી તે પ્રકટ થઇ, ચિત્તહરના ચિત્તહર બન્યાનુ ભાન થયું, તેથી કુમાર માધવસિંહ, પોતાના પ્રાણુ પડિકે બાંધનારી, જતાં જતાંયે દૃષ્ટિનો દોર સાંધનારી પ્રાણુ પ્રિયાના વિચારમાં લય પામી, વિજનની નિર્ભયતાથી પોતાસાથેજ નિર્ભય વાતો કરવા લાગ્યો હતો. "ત્યારે," તે બોલ્યો, "કેમ ન જણાઇ એ મત્તકેશિની ? નયનથી મધુર રસની ધાર વર્ષાવી આ દેહ રૂપી બકુલવૃક્ષને પ્રફુલ્લિત કરવા કયમ અત્યારસુધી ન આવી એ કુલકન્યકા? શો અંતરાય આવ્યો? શું વિઘ્ન નડયું ? વિઘ્ન ? નહિ ! નહિ ! ત્યારે મ્હારો એને અભાવ આવ્યો ? ગીતની અસર ન થઇ ? અથવા સાંભળ્યું નહિ ? કે મ્હારી કિસ્મત થઇ ગઇ ? એમજ ! અહો? શાં મ્હારાં ફાંફાં? આવી ઇંદ્રાણીને પણુ લજ્જિત કરનારી કન્યાનો હાથેવાળો થવાનો હોય તો આવો સમય મ્હારે હોય ? હા ધિક્ ! અથવા મ્હારા જેવા મૂઢને તે એ કન્યા ખલે ? ત્યારે મને રોગ મટાડવાનેજ એ દયાળુ કન્યા માંણુ માંણુ આવી હશે ? દૈવ જાણે! પણુ લાવ્ય, તે અત્યારેજ નક્કી કરૂં. સંશય કરતાં આમનો કે તેમનો નિશ્ચય શો ખોટો? ત્યારે એ ખબર શું કરવા કહાવે? ગમે તેમ, પણુ અત્યારે–મધ્ય રાત્રીએ એ કન્યાજન અને પરાધિન સરલા બાળાના એકાન્ત ઉપર પગપ્રસાર કેમ થાય? પણુ આધિ વધેછે. માથુ ફરેછે. અધૈર્યનુ રાજ્ય થઇગયું.શું કરૂં?પેલી કુટિલદાસી સાથે સંદેશોમોકલું?પણુઅરે!એવ્યભિચારિણી મનેજ લલચાવવા આવનારી–તેની સાથે અત્યારે વાત કરવાનો વિચાર પણુ કેમ થયો ? ત્યારે કેમ કરવું ? કેમ શું કરવું? આ પ્રાણુ ભલે જાય, ચિત્તભ્રમ ભલે વધે, દેહ ભલે રીબાય, અથવા ભલે ગમે તે થાય પણુ મ્હારા અન્નદાતાની કન્યાપ્રતિ મ્હારો અવિનય—એ વાત હોય નહિ. અથવા એ રાજપુત્રીજ મને કેવો ધારે ? વારૂં, ત્યારે અત્યારે તો એની મનહર છબિનુજ ચિંતન કરૂં." એમ ગણુગણુતો ગણુગણુતો આ પાંજરે પુરેલો સિંહ, ભાન અને નિદ્રાને સાથેલાગાં વદાય કરતો, યૌવનમાંથીજ કામને વશ થયેલો, અને અબળા બાળાથી જિતાયલો, આમ તેમ ભવનમાં ને ભવનમાં ફરવા લાગ્યો. વળી કંઇ આવેશથી તે બોલ્યો, "ત્યારે એ અસ્વસ્થતો નહિ હોય કે? કોણુ જાણે? બાકી એની પ્રીતિ તો સાચી છે. અરે ! પ્રભુ ! એને દુ:ખ દેવું હોય ત્યારે તો એનુ દુ:ખ મનેજ આપજે. અ-

ર ! એ ફુલ મ્હારા જેવી દશા શી રીતે ભોગવે ? હે દીનબંધુ ! દયાનિધે ! મ્હેં તો પૂર્વ જન્મમાં ઘણાંયે પાપ કર્યાં હશે પણ આ સુકુમાર કોમલાંગીની ખાતર હવે તો આ વિરહનો અંત વેહેલો આણજે. એક ક્ષણ પણ એને સુખી કરવાને આ દેહ કાષ્ટવત્ ઘસાવામાંયે સુખ માનશે, માટે હે અંબે ! એને મુક્ત કરવાને મને અવસર વેહેલો આપ.” આટલુ બોલે છે એટલામાંજ યોગ્ય અવસર જાણી છુટા વાળ રાખી અચિંતી કેસરી સામી આવી ઉભી રહી. પ્રિયામંત્રના જપથી, વિરહાગ્નિના તાપથી, કે સાન્દ્રલયથી પતિત કરવા આવી હોય એવી સાક્ષાત્ અવિદ્યા જેવી સન્મુખ આવી ઉભેલી આ સ્ત્રીને જોઇ આ ક્ષત્રીયનો બાળ પણ સ્તબ્ધ બની ગયો. પરંતુ તે સ્ત્રીનાં કંઇ લઘુ ચિહ્ન જોતાં રગે રગે ક્રોધ વ્યાપવાથી તેની નિશ્ચલ આંખો રક્ત થઇ ગઇ. તેથી તેણીનાં પ્રેમાળ નયન, અર્ધ ઉઘાડી છાતી, સુરેખી દંત, રક્ત ઓઠ, ધવલ કંઠ, નાજુક હાથ, અને છુટા વાળથી લાભમાં દેખાતુ તેનુ પૂર્ણ સ્વરૂપ અહીંતો હવામાં હવાઈની પેઠે ઉડી ગયું. પરંતુ કામનુ વિષ રગેરગ વ્યાપી જવાથી આ દુરાચરણી સ્ત્રીએ એકદમ પેલા નક્ષત્ર જેવા ફુટડા કુમારને એવું ગાઢ આલિંગન દીધું કે પરપુરુષના સ્પર્શથી કરમાવાને ઠેકાણે પ્રફુલ્લ થતાં તેનાં સ્તનમુકુલ તેની છાતી સરસાં દબાયાં.

નટ જેમ જાળમાંથી, યોગી જેમ માયામાંથી, અને મલ્લ જેમ આહમાંથી તેમ આ ધર્મબુદ્ધિવાળો નર આ દુષ્ટ પરિરંભમાંથી મુક્ત થયો. અને મુક્ત થતાં વાંતજ “દુષ્ટે ! પિશાચિણી” એટલું બોલી તે તેને ધક્કા મારી હેઠે પાડી લાતે લાતે બાહાર ગરબડાવી પાડવાનુ કરતો હતો. તુરતજ તેને પગે પડી મહા કારમું રૂદન કરતી આ સ્ત્રી તેને વિનવવા લાગી,

કંઇ દયાથી, કંઇ પ્રજેતીના ભયથી, કંઈ પ્રિયતમા ઉપર દ્રષ્ટિથી આ તરુણે મંદિર બહાર જવાનુ તે કુલટાને મહા પ્રચંડ શબ્દોમાં ફરમાવ્યું. પણ અશ્રુમાં નયન, નિઃશ્વાસમાં કંઠ, કંપમાં દહ, શોકમાં ચિત્ત, અને સ્વેદમાં વદનને તરાવતી તરાવતી, અતિ કરુણ વિલાપ કરતી કરતી, ઘડીમાં છાતી અને ઘડીમાં કપાળ કૂટતી કૂટતી, પોતાના હતભાગ્યને ગાળો દેતી દેતી, અને આશ્રય માગતી માગતી, આ કુટિલ વામનયના વામાએ ગદ્ગદ કંઠથી કહ્યું, “મા–રા–જ–વ–વ–સં–બા–ને–હાય હાય–હેં હેં હેં–કો-

ઇ– હેં હેં હેં લેઇ ગયુ–રે મ્હારા બાપ ! હાય હાય. કોઈ ધાવરે ! ” ઝટ તેનો હાથ ઝાલી તેને ઉઠાડી વાત જાણવાનેજ જીવ રહ્યો હોય એમ તલપી રહી તે બોલ્યો,“હેં હેં! શું–કોણ લેઇ ગયુ? કેસર! કેસર બ્હેંન! શું? વસંતબાને કોણ લેઈ ગયું?”અસર બરાબર થઈ અને વેશ બરાબર ભજવાયો જાણી દુષ્ટા ડુસકાં ભરતી ભરતી બોલી, “શું કહું! હરામખોરો તેને લેઇ ગયા. પણ આપ વિના તેને કોણ છોડાવશે? ” “ હા ! ખરી વાત !” કહી તમર આવવાથી ઝરૂખાનેજ દાદર જાણી જેવો તે ઉતરતો હતો તેવોજ દુષ્ટાએ તેને પકડી લીધો. તુરતજ શુદ્ધિમાં આવી હેઠે ઉતરી, દરવાનના પ્રશ્નોને પણ ન ગણકારી આ પવનવેગી પુરુષ કોઇની પણ સ્પૃહા રાખ્યા વિના રાજપુત્રીની વા'રે ધાયો.

કાર્તિક સ્વામી જેવા આ મહા બલવાન્ સુભટનો સર્વ શ્રમ ઉતરી ગયો, સર્વ પિત્તો ચ’ડી ગયો; તેનુ સર્વ દુઃખ મટી ગયું, સર્વ સુખ સટી ગયું; તેની સર્વ ચિંતા સરી ગઇ, સર્વ વાત વિસરી ગઈ. દેહ, ગેહ કે સ્નેહમાંથી અત્યારે તો કશુંએ એની સ્મૃતિમાં ન આવ્યું. પોતાના અન્નદાતાનુ લૂણ હલાલ કરવાનો આવો રૂડો અવસર આવ્યો જોઈ, હરિશ્ચંદ્ર કરતાં પણ વધારે માની લીધેલા ઋણને વાળી આપવાનો સમય સમીપ ન્યાળી, પરોપકૃતિથીજ આ ક્ષણભંગુર જીવિતને સુફળ કરવાની વેળા પાસે જાણી, આ વીરજન, પોતાની ગર્જનાશક્તિ હરીલેનાર મેઘની શોધમાં ફરતા મહાવિકાળ સિંહની પેઠે, આ ઝમઝમતી ઘોર રાત્રીમાં રમ રમ કરતો,ધરાનેધમ ધમ ધમકાવતો, અશ્વને ચમકાવતો,પવનપુત્રવત્ પવનવેગે હીંડ્યો. ભયમાં પણ તે અભય થયો. અથવા તેને ભયનો વિચારજ ક્યાં થયો હતો? સો મૃગથી સિંહનુ બચ્ચુ શાનું બીયે જે ? તેમાં વળી માધવને તો આ કૃત્યમાં જીવ જાય તો પણ તે સદર્થેજ. એટલે પોતાથીજ સખનો રેહે એવા અશ્વને હંકારી મુંકતાં એણે ન જોયું મુહૂર્ત કે ન જોયા શકૂન. મૃગયા રમવા જતાં દોડતા દુષ્યંતના અથવા દમયંતીનુ પુનર્લગ્ન કરવા જતા ઋતુપર્ણના રથનો વેગ આથી વધારે નહોતો.

ધનુષ્યમાંથી છુટતા રઘુના બાણની પેઠે એક પલકવારમાં દૃષ્ટિ બાહેર થતા આ મેહેલવાન પટાયતની પૃષ્ટ દીઠી એટલે કેસરીને તો કંઇ વિચિત્ર વિકારો થવા લાગ્યા. ધારેલુ તેણે પાર પાડયું. હવે કર્તવ્ય બાકી રહ્યું

નહિ. પાસાં ન ખાઇ ગયા. પોબાર પડી ચૂક્યા. પણ બાહ્ય ઉપાધિમાં અંતરાધિ ગુંગળાઇ ગએલી તે સતેજ થવા માંડી. પ્રથમ તેને ભય લાગ્યું. તેની ચારે તરફ જોતી જોતી, પડછાયાથી પણ ડરતી ડરતી, પોતાના પગના ધ્વનિથી પણ હબકતી હબકતી, મહા શ્રમે કાળજુ ચોકશ રાખતી રાખતી, આ વિંછણે સુખનિદ્રામાં સુતેલી મહારાણીના પલંગ પાસે સાપણની પેઠે જઇને, ત્યાંજ શયન કર્યું. પણ તેને નિદ્રા કેવી? જડતાની પ્રતિકૃતિ છતાંયે નિદ્રા દુરાચરણી પાસે તો નથી જતી. એટલે તેના ઉપર વિકારો ચ'ડી વાગ્યા. ભયે પોતાની ભગિની ચિંતાને બોલાવી. અને આ બે દાખલ થયાં એટલે અધૈર્ય, ઉચાટ, અને પશ્ચાત્તાપે તેના દેહને તો હલાવ્યો-કંપાવ્યો પણ તેના અંતરના તો શતધા કટકા કરી નાખ્યા. તાંતણેજ જીવ બંધાઇ રહેલો હોય એમ તેને વેંણાચુંટા થવા લાગ્યા. લોભે અને ક્રોધે ઘણું કર્યું પણ એમાંથી કોઇ ન ફાવ્યા. દાસ્યમાંથી મુક્તિનુ સુખ, શ્રીમત્તાની અનુકૂળતાઓ, "બા, બા" નુ માન, અને રાજ્યના વૈભવની સાથે ફુલી જેવી શત્રુને ધાપ માર્યાનો સંતોષ, એનાં કલ્પનાનયન આગળ નૃત્ય કરવા લાગ્યાં અને વિચિત્ર ચિત્તાકર્ષકતાઓ દેખાડવા લાગ્યાં તો પણ હરાતી-લૂટાતી ભર્તૃદારિકાની વ્હીલી અને ઓશીયાળી તથા આર્ત્તા છબિ રૂપી અસિ કાચે તાંતણે માથા ઉપર ટાંગેલી તેને ભાસી. તેથી તેના કલ્પિત સુખના દૂધમાં ઝેર મળી ગયું. જાણે રાજપુત્રીનુંજ ભૂત તેની છાતી ઉપર ચ'ઢી બેસતું હોય, તેને ગળે ડચૂરો ઘાલતું હોય, તેને તરછોડતું હોય, તેને તિરસ્કારતું હોય એમ તે બંધાઇ જવા લાગી. મિંચેલી ચક્ષુઓની પણ અંદર આવી ફુલીનુ ભૂત તેને સોયા ગોચતું હોય તેથીજ તેણે નયનો ફટાર રાખ્યાં હશે. સર્વથા પારકાને દુઃખ દેવાની શિક્ષા મનના આધિમાંજ આવી રહી છે. જાણે તેના ગળામાં સતી ફુલીના નૃયનમાંથી નિકળતો અગ્નિ ઉતરતો હોય તેમ તે સૂકાવા લાગ્યું. જાણે ડાહ્યલી વસંતવિલાસિનીના લઘુ કરપ્રહારથી એનુ સર્વ રક્ત વેરાઈ જતું હોય એમ તે શુષ્ક થવા લાગી. વસંતબાની ખબર પૂછવા પાછલે દ્વારથી આવતાં રાજા રાણી તો જાણે તેના બરડાને ખીલાજ મારતાં હોય એમ તેનાથી ન ચતાં સુવાય કે ન ઉંધાં સુવાય.

તે વિચારવા લાગી, " આ વાત સવારે ઉઘાડી પડશે. મ્હારૂં નામ તો આવવાનું નથી. પણ કદિ કોઇએ દિઠું હશે તો ? હાય હાય ! ત્યારે તો મ્હારે ગાલ્લે ચ'ડીનેજ આવ્યું તો ? અરે બાપ ! હવે હું શું કરૂં ? પણ જા, જીવ, એમ તે શું ગભરાછ ? કોણ ત્હારૂં નામ દેવાનુંછે ? ત્યારનીએ માતાજી પાસેજ સુતીછું ની ? પણ ખરે, હું નહોતી ત્યારે એ જાગ્યાં હશે તો ? અરે, મ્હેં તે આ કામ શીદ કર્યું? બીચારી વસંતબા! એની શી વલે' થશે ? પેલો રોઝ જેવો એને પજવશે તે એનાથી કેમ ખમાશે ? બીચારી રડી મરશે. એણે તો જરાયે દુઃખ નથી દીઠું. એ તો બહુ રાંકડી છે. ને એણે મને શું કર્યું હતું. મ્હારૂં શું બગાડ્યું હતું ? ઉલટી મને તો ફુલને પાને રાખેલી. નારણ! નારણ!હવે હું શું કરૂં? કો'ને કહું? કહીદેઉ માતાજીને ? રાજાજીને ? છે તો દયાળુ. આટલું કર્યું તોયે મને જતી કરશે. ને વસંત તો મને ઉન્હી આંચે નહિ આવવા દે. બળ્યું ત્યારે સોનું; બળ્યા રૂપૈયા-ને આ છે તે તો હવે હું કંઈ એ રડયાને પાછી આપવાની હતી કે ? વળી વસંતનુંયે ઘરેણું ઠેકાણે કર્યું છે. ઘણુંયે છે. લાવ્ય ! ત્યારે કહી દેઉ. પણ રાંડ પેલી ફુલડી બહુ વસમી છે. એનુંતો કાત્યાયન કાહાડેજ છુટકો. મોઇ રાંડ એણેજ આટલાંવાનાં કરાવ્યાં તો! બધું એને પાપ. ને આપણે તો થોડા પૈસા બાંમણુંને આપીશું ને થોડા ગાયોમાં નાંખીશું એટલે 'પુણ્યે પાપ ઠેલાશે.' પણ વાત કહું-ત્યારે તો એ ફુલડી છુટે તો. તે એને તો રાંડને પાસે ઉભી રહી ને પજવાવું. વસંતબાએ એની બધી વાત કહી છે ત્યારથી એનું તો મ્હોં મને નથી ગમતું. પણ એ છુટે ત્યારે તો મ્હારી વલ્હે કરેજ તો. ત્યારે જે થાય તે ખરૂં-પણ વાત તો નજ માનવી. પણ ત્યારે વસંતબાનું કેમ ? કેમ શું? "ચોખા ભેગી ઈયળો બફાઈ જાય." આટલો વિચાર કરી અંતરમાં ઉંડી ઉતરી જઈ વળી પાછી જરા આનંદિત વદનથી વિચાર કરવા લાગી. " પણ આપણે તો એક પંથ ને દો નહિ પણ ત્રણ કાજ કરીએ. અત્યારે અહીંથી નાસી જઇ એ બ્હારવટીયાઓને મળું. ત્યાંથી વસંતને સમીશીળે છોડાવી તેને મોસાળ પો'ચતી કરૂં; રાજાની રાણી કે માનીતી થાઉ ને ફુલડીનાં ફુલાં રોજ પાડું. હા,હા! આ ઠીક. એમ કરતાં રાજા રાણી નાસીગએલી ધારશે તોહવે મ્હારે શી તેમની ગરજ છે? માટે એતો એજ! કોઈ દહાડો મ્હોંએ મ્હોં મળશે

'તોયે હશીને' વાત ઉડાવીશું. ને તેમ કરતાંએ હું તેમના જેવી થઈશ ત્યારે સરખે સરખાંમાં વગોવશે તો એ કહેશે સાંચું ત્યારે હું કહીશ જુઠું. માટે ચાલ-ઉઠ. ત્રણ વાગ્યા છે. હજી વખત છે." એટલું વિચારી સડક્ લેઇને સુતી હતી ત્યાંથી આ અનાર્યા બેઠી થતી હતી. પણ એટલામાંજ મહા ભયંકર સ્વપ્નમાંથી ઝબકી હોય એમ મહારાણી "હે નાથ!" એટલું ફાટે સાદે બોલી ચમકી ઉઠી, અને આમ તેમ ફટારેલે ડોળે જોવાલાગી. રગે રગે મહાતીવ્રશરની વેદના અનુભવતી અને મૃત્યુનાં શીત અને જડતા ધારતી કેસરી તો કેસરની પેઠે કોકડુ વળી ગઇ. કાળ આવી પો'ચ્યો જાણી તે તો કાળના બે પંઝા વચ્ચેજ આવી ગઈ, અને મગરથી ગળાતા મત્સ્યની પેઠે હાંફવા લાગી.

પણ આગળ પાછળ કંઈ ભય જેવું જણાયું નહિ તેથી સ્વપ્નને સ્વપ્નજ જાણી, જળપાન કરી, હસતી હસતી મહારાણી તો પોતાના નવરંગ રત્નજડિત પલંગમાં પાછી પો'ડી ગઇ-પણ નિદ્રા લેવાને નહિ. કાંકે દુષ્ટ સ્વપ્નના સ્પર્શથી પોતાને દૂષિત થએલી માનનારી મહારાણી, કોઇ ન જાગે એટલા માટે, ધીરે ધીરે ઇશ્વરનાં કીર્તન મૃદુ સ્વરે ગાવા લાગી. તેના પ્રભાતરાગે પ્રભાતને પણ વ્હેલું આણ્યું, તેથી નાસી જવાનો વિચાર વ્યર્થ સમજી આ કુલટા તો પોતાની વિક્રિયા છુપાવવા સોડો તાણી સુતી અને સ્હવારમાં શો વેશ ભજવવો, શી યુક્તિ કરવી, કેમ બોલવું ઇત્યાદિ ઉપર અનેક પ્રકારના વિચારોમાંથી કોઈનુ ગ્રહણ કરતી, કોઇનો તિરસ્કાર કરતી, કોઇને અજોળ રાખતી અને કોઈને પ્રિય કરી લેતી, મનના ઉદ્યમથીજ બાહેર નિરૂદ્યમ જણાવા લાગી.

---

## પ્રકરણ ૨૩ મું.

### અપાયના ઉપાય.

પ્હરોડ ફાટયું, અને વ્હાણું વાયું. પરંતુ નિત્ય વ્યવહાર અટક્યો. નગરના ઉત્તમાઙ્ગવત્ શોભતા રાજ્યમહાલયનો મુકુટ ઉડાવી દેવાને સૂર્યરાયે પોતાનાં સર્વ શર તેના ઉપર નાખવા માંડયાં કે જનાર આવનારની દૃષ્ટિને લાંબા કરેલા કર વડે આ ભુવનની અવદશા દર્શાવવા માંડી. તેથી

એ પથ ઉપર જનાર આવનાર સર્વે નાગરિકો તેને ઘેરી વળ્યા. અનેક પ્રકારના અનીષ્ટ તર્ક થતાં શીકા મ્હોંના ધણીયોના પેટમાં ફાળ પડી તેથી તેઓ એક બીજાના સામે જોઇ રેહે–પણ કોઇને કિંકર્ત્તવ્યતા સૂઝી નહિ. વાયે વાત ચાલી; ચાલીચાલી પ્રધાનને કાને ગઈ. ભરેલે હૈયે અને સજળ લોચને તેણે ખાત્રી કરી કે વસંતબા હરાઇ, ફુલી સાથે ગઇ અને ઓળખાણ વગર પોતાના કુટુંબનો કરી રાખેલો માધવસિંહ ગુમ થઈ ગયો. વસ્તુયાથાર્થ્ય કળવામાં આવ્યું એમ માની તેણે શોકને કાર્યની ત્વરામાં એમનો એમ ધકેલ્યો અને સ્નાન કરવા બેઠેલા નૃપતિને તથા પૂજા કરવા બેઠેલી રાજમાતાને વૃત્તાન્ત કેહેવરાવી સંદેશો કાહાવ્યો કે "ગતનો શોચ વ્યર્થ છે અને અપાય ઉપાયરહિત નથી." પછીથી "મ્હારા કાર્યભારમાંથી વસંતબાનુ અપહરણ કરનારના પ્રાણલેઇનેજ લુસતું મ્હોં દેખાડવું" એવી પ્રતિજ્ઞા કરી મહા સમર્થ, પ્રતાપવાન, કુળવાન, ગુણવાન, અને નિપુણ પ્રધાન આખા રાજ્યના જીવિતસ્થળે રહેનારી, સર્વને આનંદ આનંદ આપનારી, અને અનેકનાં દુઃખ હરનારી રાજપુત્રીની શોધને અર્થે ઉદ્યોગ કરવા લાગ્યો. મહારાજાધિરાજ કેસરીસિંહના ક્રોધનુ શાન્તિજળ, પ્રજાના સુખનો અક્ષિણ બાહુ, અને રાજભવનનુ નવલરત્ન એવી સદૈવ નમ્ર વસંતવિલાસિનીના અકાળ, અકારણ, અને અયોગ્ય વિસર્જનથી દીન થએલી, મૂઢ બનેલી અને શોક ભરેલી, ગરીબડી પ્રજા તો, આ રાજાપ્રજાના વિશ્વાસસ્થાન, બુદ્ધિના સાગર, ધૈર્યના ભંડાર, વિચક્ષણતાના ગિરિ અને દીર્ઘદષ્ટિના ક્ષિતિજ એવા રૂડા પ્રધાન સામે જોઇજ રહી. મિત્રમાં દયા, શત્રુમાં ઉપહાસ અને પ્રજામાં શોક ઉત્પન્ન કરનારૂ પોતાનુ રૂદન તેણે ચક્ષુ અને હોઠ બાહેર નજ આવવા દીધું. પણ બારણે ન નીકળી ગએલુ દુઃખ કીનાનુ રૂપ લેઈ રગે રગ વ્યાપી ગયું. તેથી એકે એક તેણે રાજ્યભુવનના ખાસ મંડળને પોતાપાસે બોલાવ્યું. જોનારના હૃદયને વગર અગ્નિએ પ્રજ્વલિત કરતો, તે, કયા શિકારને પકડી લેવો તેનો વિચાર કરતા ચિત્તાની પેઠે, તાકીને ઉભો રહ્યો. શોકથી કે ભયથી રક્ત સરે ત્યાં સુધી અશ્રુ સરાવતાં આ સેવકોમાં સર્વથી વિશેષ વ્યથા ભોગવનારી અને બતાવનારી કેસરીના છુટા થઇ ગએલા કેશમાં, રાતાં થઈ ગએલાં નયનોમાં, સૂકા પડી ગએલા ઓઠમાં, ઢીલા પડી ગએલા ચરણમાં, જીવને ખેંચતાં ડુસકાંમાં અને શોકનાં સર્વ ચિહ્નોમાં, જળ દૂધ જૂદ

પાડનાર આ. રાજહંસે અથવા શળેલી અને ચોખ્ખા કણો જૂદા પાડનાર પારાવતે-રોગ દિદ્ધો-ગુન્હો વાંચ્યો. તત્ક્ષણ તેના ઉપર ભ્રમર ચ્‌ડાવી તેનો હાથ હથેલી રૂપી સાપેણની ઝુંડથી એવો દબાવ્યો-ખેંચ્યો કે તેને અંગે-અંગે લોહીની તસો આવી અને તેનાં ચક્ષુ ચ્હડી ગયાં. તે લથડી પડી, પણ નિર્દય આહ છુટયો નહિ, તેથી અધુકડી ટંગાઇ રહી. "હાય હાય, બાપજી, મ્હારે શું છે? હું શું કરૂં?" એટલા બોલ બોલતાં બોલતાંમાં તો તેનો ચોટલો ઝાલી તેને વિંછળી નાખી, બીજાએલા ભુવડથી પણ વધારે ક્રૂર બની ગએલા રાજ્યના પ્રધાને તેને પોતાને ઘેર મોકલાવી દીધી.

રાજ્યનુ રક્ષણ કરવાને માટે અવશ્ય જોઈએ એટલી રાખી, બાકીની સેનાની ન્હાની મ્હોટી ટુકડીઓ કરી, પ્રધાને તેમને જૂદી જૂદી દિશાઓમાં, જૂદે જૂદે નાકે, અને જૂદી જૂદી વાટોએ મોકલી દીધી; અને તેમને આજ્ઞા કરી કે "ધરતીના છેડા સુધી વસંતને ખોળો. દૂનીયા પાર તે ગઈ નથી. માટે જ્યાં હોય ત્યાંથી તેને બાંધી લાવો. "પણ," તે દાંત કચરડી બોલ્યો, "તેના સાથીઓને કાપી નાખી તેમના ટુકડા કરી નાખી તેમનાં માથાં એક માસની અવધિમાં મ્હારા સામે રજુ કરો નહિ તો જે વલેહ તેના અપહરનારની તેથી માઠી તમારી." સદૈવ હર્ષમાં ખીરૂદાવનાર અને ઇનામની વાર્ત્તાઓ કરનાર પ્રધાન આમ બોલે, તે સંભ્રમનેજ લીધે, એમ ધારી સેનાએ તે આજ્ઞા માથે ચ્‌ડાવતાં પ્રધાનનો અવગુણ ન લીધો, અને વાંચનાર! તું પણ ન લેઇશ. કાંકે મહા દુઃખનો માર્યો પ્રધાન અત્યારે તો પ્રધાન નહોતો પણ સાક્ષાત્ ક્રોધ હતો. અને ક્રોધ શું ન કરે?

આ સંસારમાં થતાં જે અયોગ્યાચરણ-તેમાંનાં નીમે ભાગે ક્રોધથીજ ઉત્પન્ન થાય છે એમ કહેવામાં લગારેખોટું નથી. ક્રોધ રૂપી યોદ્ધો જેને ઝાલે છે તેને નીચોવી ઘાયલા મૂળા જેવો કરી નાખે છે. ક્રોધથી પિતા પુત્રને હણે છે, પુત્ર માતાને હણે છે, બાઇ ભગિનીને વિષ આપે છે, સાસુ જમાઈને રમાડી દે છે. ક્રોધથી કેટલી આત્મહત્યાઓ થઈ? ક્રોધથી કેટલા નિકળી ગયા? કેટલા વેરાગી થયા? ક્રોધ રૂપી વિંછીનુ બચ્ચુ જેનામાં ઉત્પન્ન થયું તેનેજ પ્રથમ ખાય છે. ખરેખર! ક્રોધનો ધકધકતો અગ્નિ પોતે બળે છે અને બીજાને બાળે છે. ક્રોધે પતિ પત્નીના વ્યવહાર છોડાવ્યા, મિત્રોના સ્નેહ તોડાવ્યા, ડાહ્યાનાં

ડા’પણ ડુબાવ્યાં, માનીનાં માન મુકાવ્યાં. અહો ! શું ક્રોધનુ પ્રબળ ? તેણે કોઇને ન મુંક્યા. પણ તેણે કો’નું સારૂં કર્યું કે તેના વિના આ સંસારનો કોઇયે માનવી ચલવતો નથી ? અથવા તેતો પોતાનો સ્વભાવ દિવસે દિવસે વધારે સતેજ કરે છે, છતાંયે એવા દુઃખદ શત્રુ સાથે શી મનુષ્યને મિત્રતા ? જાણે છે કે એ પેઠો એટલે જેના જેના સંબંધમાં આવશે તેને દુઃખ દેશે છતાંયે એનો ત્યાગ લોક કેમ નહિ કરતા હોય ? અહો !

“ क्रोधोहिशत्रुःप्रथमंनराणाम्

देहस्थितोदेहविनाशनाय”

એ વાક્યનો ક્ષણે ક્ષણે અનુભવ થયા છતાં મનુષ્યનુ શું અજ્ઞાન અથવા અસામર્થ્ય ? અરે ! સમર્થને ક્રોધ થતો નથી. અશક્તિમાંથી ક્રોધની ઉત્પત્તિ છે. સમર્થ પુરુષ પોતાની ઈચ્છા બળથીજ પુરી કરે છે. પણ તે પુરી ન પડયેથી અસમર્થ પુરૂષો ક્રોધનો આશ્રય લે છે. બાકી ગુણવાળી, ધર્મી અને સર્વ રીતે સુશીળ અબળાઓ પણ ક્રોધને વશ થઇ પોતાનાં પેટનાં છોકરાંને હતાં નહતાં કરી નાખે ? નહિજ ! અને સંસાર ત્યાગ કરી વન સેવનારા ગરીબ અને દયાળુ ઋષિયો સહજ વાતમાં પોતાના ક્રોધનો આવિર્ભાવ મહા ઉગ્ર શાપમાં કરે ? નિઃસંશય Anger is a short madness. એ કોઇ અનુભવીનુ વાક્ય ખરૂંજ છે. ક્રોધનાં ચસ્માં ચ’ડાવી દૃષ્ટિ ફેરવનાર વ્હાલાને વેરી દેખે છે, નિશ્ચયને સંશય માને છે, અકર્તવ્ય ને કર્તવ્ય લે’છે. જેણે ક્રોધની શિક્ષા માની તે જીવતોજ મુંવો છે; કાંકે આને આ અવતારમાં તેને ચિરકાળ સુધી પશ્ચાત્તાપની ધમણમાં બળવું પડે છે. અહો તેનાથી થતી અનર્થપરંપરા પણ કેવી મહતી ? આપણા નિત્ય વ્યવહારમાં ગુન્હાના પ્રમાણમાંજ શિક્ષા હોય છે—અને તે પણ એક કાળમાં. પણ આ ક્રોધની તો વાતજ જુદી. જે ક્ષણે તેની ચીનગારી હૃદયમાં મુંકાવી તે ક્ષણેથીજ તે વ્યથા કરે છે-ક્લેશ કરે છે, પછી અનુતાપ પ્રકટે છે. તેમાંએ તેની ઉત્પત્તિ અને સ્થિતિ અલ્પકાળ અને તેમાંથી થતો પશ્ચાત્તાપ યાવજ્જીવ ચાલવાનો. તદપિ ક્રોધ નથી છાંડતો. વધતા ઓછા રાગદ્વેષની ચાંખ ઉપર ચ’ડેલાં મનુષ્યોને સર્વ સ્થળે ઇષ્ટાપત્તિઓ નથી હોતી. એટલે અવિચ્છિન્ન ચાલતા પ્રભાવમાં અટકાવ થતાંજ અક-

ળામણુ થઇ જાય છે. અને આજ કાલના મેઘની પેઠે જ્યાં ફાવ્યું ત્યાં ખુસુ નાંખવાને તે ક્રોધ તૈયાર હોય છે. જુવોને ! નળ જેવા ધર્મરાજાએ દમયંતી જેવી ધર્મપત્ની ઉપર ક્રોધ કર્યો તે માત્ર પેટનુ પુરૂં ન થયાથી-જ ! અથવા આ ડાહ્યા અને ગંભીર તથા ધીરા પ્રધાનને કાળા મ્હોંના ક્રોધનુ મ્હોં જોવું પડયું તે માત્ર વસંતબાનો ખરો પત્તો ન મળવા-થીજ. અને આટલાજ કારણથી " રાંડ ઉપર શૂરા અક્કર્મી માંટી " જેવો બની તેણે પોતાની પ્રિય સેનાને અકારણ ધમધમાવી.

પણ ડાહ્યો એટલે તે ઝટ સમજી ગયો કે ચિરકાળથી દેશનિકાલ કરેલા કલિને લાગ ફાવ્યો તેથી તેણે આટલું અયોગ્ય ભાષણ કરાવ્યું. તુરત

" રે ક્રોધ ! યોધ ! તુજ બોધ હવે જવા દે
હાવે લગાર ઉપશાન્તિ મને થવા દે
સદ્બુદ્ધિને ગ્રહણથી કર મુક્ત ભાઇ
તોડાવવા ન મથ સૈનિકની સગાઇ".

એવાં નીતિનાં અને વિનયનાં વેણ હૃદયાન્તર્ગત ક્રોધને કહી, તેને વદાય કરી આ તીવ્ર પ્રજ્ઞ પુરૂષે પોતાનો સઘળો ચારવર્ગ બકોર્યો. કોઈને સન્યાસી, કોઈને ફકીર, કોઈને ભીખારી, કોઈને વ્યાપારી, કોઇને કાપાલિક, કોઈને અલ્લમસ્ત, કોઇને કાપ્રડીયા, કોઇને ફેરીઆ, કોઇને અઘોવાઇયા, કોઇને વહાણવટી, કોઇને માઉ, કોઈને દેસાઈ, કોઈને શ્રીપુજ, કોઈને ગોસાઇ એમ સર્વેને જૂદે જૂદે વેશે બનાવી તેણે રાજપુત્રીની શોધને માટે તેમને સત્વર પ્રેરી દીધા. તેમાં કોઇ તો જોષ જોતા જોતાજ ચાલ્યા—કોઈ ટેલ નાંખતા નાંખતા હીંડયા—કોઈ વૈદુ કરતા કરતા ગયા અને કોઈ વેદપાઠ ભણતા ભણતા શુકલજી થઈને સંચર્યા. આટલું કરતાંએ તેને સંતોષ ન થયો, જંપ ન વળ્યો. તેથી રાજભવનમાંથી નિઃસૂરી, એક અશ્વ ઉપર ચ્ડી નગરની બાહેર જતાં જતાં, તે પાદરમાંથી કંઇ અચાનકજ ગુમ થઈ ગયો. પણ મધ્યાહ્ન કાળ વટી ગયા પછી, દુષ્કાળના ખડ્ગથી કે જ્વાળામુખીના કોપથી કે પિંડારાની લૂટથી ઉજડ થઈ ગએલા જીર્ણારણ્ય જેવા દેખાતા દુઃખમય નગરમાં નિઃશ્વાસ નાંખતો નાંખતો, ભરાઇ આવતાં લોચન લ્હોતો લ્હોતો, સકરૂણ વિલાપ સાંભળતો સાંભળતો, મેંશ ચોપડાઇ હોય એમ લજાતો લજાતો, અશ્વ ઉપર છતાંયે ખર ઉપર બેઠો હોય એમ પોતામાં ને

પોતામાં સમાતો સમાતો—પાછાં પગલાં પડતાં છતાંયે આગળ ધપી, તે પોતાનેજ ઘેર આવ્યો. અહીં પેલી દુષ્ટા કેસરી ક્ષુદ્ર દેવની બાંધાઓ રાખતી, રડતી અને ઉપાયો ખોળતી, હિમ્મત હારતી અને પકડતી, માથે હાથ મુંકી બેઠી હતી ત્યાં જઈને, હાથમાં એક નાગી તરવાર પકડીને, ગાય ઉપર સિંહ, ભેંશ ઉપર વાઘ, કે ચક્લી ઉપર બાજની પેઠે આ રણધીર એ રંડા ઉપર તૂટી પડ્યો.

રાજપુત્રીની શોધમાં આંખ્યો ગયાથી જાણે તે સ્થળે અગ્નિના અંગાર મુકયા હોય એમ પ્રચંડતા ધારણ કરીને, મહાશોકથી પડી ગએલા દંતને ઠેકાણે સર્પના વિષગય દાંત મુંકીને, શૂન્ય થઇ ગએલા હૃદયમાં ધન અને સુતરહિતા વિધવાના હૃદયની ક્રૂરતા ભરીને, ફીકા પડી ગએલા દેહમાં ભૈરવની ભયંકરતા ધારીને, આ ઉત્કટ સુભટ, જીવ લેવાને આવતા યમને પણ ઉછાળી નાખે એવી તેની ઉછળતી છાતી ઉપર ઘોડો કુલંગીને જાણે તેને ચાવી જવા, કાપી નાખવા, ખુંદી નાખવા, કે પીંગળાવી દેવાનેજ બેઠો. કુપિત થએલા આઠ રૂદ્રની સાથે નૃસિંહેજ જાણે તેના દેહમાં વાસો કર્યો હતો.

બ્રહ્માણ્ડનાથી પણ અધિક ભારનો અનુભવ કરતી છતાંએ આ કુટિલા સ્ત્રી બરૂની પેઠે કંપતી હતી. પ્રથમથીજ જેનુ ભય હતું એવો 'આ 'નઠારો પ્રધાન' આગળ ને આગળ આવ્યો. હવે તો માનીદીધેજ સિદ્ધિ છે, એવા વિચાર કરી, અઠ્ઠાણુ વશા કહી દેવાનો નિશ્ચય કરી, પ્રધાનની ચળકતી તરવારમાં પોતાનુ મૃત્યુ પ્રત્યક્ષ જોતાં તે નિશ્ચયને દઢ કરતી તે ભાગ્યા તુટચા અક્ષરથી બોલી, " જવા દો મા-બાપ. ફ્કડી દઉછુ બગધુએ. " કંઇક આશાથી, કંઈક કાળક્ષેપથી, કંઇક આ અબળાના સ્ત્રીત્વના ભાનથી, અગ્ર શિખરે ચ'ડેલો ક્રોધ ઢીલો પડચો—વચકળ્યો. તેથી શોણિતથી પણ પેહેલાં વાર્તા કહાડી લેનારી આ પોતાની વિલક્ષણ તરવારને આ પ્રધાને બાજુ ઉપર મુંકી અને કહ્યું, " બોલ ! ખરી વાત શી છે?" આ વેળાના શબ્દો, વર્તણુક અને આકૃતિમાં કંઇ વિશેષ ભય ન જણાવાથી આ ચપલાના ચપલ મને કંઇ બીજોજ અચલ નિશ્ચય કરી દીધો. એટલે પછી તો ઘણીયે યુક્તિયો કરી, ઘણીયે લાલચ આપી, ઘણીયે જાળો પાથરી, ઘણીયે ભીતિ દેખાડી, પણ પ્રધાન, એ તલમાંથી તેલ નજ

કહાડી શકયો. દીન, કરૂણુ, અર્થરહિત અને અસત્ય તથા કપટમય વચન બોલતે બોલતે આ પાપાએ, વાતને ઉડાવી, કપટને હરાવ્યું, ક્રોધને હંફાવ્યો, મારને થકવ્યો, ચાતુર્યને ચૂકાવ્યું, ભાનને ભમાવ્યું, ચિત્તને ચળાવ્યું ને તર્કને ભૂલાવ્યો. પ્રધાન કાયર થયો-થાકયો. બીજુ કંઇ કર્તવ્ય રહ્યું નહિ. તેથી કેસરીને તો પોતાના પાપને માટે પશ્ચાત્તાપ કરવાને માટે નિર્જન કારાગૃહમાં એકાન્તના ચાબખાનો માર ખાવાને રવાને કરી, ધક્કો વાગ્યો હોય એમ તે એક ગાદી ઉપર ઉભો ઉભો પડયો. આપત્કાળમાંથી નિઃસરી જવા જેટલા સૂઝયા તેટલા ઉપાયો કરતા સુધી અન્ય રસ્તે દોરાયલું પ્રધાનનુ મન નવરૂં પડતાં શોકના સમુદ્રમાં ઝબકોળાયું. "અરે રે!" તે રડતો જાય ને બોલતો જાય, " મ્હારા કાર્યભારમાં આમ? ઓ રાજપુત્રી ! તેં આ શું કર્યું? મ્હારા ઉપરનો તો જવો પણ આટલાં વર્ષ પર્યંત ઉછેરી ને મો'ટી કરનારાં ત્હારાં માતાપિતા ઉપરનો ત્હારો સહજ પ્રેમ કયાં ગયો ? બ્હેંન ! વસંતબ્હેંન ! આતે શું કહેવાય ? શો ગજબ! કયાં ગઇ ત્હારી ભીરૂતા ? ક્યાં ગઈ ત્હારી લજ્જા ? કયાં ગયું ત્હારૂં ડા'પણુ? અને આ શું સૂઝયું તને ? અથવા આમજ કરવું હતું ત્યારે હમે કયાંસુધી જીવવાનાં હતાં ? વળી ત્હારી શી ગતિ થશે ? ફુલનાંયે પગરખાં તને ખુંચતાં હતાં. તો હવે અમને કષ્ટ કરે એવા કાંટા ત્હારા કમલથી પણ કોમળ પાદદ્વયમાં વાગશે ત્યારે તું શું કરીશ ? કો'ને કહીશ ? કોણુ ત્હારી સહાય ? કોણુ તને પાણી પાશે ? કોણુ ભોજ્ય આપશે ? કોણુ બરડે હાથ ફેરવશે ? અરે ! ત્હારૈં ઉપરાણુંએ કો'નું ? ધૂર્તને અને ત્હારે શી સગાઇ ? શો સ્નેહ ? પેટને માટે રખડી ખાનારા ત્હારા અલંકાર લેઈ તને પતિત કરી રઝળતી મુંકશે ત્યારે શી વલ્હે થશે ત્હારી ! બેટા !, અરે રે! શિવ, શિવ, શિવ, હે ભગવન્, રક્ષણ કરજે એ કેળનુ ? બાપુ! એ ધૂર્તથી તું કેમ છેતરાઈ ? શો મોહ એ ગૃઢચારીમાં. પણ એવી શંકા ત્હારા ઉપર કેમ લવાય ? એવી શંકા લાવવી એ જીવતાંજ મુઆજેવું છે. ત્યારેશું તને કોઇ હરી ગયું ? હરીગયું ? એમજ તો. નહિતો ક્યાં ત્હારી ઈચ્છા પ્રમાણે લગ્ન કરતાં કોઈએ અટકાવ કર્યો હતો ? હરીજ ગયું, અને તેમાં ત્હારો શો દોષ? પણુ બ્હેંન વસંતવિલાસિની ! ત્હારૂં હરણુ કરનારના પ્રાણુનુ હરણુ આ-ત્હા-હારા બાપનો ચાકર-સેવક-ગોલો કરશે, કરશે, કરશે.

પણ હાય ! લોકમાં શું મ્હોં દેખાડીશું ? શું કહીશું ? કોણ માનશે ? અરે રે ! આ કાળે મૃત્યુ પણ સંતાઇ ગયું; રાજકુમારી ત્હારી આ અવસ્થાજ જોવાની હતી તો તું જનમતાંજ કાં ન મોઈ ? અરેરે ! તું સ્વેચ્છાથીજ હરાયું ઢોર બની હોય તોઃ——ક્યાં ગઈ ત્હારી ભોળપની આરશી જેમાં ત્હારૂં અંતઃકરણ પ્રકાશતું હતું ? ક્યાં ગયું ત્હારૂ શીયળ જ્યાં પ્રજાનુ મન રાચતુ હતું ? અને ક્યાં ગયું ત્હારૂં ધૈર્ય જેમાં કુવિચાર ગુંગળાઇ જતા હતા ? અરેરે ! આ હતભાગ્યનુ લોકોમાં શું કહેવાશે ? વગર ભણેલી દેવી કામસેનાની ભણેલી ગણેલી પુત્રીએ આમ કર્યું ત્યારે શું કેહેશે લોકો વિદ્યાને ? કેવું કલંક દેવાશે સ્ત્રીકેળવણીને ? પણ આમ વિલાપમાંયે શો નફો ? આ વિલાપ તું કંઈ સાંભળનારી છે? માટે લાવ્યની, હુંજ બ્હેંનની ખોળમાં નિકળી પડું. ? પણ રાજ્યને કોણ સાચવે ? હરિ, હરિ, હરિ ! અદ્યાપિ પર્યંત રાજ્યભાર તથા વ્યવહારભાર માથે લેઈ સ્વપ્ને પણ દુઃખનુ દર્શન ન થવા દેતાં સપરિવાર રાજા રાણીને સુખમાંજ કાયર કરી દેનારો અમાત્ય-હું-તે આમ અપાયરહિત હરાયલો બની ગયો ? અને તે મ્હારી ઉછેરેલી-રમાડેલી-મહારાજાની કન્યાથીજ! સર્વથા દુર્દૈવનોજ પરિપાક છે. જો તું મૃત્યુપરાયણ થઈ હોત, જો તું લગ્નપરાયણ થઈ હોત, જો તું જળપરાયણ થઈ હોત, કે જો તું અગ્નિપરાયણ થઇ હોત તો-હાય, આમ વેદના ન થાત. પણ હું જીવતાં સતી કામસેનાની પવિત્ર અને પુજ્ય કુખ લજાય? જે કુખમાં જન્મ ધરવા ઋષિયો જેવા પણ કશીમાં કર્વત મુકાવે અને મ્હારા જેવા તો અવતારના અવતાર આશા રાખ્યાં કરે તે સતીની કુખમાંથી આવી પ્રસૂતિ ? અથવા હું જીવતાં ત્હારૂં હરણ ? હાધિક્-શતવાર-અરે લાખવાર ધિક્ મ્હારા બંદોબસ્તને.”
આમ બડબડતો-રડતો-કકળતો-કપાળ કૂટતો, પ્હોંચા કરડતો, પગ પછાંડતો અને હોઠ પીસતો કાર્યભારીમંડળનો અગ્રસરી, દ્યુતમાં હારેલા નલ કે કાબાથી લૂંટાયલા અર્જુન જેવો આ રાજ્યનો પ્રધાન, ભૂખ્યો, તરસ્યો અને થાકેલો, નગરચર્ચા જોતો દ્વાર બારણે નિકળવા લાગ્યો. પણ એને શું જોવાનુ હતુ ? જાણે પોતાના શોકભાવનો ચેપ લાગ્યો હોય, જાણે પોતાના વિકારોનાં પ્રતિબિંબ પડયાં હોય, જાણે પોતાની સ્થિતિનો સર્વ સ્થળે ભ્રમ થયો હોય એમ આ ક્ષીણ પ્રધાને ઘેર ઘેર આત્મજાના હરણના દુઃખ,

અને અપકીર્ત્તિના ભારથી મરણાધિનતા પ્રત્યક્ષ જોઇ, અનુભવી. "હવે શું કરીશુ ?" "હાય, હાય !" "આપણાં શાં દુર્ભાગ્ય ?" "હવે કેમ જીવાશે ?" "કેમ મ્હોં દેખાડાશે ?" "દીકરીની લાજ સચવાશે?" ઇત્યાદિ સંકષ્ટના આર્તશબ્દમય નગરમાં નિઃશ્વાસના પવન વાતા હતા, અશ્રુનો વર્ષાદ થતો હતો, વક્ષસ્તાડનના મેઘ ગાજતા હતા અને નયનોન્મીલનની વીજ ચમકતી હતી. અત્યારે તો આ નગરમાં પ્રસ્વેદ ગ્રીષ્મ ઋતુને અને કંપ શિશિરને સૂચવતો હતો. વળી આ નગરમાં આ શોચ્ય પ્રસંગે વ્યાપાર અને દેહમાંથી કસ ઘટી ગયો, સટી ગયો, મટી ગયો. તેમાં હરતાલ ધંધામાં પડી, ચિતા હૃદયમાં અડી અને જડતા દેહે ચ'ડી. પોતાની સાથેજ આ નગરમાંથી રાજપુત્રી, સ્નેહ, આનંદ, ઉત્સાહ, વિલાસ અને ભભક ધમક લેઇ ગઈ હોય એમ આજે તો નથી માને સ્તનંધય ધવરાવવું ગમતું, કે નથી ભાઇ બ્હેનને રમવું ગોઠતું, નથી સ્ત્રી પુરૂષને સામે જાવું ગમતું, કે નથી પિતા પુત્રને બોલવું ગોઠતું. નાગરિકોની વાતોમાં અ્હીંડીયાપણું આવ્યું હતું, તેમના વિચારમાં વસંત આવી હતી અને તેમના મનમાં આધિ આવી હતી. તેથી સર્વથા પ્રજાની સ્થિતિ દયામણી હતી.

અને તે સર્વ પ્રજાનો રક્ષક, તેના દુઃખનુ નિવારણ કરનાર, તેના સુખને માટે નીતિમહોદધિ મથનાર, રાજ્યાતપમાં અખંડ તપનાર, પણ અધિકારરહિત બનેલા જેવો પ્રધાન—તે પ્રજાના વિચિત્ર વિવિધ આલાપ રૂપી મણકાઓમાં ચિત્તરૂપી સૂત્રને પરોવતો પરોવતો, જયાં ત્યાં નર્સાબ અને પડછાયાની પેઠે શોક અને શૂન્યકારને બે ડગલાં આગળ નિર્ખતો નિર્ખતો, રક્તથી ત્યજાયલા વદન ઉપર મૃત્યુનો ફીકો કૂર્ચ ફેરવતો ફેરવતો, લજ્જાના ભારથી ભૂમિમાં પેસતો પેસતો, જાણે આ નગરનો ત્યાગ કરતો હોય એમ આગળ હીંડયો—બાહેર નિકળ્યો. શોકરાહુથી ગ્રસ્ત થએલો આ ભૂમંડળનો ચંદ્ર અન્યસ્થળે પરિક્રમણ કરવા લાગ્યો. ચિંતાપનોતીને પગ તળે ડબાવી સીતા જેવી વસંતની શોધ કરવાને આ નૂતન હનુમાન આગળ ધપવા લાગ્યો. પણ આમ બહુવાર ન ચાલ્યો એટલામાં એણે કંઇ સકરૂણ વિલાપ સાંભળ્યા. તેથી તે નગર બાહેરના વેરાનમાં એકલો હાલ્યા ચાલ્યાં વિના કેટલીએક વાર ઉભો રહ્યો. ઘણી વાર થઇ. અગીયાર વાગ્યા.

બાર વાગ્યા. પણ ક્ષણે બહુ થતું, ક્ષણે મંદ પડતું અને ક્ષણે તુટક પડતું રૂદન બીલકૂલ બંધ ન પડ્યું. આગળ છળ કંઈ જગ્યા જણાય નહિ. તદપિ આ વીરજને નિરાશાને ન ભજી. છેલ્લે મધ્યરાત્રી વેટી, અને ઘટીએ એકનો ટકોરો વગાડ્યો ત્યારે સામેના એક પોલા ઝાડમાંથીજ હોય એમ એક કાળો કંબલ હોડેલો મનુષ્ય હાથમાં કડીયાળી ડાંગ ઝાલીને આવ્યો. તેની ચાલથી, તેની ઉધરસથી, તેના મ્હોંના આચ્છાદનથી, તેમાંથી દેખાતાં તેનાં નયનોના ચળકાટથી, પ્રધાને તે બાહુક કે બ્રહ્મરાક્ષસ જેવા બિભત્સ નરને ઓળખ્યો, તેથી, આશ્ચર્ય, ભય કે ચિંતા રાખ્યા વિના-પણ આતુરતારાખીને "સલામ, રામ રામ" કર્યા વિના તે બોલ્યો, "કેમ મિત્ર! મોહનસિંહ, કેમ કંઇ પત્તો?" શ્વાસનેજ બ્રહ્મરંધ્રમાં ઉચ્ચો ચ્હડાવીને એક ક્ષણ વર્ષતુલ્ય ગણતો તે ઉત્તરને માટે જાણે પોતાનો જીવજ તેના ઓઠ આગળ લેઇ ગયો. આ આગ્રહ મોહનસિંહ સમજ્યો તેથી ઝટ બોલ્યો, "હાજી." ચિત્તને ઠેકાણે બેસાડી, શ્વાસના ઉચ્ચ ચ્હડેલા પૂરને નીચે ઉતારી, શ્લથ થએલા ગળામાં ખુમારી લાવી, અધર ઉપર હાસ્ય પ્રકાવી, પ્રધાને પોતાના મિત્રનો ખભો થાબડ્યો અને પુછ્યું, "તે ક્યાં છે? ચાલો લેઇઆવીએ તેને." પોતાના મિત્રનો ઉચ્ચાટ ઓછો કરી, તેની જિજ્ઞાસા પુરી પાડી અને તેની ઇચ્છા સફલ કરી, હવે રઘવાટ ન કરતાં મોહનસિંહ બોલ્યો, "મિત્ર, મ્હારાજાએ મ્હારૂં સર્વસ્વ હરી લીધું. મ્હારૂં ગામ, મ્હારો ગરાસ લુટી લીધું. અને તે શું કરવા? એ મ્હારી કન્યા"— એટલું કહી તે રડી પડ્યો. "મોહન, મોહન! આશું? આટલે દ્હાડે હવે? આ શું?" એમ કહી તેને ધૈર્ય આપી તેની છાતી સરસો હાથ ચાંપી પ્રધાને તેને શાં શાં વાનાં કર્યાં. પણ ડુંટીનો ઘાવ લાગ્યો હોય એમ મોહનસિંહ મહા ઉદ્વેગથી બોલ્યો, "શું કરૂં? તમે વચ્ચે છો. બાકી બુતાવત મ્હારાજાને કે છોકરાંનેં તો સરવેને સરખો શોક છે." પ્રધાન, "મિત્ર! આશું? કોઇ દિવસ નહિ ને આજ?" મોહનસિંહ, "ભાઈ, મ્હારી આ દશા? મ્હારી એકની એક પુત્રીનો કાળ? અને તે મ્હારી ઈચ્છાથી? અને તે મ્હારાજાના છોકરવાદી તરંગથી! હાય! શું કરૂં. પણ ઇશ્વરે બરોબર શિક્ષા કરી છે. તેને ઘેર તો ધીના બળે છે." પ્રધાન, "મોહનસિંહ! ક્ષાત્રવટ ચૂક્યા? અન્નદાતા ઉપર દ્વેષ હોય? તેના કષ્ટમ

રાજીપો ? મોહનસિંહ, " અરે હાય ! ક્ષાત્રવટ તો ગઈ કુસુમા"-તેટલું બોલી ફરી ગળગળો થઈ ગયો. તેથી પુનઃ પુનઃ તેને આશ્વાસન દેઇ, તેને વાત વિસરાવી, તેના અખાડામાંથી તેને હાથ લાગેલી સ્ત્રીને પ્રધાને મંગાવી. પણ ચકમકના અજવાળાથી જુવે છે તો, ખરે ! આતો ફુલી નિકળી, ને વસંત ન હોય. બન્ને મિત્ર એક બીજાના સામે થોડીવાર જોઈ રહ્યા. પછી મોહને પુછયું, " ત્યારે આ કોણ ?" " સરલા વસંતબાની કુટિલા દાસી તે આજે ! આનીજ સાથે વસંતબા ગુમ થઈછે," એટલા પ્રધાનના શબ્દથી મોહનસિંહ બોલ્યો, " તો ઠીકજ છે. એનાથી પગલું જડશે. એને રાખો કબજામાં ને મનાવો વાત. છેટું પડેછે, માટે હું તો જાઊં છું ખોળ-માં." એમ કહી આકાશમાં દોડતા મેઘની ત્વરાથી મોહનસિંહ તો કોણ જાણે કયાંયે ઉતરી પડયો. અને પ્રધાન પણ પોતાના અશ્વ ઉપર મૂર્છિત બનેલી ફુલીને નાખી આવા પ્રસંગને અનુસરતા અનેક વિચારોમાં રગદોળાતો રગદોળાતો એકલો એકલો ઘેર આવ્યો—અને ફુલીને એક બીજા ગૃહમાં રાખી, રાજ્યભવન તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૪ મુ.

### વૈષમ્ય.

પુત્રીના અપહરણ અથવા ગમનની વાત સાંભળીને-સર્વ રાજ્યથી ભ્રષ્ટ થએલા સપુત્ર હરિશ્ચંદ્ર તથા તારામતીથી પણ વધારે વેદના ભોગ-વતાં, દ્યુતમાં સર્વ રાજ્ય ખોઈને પુત્ર પુત્રી વિનાનાં બનેલાંનલ દમયંતીથી પણ વિશેષ ભૂઠાં પડતાં, અને પોતાના દાંપત્યના ઉત્પન્ન થએલા ફળ રૂપી શિશુને કંસે હરી લીધાથી તે નિમિત્તે અતિ ઉદ્વિગ્ન થએલાં વસુદેવ દેવકીથી પણ અધિકતર રૂદન કરતાં-રાજ્યાભિષેકને દિવસે વનવાસ સેવતા રામચંદ્રજીના વિરહથી મહા સંકષ્ટના સાગરમાં આમ તેમ આલોટતાં દશરથ અને કૌશલ્યા જેવાં આ નગરનાં રાજા રાણી માલતીના અપહરણથી અમાત્ય ભૂરિવસુએ ધારેલી ધારણા પાર પાડવા તત્પર થાય તો તેમના શોકબાહુલ્યના પ્રમાણમાં તે કંઇ મ્હોટી વાત નહોતી. પરંતુ તેમના મહા શોક અને કરુણ રૂદન તથા દીન આલાપનાં વર્ણનનાં પાનાં વાંચનારનાજ અશ્રુપાતથી ભીંજાવવા કરતાં પ્રથમ દિવસની આ રાજા

રાણીની અવસ્થા ઉપર પડદો નાખી દેવો એ ઉચિત લાગ્યું છે.

બીજે દિવસે ચોવીસ કલાકના વિરામથી, ચિરકાળની વિસ્મૃતિથી, દુઃખદર્શનના અભાવથી, મહા દુઃખની ઔષધિ રૂપી મૂર્છાના ભાવથી, રાત્રીના શીતલ પવનના પ્રતિક્ષણ આલિંગન તથા ધૂનનથી, અમૃતોપમ જલના અભિષેકથી, ચંદ્રના રૂપેરી કરસ્પર્શથી, કાલગમનથી, શોકના વ્યયથી, આશાનાં ફુટતાં અંકુરથી અને પરિચયથી શોકના શોકત્વના ઘાતથી, જાણે બ્રહ્માસ્ત્રથી મુક્ત થયાં હોય, જાણે નવા જીવે આવ્યાં હોય, જાણે સમાધિમાંથી જાગૃત થયાં હોય, જાણે મંત્રપાસથી છૂટયાં હોય, જાણે મોહનિદ્રામાંથી ઉઠયાં હોય, એમ આ પુત્રીથી રહિત થએલાં બે માનવી આળસ મરડીને ઉઠયાં. ટોળાથી વિરહિત હરિણદ્વંદ્વ જેવાં દેખાતાં; અને એકજ સમયે ગ્રસ્ત થએલા સૂર્ય ચંદ્ર જેવાં વદન ધારતાં, આશ્રયરહિત અને દુઃખભારસહિત થએલાં, પ્રજાના જીવ રૂપી મહારાજા કેસરી સિંહ તથા મહારાણી કામસેના રાજ્યભ્રષ્ટ થયાં હોય, સર્વમૂષિત થયાં હોય, બુદ્ધિરહિત બન્યાં હોય, મહા પાપના પુંજમાં ડૂબ્યાં હોય, મહા કલંકથી લજ્જિત થયાં હોય એમ પતિતવત્ દૈન્યને ધારી, ક્ષીણવત્ ધવલતા સજી, ગંડકવત્ નયન ફટારી, આલપંપાલ બોલવા લાગ્યાં, અગ્નિવત્ પોતે ધીકી બીજાને ધીકવવા લાગ્યાં અને રાજ્યસહિત રાજ્યમંદિરને કલિને સોંપી દેવા લાગ્યાં. " હે પુત્રી, હે પુત્રી, " એમ મહા કારમા સ્વરથી બોલતાં બોલતાં એ બન્ને જણ કોમલ વક્ષઃસ્થલ કૂટી કૂટી તેમાં ભરાયેલા શોક રિપુને તથા પરિજનનાં અશ્રુને સાથે લાગાંજ ખેંચી કહાડવા મંડયાં.

તેમના ઉત્થાનસમયે ચડેલા અશ્રુપુરમાં જાણે મનુષ્ય માત્ર તરતાં હોય, એમ આખુ રાજ્યભવન શોકમય થઈ ગયું. તદપિ આ શોકપ્રકરણના નાયક તથા નાયિકાની તો કંઇ વિલક્ષણજ સ્થિતિ થતી ગઇ. તેમને તો "અતિ ઋણિયાને ઋણ નહિ ને અતિ દુઃખીયાને દુઃખ નહિ." એ કહેવત યથાસ્થિત લાગુ પડી હતી. અતિ દુઃખમાં ગરકાયેલાં તેઓ તો દુઃખમયજ હતાં. તેમ તેમનું પાણી ઘટી ગયું, રક્ત ઉડી ગયું, વપુ ગળી ગયું, માંસ ખપી ગયું, ચર્મ ચીમળાઈ ગયું અને લાવણ્ય લપસી ગયું. જળસિંચન અને બીજવિના પણ તેમના કંઠમાં કાંટા ઉગવા લાગ્યા. તેમના નખમાં ધવલતા, નાડીમાં મંદતા, કાન્તિમાં ક્ષીણતા, ચિંતામાં ઉ-

ગ્રતા, હૃદયમાં શૂન્યતા, જિવ્હામાં શુષ્કતા, અને નિઃશ્વાસમાં ચપળતા, પોત પોતાની મેળેજ સમાઈ ગઈયો. તેમ તેમનામાં શોકનુ સ્થાન મૌન્યે લીધું, ધૈર્યનુ સ્થાન નૈરાશ્યે લીધું, શૌર્યનુ સ્થાન વૈરાગ્યે લીધું અને ડાહાપણનુ સ્થાન કુતર્કે લીધું. શોકસરિતામાં આવી રહેલાં આ બે કમલ પોતાની આંખરૂપી ફુટારેલી પાંખડીથી હાલ્યા ચાલ્યા વિના ટગર ટગર આશપાસ જોઇ રે'વા લાગ્યાં. શિયાળાના ઝાકળના આપાતથી ચણા ઉગીને ખાર ઉત્પન્ન કરે છે તેમ પુત્રીના વિરહાપાતથી બન્નેના હૃદયરૂપી ધરાતલમાં શોકે ઉગી નિકળી કટ્ટો વૈરમય ક્રોધ પેંદા કર્યો. અને આ બનાવનુ આ બન્નેને તો ભાન પણ ન રહ્યું. સ્વશક્તિ ગઈ અને અશક્તિ આવી, એટલે ક્રોધનુ જોર ફાવ્યું. અને આ રાક્ષસે તો રાત દિવસની સાથે લાગી લાંઘણ કરનાર સિંહની પેઠે પ્રથમ લાગમાં આવતા શિકાર ઉપર તુટી પડવાનો નિશ્ચય કર્યો. હૃદયમાંથી મસ્તિકમાં, ત્યાંથી નયનમાં, ત્યાંથી દાંતમાં, ત્યાંથી ઓઠમાં, ત્યાંથી જીભમાં, ત્યાંથી મૂચ્છમાં અને ત્યાંથી મુષ્ટિઓમાં અને છેલ્લે પદતલમાં પ્રવેશ કરી, તેણે આ શાન્તિસાગર દયાસિંધુ મહારાજાને ધ્રુણાવ્યો, ધિંકાવ્યો, ધમાવ્યો. તેથી જેમ અગ્નિની શિખા લાંબી થઈને પણ સમીપવર્ત્તિને બાળે છે તેમ મહારાજની રીસ કોમળ રાજ્યમાતાનેજ સ્પર્શી.

સ્ત્રીનો જીવ, એટલે ઘડી ઘડી અકળાઈ જાય તો ખરોજ. તેમાં વળી સ્ત્રીઓ ડાહીડમ હોય તોયે તેઓમાં એક એવો સ્વભાવ હોયછે કે તેઓ જૂની વાત વિસ્મૃતિના ખાડામાંથી ખેંચીને પણ રડે. તેથી વિલાપ કરતી કરતી તે બડબડી " રે મ્હારી ડાહ્યલી પુત્રી ! કેવી કહ્યાગરી? " કારણતો કંઈ નહોતું તદપિ આ શબ્દોમાંજ માંણુ ગાંણુ કારણુ ખોળી કાહાડી ક્રોધથી પરાભૂત રાજા ચ્હીડાઈ બોલ્યો, " મોઈ એ ડાહ્યલી હોય ત્યાંથી ! રાંડે કુળ તો બોળ્યું. પેટ પથરો પડયો હોત તો પંચાત મટત." ગમે તેવી, જતી રહી, દુઃખ દેઇ ગઇ, નામ બોળી ગઇ, તોપણ પુત્રી. અને તે માતાને કયારે અળખામણી લાગી ? એટલે રાણી રૂડતી રડતી બોલી, " દયાનાથ ! એમ શું બોલો છો ? લાખ તોયે આપણું તો પેટ. વળી એણે શું દિઠું છે ? " આ શબ્દો ક્રોધના ધુમાતા અગ્નિની હોળી કરવાને બસ હતા. તેથી યુદ્ધમાં સામા આવતા શત્રુને જોઇને હોય એમ ભ્રમર ઉ-

પર સર્પની ફણા ગંડાવી મહારાજા ધુરકયો; " ઉઠ, ઉઠ–જા–અહીંથી. જા–ત્હારી છોકરી સાથે. નથી જોવું ત્હારૂં મ્હોં. ભટકી ખાઓ તું ને ત્હારી દીકરી–કુદ્રિણિ! " " પ્રાણનાથ, આમ બોલાય ? " એટલું રાણી બોલતી હતી એટલામાં તો શબ્દમાં સમાઇ રહેલો ક્રોધ સ્પર્શમાં આવ્યો; અને અદ્યાપિ પર્યંત પોતાના તરફ ખેંચેલી, પ્રિયાર્હ, પ્રિયભાષિણી, પતિવ્રતા અને પતિતપાવની પોતાની એકની એક અંગનાને આ દયાળુ અને પ્રેમાલ નૃપતિએ તિરસ્કારથી ધક્કો માર્યો. અપૂર્વ અવમાનનાથી માનિનીને ડુંમો ભરાઈ ગયો. તે ચ્હડી ગઈ–ન હલાય, કે ન ચલાય–તદપિ નૃપતિને ક્રોધે છોડયો નહિ–તેથી તે બોલ્યો, " હજી ઉઠતી નથી. છોકરીને બગાડી ખરાબ કરી, ને શું મ્હોં દેખાડવા બેઠીછું?" ઉઠ–કે મારૂંછું લાત. "પ–પ–પતિ, ત–ત્ તમે આમ કરશો કે ? " એટલું બોલી અબળા મૂર્છિત થઇ ગઇ.

તેનો ત્યાગ કરી ઘેલા જેવો રાજા બીજા ખંડમાં જતો હતો–તેના સામો, લજ્જાથી નમિત, શોકથી વ્યથિત અને શક્તિથી રહિત પ્રધાન ધ્રુજતે પગલે, ધ્રુજતે હૈયે અને ધ્રુજતે દેહે આવ્યો, અને ધ્રુજતે હાથે પ્રણામ કરવા લાગ્યો. અન્યસ્થળે પડેલો ક્રોધ ખપીગયાથી, કે દીન બનેલા પુત્રવત્ પ્રિય પ્રધાનના દર્શનથી નૃપતિ ગળ્યો અને ગદ્ગદ કંઠે બોલ્યો, "હવે શું કરીશું? હિમ્મત રાખી, પ્રધાન બોલ્યો, "પૃથ્વીનાથ! ચિંતા પરી કરો. કાલે સ્હવારે બ્હેંન ઘેર આવશે." પણ આ વાતથી રાજાને કંઇ હર્ષ થયો નહિ. તેની સો શોકથી ભરેલી ગંભીર આકૃતિ હતી તેવીજ રહી, અને તે બોલ્યો, " શીરીતે ? અને આવશે તોયે શું ? આ બીજા પ્રશ્નનો ઉત્તર આપવા કરતાં જિવ્હાનાજ કટકા કરવા સારા માની પ્રધાને માત્ર પેહેલાનોજ જવાબ વાળ્યો, " પ્રાણનાથ, કેસરી તો કબજે હતીજ. અને ફુલી પકડાઈ છે. એટલે બ્હેંનનો પત્તો લાગશેજ લાગશે. તેમ હજારો માણસોને ચારે તરફ દોડાવ્યાં છે. તે પોતાના નાસી જતા પ્રાણ ર્હાવાને હોય એમ કાળજી અને ત્વરાથી તપાસ કરશે." ડોકું ધુણાવી રાજા બોલ્યો, " વારૂ! આવશે તો યે માથું કાપવા"–પ્રધાન આંખમાં ઝળઝળીયાં લાવી બોલ્યો–"પ્રભુ એમ ન કરો, આપના અને ઘરડાના પુણ્યે પરમેશ્વર સારૂંજ કરશે." આ વાત ઉપર કંઇ લક્ષ ન રાખી નૃપતિ બોલ્યો, "પ્રધાન, હવે બહુ

થયું. આજે હવણાંજ હું સભામંડપમાં આવું છું. ત્યાં સર્વ પ્રજાજનને એકઠા કર. અને કહેકે "પોતાની એકની એક દીકરીનુ પણ રક્ષણ જેનાથી ન થઈ શક્યું એવો રાજા આવીરૂડી પ્રજાને યોગ્ય નથી. માટે પ્રજાનુ રાજ્ય પ્રજાનેજ સોંપી દેઇ તે આજથી-અત્યારથી-હવણેથી વનવાસજ સેવશે." એ હાથની અંજલીમાં ભરાતા અશ્રુજળમાં વદન ધોતો પ્રધાન ન બોલ્યો કે ન હિંડયો. પરંતુ "ઉઠ-ઝટ કર-હજી તો હું રાજા છું" એવા શબ્દોમાં અને કરાળ ચક્ષુઓમાં કંઇ વિચિત્ર ભયંકરતા જોઇ પ્રધાન જેવો પ્રધાન હરબડી ગયો. આજ્ઞા માન્ય કર્યા વિના સિદ્ધિ નહોતી, એટલે સ્વેચ્છા રહિત જાણે પારકે પગલેજ ચાલતો હોય એમ ધીરે ધીરે પગ માંડતો માંડતો, 'ફરી બોલાવે છે?' એવા વિચારથી તેના સામી કાતર દૃષ્ટિ નાખતો નાખતો, દયા આવે એવું દીન વદન કરતો કરતો, સંભળાય એવાં ડુસકાં ભરતો ભરતો; સભાસ્થાનમાં અને નિરાશાનગરમાં તે એકી વખતેજ પેઠો. ઘોષનાદથી એક પલકમાંજ લોક ભેગા થયા.

પિતાથી પણ પ્રિય મહારાજાના શોકમાં ભાગ લેવા, લૂટાઈ જતી રાજ્યલજ્જા અટકાવવા, નિરાધાર બનેલા નૃપતિને આસ્વાસવા, કે પોતા ઉપર પડતા દુઃખની ફરીયાદ કરવા આ નગરના નાગર, બ્રાહ્મણ, ક્ષત્રીય, કાયસ્થ, વૈસ્યથી તે ઘાંચી, મોચી, તેલી, તંબોલી અને માછી ધરાધર મધમાખીનાં જૂથની પેઠે રાજ્યભવન તરફ ભરાવા લાગ્યા.

બીજી તરફથી રાજ્ય રૂપી કલિ નિકળી જવાનો હોય તેથી, કે રાજ્ય શિરોમણિ છતાંયે પોતાની ઉપર આજ્ઞા કરનારી પોતાની સતી વલ્લભા આમ સેવકહીના, પરાધિના અને દીનવદના પડેલી દીઠી હોય તેથી, કે ક્રોધમાં બળી ગએલા સ્નેહના પુનરૂદ્ભવથી, કે અપાર સદ્ગુણની દીર્ઘિકા રૂપ સતીના શિયળપ્રભાવથી કે તેનાં અધિકતર દુઃખમાં અનન્યાશ્રયતાના ભાનથી, જેણે પોતાની પ્રિયાનો એક ઘડી ઉપર તિરસ્કાર કર્યો હતો, રોષનો વર્ષાદ વર્ષાવ્યો હતો, અને અકર્તવ્ય પણ કર્યું હતું તેજ રાજાએ તેનુ લચી ગયેલુ-લટકી ગયેલુ-ભાંગી ગયેલુ ઉત્તમાઙ્ગ પોતાના અંકમાં લેઇ તેના કપાળ, તેના ગાલ, તેની છાતી, અને તેના પેટ ઉપર હાથ ફેરવવા માંડયો, તથા તેની હડપચી, તેના અધર અને તેની હથેલીઓ હલાવવા માંડી. સૂકાઇ ગએલાં નયનમાંથી પણ સરેલાં બે ત્રણ

અશ્રુબિંદુએ રાણી કામસેનાના નયનકમળને ઉવડી ગએલી મોતીની છી-પોતુ સારુપ્ય આપ્યું.

"વિષમ દશા પામેલો મૂઢ રહિતસુખ મનાધિથી બળતો" રાજા પશ્ચાત્તાપથી માર્યો માર્યો થઈ ગયો હોય એમ કાલુ મ્હોં કરી બોલ્યો, "પ્રિયે ! મ્હારી વ્હાલી ! ઉઠ-બેઠીથા, ઉઠ ! બાપુ ! મ્હારો જીવ ઉકાળે ચ'ડયો હતો તેથી કેહેવાઈ ગયું. પણ, મ્હારી મીઠી ! હવે નહિ કહુ." પ્રિયતમના અમૃતથી પણ વધારે મીઠા શબ્દોના શ્રવણથી, તેના જીવિતથી પણ વધારે વ્હાલા સ્પર્શથી અને તેના ચંદ્રથી પણ વધારે શીતળ દર્શનથી સતી ઉઠી-પણ રડતી રુડતી. શોકનુ ભરાઈ રહેલુ જળ માર્ગ દેખતાં વહી ગયું. આંસુ લોહી ઓશીઆળા જેવા બની ગએલા રાજા પ્રતિ તે બોલી, "પ્રાણનાથ ! પતિ ! મને પાછી પોતાની કરી ? આ શાણું કે સાચુ? કેમ ! વલ્લભ !" એટલું બોલી આખેર અવસ્થામાં છતાંયે રાણીએ બાળચેષ્ટા કરી-નૃપતિને આલિંગન દીધું. કોટે વળગેલી પ્રિયાને ત્યાંને ત્યાંજ રાખી, કંઠગત આવેલા પ્રાણને નીચા ઉતારતો હોય એમ તે ધુટડા ગળતો ગળતો બોલ્યો, "મ્હારી પ્રિયા ! તું ખોટુ ન લગાડીશ હોં. વસંતના પરાધિન પડેલો આ દેહ તું નહિ સાચવે તો કોણ સાચવશે ? હું શું કરૂં? મ્હારાથી અવિવેક બહુ થઈ ગયો-પ્રિયે, મ્હેં તને-આ બકુલથી પણ કોમળ દેહને ધક્કો માર્યો-હા ધિક્." રાણીઃ- "મ્હારા વ્હાલા, આમ શું કરોછો? આપ મને ન કહો ત્યારે કો'ને કહો ? હું તો આપની અણમૂલી દાસી છું. મ્હારાં ક્યાંથી ધન્યભાગ્ય કે આપ મ્હારા ઊપર કુપિત થઈ ચિત્તશાન્તિ કરો ?" "ચિત્તશાન્તિ" શબ્દથી કંઇ અન્ય વિચાર આવવાથી નૃપતિ બોલ્યો, "પ્રિયે ! હવે આપણે ચિત્તશાન્તિનોજ સમય છે, તો વસંત વિના શા કામનો છે આ સંસાર ?" રાણીઃ-ખરૂ કહો છો, પ્રાણનાથ ! હવે આપણે માટે વનવાસજ છે. આપણો ત્યાગ આપણી પુત્રીયે કર્યો તો હવે આપણે સર્વ રાજપાટ તજવાંજ ઘટે છે. માટે કરો તૈયારી. ઘડીનીયે વાર શાને કરવી?" સકરુણ પ્રિયાનુ વદન જોઇ તેની હડપેચી ઝાલી તેને મૃદુ ચુંબન કરી રાજા બોલ્યો, "પ્રિયે ! ત્યાં તને કેમ ગમશે ? કેમ ફાવશે ?" રાણીઃ-"પ્રિયતમ ! એમાં શું ફાવવું'તું. જ્યાં આપ ત્યાં હું. આપ હો ત્યાં દેવતા બળતો હોય તો પણ મ્હારે તો તે

ચંદનનાં છાંટણાં છે. સ્વામીની સમીપે સતીને પ્રતિકૂળતા પણ અનુકૂળતાઓ થાય છે. માટે પ્રિય પતિ ! આપની અનન્ય ભક્તિ કરી, શ્રીકૃષ્ણના હૃદયમાં સમાનારાં લક્ષ્મીજીની પેઠે કરવાને હું સદા તત્પર છું-પછી તેમ કરતાં ઉપરા ઉપરી લાખસેં મોંત કાં નથી પડતાં? સ્વામીનાથ! આપનું ઉચ્છિષ્ટ ખાવામાં અમૃત સ્વાદ છે. આપની પગચંપી કરવામાં રાજ્યનો વૈભવ છે. આપના મ્હાં સામું જોઇ રહેવામાં આનંદના ઓવારા છે. તો પછી મને કેમ નહિ ફાવે-કેમ નહિ ગમે ? માટે પતિ! મ્હારી ચિંતા મા કરો, અને ચાલો. " એમ કહી સતી ઝટ ઉઠી, અને રાજા પ્રસન્ન થયો. ઉદયસમયે રાજા બનેલા પુરુષને પરણેલી સ્ત્રી અસ્ત સમયે દીન બનેલા વનેચર થવાની તૈયારી કરનાર પુરૂષમાં આવો દૃઢ પ્રેમ બતાવે એ વાત, વાંચનાર ! ત્હારા આર્યદેશમાં તો નૂતન નથી. જે દેશમાં લગ્નને કરારનું રૂપ આપ્યું હોય, જે દેશમાં પોતાનીજ અનુકૂળતા ઉપર લગ્નનો તથા તેની સ્થિતિનો આધાર હોય તે દેશમાં તો શું થતું હશે,-કેમ ચાલતું હશે તે દૈવ જાણે-બાકી ત્હારા દેશમાં તો લગ્ન કરનાર દ્વંદ્વ, દ્વંદ્વ મટી જઈ એક બની જાય છે, લગ્ન કરનારી કન્યા પોતાના પતિની અર્ધાઙ્ગનાજ થઈ રહેછે, અને પતિ પત્ની અન્યોન્યનાં ઐહામુત્રિક જીવન તથા સુખના દોર એકજ ગાંઠે એટલે લગ્નની ગાંઠે ગાંઠેછે, વણે છે. અહીં તો દેવી કામસેના એક નથી પણ અનેક છે. ગાળથી, તિરસ્કારથી, અરે મારથી પણ મોળો ન પડતો આર્યાવર્તની આર્યાનો પતિ પ્રતિ પ્રેમ સર્વથા અદ્વિતીય છે. અને આવા પ્રેમના આવરણમાં ઢંકાઇ ગએલી-દબાઇ ગએલી આ પ્રેમદા વત્સલ પતિની સાથે દ્વિતીયાશ્રમમાંથી તૃતીયાશ્રમમાં જવાને તત્પર થઇ. તેનો દક્ષિણ કર ઝાલીને, જાણે વિવાહ મંડપમાં જતો હોય, જાણે રંગમંડપમાં પેસતો હોય એમ આ નરપતિ શોકાર્ત્ત પ્રજાથી ભરેલા સભામંડપમાં ગયો.

પરંતુ બુરખા વિનાનું પુનિત અને શાન્ત વદન દેખાડતી, રાજ્યેતર પ્રદેશમાં જવા નિર્ભર અને નિર્ભય પગ પાડતી, લાખો મનુષ્યના મેલાવડામાં નિઃશંક ચાલતી, અનેક ઇષ્ટ જનને સમજાવતી, પ્રજા જનને ધૈર્ય આપતી, અને ભવિષ્યનું સુખ પ્રમાણતી, ત્રિભુવનૈક પતિના બાહુ ઉપર આશ્રય લેનારી, દેવી કામસેના નજરે પડતાં શોક ઉપર આશ્ચર્ય અને મૌન્ય

ઊપર પૃચ્છકબુદ્ધિએ હલ્લાં કરી. આમ્રવૃક્ષને લેઇ, વસંતને મળવા જતી માધવી લતાને જોઈ આ રાજ્યવનનાં સર્વ મ્હોટાં ન્હાનાં તરૂઓએ કર તથા શિરનુ ચાલન–ધૂનન કર્યું. અંતે પ્રજાનાં સમગ્ર ધન, બલ, યશ, આદિના સત્ત્વ રૂપ સિંહાસન પાસે ઉભા રહી, ફાટી જતા હૃદય ઉપર વજ્રનુ બળ ધારીને, ચ્હોંટી ગએલી જિવ્હાને મહા પરાકાષ્ટાએ ઉખાડીને, પાદદ્વય તથા બ્રહ્મરંધ્રને પ્રિયાનાજ આશ્રયે સ્થિર રાખીને–આ લોકનો નયનાનંદ, પ્રજાના કાળજાનો દોર, રાજ્યનો દિનમણિ, સ્નેહીનો પ્રાણ, અને જગતનો કીર્ત્તિસ્થંભ મહારાજ શુદ્ધ અને સ્ફુટ પણ ઘેરા અને ચંડ શબ્દમાં બોલ્યો. " મ્હારા વિશ્વાસુ પ્રધાન ! ભાયાતો ! અને મ્હારી વ્હાલી પ્રજા ! આજ પર્યંત મેં તમારી સેવા કરી તેના બદલામાં તમારી આશિષ રૂપી મને એક પુત્રી મળી. પરંતુ અંતે મ્હારા દુર્દૈવે જય મેળવ્યો. હું દુષ્કર્મી–" પણ એટલામાં " નહિ નહિ ! પૃથ્વીનાથ ! તમે સત્કર્મી છો." એવા પ્રજાના શબ્દમાં રાજાના એક બે વાક્ય સંભળાયાં નહિ. તે આગળ બોલ્યો, "પૂર્વે કર્મના સંયોગથી તે હતી ન હતી થઇ. સૂર્યવંશ ચંદ્રવંશથી પણ વિશેષ કલંકિત થયો–અને આ સર્વ મ્હારી અશક્તિથી. જે પુરૂષ પોતાનીજ પુત્રી ન સાચવી શકયો, પોતાનીજ કીર્ત્તિ ન જાળવી શકયો અને પૂર્વજની સંપાદિત નિર્મલતા ડાધી બેઠો તે પંડ–પતિત,–અધમ પુરૂષ આ રૂડી પ્રજા ઉપર રાજ્ય કરવાને જરા પણ લાયક નથી. " " એમ નથી, મ્હારાજ ! એમ નથી ! વસંત નિર્દોષ છે " એવા નિઃશ્વાસયુકત મહાધ્વનિથી રાજા બોલ્યો, " તથાસ્તુ ! ઇશ્વર કરે ને એ પુત્રી ( કાંકે તેનુ નામ હવે અત્યારથી હું નહિ દેઉ ) અચલ રેહે ! પણ હું તો ભ્રષ્ટ થયોજ. " પ્રજાઃ– " નહિ, નહિ. " રાજાઃ–" માટે આ રાજ્ય તમારૂં છે. ફાવે તેને તેનુ દાન કરજો. પણ હું જેવા અપાત્રે દાન કરતાં વિચારજો. યોગ્ય ગ્રાહક મળતા સુધી આ દીર્ઘદર્શી પ્રધાનના હાથમાંજ તમારાં ભવિષ્યસાથે રાજ્યમુદ્રા સાંપુંછુ. " એટલું બોલી આડુ વદન રાખી ડુસકે ડુસકે રોતો પ્રધાન તરફ રાજ્યમુદ્રા ફેંકી, રાજા ગળગળો થઈ બોલ્યો, " મ્હારાં પ્રિયજન ! મ્હારા તથા આ મ્હારી શિશુરહિત દયામણી અને ગરીબડી સ્ત્રીના અપરાધ ક્ષમા કરજો." આટલું બોલી રાજ્યાસન ઉપરથી તે ઊતરતો હતો તેના પગ ઝાલી તેને મહા બળ વડે ત્યાંને ત્યાં ઠરાવી, ધુવલ પાઘડી ઉતારી, પ્રધાને

આજીજી કરી. "નહિ નહિ ! એમ ન થાય. તમે રાજા ને હમે પ્રજા ! આપ ત્યાં હમે. દેવી કામસેનાને સાથે રાખી અમને અલગાં કેમ કરોછો?" એવાં એવાં અનેક વિનયનાં અને નયનાં વાક્યો બોલતા પ્રજાજનોએ, તાળવું તોડી નાશી જતા જીવનેજ નૃપતિને અર્પણ કરતા હોય એમ, ધવલ પાઘડીઓ પોતાના કરસંપુટમાં ધરી રાખી. પણ રાજા હસ્યો—જેને મૃત્યુનો ભય નથી, જેને રાજ્યનો ખપ નથી, જેને સંસારનો મોહ નથી, તેને આવી ચેષ્ટાઓ શી અસર કરે ? તેનો તિરસ્કાર થાય તોયે શું ને તેને બહુમાન મળે તેમાંયે શું?એટલે આર્ત્ત થઇ વિરક્ત બનેલો આ નૃપતિ કેવળ નિસ્પૃહી જંણાયો. વૈષમ્યથી ઉત્પન્ન થએલા વૈરાગ્યે વિષમતાજ રાખી તેથી દીકરીના દુઃખથી પ્રજાને ત્યજનાર નરપતિએ પ્રધાનને નમ્રતાથી "બશ, જવાદે" એટલું કહ્યું પ્રધાન ગદ્ગદ કંઠથી ઠપકો દેતો હોય એમ બોલ્યો, "કૃપાનાથ ! જાઓછો તો ભલે ! નિમકહલાલ પ્રજાને બદલો તો ઠીક આપ્યો. એક પુત્રીને માટે કોટયવધિ પુત્ર પુત્રીઓને રઝળાવાનુ પણ ઠીક ધાર્યું ! અકારણ અપયશના ભયથી હું જેવા દાસને દાસત્વ સાંપ્યું એપણ ખાસુ કર્યું. પણ જે પુત્રીનુ નામ નથી દેતા તેજ ડાહ્યલી વસંતબા જીવતી હશે અને નિર્દોષ હશે તો ?" આ વાક્ય બોલાતાં હતાં તે સમયે હિંદુસ્થાન ઉપર અનેક રાજાઓએ, તેમ રાજા રાણીના ગાલ ઉપર અનેક રંગોએ રાજ્ય સ્થાપ્યાં—પણ તે થોડી થોડી વાર. અંતે નામદાર ઇંગ્રેજ સરકારની પેઠે પટ તો સુલાબી રંગનોજ બેઠો. પ્રધાનના આ પ્રશ્નને અંતે ન્યાય પોતાના વિરૂદ્ધ લાગવાથી રાજા રાણી એક બીજાના સામે જોઈ રહ્યાં.સમયનો લાભ લેવામાં કુશળ પ્રધાન સમજ્યો કે નૃપતિની ઉકળેલી હૃદયધરામાં અશ્રુવર્ષણ થવાથી પોતે નાખ્યું તે શબ્દ—બી ઉગ્યું. એટલે તેને પુષ્ટ કરવા અને આગળ પાછળની ચાર નિંદવા તે બોલ્યો, "અત્યારે મ્હારી પાસે પુરાવ છે કે વસંતબા નિર્દોષ છે." પ્રજાના "જય જય" શબ્દોમાં રાજા રાણીના "હેં હેં" શબ્દો દબાઈ ગયા. પણ પ્રધાન આગળ બોલ્યો, "કાલે રાત્રે ફુલી જડી છે. તેણે કહેલી વાત ખરી હોય તો—" "ફુલી ખોટું બોલે નહિ." એવા શબ્દોમાં પ્રધાનનુ બાકીનુ વાક્ય અંતર્હિત થઇ ગયું. વિચાર કરી રાજા પાછો મ્હારાણીસાથે સિંહાસન ઉપર વિરાજ્યો અને બોલ્યો, "અમાત્ય ! વ્હાલા પ્રધાન ! જો આ વાત

ખરીજ હરે-જો મ્હારૂં અપત્ય નિર્દોષ મનાય તો તેને આ વત્સલ પ્રજાના કરમાં સાંપુછું. પણ અમે તો હવે આ જગત્ મિથ્યા માન્યું તે માન્યું. હમારે તો રાજ્યરચના સર્પપાશ છે." પ્રધાનઃ- "તો ભલે! પણ હવે, જો આ જન્મ ધરી આ કિંકરે કંઈ પણ સેવા કરી હોય તો એક વરદાન આપો. નહિ તો આ દેહના પ્રાણ લેઈનેજ સિધાવો." આવા શબ્દોની સાથેજ મહારાજ કૃપાદષ્ટિ કરી બોલ્યો, "અમાત્ય! પ્રજા અને પુત્રી પછી ત્રિજો તુંજ છે-અત્યારે તો સુખેથી માગ." પ્રધાનઃ-"પૃથ્વીનાથ બોલ્યું ન પળે તો પૃથ્વી રસાતાળ જવી જોઈયે.". રાજાઃ-"વેણુ રાખનાર તુંજ છે. માટે ઉચિત વર માગજે-આ વિરકૃતવૃત્તિ ઉપર દૃષ્ટિ રાખિને." જરાવાર વિચાર કરી પ્રધાન બોલ્યો, "આજથી એક માસ પર્યંત આપે તથા રાજ્યમાતાએ વનવાસ ન સેવવો. ત્યાં સુધીમાં રાજપુત્રી ગંગાથી પણ વધારે નિર્મળ બની આપના કરકમલમાં ન આવે તો એકત્રીસમે દિવસે આપ જાતના મુક્તાર છો." "તથાસ્તુ" બોલતાં રાજા "જય જય" શબ્દમાં છવાઇ ગયો.

પરંતુ શ્રીમત્ કેસરીસિંહ રાજ્યભવનમાં તો ન્હોજ. નહિ. રાજ્યધર પ્રધાનને સાંપી, દેખાવમાંજ અધિકાર ધારી. પોતેજ બંધાવેલા એક વેદાન્તમઠમાં તે રહ્યો.

આ દુઃખના સંસારમાંથી દૂર રહી, ઉત્તર કાળમાં આત્મચિંતન કરવાનો ઉપક્રમ કરી, પ્રજાને ધૈર્ય આપતો આપતો, તેમનાં રૂદન શમાવતો શમાવતો, તેમને શિક્ષા દેતો દેતો, તેમને આશિર્વચનથી છાતો છાતો, પુત્રીની નિર્દોષતા માટે ઇશ્વરને સ્તવતો સ્તવતો, આ રાજા કાળ નિર્ગમન કરવા લાગ્યો. થોડે દહાડે, સંસ્કારવાળી બુદ્ધિ-એટલે આ સંસાર તેને અકારો થઇ ગયોઃ તે ઉપરનો મોહ જતો રહ્યો. તેનુ મિથ્યાત્વ મનાયું. જે સંસારમાં તે ગિરિ ઉપરનો વિજળીપ્રદીપ થઇ સર્વતઃ પ્રકાશ પાડતો હતો તે સંસારજ તેને અસાર ભાસ્યો. આત્મવિચારે જ્ઞાનનો પ્રદીપ સંકોર્યો, સતેજ કર્યો. તેથી યથાર્થદર્શન થતાં તેણે જોયું કે અનાદિ ચાલતા આવેલા સંસારમાં અમર કશુંએ નથી. તેને જણાયું કે કોઈ કોઈનુ સગું નથી. માટીમાં માટી મળી જાય તેમાં તેણે કંઇ શોકાસ્પદ ન દીઠું. કામ ક્રોધાદિ યોદ્ધાઓની તથા પૃથ્વી જળ આદિ પંચ મહા ભૂતોની સમષ્ટિ તથા વ્ય-

ષ્ટિયે જોઈ તેને આનંદ થયો. સર્વમાં રહેલુ અવિનાશી ચેતન સર્વવ્યાપી જોઈ તેને સ્વરૂપાનુસંધાન થયું. વળી આને આ ભવમાં એક કીડી-એક જંતુ અથવા જીવડુ કે એક અણુ સરખો કાંકરો પણ એક અભેદ્ય શૃંખલાનો ઉપયોગી ભાગ જણાયો. ઉદય અસ્ત, સુખ દુઃખ આશા નિરાશા આદિ દ્વંદ્વ તરંગો ઉપર છુલી જતું કાળનુ મોજુ તેણે પ્રત્યક્ષ અનુભવ્યું. તુચ્છ વસ્તુઓને માટે પોતાની પ્રથમની અસાધારણ મમતા ઉપર તેને હાસ્ય આવ્યું. પોતાની દીકરી પણ વસ્તુતઃ પોતાની નથી–પણ માત્ર પંચમહાભૂતની પુતળી છે એ વાત એણે સ્વતઃ સિદ્ધ કરી. ઇશ્વરસૃષ્ટિમાં સુખ અને મનુષ્યસૃષ્ટિમાં દુઃખ વિચારતાં " કોની દીકરી, કોનો બાપ, કોની ત્રિયા, કોનો દીકરો ? "એવા એવા પ્રશ્નોએ તેને કેવળ રાગ દ્વેષથી મુક્ત બનાવી દીધો. તેણે નિશ્ચય કર્યો કે જે બનાવ અમૂક માણસ અથવા અમૂક વર્ગને નૂકશાનકારક દેખાય છે તેજ બનાવ આ સંસારની ઘટમાળમાં તો નિયમાનુસાર અને હિતકારજ હોય છે. સંસારમાં કંઈ પણ વિલક્ષણતા તેને જણાઇ નહિ. છે તો માયાના સર્વ ખેલ અદ્ભૂત છે–નથી તો એકકે નથી એમં તેણે માન્યું. આત્મમહત્તાનુ તેને અભિમાન ચ'ડયુ તેથી રાજ્યપદ સ્વલ્પ–તુચ્છ–વર્જ્ય લાગ્યું. સચ્ચિદાનંદૈકરસનુ પાન કરવામાં તે ભૂલી ગયો પોતાની સ્થિતિ તો ક્યાંથી હોય પુત્રી આદિ નશ્વર વસ્તુમાં તેની પ્રીતિ, તેથી તે

" नप्रहृश्येत्प्रियंप्राप्यनोद्विजेत्प्राप्यचाप्रियम्
स्थिरबुद्धिरसंमूढोब्रह्मविद्ब्रह्मणिस्थितः "

જેવો બની ગાર્ગી જેવી ત્રિયા સહિત દેહકારાગૃહમાંથી છુટવા સદૈવ તત્પર થઈ રહ્યો.

---

## પ્રકરણ ૨૯ મુ.

### ન્યાય.

રાજ્યમહાલયના સામે એક વિશાળ અને સુંદર ઘર હતું. તેમાં દેવદિવાળી દિવસના કૃષ્ણ જેવો રાજ્યનો વરીષ્ઠ ન્યાયાધિકારી, શ્રીમાન અને રંક, રાજા અને દાસ, વિદ્વાન અને મૂર્ખ, ઉજ્જ્

સ્વી અને ક્ષીણજન આદિ સર્વે પ્રકારના લોકનો ન્યાય ધર્મને કાંટે તોળતો હતો. આ ચિત્તાકર્ષક અને શાન્તિપ્રદ તથા ગંભીર સ્થળમાં ભય ચોરને હતો, આશ્રય સત્યને મળતો, અને અપમાન અધર્મનુ થતું. વળી એ સ્થળમાં વિવેકની વાડ હતી, સામાન્ય દૃષ્ટિનુ વર્ષણ હતું અને સંપનો છોડ હતો તેથી પરિણામે સુખરૂપી ફળજ ઉગતું હતું. ત્યાં ન્યાયમાં ધીમાસ અને કલમમાં ત્વરા હતી, ખડીઆમાંજ કાલિમા અને વસ્ત્રમાં ધવલતા હતી.

આ ન્યાયાગારમાં પ્રભાતના પ્રથમ પ્રહરથીજ લોકોની હાર ઉભરાવા લાગી હતી. જાણે ધર્માસન પાસે રાજ્યપુત્રીની દાદ માગવા આવ્યાં હોય, જાણે અભયસ્થળ જાણી આશ્રય માગવા આવ્યાં હોય, જાણે પાવનસ્થાન જાણી વાસો કરવા આવ્યાં હોય, જાણે અસમર્થ બનેલા ન્યાયને આંગણે લાંઘવા આવ્યાં હોય, એમ "લજ્જાધૈર્યહિમ્મતમુકત" આ નગરનાં સ્ત્રી પુરૂષો ઘેર પાછાં જવાની વાત વિસારી દેઈ ન્યાયાધિકારીની વાટ જોતાં કોણ જાણે કેટલીએવાર બેસી રહ્યાં.

એમ કરતાં કરતાં સર્વેને માથે બેસવાને ભગવાન્ સૂર્યનારાયણે તૈયારી કરી તે વેળા, ધવલ વસ્ત્ર, ધવલ અંગરક્ષક, ધવલ ફેંટો અને ધવલ ઉત્તરીય ધારી, ન્યાયની સફેતી દેખાડનાર આ નગરનો કૃપાળુ, શુદ્ધ, ઉદાર, અનુભવી, પ્રજ્ઞ અને વિચક્ષણ ન્યાયાધીશ સ્મિતથી વદનની અને સૌમ્યતાથી હૃદયની ધવલતા દેખાડતો દેખાડતો, સર્વેના નમસ્કાર ઝીલતો ઝીલતો, પરમેશ્વરતુજ હોય એવે આસને વિરાજિત થયો. "ખમા ખમા, નિધા રખ્ખો મ્હેરબાન, અદબ અદબ" એવા વેત્રવતીના તીના શબ્દો "જય જય" "ન્યાય ન્યાય" એવા શબ્દોના સંભ્રમમાં, મ્હાસાગરમાં નદીની પેઠે, સમાઇ ગયા, મુંઝી ગયા, લીન થઈ ગયા. કનક છડિના આશ્રય લેઇ દુઃખરહિત ઉભા ઉભા ચોબદારો ન્યાયનો આશ્રય લેવાનુ સુખ પ્રકટ કરતા હતા.

આ સમયે બાકી કામના કાગળો ઉપર સહી તથા રાજ્યના સિક્કાઓ થયા, તુમીરી અને હજુરી કામના ઉત્તર વળાયા, પરચુરણ કામના નિકાલ થયા–કામની તકરારો સંભળાઇ–કોઇના ફેંસલા વંચાયા–કોઇના પ્રતિજ્ઞાલેખ લખાયા. અને આ સર્વે કામ થઇ રહ્યા પછી,

પ્રજાના સમગ્ર જીવથી પણ અધિકતર પ્રિય મહારાજા કેસરીસિંહની એ-કની એક દુહિતાના અપહરણ સંબંધી કામ રજુવાત ઉપર આવ્યું. મનના વેગ કરતાં પણ કલમને વધારે વેગ આપનાર આ ન્યાયમંદિરના લેખકોએ નવ ઇંદ્રિઓ અને દસમું અંતઃકરણ એ સર્વેની શક્તિ બાકી રહેલી કર્ણેન્દ્રિમાં જોડી. ગણગણાટ બંધ પડી ગયો. રૂમાલ ખરી પડે તે પણ સંભળાય તો ઉર્ધ્વરસ, છીંક, ઓરકાડ કે નિઃશ્વાસની તો શી વાત? સકલ ગુણે કરી ગણામ્બા જેવી, સકલ કળાએ કરી કળાધરી જેવી, સકલ રીતિએ કરી રતિ જેવી, અને સકલ પ્રભાએ કરી પ્રભાકરી જેવી, લાવણ્યરસની સરિતા, આનંદની પ્રકટ મૂર્ત્તિ, પરોપકૃતિની સજીવ પુતળી, એવી રાજ પુત્રી વસંતવિલાસિનીનુ હરણ, કોઇ દુષ્ટ, હૃદય રહિત, વ્યંડળ, ઘોરકૃતિ ચાંડાલ કરી ગયો, શિવનો પ્રસાદ હોવાથી માત્ર નયનનાસુંદર કાચમાં અને ઝીણી કીકીમાં રહેલી તેની કૃષ્ણતાને આખા કુલમાં વિસ્તારી ગયો એ વાતનુ સવિસ્તર વર્ણન સાંભળવાને સર્વ કોઇ ઉન્મુખ–ઉત્કંઠ થઈ રહ્યા.

પોકારતાંજ પુત્સદી, અનુભવી, દીર્ઘદર્શી, પ્રતાપી, ગંભીર, કુશળ અને વિદ્વાન આ રાજ્યનો પ્રધાન શોકથી ગ્રસ્ત પણ ક્રોધથી રક્ત વદને, કરમાં રાખેલુ એક પત્ર વાંચતો વાંચતો, કોઇના સામે જોયા વિના આ ન્યાયસભામાં આવ્યો, અને ઉચ્ચ પદવીનો અધિકારી છતાં ન્યાયાસનની શ્રેષ્ટતાને માન્ય કરી, અધિકારીને પ્રણામ કરી, પાસેના એક લઘુ આસન ઉપર બેઠો. બીજી તરફથી સાંકળો ખખડાવતા અને મુંછો મરડતા ઉઘાડી તરવારોવાળા કાળા ડગલાવાળાઓની મધ્યે ચાલતાં ચાલતાં ફુલાં અને કેસરી આવ્યાં. જો સ્થિર વૃત્તિ રાખી, નમ્ર વદન ધારી, ભયને નિવારી, સત્યની ખુમારી રાખનારી ફુલી ધીરે પગલે ચાલતી હતી, તો ચંચળ મન વાળી સહાય માટે આડુ અવળુ જોતી, પ્રસંગે કંપતી, કેસરી સ્ખલિત પગલેજ હિંડતી હતી. પણ બન્ને ન્યાયાધીશ સન્મુખ આવી ઉભાં રહ્યાં. આ વેળા જાણે સર્વનાં વદન ઉપર છાયા વળી ગઇ, સર્વ ઉપર મોહ પ્રસરી રહ્યો, સર્વની જીભ: ટુંકી થઇ ગઇ, સર્વને મુખે તાળાં દેવાઈ ગયાં, સર્વેનાં અંગ ઠરી ગયાં. સર્વતઃ શૂન્યકાર થઈ રહ્યો. માત્ર સર્વની આંખો રૂપી સ્ત્રીઓ–પ્રધાનથી આ બે દાસીઓ ઉપર, ત્યાંથી ન્યાયાધીશ અને ત્યાંથી

પ્રધાન ઉપર એમ ગોળ કુંડાળે ફરવા લાગીઓ.

રાજ્ય તરફથી મુકવામાં આવેલા અપરાધ આ બે આરોપીને વાંચી સંભળાવ્યા. બન્નેએ તેનો ઈનકાર કર્યો. ન્યાયાધીશે પ્રધાન સામું જોયું. અને આ કામદાર એક દીર્ઘ નિઃશ્વાસ નાખી નીચે પ્રમાણે બોલ્યો;– "મહારાજ! જ્યારથી આ દેશમાં અને આ ભૂમિમાં, સત્કીર્તિના તેજથી અરિકૂળની પ્રમદાઓનાં ચક્ષુઓમાંથી જળ ખેંચનાર, શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ સ્વીકારેલી લક્ષ્મીનો તિરસ્કાર કરનાર, રાજ્યમાંથી "ગરીબ" એવો શબ્દ પણ વિસરાવનાર, શઠ અને ઠગના કૃતાન્તકાળ, ગુણીના સુધાકર, અને સામંતમૌલિમણિમાં વિરાજનાર, કેસરીંદ્ર જેવા નરેંદ્ર શ્રીમાન્ કેસરીસિંહે આ ભાગ્યશાળી પુરીની રાજ્યધર ધારણ કરી છે, જ્યારથી સાક્ષાત્ ધર્મ જેવા આપ પોતેજ આ ધર્મસ્થાન ઉપર તેમના યોગ્ય પ્રતિનિધિ બની વિરાજમાન થયા છો ત્યારથી હજુ લગી–અથવા કાલ લગી–નથી થઈ ચોરી કે નથી થઇ લૂટ, નથી થયું કોઈનુ હરણ કે નથી થયું કમોતે મરણ; સદા સર્વદા શાન્તિ શાન્તિના કાયર કરનાર નાદ થઈ રહ્યા હતા; ગૃહે ગૃહે ઊત્સવમાંજ દિવસો નિર્ગમાતા હતા. આ વેળા તો કલહ પ્રણયના હતા, મંથન તક્રનું હતું, રુદન હર્ષનુ હતું, પતન પતંગનુ હતું, લૂટ વિદ્યાની હતી; તેમજ બંધીખાનુ ઇંદ્રિયોને હતું; અને વિશ્વાસઘાત મનને થતો હતો; વળી વક્રતા નયનમાં હતી. પરંતુ આજે! અરે! આજે! આપણા સોનાના સૂરજ અસ્ત થયા! આપણેજ લૂટાયા, આપણે જીવતા મુંવા–અરેરે!–"આવા તેના આલાપથી, શંકરના માથામાંથી ગંગાની પેઠે, શ્રોતાજનનાં ચક્ષુમાંથી જળધારા છુટી. પણ અડગ નિશ્ચયવાળો ન્યાયાધીશ ડગ્યો નહિ, ને બોલ્યો "અમાત્ય! આ સર્વ તો આપણે જાણીયે છીયે અને અનુભવીએ છીએ. પરંતુ આ બે અબળાઓ વિરૂદ્ધ જે કહેવાનુ હોય તેજ સાંભળવા ન્યાયની ઇચ્છા છે." આ નમ્ર ઠપકો ઝટ માથે ચ‍ઢાવી ક્ષમા માગી પ્રધાન બોલ્યો, "મહારાજ! પ્રથમ આરોપી આ ફુલી નામની દાસી છે. રખડતી–વલવલતી ચીંથરીયેણ જેવી આવેલી તેને, દયા કરી મહારાણીએ પુત્રીની સેવામાં રાખેલી. રાજ્યના સ્થંભ જેવા આર્ય સુગુણસિંહ ઉપર તેનો કંઇ ઉપકાર હશે તેથી તેમની ઈચ્છાથી અથવા તેમને લીધે વસંતબાએ તેના ઉપર વિશ્વાસ વધાર્યો, તેને

પોતાની કરી, તેને ભગિની ગણી. આણી તરફથી ઈંદ્રવર્ણ જેવા પેલા મા-ધવસિંહ ઉપર ભૂપતિનો વિશ્વાસ ચ્હોંટયો હતો." છાતીએ હાથ મુંકી "હાય હાય" એવા પ્રજા જનોએ શબ્દો કહ્યા તેથી પ્રધાન બોલ્યો, "પણ તેમાં કંઇ નવાઈ નથી. બલાડાં, કુતરાં, મોર, પોપટ આદિ ઉપર મહજ્જનને હોયછે એવીજ કંઈ પ્રીતિ આ ધૂર્ત ઉપર અથવા વામન છોકરા ઉપર ભૂપાલને થઇ. તેનો તેણે ખોટો લાભ લીધો. કેટલાએક દિવસ તે માંદો દેખાયો. પછી તેણે આ કર્મ કર્યું. આ ગર્હિત બનાવ બન્યો તે પેહેલાં વસંતબા અને આ બે દાસીઓ એ કુમારના ખંડમાં ગઇ હતી. ફુલી તો એ કુમાર તથા વસંતબાની સાથેજ નીકળી ગઇ હતી ત્યાંથી તેને મ્હારા કોઇ ચારે રાજપુત્રી જાણી છોડાવી. કેસરી કનકપુરની છે તે પ્રથમથીજ પુંશ્ચલી જેવી દેખાયછે. મ્હારાણી હમેષથી તેના ઉપર શકની નજરથી જોતાં હતાં. પરંતુ કેહેવું જોઈએ કે આ તોફાન થયું ત્યારે એ માતાજી પાસે સૂતી હતી અને માધવ તથા વસંતનો સંકેત થયો ત્યારે પણ માતાજીની હજુર હતી. પરંતુ તેથી તે મુકત થતી નથી. કાંકે તેના કબજામાંથી આ એક પત્ર નિકળ્યું છે. તે રજુ કરૂ છું. આ હકીકત છે માટે ઘટે તેટલો પુરાવ લેઇ આરોપીને તપાસી યોગ્ય ન્યાય આપો." બીજો પુરાવ લેઇ ન્યાયાધીશે પ્રથમ કેસરી સામે જોયું, તેથી જોકે તેના સામો પુ-રાવ નહોતો તોપણ તે થર થર થર કંપી અને કેટલીએક વાર મ્હોં બીડી રાખી ન્યાયાધીશ સામે જોઈ રહી, પછી બોલી! "ભાઇ સાહેબ! વ-સંત તો મ્હારી વ્હાલી બ્હેંન જેવી–પણ હું ને એતો થોડા દહાડા ઉપર બહુ વ'ડયાં'તાં. વળી આ ફુલડી રોજ રાત વરત બ્હેંનને તે માધવને મે-ળવતી, ને હું કહું ત્યારે જુઠાં સાચાં કરી મને ખીજાવતી. તેથી હું તો સુતીએ જૂદી ને રહેતીએ જૂદી. દેખવું નહિ ને દાઝવું નહિ." આટલું બોલી કંઇક વિચાર સૂઝી આવવાથી આ નીચ બુદ્ધિવાળી સ્ત્રીએ હળવે ર-હી ન્યાયાધીશ સામે પોતાનુ વદન રાખી એવો વ્યભિચારી પણ ગુપ્ત ઈ-સારો કર્યો કે જેને માટે તે કર્યો હતો તેતો સમજ્યા વિના રહે નહિં. ન્યાયાધીશને તો મહા ક્રોધ ચ'ડયો. પણ ન્યાયાસન રૂપી અમૃતસ્થળના સ્પર્શથી એ સર્પનો દંશ તેને ન લાગ્યો તેથી તે બોલ્યો, "કેસર! તાંરા બોલમાં વ્હેમ પડે છે. માત્ર ચાળાથી દોષ અદોષ બનતો નથી. માટે ક-હી દે સાચું." ધારેલી અસર થઇ એમ ખોટે ખોટું માની, આવા જન-

સમુદાયમાં પણ લજ્જારહિત થઇ, આ કુટડી પણ કુટિલ કુટ્ટિનીએ—કંઇ-નો કંઈ અર્થ કરી, પોતાની છાતી ઉપર હાથ મુકયો. અને પછી તે બોલી, "ફુલી નવા આવેલા માધવ સાથે વસંતબાને લઇને ગઇ. હું પાપમાં હોઉ તો શું કરવાને અહીં રહુ?" મહા કંટાળો આવવાથી આ દુષ્ટાને હવે વધારે પુછવું એ પણ અયોગ્ય જાણી તેના ઉપર ભૃકુટી ચ્હડાવી તેના વદન ઉપરથીજ તેનુ હૃદય વાંચી લેઇ એક અક્ષર બોલ્યા વિના ન્યાયાધીશે, નમ્ર વદનરાખી—સોડીયુંતાણી—લાજકરી ઉભેલી ફુલીના સામું જોયું. પણ ફુલીએ તે દીઠું નહિ. તેથી શરિસ્તેદારે કહ્યું, "ફુલમાલા! ત્હારે આ વાતમાં શું કહેવાનુ છે?" પ્રભુ, પતિ અને પિતાના ધ્યાનમાંથી જાગૃત થઈ ફુલી બોલી, "મહારાજ! આપ ધર્માત્મા છો. મ્હારે કંઇ વિશેષ કહેવાનુ નથી. માત્ર એટલુજ કે 'હું તથા વસંતબા રાત્રે વાતો કરતાં હતાં ત્યાંથી કોઇ ચોર લોકો અમ્હારા મ્હોંમાં ડુચા ઘાલી અમને હરી ગયા. હું તો બેભાન થઇ હતી. પણ પછી કુમારશ્રી માધવસિંહ અને ચોરલોકોના યુદ્ધથી હું જાગી. મને પકડનારના ઉપર કુમારની તરવાર ફરી તે મેં નજરે દીઠી. તે પડયો. હું પડી. બીજા વસંતબા સાથે નાઠા. પાછળ માધુભા ધાયો. એટલામાં કાળી કામળી હોડીને કોઈ મેં પ્રથમ દિઠેલો પુરૂષ ત્યાં આવ્યો. તેણે મને ઉચકી તે વખતથી-જ રડતી કકળતી અને મૂર્છિત થતી હું કયાં ગઈ, મ્હારૂ શું થયું, તે મ્હેં જાણ્યું નથી. પછી તો આ રૂડા પ્રધાનને ઘેર મને બરાબર ભાન આવ્યું." વાત શક પડતી જણાઇ—નવી શોધી કહાડેલી મનાઈ. ચતુર દ્વારપાળથી રક્ષાયલા રાજ્યભવનમાં ચોરના પ્રવેશનો અસંભવ લાગ્યો. પકડાયા છતાં કોઈને હોંકારા ન પાડયા કે ડુસકાં ન ભર્યાં એ વાત આશ્ચર્યકર થઈ પડી. તો પણ ફુલીની વાત ખરી હોય તો સારૂં એવા વિચાર શ્રોતા તથા દૃષ્ટાજનના હૃદયમાં મ્હાલવા લાગ્યા. પછી ન્યાયાધીશે પુછયું. "ફુલમાળા! એ કુમાર માધવસિંહ અને વસંતબાને પરસ્પર સ્નેહ હતો કે નહિ?" ફુલી:—"કૃપાનાથ! કન્યાજનનાં છિદ્ર ખોળવાં એ આપ સરખા સજ્જનને ઉચિત નથી. આ સમયે તો"—કેસર વચ્ચેથી બોલી ઉઠી, "જોયું અન્નદાતા! હું કે'તી'તી તે ખરૂં પડયું? કેવી વાત ઉડાવી?" "ચુપ" એવો ધ્વનિ થયો અને કેસરી બોલતી

બોલતી અટકી. ન્યાયાધીશઃ-" ફુલમાળા ! પ્રશ્નના ઉત્તર આપ્યા વિના સિદ્ધિ નથી. તેમ કરવામાં જેટલી વાર થાય છે તેટલી તાહારા વિરુદ્ધ જવાની." ફુલીઃ-" વાહ !-જો એટલેથી પતતું હોય તો. પણ જે વેળા વસંતબાને હરી જનાર-ચોરી જનારની તપાસ આ નગરનાં છોકરાં ધરાધરીએ કરવી ઘટે છે તે વેળા આમ તેની ફજેતી આ તેના બાપે સ્થાપેલા ન્યાયગૃહમાં તેની દાસીને હાથે તો નહિ થાય." ન્યાયાધીશઃ-" અહીં સ્ત્રીચરિત્ર કરવાની જરૂર નથી. ઉત્તર આપ. આ કાગળ કો'ના હાથનો કો'ના ઉપર લખેલો છે ?" ફુલીએ કાગળ જોયો. જોઈને તરત ગાભરી બની ગઇ અને " હાય " એટલું બોલી ગઈ. દગો કરનાર-ચોરી કરનાર કેસરીજ છે એમ માની તેને ઠપકો દેતી હોય, વિનંતી કરતી હોય એવી દૃષ્ટિથી તે તેના સામે જોવા લાગી. લાગ જોઇ કેસરી બોલી, " તે મ્હારા સામું શિદ જુવછ ? કર્યાં કરમ તો ભોગવવાં પડશે." ફુલીઃ-"ન્યાયાધીશ ! આ પત્ર ગમે તેનો હોય પણ તે બહાર પાડવો સારો નથી." ક્રોધ કરીને ન્યાયાધીશઃ-" કેમ ત્યારની વાત ઊડાવેછે ? જવાબ દે ઝટ." ફુલીઃ-" જવાબમાં એટલુંજ કે પ્રિય સખી વસંતબા બરફથી વધારે પવિત્ર છે. આ અપહરણમાં તે કેવળ નિર્દોષ છે." ન્યાયાધીશઃ-" તું જુઠું બોલે છે." ફુલીએ પણ આ વેળા આવી દશામાં છતાંએ ભ્રમર ચ્હડાવી અને કહ્યું " આ ન્યાયાસન ઉપર બેસી અબળા ઉપર આપ આમ અપવાદ મુકશો એ તો મ્હેં અહુણાજ જાણ્યું. હું જૂઠી ? જન્મ ધરી સ્વપ્ને અથવા હાસ્યમાંએ જૂઠું નથી બોલી તે હું આ ગંદી કાયાને માટે અસત્ય બોલું ? આપ શું કહો છો ? જો આપને એમજ ભાસતું હોય કે મ્હેં કંઇ અનર્થ કર્યો છે તો ભલે મને શિક્ષા કરો-મને દેહાન્ત દંડ ઘો. મ્હારે કોણ રહ્યું આ સંસારમાં કે હું આ આત્મકારાગૃહમાં રેહેવા બાથોડીયાં મારૂં અને મ્હારા પવિત્રાત્માને આપથી પણ મહાન ન્યાયાધીશ આગળ ઓશીયાળો-ગરીબડો કરૂં ? મ્હારે નથી માતા કે નથી પિતા, નથી પતિ કે નથી ભાઈ ! વસંતે ગઈ !" એમ કહી ગદ્‌ગદ થઈ ગઇ. કેસરઃ-" જોયું મ્હારાજ ? વસંત ગઈ એવું એ કબુલ કરેછે. મને તો-". ફરી "ચુપ" એવા શબ્દથી તે બંધ પડી. ન્યાયાધીશે પૂછ્યું, "વારુ ફુલમાળા ! લોકોની ત્હારા ઉપર પ્રીતિ છે. હું પણ તને ધર્મિણી ધારતો

હતો. તેમ કેદીને બને તેટલો લાભ આપવો. માટે કેહેકે હારાં માતા પિતા અને પતિ કોણ ?" ફુલીઃ–" સારી સ્થિતિમાં હતી ત્યારે પણ જે વાત હું કહી શકતી નહોતી તે આવી અવસ્થામાં કેમ કે'વાશે ? માટે એ વાત પણ હું નહિ કહું." ન્યાયાધીશ બોલ્યો, "ત્યારે ત્હારા ઉપર શકની નજરથી જોવામાં આવશે." ફુલીઃ–" જેમ ઇચ્છા." ન્યાયાધીશઃ– વારૂ ! ફુલમાલા "કહે, હવે ત્હારે કંઇ જાહેર કરવું છે ?" ફુલીઃ–" એટલુંજ કે બ્હેન વસંતબાનો દેહ ચોર લૂટી ગયા પણ તેની ચિરકાળ જીવે એવી કીર્ત્તિને આ સ્થળે આમ લૂટવા કરતાં એની તપાસનુ પરિણામ જણાયા પછી જે કરવાનું હોય તે થાય તો રૂડું." ન્યાયાધીશઃ–" ઠીક." વારૂ ! કેસરમાલા, ત્હારે કંઈ જાહેર કરવું છે?" કેસરીઃ–" હા મા'રાજ ! હું કશા પાપમાં નથી. અને આ ફુલીનુ બધુ પાપ ફુટી નિકળ્યું. માટે હવે મને જવાદેવી જોઇએ. મ્હારે હવે આ રાજ્યમાં રહેવું નથી. આવી ફરંદીઓ આવાં કામ કરે ને મ્હારે વેઠવું પડે. આતો આટલાએ આપ સારા છો તે ગોળ ખોળની કિમ્મત કરોછો." આટલુ બોલી રસ્તે જતા ગ્રહસ્થોના સામી ચતુર વેશ્યાઓ કરે છે તેવી દૃષ્ટિ ન્યાયાધીશ સામે જરા વાર કરી તેના મનમાં ફરતા વિચારો જાણવાનેજ તે ઉત્સુક બની રહી.

છેવટ કેટલી એક વાર લમણે હાથ દેઇ વિચાર કરી ન્યાયાધીશ બોલ્યો, "ફુલમાલા ! વસંતબા ગુમ થઈ તે કામમાં તું સરીગત છે એમ જણાય છે. તો પણ મ્હારાજે એક માસની મુદ્દત વસંતને ખોળવાની ઠરાવી છે. ત્યાં સુધી ત્હારા ઉપર શિક્ષા ફરમાવવામાં નહિ આવે. તે દરમ્યાન વસંતબા આવી ત્હારા લાભમાં કેહેશે તો ઠીક. નહિ તો દયા, શરમ કે પક્ષપાત રાખ્યા વિના ન્યાય પોતાનો અસ્ખલિત રસ્તો લેશે. સીપાઈ ! લઇ જાઓ એને કેદમાં. દેખરેખ બરોબર રાખજો." નમ્ર વદન કરી હર્ષ શોક બતાવ્યા વિના ફુલી ચાલી ગઇ. તે દેખાઇ, તેની પૃષ્ટ દેખાઈ, તેનુ વસ્ત્ર દેખાયું ત્યાં સુધી લોકોની સદય દૃષ્ટિ તેની પાછળ ગઇ. કેસરી સામે જોઈ ન્યાયાધીશ બોલ્યો, " કેસરમાલા ! આ અપહરણના કામમાં તુ ગુન્હેગાર જણાતી નથી. તો પણ માધવ અને વસંત વચ્ચે ઘણા દિવસના પ્રસંગો બનેલા હશે તેમાં તું સરીગત જણાયછે. સાચવવાને માટે વિશ્વાસ ઉપર તને રાખી તે વિશ્વાસનો તેં ઘાત કર્યો. માતાજીને તેં કંઇ વાત

કંઈ નહિ., માટે તને પણ શિક્ષા કરવી ઘટે છે. પણ તું અબળા છે તે ઉપર નજર રાખી તને માસ છની શિક્ષા કરવામાં આવે છે. સીપાઈ લેઈ જાઓ એને કેદખાનામાં. ” જાણે શીએ મ્હોટી સજા કરશે એવા ભયથી. પોતામાં ને પોતામાં સમાઈ જતી કેસરીનો શોકભાર લઘુ થઇ ગયો. સભા વિસર્જન થઈ. કચેરી બરખાસ્ત થઈ. પણ ફુલીની વાતથી કંઇક ઉંડા વિચારમાં ઉતરી પડતાં પ્રધાન ઘણી વાર પોતાને સ્થળે બેસી રહ્યો. પ્રથમ કોઇ વેળા ન દિઠેલી, ફુલીના હાથની ટચલી આંગળીએ, વિંટી હતી તે જોઇને તેને કંઇ પૂર્વ સંસ્કાર સ્ફુરી આવ્યા. ઇંદ્રજિત હણ્યા પછી સુલોચનાને પોતાની પુત્રી જાણી લક્ષ્મણને શોક થયો હતો. કંઇક તેવાજ પ્રકારનો શોક કારણ જાણ્યા વિના તે અનુભવવા લાગ્યો. અને પછી રાત્રી પડી ત્યારે એકલો એકલો આજના ન્યાયની ન્યાયતા ઉપર વિચારતો તે ક્યાં ગયો એ કોઇને સમજાયું નહિ.

અને આજનો ન્યાય! અહો ! ખરો ઇનસાફ આપનારા અધિકારીઓ કેવા ઠગાય છે ? માણસનુ કેવું અપૂર્ણ જ્ઞાન ? કેવો ખોટો ગર્વ ? મન પારખવાની શક્તિ વિના માત્ર શબ્દો ઉપરથીજ અભિપ્રાય બાંધનારા અધિકારીઓ શું કરવા પૂર્ણ ન્યાય આપ્યાનો ખો રાખતા હશે ? ધર્માસન આગળ આવી કોઇ ક્રોધી પુરૂષ કંઇ વધતું ઓછું બોલી ગયો તો ક્રોધે ઉત્પન્ન કરેલી ગાંડછાંમાં પણ તે લુચ્ચાઇથી બોલે છે એવો અર્થ શું સોએ પંચાણુ કામમાં નથી થતો ? વિસ્મૃતિથી બોલાતાં વચન અસત્ય ગણવાનો તો, જાણે, ધારોજ પડી ગયો છે. અથવા ઉદાર વૃત્તિથી, કે કોઈ વધારે બળવાન કારણથી અમુક વાત પ્રસિદ્ધિમાં મુકવાની કોઈ ના કેહેતો તેના ઉપર કેવા શક જાય છે ?. ત્યારે શું ન્યાયાધીશનુ કામ શક લાવવાનુ છે કેમ. ખરે, જે ન્યાયાસન અત્યારે સુખરૂપ ગણાય છે તે ન્યાયાસન ઉપર વિરાજનારને માથે કેટલી જવાબદારી છે એતો કોઇ ધર્મબુદ્ધિવાળોજ જાણે. સત્યશોધક બનવું એ સેહેલ નથી. કાયદામાં સત્ય શોધાતું નથી. સાક્ષીઓની જુબાનીઓમાં સત્ય શોધાતું નથી. ધમધમાટમાં સત્ય શોધાતું નથી, બારીક પ્રશ્નો પુછવામાં અને અલ્પબુદ્ધિના સાક્ષીને અંટીવાંળે લાવી અસત્ય બોલવાની ફરજ પાડવાજેવી તપાસણીમાં સત્ય શોધાતું નથી. સત્યના શોધનો આધાર જનસ્વભાવના અનુભવ ઉપર હોય

છે. અને જનસ્વભાવ પરખવાની શક્તિઓ બધામાં ક્યાંથી હોય ? અને તેને અભાવે ગાયનુ ભેંશ તળે ને ભેંશનુ ગાય તળે થઇ જાય તો શીનવાઇ છે ? ચાર હોંશીઆર હોય તે બરાબર સાક્ષી પુરી જાય–બરાબર વાત કહી જાય–બરાબર યુક્તિ કરી જાય, અને બીચારા અલ્પબુદ્ધિવાળા અણુસમજણમાં કંઇનુ કંઈ લવી જાય; તેટલાજ ઉપરથી ગરીબ માર્યા જાય તે માત્ર જનસ્વભાવ પરખવાની અશક્તિનુજ ફળ. જુવોને! આજેજ આ અનુભવી ન્યાયાધીશે. કેવો અનર્થ કર્યો? જે વાત કેસરી જાણતી નહોતી અને જેમાં પાછળથી ફુલીજ ઘાલમેલ કરતી હતી તે વાતમાં તેને દોષવાન કરી; તેમ જે વાત ફુલી જાણતી નહોતી અને જેમાં કેસરીજ અગ્રસરી હતી તેમાં ફુલી મારી ગઈ. કેવો અનર્થ! નિઃસંશય ન્યાયાધીશ એટલે સત્યશોધક થઈને પ્રસન્ન હૃદય રાખી છાંછું કરી પાલવે તેવો ન્યાય આપનાર ભાગ્યશાળી ગ્રહસ્થોએ પોતાની જવાબદારી–ઇશ્વરને ઘેર જવાબદારી–તો બરાબર સમજવી જોઇએ; તેમ બાહેરના દેખાવથી અભિપ્રાય બાંધવા કરતાં કાંક જન સ્વભાવ પણ જાણવો જોઇએ.

---

## પ્રકરણ ૨૬ મું.

### પલાયન.

લંકને રંક દેખાડે એવી, જાણે શંકરને પ્રસન્ન કરવાનેજ મદને બનાવી હોય એવી, મણિપુરીમાં ચંદ્રમાં કલંક જેવું કે સોનાની થાળીમાં લોહની મેખ જેવું બનેલું, એની એકાન્તમાં ત્રીજા આગંતુકની પેઠે અપ્રિય લાગતું દુષ્ટની દુષ્ટતાને રહેવાનુ ધામ હોય એવુ એક કારાગૃહ હતું. નર્કથી પણ વધારે દૂષિત માની આ નગરની સ્ત્રીઓ તેનુ નામ દેતાં કે સાંભળતાં સ્નાન કરી નાખતી. તેવા અંધકારથી લીપ્ત અને દુર્વાસથી પૂર્ણ હેજવાળા ભયંકર મકાનના એક ઓરડામાં દૈવના દંડને સ્વાધીન થઇ, સર્વ ઐહિક વિચારોથી વિરક્ત થઇ, કેવળ ઈશ્વરમય બની રહેલી ફુલી ન્હોતી કરતી યુક્તિયો કે ન્હોતી માંડતી વિજ્ઞાપનાઓ. પણ પાસેનાજ બીજા ખંડમાં રહેલી કેસરી તો અનેક પ્રકારના કુતર્કની જાળમાં ઘડીમાં રમતી હતી, ઘડીમાં ફસાતી હતી. વસંતબ્હેન જડવાથી તેને કંઈ હિત નહોતું. ઉલટું

નુકશાન. તેમ છ મહિના સુધી એની ભાળ ન લાધે એમ પણ બને નહિ. તે પછી ધૈર્ય ધારી આ કારાગૃહમાં છ મહિનાનો આવર્દા ઓછો શું છે કરવો? આવા ને આવા વિચારો કરતી આ દુષ્ટ સ્ત્રી ઘડીમાં આંગળીએ ભીત કોતરતી, ઘડીમાં અંગુઠે ધરા આલેખતી, ઘડીમાં લમણે હાથ મુકતી, ઘડીમાં આંખને રાતી કરતી, અઘટિત વિચારોથી હૃદયના અંધકારને બાહ્યાન્ધકારથી પણ અધિકતર કરી હજી પણ ફુલીનાં પીછે પીછાં ઉડાવી દેવાના ઉપાયો યોજવા લાગી. પોતાના જેવીજ ઠગારી આશાનો કંઠાશ્લેશ કરી જરા તે આનંદિત દેખાતી-તો પણ અનેક પ્રકારનાં કારણોથી બળતો, લાક્ષાગ્નિથી પણ મહા પ્રજ્વલિત-હૃદયાગ્નિ આ સાડાત્રણ હાથનુ માનવી શું શમાવે ? ખરે ખર ! તે કંપી ગઈ. તેથી ગમે તે ઉપાય કરી આ સ્થળેથી નાશી જવાનો તેણે નિશ્ચય કર્યો. ગમે તેવી તો પણ બાળક, એટલે પ્રથમથીજ તેણીએ સદગુણનુ સુખ અધિકારમાં માનેલું એટલે તે અધિકાર મેળવવા તેને કશું અકર્ત્તવ્ય નહોતું. શિવ પાર્વતી જેવાં રાજા રાણી, ધૂર્જટીની જટામાંથી પ્રસરતી ગંગાજેવી પુનિત રાજપુત્રી અને ચંદ્રિકા જેવી કલંકરહિત ફુલીના સહવાસમાં રહ્યા છતાંએ અધિકારની લાલસા, ફુલીનુ બહુ માન, અન્ય સ્થળે રાજ્યમાનિતી થવાની અભિલાષા અને દોડડાહ્યલી ફુલી ઉપર ચ્હીડ-એ સર્વથી અત્યાર સુધી જેવા તેને નીચ અને આડા અવળા વિચારો સૂઝ્યા તેવાજ તેથી પણ નીચતર વિચારોમાં તેણે ઉતરવા માંડયું. અને તે એમજ હોય. કાંકે આ સર્વ પુનિત જનો આગળ તેને નિરંકુશતા નહતી. આયના રૂપી અસ્તરથી તેના મનની વાત મનમાંજ રહેતી. અને તેને બાહેર ક્હાડવાને પોતાના જેવી અન્ય દાશી ન મળવાથી તે અન્યસ્થળે પોતાનુ મન આપી આવતી અને દુષ્કૃતિ હરી લેતી. તેમ કનકપુરમાં પોતાના પીયેરમાં ભાભી અને સાહેલીઓના થન થનાટ, તેમના પ્રપંચ, તેમની ધર્મસંમૂઢતા, તેમના પતિ પ્રતિ તિરસ્કાર, તેમુની પર પુરૂષ સાથે રમતો, તથા ધન અને સત્તા માટે તેમનાં અયોગ્ય કૃત્યનાં અનુકરણ કરવાની ટેવ એવી પડી હતી કે વાંક છતાં લઢવામાં, અવિનીત છતી અન્યને નિંદવામાં, દુરાચરણી છતાં બીજાનો દોષ કાડવામાં અને તેજ પ્રમાણે પોતામાં જેટલા દોષ તે સર્વને માટે બીજાઓને પ્રજેતીને પ્રાળકે ચ્ડાવવામાં તે પુરી નિપુણ થઈ હતી.

સ્વેચ્છાની પરિપૂર્ણતા વેળા ન્હોતો કોઇ તેને ભાઇ—ન્હોતી મા—ન્હોતો બાપ ન્હોતો માટી, કે ન્હોતાં રાજા રાણી—તેથી આ સમયે પોતાની મુક્તિ અને ફુલીનુ બન્ધન એ બે પ્રધાન સ્વાર્થ મેળવવા તેના શુષ્ક હૃદયમાં મહાઘોર પ્રચંડ વિચાર રૂપી રાક્ષસો ઘુમી રહ્યા હતા. અન્ય ઉપાયને અભાવે નીચ ઉપાયો તેનાં નયન આગળ નૃત્ય કરવા લાગ્યા. અને એટલામાંજ કટાઇ ગએલાં તાળાંમાં કટાઇ ગએલી કુંચીઓ ખડખડી, કટાઈ ગએલી સાંકળો ઉઘડી અને કટાઇ ગએલાં દ્વાર કટાઇ ગએલાં બરડવાં ઉપર ફર્યાં.

તત્ક્ષણ ભોજ્ય લેઈ અંદર આવતા દ્વારપાળને ફસવવાનો વિચાર કરી યુક્તિ ખોળવામાંજ આ કુલટા ગુંથાઇ. પરંતુ દ્વારપાળ તો ખાવાનુ મુંકી ધર્મબુદ્ધિથી પોતાને મ્હોંએ, ગભરાટથી કેસરીને મ્હોંએ અને ફરજથી દ્વારને મ્હોંએ તાળુ મારી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો; અને મિત્ર મંડળમાં ગમ્મત કરવા લાગ્યો, હુક્કા ગગડાવવા લાગ્યો, કસું-બા કહાડવા લાગ્યો અને લાવણી ટપ્પા કે ખ્યાલ ગાવા લાગ્યો તથા પ્ર-સંગે અકારણ ખડખડ હસવું આણવા લાગ્યો. પરંતુ આ વેળા પોતાનીજ ભૂલથી કે દીર્ઘસુત્રતાથી પાછી પડેલી કેસરીને ઘણી લાગણી થઇ. "દ્વા-રપાળે તો ઘણુંએ આંખ સામું જોયું પણ રાંડ શરમે જીભ ઉપર તાળું માર્યું " એવું કંઈક ગણુગણતી તે પોતાની જાતને ગાળો દેવા લાગી, પોતાની છાતીને કૂટવા લાગી, પોતાના કંઠને સૂકવવા લાગી અને પો-તાની આંખને ભીંજવવા લાગી. તો પણ પોતાના ઉપર આવેલો આ-વેશ ફુલી ઉપર ઢોળી પાડવાનો નિશ્ચય કરી પોતે બળતી છતાં સામીને બાળવાને તેણે એક રસિક ગાન આરંભ્યું. તેણે પાસેના ખંડમાં રહેલી અને દુઃખમાં પડેલી ફુલીને પોતાની ઉત્કૃષ્ટતા દેખાડવા રાસવિલાસના શ-બ્દ મો'ટે સાદે તાણવા માંડ્યા સર્વથા આપત્કાળમાં પણ કુબુદ્ધિ કુવિચાર-નોજ આશ્રય લે છે. અરેરે! વિષ તે અમૃત થાય ? આવી સ્ત્રીને કારાગૃહ શું શિક્ષા કરનાર હતું ! જો ગુન્હા કર્યાનુ ફળ દેખાડી અથવા ઇશ્વરને ઘેર કુકર્મને માટે આથી પણ વધારે કષ્ટ છે એમ સૂચવી સત્કર્મ કરાવવાનેજ ગુન્હેગારોને કારાગૃહમાં રાખવામાં આવતા હોય તો આ બુદ્ધિ થઇ ગએલા મનવાળી કુલટા સ્ત્રીને તો કશીએ અસર થવાની નથી. સદ્વિચાર, સદ્‌ગુણ અને સત્પાત્રતાનાં મૂળ બળી જઈ તે ઉપર પણ ચુનો

ચોપડાઇ ગએલા હૃદયને ધારનારી આ પાપિણી જેમ જેમ પાપ કરે અને દુઃખ પામે તેમ તેમ અધિકાધિક પાપમાંજ પ્રવૃત્ત રેહેનારી.

તેથી બીજે દિવસે અન્ન લેઇને જ્યારે દ્વારપાળ આવ્યો ત્યારે ઇસારા. કરી, ખુંખારા કરી, સીત્કાર કરી, નયન ઘૂર્ણાયમાન કરી, અંગ દેખાડી, મર્મવાકય બોલી, કૃષ્ણકર્મા ગોરીએ તેને લલચાવ્યો–તેને સમજાવ્યો, પણ પથ્થર ઉપર પાણી. મહારાજા કેસરીસિંહનો દ્વારપાળ પુંશ્ચલીમાં અને આવી નકટીમાં બધાય એવો નહોતો તેથી તેણે આંખો ચ્હડાવી તરવાર ઉપર હાથ મુકયો. કેસરી માન ભંગ થઇ, શરમાઇ ગઇ, ખશીઆણી પડી ગઇ. તેનું મ્હોં ઉતરી ગયું. તેના સર્વ પાસા વાંકા પડયા. ફુલીને છુટવાનો સંભવ જણાયો. પોતાનો છૂટવાનો છેલ્લો પ્રયત્ન અફળ સમજાયો. ન્યાયાધીશે તેને તરછોડી. દ્વારપાળે તેને ઠુંફાવી. કંઇ અવર ઉપાય રહ્યો નહિ. તેથી વનના અગ્નિએ વનનેજ બાળ્યું. પોતાનેજ હાથે તેણે પોતાના વાળ ખેંચ્યા, ચામ ચુટયાં, કપાળ કૂટયું, હાથ પગ ઘસ્યા. તે મરીજવા તત્પર થઇ. પરંતુ ફુલી ઉપર વૈર લીધા વિના મરવું એને ન ગમ્યું. તેમ તિરસ્કાર કરી ગએલા દ્વારપાળને પણ તડકો છાંયડો દેખાડયા વિના આ જીવિત તેને ફોકટ લાગ્યું. ફુલી અને દ્વારપાળનું સાથે લાગું કાટલુ કહાડવાનો ટુંકો ને સીધો રસ્તો તેણે ખોળી કહાડયો. "કાલે વાત" એમ બોલી તે કંઇ પશ્ચાત્તાપ કરવા લાગી;–પણ તે દ્વારપાળના ઉપર મિથ્યાપવાદ આરોપણ કરતાં વાર કરી તેને માટે. અંતે તેને નિદ્રા આવી, તે ઉંઘી ગઇ–લોથની પેઠે પડી. ઉંઘમાંએ તેના વદન ઉપર વક્રતા હતી તેના મસ્તિકમાં કુતર્ક હતા તેના હૃદયમાં નિર્દયતા હતી.

એમ કરતાં કરતાં રાત્રીના દશ વાગ્યા ત્યારે અચિંત્યુ દ્વાર ઉઘાડી કોઇ ભૂતના ભાઇ જેવો દેખાતો પુરૂષ અંદર દાખલ થયો. અંધકાર તો હતોજ તેમાં વળી રાત્રીનો વધેલો એટલે મ્હોંએ મ્હોં તો શાનું સૂઝે? પણ મનુષ્યની આકૃતિનો ભાસ પણ નયનથી ન થાય. ખંખોળતે ખંખોળતે, હાથ ફેરવતે ફેરવતે આ પુરૂષે સુતેલી કેસરી ઉપર હાથ નાખ્યો. તે ચમકી–ઝબકી–જાગી, પણ પડી રહી. અસ્પર્શ્ય દેહે કરાપાત કરી તેને ઢંઢોળી, બેઠી કરી, આ પુરૂષ બોલ્યો "મીઠી ? તે દિવસ રહી હત તો આ વલેહ થાત ? કહે હવે આવવું છે ? રાજા તો કોઇનાએ ન હોય."

કેસરી જેવી ચપળ સ્ત્રી તુરત સમજી કે કોકને ઠેકાણે કોકની સાથે આ કોઈ દારૂણ પુરૂષ વાત કરે છે પણ ગમે તે હો તેમાં પોતાનુ હિત માની તે છાને છાને બોલી, "ભૂલ થઇ, પણ હવે રસ્તો છે ?" અંધકારમાં આલિંગન દેઈ પ્રસન્ન થતો પુરૂષ બોલ્યો, "છે. પણ તું મ્હારી સાથે રહી હત તો આવું દુઃખ વેઠવું પડત? હવે ડાહી રેહેજે. થયું તે થયું. બારણે તો ગમે તેવો પણ તને તો હું "ખશ" કહેનાર નથી." અધીરી બની ગુએલી કેસરી બોલી, "વાત પછી. હવણે ચાલો. હું તમારાથી ક્યાં વેગળી છું?" આ વાતથી વિશ્વાસ આણી, હર્ષ માણી, ઝટ તેનો હાથ ઝાલી આ પુરૂષ ઉઠ્યો—બાહેર નિકળ્યો, એક ઝાડ ઉપર ચ્હડયો, ત્યાંથી કિલ્લા ઉપર આવ્યો, ત્યાંથી ભુસકો મારી હેઠે રહ્યો. ચંચળ કેસરીએ કચ્છોટ વાળ્યો. કાંચળી કસી અને ઝાડ ઉપરથી કિલ્લા ઉપર થઇ નીચે ઉભેલા પેલા પુરૂષના ખભા ઉપર પગ મુકી—તેના ઉપર પગ મુકયો—તે મુકયોજ.

રાત્રીના અંધકારમાં ઉતાવળે પગલે આગળ પેલો પુરૂષ અને પાછળ કેસરી એમ બન્ને જણ કેટલીએક વાર ચાલ્યાં ત્યારે ઘડીએ બારનાં ટકોરખાનાં વગાડયાં અને આ બન્ને ચોરજનને સ્વસ્થાને પહોચાડયાં. પણ કેસરીને લેઈ જઇ જોબો પેલો સૈનિક (અને ખરે તે શ્રીમાન્ કેસરીસિંહનો છૂટી ગયેલો નોકર હતો) તેના મ્હોં સામું જુવે છે તેવોજ શો તેનો ક્રોધ? શી તેની નિરાશા? શા તેના ધમ્ પછાડા? "રાંડ-લુચ્ચી! તેં મને છેતર્યો" એમ કહી તેના સામી તરવાર લેઇ ઉભેલા આ મૂર્ખ અને વિષયી સૈનિકને વિનંતી અને નખરાં તથા હાવ ભાવથી મંદ પાડી આ કુલટા બોલી, "કેદમાંથી છોડાવી, પોતાની કરી હવે આમ કરશો?—છે'દેશો?" પગ પછાડી સૈનિક બોલ્યો' "પણ તને કોણે બોલાવી'તી?" કેસરી:—"પણ તે હું શું જાણું?" સૈનિક:—"જાણ્યુંજાણ્યું ત્હારા બાપનુ કપાળ. પણ કહી દે. કયાં છે પેલી ફુલી.?" પોતે છુટયા પછી ફુલીને આબા દુષ્ટના હાથે પણ મુક્ત થવા દેવી તે આ નાગેણને ગમ્યું નહિ તેથી તુરત કંપતીકંપતી હાથ જોડી તે બોલી, "ભાઇસાબ, નામ નદેશો. પણ એતો કાલ રાત્રે તમારા આવતા પેહેલાં નાશી ગઇ છે. મ્હેં તો જાણ્યું મને છોડાવવા એણેજ તમને મોકલ્યા હશે. આથમણી દિશાએ જવાની હતી. ને રાત્રે રાત્રે ચાલવાનો ઠરાવ હતો." જરા વાર વિચાર કરી

મૂર્ખ સૈનિક બોલ્યો, "પણ ત્હારે માટે આજ વાટ જોવાની હતી કે નહિ?" ધ્રુજતે ધ્રુજતે "હા" કહી કેસરી હાથ જોડી નીચું જોઈ રહી. વિહ્વલ થયેલો આ સૈનિક ગાંડા જેવો સરરરસટ દોડી ગયો ફુલીને ખોળવા-પણ તેની આવી મૂર્ખતા ઉપર હસતી આ દુષ્ટાએ નાશી જવાને જરાએ વાર ન કરી. મઢડીમાંથી બહાર આવી ટેકરીથી નીચે ઊતરી જે રસ્તેથી આવી હતી તેથી સામે રસ્તે તે ઝપાટાબંધ ચાલી ગઇ. વેળાસર ધાર્યે સ્થળે પહોંચવાની ત્વરાએ તેના ભયને નિવાર્યો, છુટકારાની હુંફે તેના શ્રમને નિવાર્યો; તેથી શેષ રહેલી રાત્રીમાં ચાલ ચાલ કરી પ્રભાતમાં તેણે પરિચિત માર્ગમાં પગ મુક્યો. બે દિવસનો રસ્તો અર્ધ રાત્રીમાં કપાઇ ગયો જાણી તેણે ખરેખરૂંજ અનુમાન્યું કે કોઈ ઝાંડીને રસ્તે થઇ તે બાહેર નિઃસરી. પેલા મૂર્ખ કામીજનને તો તેણે એવી હડીયાદોટ કઢાવી હતી કે તે તો પાછો આવે એમ તેના મનમાં નહોતું તોપણ રાજ્યસૈનિકોનુ તેને ભય ભારે હતું, તેમ શ્રમે તો તેના સાંધેસાંધા રહી ગયા હતા તેથી તે છપાતી છપાતી ચાલતી કેટલીએક મજલે આવી ત્યારે એક બળેલા મડદાની રક્ષાનો ઢગ તેણે દીઠો. તેમાં પોતાનુ સર્વ દીલ ચોળી, તેમાંના કોલસા પોતાના વદન ઉપર ઘસી, વનની રાક્ષસણી જેવી બની, રખ્યાથી કેશ જાળને જટાજૂટ બનાવી કોઇથી ન ઓળખાય એવો બિભત્સ વેશ ધારી, ઘડીમાં વિકાળ રૂપ ધારતી, ઘડીમાં ગાંડી જેવી બનતી, ઘડીમાં ઝીથરીયેણુ ભીખારી જેવી દીસતી તે હળવે હળવે ચાલવા લાગી. અને આવા વેશમાં-તેનીજ ખોળે નિકળી પડેલા અનેક અશ્વારોને હસતી હસતી, મનનુ ધાર્યું કરવા અનેક યુક્તિયો રચતી રચતી, વનચરને પણ ભય દેખાડતી દેખાડતી; ફળ ફુલ ખાતી ખાતી, ખોળીને થાકી પાછાં વળેલાં ઘીકાં પડેલાં અને વિચારમાં ગળેલાં મનુષ્યોને ડરાવતી ડરાવતી, અવળા પંથ બતાવતી બતાવતી, જડ ઝાંખરામાં વિંટાતી વિંટાતી, પથનાં શ્વાનને નિવારતી નિવારતી, શ્રમ તથા પ્રજાગરને હરાવતી હરાવતી, વનનાં પશુઓને પણ ભડકાવતી ભડકાવતી-મણિપુરના દુરાચરણની બાહેર નિકળી જતી અધિદેવી હોય, ભર્તૃદારિકા વસંતવિલાસિનીની આલાબલા હોય, અથવા જ્યાં પગલાં કરે ત્યાં જડામૂળ કહાડનારી દૈવી કૃતિકા હોય, એવી આ કુટિલા કુલટા પિશાચણ કનકપુરીની કાલિમાંનો ઘટ ઉભરાવવાનેજ તેની પ્રાન્ત ભૂમીમાં ગઈ, પ્હો-

ચી. તેને મ્લેચ્છનોજ સ્પર્શમાં દૂષિત થવાની ચિંતાથી સુકાઇ જતી પુનિત નદીએ "ખળખળ" એવા આટકાવના નાદ ઘણાયે કર્યા પણ તેને ન ગણ-ગારતાં તેના દોડી જતા-નાસી જતા-સરી જતા જળમાં પોતાની સર્વ મલિનતા ધોઈને તે જળકૂકડીની પેઠે પાર ઉતરી ગઈ, અને શિયાળની પેઠે કનકપુરમાં પેસી ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

### કન્યાની શોધ.

પોતાને માટે યોગ્ય કન્યાની શોધ કરવાને સુગુણસિંહ દેશાન્તર ફરતો હતો તે તો આપણે પ્રથમ સૂચવ્યું. આપણા દેશમાં એવો રીવાજ છે કે છોકરીને માટે ઉચિત વર કન્યાનાં મા બાપજ ખોળી કાહાડે છે, ને ચોંલ્લો ન્હાનપણથી કરી મુકે છે. સુગુણને પણ તે પ્રમાણે થયું હતું. તદપિ લગ્ન સમયે કન્યા ગુજરી ગઈ તેમ નૃપતિની કન્યાનો સંભવ જણાયો તેથી શોકને બ્હાને તુરતને માટે તેનાં માત પિતાએ એ કામ પડતું મુક્યું હતું.

સુગુણસિંહ જાતે વિદ્વાન, અનુભવી અને ડાહ્યો હતો. તેને કંઈ મહાનની કન્યા ઉપર તાન નહોતું. પોતાને અનુરૂપ કન્યા મ્હોટા કુળમાં હોય કે ન્હાના કુળમાં હોય તેની સ્પૃહા રાખ્યા વિના તેની સાથે લગ્ન કરી જીવિત સફળ કરવાની તેની ઈચ્છા હતી. ધન, સત્તા કે માનની તેને અપેક્ષા નહોતી. સ્વશક્તિ શિવાય પરશક્તિ અને વિશેષે શ્વસૂર શક્તિથી સંચિત કરેલો અધિકાર, યશ કે પૈસો તેને અગ્રાહ્ય હતો. તે જાતે દયાળુ હતો અને સ્વભાવે નરમ હતો, પરંતુ દુષ્ટ જન ઉપર તો તેની આંખ ચંડીની અસિવત્ ફરતી હતી. કપટ તેણે કોઈ વેળા કર્યું નહોતું. પરંતુ અનેક પ્રકારનાં કપટને ચપટીમાં ચપટ કરી દેવાની તે શક્તિ ધરાવતો હતો. મધુર વચનથી, પરોપકારી કૃત્યથી અને મીલનસાર સ્વભાવથી તે સર્વ સાથે પ્રીતિ રાખતો. રાજ્યમાં તે ખરેખરો અજાતશત્રુ હતો. રાજ્યકન્યા ઉપર તેને પ્રીતિ હતી-પરંતુ તે મનસિજને અધિન નહોતો. તેમાં કુલીનાં શિક્ષણ તથા સૂચનથી અને વસંતનાં વચન તથા કૃત્યથી તેણે તેના પાણીગ્રહણનો લોભ મુકી દીધો હતો. પરંતુ સમય આવ્યે સૃષ્ટિનિયમ

વિરૂદ્ધ કુંવારા રહી સંસારઅરણ્યમાં જીવિતનુ રગસીયુ ગાડુ એમનુ એમ ખેંચવું એતો એના જેવા હાંસીલા અને હસમુખાને ઠીક ન લાગ્યું. તેથી દેશાટન કરવાને નિમિત્તે માતા પિતાની સંમતિથીજ તે કન્યા ખોળવા નકળી પડયો.

પરંતુ વાંચનાર! પિતાની રુચિ વિરૂદ્ધ તેનુ આ પગલું હતું એમ ક્ષણવાર પણ મનમાં ન લાવીશ. પોતાના વિવાહની વાત કુટુંબનાવડિલ વર્ગને સોંપવાની આર્ય દેશની ઉત્તમ રીતિનો તે પ્રતિપક્ષી નહોતો. રમત ગમતમાં કાહાડેલી બાલ્યાવસ્થામાંથી નિકળી તરૂણાવસ્થાને પેહેલે પગથીએ પગ મુકતાંજ આખા જીવિતના સુખ દુઃખના આધાર ભૂત લગ્ન જેવા મ્હોટા સવાલનુ નિરાકરણ કરવાનુ પોતાના અનુભવ વિનાના મગજનુ અસામર્થ્ય તે સારી પેઠે સમજતો હતો. વળી તે સારી પેઠે સમજતો હતો કે મદ અને મદિરાથી પણ વધારે ગંડક અને મૂઢ બનાવી દેનાર મદન ઉગતા નરની તો આંખોએ પાટા બાંધેછે, અને સારૂં નરસુ પારખવાની તેની શક્તિને હરી લે છે. તેને ખબર હતી કે પૂર્વ અનુભવ વિનાનાં આ સંસાર સાગરનાં માનવી પોતાનાં દેહ રૂપી નાવને જોડતાં જોડતાં એવી રીતે અથડાવે છે કે બન્નેના ભાગીને ચૂરે ચૂરા ઉડી જાયછે. વળી તેને ખબર હતી કે વિકાર રૂપી વિચિત્ર કાચનાં ચશ્માં ઘાલી—તરૂણ પુરૂષો તે કાચમાંજ રહેલા લીલા પીળા રંગ અન્ય વસ્તુઓમાં માની લે છે. તે બરાબર જાણતો હતો કે આર્ય દેશનુ લગ્ન કરાર નથી તેતો ઐક્ય છે અને આમ ભિન્ન જનોનુ ઐક્ય થવાને માટે અભિનિવેશની અપેક્ષા રહે છે. લીલુ વૃક્ષ ઇચ્છાનુસાર વળાય છે. તેજ પ્રમાણે બાળપણથી કન્યાના મનમાં વરનો અને વરના મનમાં કન્યાનો અભિનિવેશ એવો થઇ જાય છે કે મ્હોટી વયે લગ્ન થયા પછી સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં ડાબાં જમણાં અંગ બની રહેછે. તેમાં પણ આ જગત્‌માં પ્રાણી માત્રને માત પિતાથી વધારે અથવા તેમના જેવાં હિતૈષી તો કોઇ મળતાંજ નથી. તો પોતાના દસ વીસ વર્ષના અનુભવમાં ગુણ દોષથી બરાબર માહિત થએલાં માતા પિતા પોતાનાં છોકરાંને માટે ઇચ્છિત જોડ ખોળે તો તેમાં ઘણે અંશે હિતજ થાય છે એમ તે બરાબર માનતો હતો. સાથે એમ પણ માનતો હતો કે સ્વેચ્છાથી લગ્ન કરનાર જોડાં ઘણીવાર ખાંડાં થઈ જાય છે. ભુખ્યો થશે ત્યારે

અથવા ક્ષુધિત થશે ત્યારે અર્ધ વસ્ત્ર કાપી લેઇ-દગો દઇ મહા ઘોર રણમાં પોતાને વલવલતી મુકીને પુણ્યશ્લોક નળ નાસી જાય એવા છે એવું જો વૈદર્ભી દમયંતી જાણતી હત તો તે તેની સાથે લગ્ન કરત કે નહિ તે બાબતમાં શક રેહે છે. હંસનાં વખાણથી તે છેતરાઈ પણ વિદર્ભરાજ ન છેતરાત. આ સંસારની પ્રજાઓએ બુદ્ધિને અને સમય તથા સ્થળને અનુસરી જે જે ધારા બાંધ્યા છે તે પરિપૂર્ણ હોય એમ તો બનેજ નહિ પરંતુ લગ્ન સંબંધી ધારાઓમાં માતા પિતાની રૂચિ ઉપર વિવાહ રાખવાનો ધારો તેને ઓછો બાધકારક લાગતો હતો. તેથી તેના વિહારી મિત્રો અને ઉચ્છૃંખલ બરાબરીઆઓ તેને લલચાવતા પણ તે લલચાતો નહિ-અને માતા પિતાની આગ્રના તોડતો નહિ. છતાંએ તેની નિપુણતા ઉપર પૂર્ણ વિશ્વાસ આવવાથી માતાપિતાએ તેને આજ્ઞા કરી ત્યારે તે કન્યારત્ન ખોળવા નિકળી પડયો. જોવાનુ રહ્યું કે માતાપિતાનો વિશ્વાસ સ્થાને હતો કે નહિ-અને તેણે રત્ન સે રત્નજ ખોળ્યું કે પથ્થર.

તે અનેક સ્થળે ફર્યો, પણ તેની કંઇ ઈચ્છા પુરી થઈ નહિ. ભવસાગર તરાવે એવી સ્ત્રી-તરણી તો તેને ન જડી. અનુભવની ગાંસડી લેઈને તથા ધર્મની ધારણ ધરીને ઘેર જવાનો તેણે નિશ્ચય કર્યો. તે ઘર તરફ વળ્યો. પણ રસ્તામાં કનકપુરી આવી. કૌતૂહલે તેને પ્રેર્યો તેથી તે નગરમાં વિશેષ નહિ પણ કુંભારવાસો કરવાનો વિચાર કરી તે અંદર દાખલ થયો. પણ વિજયસિંહ મહારાજા જેવા પુનિત અને પાવન પ્રજ્વલિત અગ્નિ હોલાયા પછી આ નગરમાં રહેલાં કોલસા અને રખ્યા વિના બીજુ તેને શું જોવાનુ હતું.? એકજ રાતમાં શ્મશાનની સાધનાઓ, વેશ્યાગૃહોના પાન મહોત્સવો, દ્યુતસભાઓની ગોષ્ઠીઓ, ચોર સ્થાનોની વેહેંચણીઓ ફાંસીઆવાડની નિર્દયતાઓ, અને અખાડાઓની ધર્મભ્રષ્ટતાઓ તથા એવાં એવાં નીચ સ્થાનોની નીચતાઓ તેણે જોઇ લીધી, જાણી લીધી, અનુભવી લીધી. લોલ લલનાઓનાં કટાક્ષ બાણથી તે ઘવાયો નહિ. તેમના લાવણ્ય લીલા જળમાં તે ન્હવાયો નહિ. શઠની જાળમાં તે ફસાયો નહિ. મૂઠના અગ્નિમાં તે દાઝયો નહિ અને ધુર્તવિદ્યુતથી તે ભસ્મ થયો નહિ. એમ કરતે કરતે તે નગરને એક છેડેથી બીજે છેડે નિકળી ગયો અને એક ચોગાનમાં આવી ઉભો રહ્યો.

પણ અહીં તો તે મ્હાત થઈ ગયો. કોમળતા અને સુંદરતાથી કુલિનતા ધારણ કરતી એક આધેર સ્ત્રીને પરાધિનં કરી તેની લાજ લેવાને તૈયાર થયેલા ચાર અઘોરીથી પણ ઘોર કર્મ કરનાર રાક્ષસોને તેણે દિઠા. પાસે શસ્ત્ર હતું તે ઉપર હાથ તો ગયો-પણ જિજ્ઞાસાએ તેને જરા વિલંબ કરાવ્યો અને એક ઝાડની ઓથે સંતાડયો. રાક્ષસોએ તો "અહંયા ઠીક રમુઝ આવી છે." "ભલી સપડાઇ છે" રાંડ! મરણ કરતાં ઇશક ખોટો" એવા એવા શબ્દો બોલી "હા નાથ!" હે પ્રભો! "હા પુત્ર!" એમ કરૂણ બોલતી સ્ત્રીને દુઃખમાં ને દુઃખમાં મૂર્છિત કરી. પરંતુ આમ સાધ્યરહિત, ભાનરહિત, શક્તિરહિત સ્ત્રીના ઉત્તરીયનો છેડો ખેંચી આ ચાણ્ડાલોએ તો તેના રૂપનાં વખાણ કરવા માંડયાં, તેના ગુણનાં ગીત ગાવા માંડયાં. જરા વેળા વટી-એટલે કઠિણ સ્પર્શથી જાગૃત થએલી, મહા બળ કરી આ ચારેના ગ્રાહમાંથી છુટી જવા-તુટી જવા યત્ન કરતી આ અબળા ઉપર બળાત્કાર કરવાનો મનસુબો કરી, ગ્રામ્ય શબ્દ બોલી જેવા આ નીચ મદપો અયોગ્ય ચિહ્ન કરે છે. તેવીજ સુગુણની તરવાર આકાશની વીજળીની પેઠે હાથે લાગી ઉતરી અને બે જણનાં હલાલ કરેલાં રૂધિર પીવા લાગી. દુષ્ટો ગભરાયા. તેમણે થરથર કંપતા સ્ત્રીને છોડી દીધી પણ પલાયન ન કર્યું. તેઓ વ્યભિચારી, દગાખોર, અને માણસ મારા હતા તો પણ શૂરા હતા તેથી પોતાનાં શસ્ત્રોમાંથી તરવાર કહાડી બન્ને જણ સુગુણ ઉપર કૂદી પડયા. પટા રમવામાં કાબેલ અને રણયુદ્ધમાં પણ નિપુણ-એટલે વીર સુગુણસિંહને આ રાક્ષસોનો ડર નહોતો. તેમ આવેળા તેને જીવવાનુ કે મરવાનુ ભાન પણ નહોતું. એટલે આ દુષ્ટોને તો છુંદી છુંદી મારવા ને સામા સામી કચકચતા દાંત દેખાડી એક જણના ઉપર તો તેણે એવો ઉછળીને ઘા માર્યો કે તેના ઉભાને ઉભા બે કડકા થઇ ગયા. પણ બીજી બાજુ રહેલો આતતાઈ કંઇ એસી રહ્યો નહોતો. તેથી તેણે પાછળથી સુગુણને ઉપરા ઉપરી ચાર એવા ઝટકા માર્યા કે એકથી તેનો સ્કંધ કપાયો, બીજાથી તેની જમણી બાંહ્ય કપાઈ, ત્રીજાથી તેના બરડાની કરોડ કપાઇ અને ચોથાથી તેનો પગ કપાયો. તેથી તેતો લથડીને પડયો તુરતજ રાક્ષસ તેના ઉપર ચહડી બેઠો. પણ જેવો તે તેની છાતીમાં શસ્ત્ર ભોંકવાનુ કરે છે તેવીજ પેલી ગ-

ભરાયલી પણ ઉપકારબુદ્ધિવાળી સ્ત્રીએ પાછળથી તેનો શસ્ત્રવાળો હાથ ઝાલી રાખ્યો—ખેંચી રાખ્યો. પડયો પડયો પણ સુગુણ હતો તેથી તેણે જમણા હાથમાં રમતી તરવાર ડાબા હાથમાં લેઇ રાક્ષસના ગળામાં એવી મારી કે "રામ્હા" કહી તે ગડબડી પડયો. પણ પડતાં પડતાં તેની લાત પરોપકારી સુગુણના પેઢુમાં વાગવાથી તે મૂર્છિત થઇ ગયો.

રાક્ષસો મરાયા, શીયળ સચવાયું, પણ ઉપકાર કરનાર મૂર્છિત થયો તે જોઇને આ સ્ત્રી ઘણું આક્રંદ કરવા લાગી. ન સૂઝે તેને ઉપચાર કરવો કે ન સૂઝે તેને પાટો કરવો.

આવાં કર્મ જોઇને કાયર થયેલી રાત્રી વેળાસર નાશી ગઇ; અને કુકર્મ કરનારને ઉઘાડા પાડવા તેમના ઉપર સ્હવાર પડયા—પણ સુગુણસિંહને ઘવા વળે નહિ. ચાર શબ અને એક મૃત્યુંપ્રાય દેહ વચ્ચે બેઠેલી આ સ્ત્રીને જોઇ, સારૂં થયું કે, આ નગરનો કોઈ જન પાસે આવ્યો નહિ. પણ વાંગે વાત ચાલી. જીવતી ડાકણ ગામમાં ન આવે તેની બાધાઓ રખાઈ, હનુમાનજીના મંત્ર જપાયા, વિષ્ણુસહસ્ત્ર નામના પાઠ ભણાયા, મહા ગણોની આણોદેવાઇ. બૈરાં અને છોકરાં તો ઘરમાંજ પેસી ગયાં. વાસેલાં બારણાંની તડોમાં થઇને મુછાળા બનેલા મરદો રસ્તામાં જોવા લાગ્યા. પવનનો ઝપાટો સાંભળી વસ્ત્રની શ્લથતા થવા લાગી. અંતે કેટલા એક ઉચ્છૃંખળ કહેવાતા માણસો એક બીજાના સંગમાં હિમ્મત ધારી નગરના પ્રખ્યાત ભુવાઓને લેઇને, બાહેર જ્યાં આ સ્ત્રી હતી તે પ્રદેશમાં આવી પહોંચ્યા. ભુવે ભવાઇ માંડી. પણ કંઈ ભૂત ધુણ્યું નહિ. સ્મશાનની રખ્યા બશેરેક તો તેણે પીધી. "જંગલકા અઘોરી અઘોરી જંગલકા" એવા એવા બરાડા પણ તેણે ઘણા પાડયા. ડાખલાં પણ બહુ વાગ્યાં. માથુ પણ બહુ ધુણ્યું. લીંબુ પણ ઘણાં કપાયાં. લોબાન પણ બહુ બળ્યો. ખીરવડાં પણ ઘણાં ખપ્યાં. પણ મૂર્છિત પુરૂષનુ આશ્વાસન કરતી અને તેને પવન ઢોળતી સ્ત્રી ન બોલે કે ન જુવે. કાયર થઇ લોકોએ તેના ઉપર ઈંટાળા નાખવા માંડયા. બે ત્રણ તેના બરડામાં વાગ્યા. એક તેના માથામાં વાગ્યો. સારે ભાગ્યે તાલકું તુટયું નહિ. પણ કપાળ વચ્ચે વાગેલા ઈંટાળાએ રક્તસ્રાવ ઘણો થયો. તેથી હળવે રહી ઉભી થઇ તે ચારે તરફ બ્હેબાકળી જોવા લાગી. પણ ઇંટાળાનો વરસાદ વધ્યો. તેથી કાયર થઇ આ દુષ્ટોમાંથી નાશી જવાને તે દોડી. પણ તે કોઇને ખાવા દોડી એમ ધારી ચારે તરફ ભરાએલું ટોળુ મુઠીઓ વાળીને નાઠું. એક બીજા ઉપર પડે. એક

બીજાને ધક્કો મારે. આ વેળા ન્હોતી બાપને છોકરાની પડી, કે ન્હોતી ભાઇને ભાઇની પડી. મનુષ્ય પ્રાણી માત્રનો સ્વાર્થ આ સ્થળે બરાબર જણાઈ આવતો હતો. માથેથી ઉતરતી સગા બાપ ઉપર પણ પડવા દેઈ જીવતી ડાકેણના ગ્રાહમાંથી ઉગરવા અત્રે ભરાયલા લોકો જેમ નસાય તેમ નાઠા. કોઈની પાઘડી પડી, કોઈનો ખેસ ખશ્યો, કોઈનાં વસ્ત્ર ખશી ગયાં, તો પણ કોણ ઉભો રેહે ? બગલમાં જોડા ઘાલી આડુ જોવાને પણ ન રહેતાં અથવા સંગાસંબંધી કે સ્નેહીની ખોળ કરવા ન રહેતાં સર્વ કોઈ નગરમાં પેસી ગયા, પોતાને ઘેર જતા રહ્યા અને પાછળ આવનારને ધક્કો મારી પોતાનાં દ્વાર બંધ કરી કંઇ ખુણે ખોચલે ભરાઇ ગયા.

અહોમાણુસનાંજીવિતનેગાટેવલખાં !જેજીવજવાનોજ છેતેનેરાખવાનેમાટેકેટલા કેટલા ઉપચાર ? કેટલા ઉપાયો ? ત્રીજે દિવસે પણ પેટભર અન્ન ન મળતું હોય; પેહેરવાને બળોતીયાંજ હોય અને રેહેવાને શ્વાનની ખોડ હોય તો પણ મરવું ગમતું નથી. શું મરણમાં દુઃખ છે ? અથવા શું આ સંસારમાં સુખ છે ? શું જગતમાં એક પણ એવો ગ્રહસ્થ નિકળશે કે જે બરોબર સુખી કેહેવાય ? કોઇને કંઈ તો કોઈને કંઇ દુઃખ. અને આમ દુઃખ છે તો શાસારૂ મરવાને આટલો આચકો. ? અરે ! જેને વ્હાલાંનો વિયોગ થવાનો નથી, ધન ખોવાનુ નથી, નામ જવાનુ નથી ને આ સંસારમાં કશું લાધવાનુ કે પલાણવાનુ નથી અને જે શુષ્કારણ્યમાં એકલ વૃક્ષવત્ પંડેપંડ છે તેને યે મરણની વાત નથી ગમતી. " મોત આવે તો સારૂં " એવુ બોલનારા–અરે મોત આણવાને વિષ ખાનારા–પણ મરણ સન્નિધ થતાં કેવા ગુંચાય છે–કેવા આચકા ખાય છે. ? ચલ સંસારમાંથી અચલ મૃત્યુમાં જવાને શા સારૂં મનુષ્ય માત્રની અરૂચિ ? જો મૃત્યુ અવર સંસારમાં જવાનુ દ્વાર હશે તો તેમાં શું ખોટું છે ? જો તે માત્ર દેહ ભંગ હશે તો પણ દુઃખની બલા ટળી. જોતેરોઝત્યામત સુધી ડોઝકમાં રાખનાર ઇશ્વરશકિત હશે તો પણ શી અનીષ્ટાપત્તિ ? અથવા તે નિદ્રા જેવી પણ અત્યંત કે અનંત વિસ્મૃતિ હશે તોએ રૂડુ છે. પાપ પુણ્યનાં ફળનીજ જો ભીતિ હોય તો ફળ આપવું મૃત્યુના હાથમાં નથી. સર્વથા મૃત્યુનો ભય તે માણુસના અજ્ઞાનનુ ફળ છે. બાકી સમજુને તો જીવિત અને મરણુ બરાબર છે. ત્યારે શું આવોજ કંઈ વિચાર કરીને

આ સ્ત્રીનો ડર ન ધરી એક તેલીયા રાજા જેવો દેખાતો આદમી તેણીથી ચસ્યોએ નહિ ને ખસ્યોએ નહિ. ? જોઈએ છીએ.

કપાળ ઉપર અને જટા ઉપર પુષ્કળ સિંદૂર નાખીને, સર્વાઙ્ગે તેલમાં નાહીને, તેલીયુ વસ્ત્ર સજીને હાથમાં સ્ફટિકના મણકાની માળા ફેરવતો ફેરવતો જાણે તે આ જીવતી ડાકેણ જેવી સ્ત્રીને પોતા તરફ ખેંચતો હોય એમ દેખાયો: અને ખરે ! સર્વ લોકો નાશી ગયા—કોઇ ચકલું પણ રહ્યું નહિ ત્યારે તે એકલાજ રહેલા પુરૂષને જોઈ આ સ્ત્રી થંભી, તેને પગે પડી અને આશ્રય માગવા લાગી. તેલીયા રાજાની આંખમાંથી ડળક ડળક આંસુ પડયાં. તેનુ કારણ ન સમજતાં આ સ્ત્રી બોલી " મહારાજ ! શિદ રડોછો ? હું ડાકેણ નથી. પણ-" " હું જાણુંછુ, માતાજી ! પણ આપ અહીં કયાંથી "? " ત્યારે તમે મને ઓળખોછો ? " એવા તેણીના પ્રશ્નના ઉત્તરમાં તેલીયો રાજા થઇને પણ આણે તો તેને સાષ્ટાઙ્ગ દંડવત્ કર્યો અને તેને પોતાને ઉતારે આવવા કહ્યું. પોતાનાં લજ્જા, ધર્મ અને જીવ સાચવનાર કોઈ વીર પુરૂષને સાથે લાવવાની તેનીવિનંતી તેલીઆ રાજાએ સ્વિકારી. પણ જ્યારે તે મૂર્છિત છબિ એણે જોઇ ત્યારે એનો આશ્ચર્યનો પારજ ન રહ્યો. તે ચકિત થઇ ગયો. " સુગુણસિંહ ! " એટલું બોલી તે તેના ઉપર કેટલી એક વાર એક ટશે ને ટશે જોઈ રહ્યો. પેલી સ્ત્રી તો તેને વાયુ ઢોળવા પ્રથમ પેઠે બેઠી. પણ થોડી વારમાં આડાઅવળા જઇઆવી, કંઇ વનસ્પતિ લાવી, આ તેલીયા રાજાએ સુગુણસિંહની આંખોમાં અંજન કર્યું. તેથી તે ઝટ જાગ્યો અને જરા લેપની સાથે આળસ મરડી ઉઠયો. પણ શક્તિ કમી થઇ હતી. પોતાની પાસેનો બનાવ સ્વપ્ન નથી પણ ખરો છે એમ પોતાના નબળા પડી ગએલા મન સાથે નિશ્ચય કરી, તેલીયા રાજાની આકૃતિમાં કંઇ પૂર્વની ઓળખ પાડી તે બોલ્યો "મહાભાગ! આપ કોણછો ? સતી ! આપ કોણછો ? જેમણે મ્હારી મૂઢાવસ્થામાં પણ આમ સેવા કરી. ? " પ્રથમ પ્રશ્ન ઉડાવી તેલીયો રાજા બોલ્યો " ઉઠો, ઝટ કરો. આ ભયંકર સ્થળમાં વધારે રેહેવું વાજબી નથી. " એમ કહી બન્નેને ઉઠાડી બન્નેનાં હાથ ઝાલી પોતાની એક ઝુંપડી તરફ લેઈ જતો અને રડતો કકળતો તે બોલ્યો "દીનને પોતા જેવા બનાવી મુંકનાર, અનાથના નાથ, કીર્તિના અધિપતિ, રાજરાજેશ્વર અખંડ

ભૂમંડલૈકમલ્લશ્રીમદ્વિજયસિંહની પટરાણી રાણી સુજાણબા તે આજ છે.”
રાણી હૈયાફટ રડી પડી. સુગુણું છાતીએ હાથ મુકી—ઉંડો ઊતરી ગયો.
અને તેલીયો રાજા બોલ્યો ગયો “દુષ્ટની દુષ્ટતાએ તેને આમ કષ્ટ સ્હેવું
પડયું છે. તે દુઃખનો અંત આવ્યો. અને હે સુગુણસિંહ! તે આપના પ્ર-
તાપથી.” સુગુણસિંહ ચોંક્યો. પોતાનુ નામ આણે શીરીતે જાણ્યું તે તેને
સમઝાયું નહિ. પણ પ્રધાને કહ્યું “ચોંકશો નહિ. હું તેલીયો રાજા બ-
ન્યોછું તે સર્વ જાણું. પણ હવે સાંભળો, આ સર્વ સુવર્ણપુરના રાજ્યની
તે માલિક છે., જેના દૃષ્ટિપાતમાં મોક્ષસુખ ગનાતું, જેના દર્શનમાં કલ્યાણ
હતું, જેના આગળ નામ બોલાય તેમાંજ ભાગ્ય હતું અને જેની છાયામાં-
જ વિશુદ્ધિ વિસ્તરતી તે આ સીતા જેવી સતીનુ રક્ષણ કરનાર આપને
ધન્ય છે. ખરેખર ! હું આપનો શેં બદલો વાળીશ ?”

આટલું બોલતાં બોલતાં એક ગંજાવર કુવો આવ્યો; તેની પાસે કે-
તકીની બે બોળ હતી તેમાં થઇ એક નાની ટેકરીની ગુહામાં પોતાની મ-
ઢુલી હતી તેમાં તે આ બન્ને શ્રમિત થએલાં મનુષ્યોને લાવ્યો. બન્નેને
ઘટિત આસન આપી પોતાના એક શિષ્ય પાસે રસોઈ કરાવી તેણે બન્નેને
જમાડયાં અને સુવાડયાં. અંતે સાંજ ઊપર રાત્રી પડી ત્યારે સગુણસિંહ
અને રાણી સુજાણબા જાગૃત થયાં ને તાજાંએ થયાં.

વલવલતીરાત્રીએકાલિમાવધારવામાંડી.કનકપુરીનાસોનાનાસૂર્યજેવામહારાજા-
ના પ્રતાપમાં અસ્ત થએલા, નાસી ગએલા, ગુમ થઇ ગએલા ક્ષુદ્ર જનોની
પેઠે તારાઓએ અંધકારમાંજ તેજ ધારણ કરવા માંડયું. પવનની નિરંકુશતા
વધવા લાગી. જરા છેટે વેહેતી નદીનો કળકળાટ કર્ણગોચર થયો. પાસે-
ના કેતકી જેવા પરોપકારી વૃક્ષે સંગૃહેલા સર્પોએ ડાખલીઓ વગાડવા માંડી.
તુરી તમરાંએ કંઈ કંઇ પ્રકારના રાગ ખેંચવા માંડયા. ઝાંખો બળતો દી-
પક પવન જેમ ડોલાવે તેમ ડોલવા લાગ્યો, અને સ્વભાવે પ્રકાશકર છતાં
પોતાનાજ અગ્ર ભાગમાં મોગરો ધારીને કૃષ્ણતા સજવા મંડયો.

આ વેળા તેલીઓ રાજા અને તેનો શિષ્ય તથા સુજાણબા અને સુ-
ગુણસિંહ અનેક પ્રકારની વાતો કરવા લાગ્યાં. સુજાણબાએ પોતાની વીતક
કહેવા માંડી. “અમરપુરીના રાજા સાથે ચોથની તકરાર પડવાથી તેની
સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાનો માહારા પ્રાણનાથે ઠરાવ કર્યો તેને બીજે દીવસ

તેમનુ શું થયું તે કંઇ જણાયું નહિં. તેઓ ગયા ગયા થઇ રહ્યું. કેટલો-કાલ વીત્યા પછી તેમની ગાદી ઉપર રાયમલ્લજી બેહા. તેમણે પોતે જ-વાને બદલે અમ્હારા છૈયા જેવા, અમારા ડાહ્યા, ગુણશીલ ચંચલ અને ધાર્મિક પ્રધાન મજ્મસિંહને અમરપુરી મોકલ્યા–પણ દૈવની ગતિ ન્યારી છે. જે દિવસથી મહારાજાધિરાજ ગુમ થઈ ગયા તે દિવસથી કનકપુરીના સુખને માથે પાણી ફરી ગયું. હાયા ત્યારપછીની અમારી દ-શાએ નહિ કેહેવાય–છૈયાં ગયાં, મદનને ગળે શોભતી અમ્હારી માનીતી કુ-સુમાવલિ ગઈ, પ્રધાન ગયો. અને હું એકલી અકર્મી કાંણ જાણે શાંયે પાપ કરનારી હજી જીવુંછું ને દુઃખ પામુંછું" એમ કહી તે માથાં કુટવા લાગી અને મહાદીન રૂદન કરવા લાગી. સુગુણે અને તેલીયારાજાએ તેને છાની રાખી. ડુસકાં ભરતો શિષ્ય તો પરાધિન ઉભેલો સોંકળે બાંધેલો સિં-હની પેઠેજ છુટવાને આગ્રહી બની રહ્યો હતો. કેટલીક વાર બીજી વા-ત કરી આડી અવળી કથાઓમાં, મન પરોવી પુનઃસતી પાસે તેલીયારાજાએ તેના વીતકની વાત કહડાવી. તે બોલી "પછી હું કેટલોએક કાળ કારાગૃહ-માં રહી-કેટલોએક કાળ એક કૃત્રિમ બેટ જેવા નાહાનાપણ સુશોભિત રાજ્યના કોઇ મ્હેલમાં રહી. ત્યાંથી મને ઘસડીને પાસેની દીર્ધિકામાં નાંખી. આ દુઃખ ભોગવવાં લખ્યાં હશે તે જીવ ઝટલઈ કેમ જાય? તેથી ઊંડા પા-ણીમાં ન પડતાં જળની અંદરની એક ધુટણસમી પાળ ઉપર હું પડી અ-ને જીવી. ત્યાંથી ખેંચાઇ. કારાગૃહમાં ભૂખ તર્ષે સૂકાઈ. સો લાંધણે મરણ ન આવ્યું ત્યારે આજેતો લાજ અને જીવ સાથેલાગો લેવા આવેલા કોઇ ચંડાળોના ગ્રાહમાંથી આ ભાઇએ મુંકાવી." એટલુ બોલી રાણી સુગુણને પગે પડી. તેના નેયનમાંથી ચોધાર આંસુ વેહેવા લાગ્યાં; તેને પરસેવાના જેબે જેબ ઉતર્યા. પણ એટલામાં પેલો શિષ્ય કંઇ ઈસારતથી કે સ્વેચ્છાથી તેને ગળે વળગી પડયો અને ગદ્ગદ કંઠે "બા આ રહી ત્હારી અભાગિ-ણી બીમલ" એટલુ બોલી જાણે તેના દેહમાંજ પેસી જવા લાગ્યો. શાણુ કે સાચું એમ વિચારતી ટગરટગર જોઈ રહેતી, હસતી અને રડતી, દેવી-સુજ્ઞાણબા તો શિષ્ય રૂપે રહેલી વિમળીને ચુંબને ભરી દેવા લાગી, અશ્રુએ ન્હવરાવવાં લાગી- અને આશ્લેશે ચાંપવા લાગી- ચકિત અને મુ-દિત થએલો સુગુણ તો "આ બનાવ જોઈજ રહ્યો" પણ જ્યારે તેલીયારાજાએ

સજળ લોચનથી અને ભાગ્યા તુટયા અક્ષરથી કહ્યું કે કુમાર માધવ જીવે છે" ત્યારેતો ખરે, રાણી મૂર્છિત થઇગઇ, વિમલ બ્હેન મૂઢ થઇ ગઇ અને સુગુણ દંગ થઇ ગયો. સમયસૂચકતાને દાસ્ય કરાવનાર તેલીયારાજાએ જળ વતે માતાજી સુજાણબાનાં નયનકમળ સિંચ્યાં–તેમનાં અનેક રીતે આશ્વાસન કર્યાં. દેવી જાગી; વિમલાને ભેઠી પડી. અશ્રુમાં વહેતી અવિરલ જળધારાથી હૃદયનો પ્રેમ બરાબર નિકળી ન સક્યો હોય તેથીજ બેસ્તનમાંથી દૂધની ધારાઓ છુટી. દેવી ગાંડા જેવી થઈ ગઈ, તે લવરી કરવા લાગી. " ઓ મ્હારી વિમલી– ઓ માધુ! તુ કયાં છુ? મ્હારે આવો દહાડોએ હશે? ઓ ભલા આદમી–અરે ઓ રાજા! મ્હારો માધુ કયાં છે તે મને કહો. હું તો દોડતી દોડતી જઇશ. એક વેળા તેનું હસતું મ્હોં જોવા હું ધૂળ ખાતી ખાતીએ જઇશ, પણ કહો કે તે જીવે છે અને સુખી છે–કહો, રાજાજી, કહો, તે કયાં છે. તારકેશ્વર દર્શન કરવા જતાં પાછાં ન આવનારાં મ્હારાં બાળુડાં, તમારે શું થયું હું"? તમે કયાં ગયાં? હાય હાય! તમને કોણે ખવરાવ્યું–કોણે પીવરાવ્યું–કોણે તમારી હઠ પુરી કરી–તમને કોણે મનાવ્યાં? ઓ મ્હારાં છોકરાં–મ્હારાં બાળુડાં છોકરાં–કોણે તમને રમાડયાં, દીલ ચોળી ન્હવરાવ્યાં? માબાપ વિના તમે કયાં રઝળ્યાં? ઓ બેટા! માધુ–તું, કેમ દેખાતો નથી. વિમળીને મુકી કયાં નાશી ગયો? બેટા! ત્હારી માનુ શું થશે તેનો વિચાર કેમ ન કર્યો? ઓ મ્હારી વિમળી બા તું કયાં ગઇતી–કોણ તને લેઇ ગયું'તું?" બે સ્તન વચ્ચે માથું ઘાલી બેઠેલી વિમળા રડતે રડતે "બા! છાંની રહે! હું કહીશ, બધુ કહીશ. તું ધીરજ ધર. બા ત્હારાં દર્શન માટેતો મને બહુ થતુંતું. પણ બા, તને કોઇ આણી આપતું નહિ; તે ત્હારા વિના તો એવું થાય? પણ તું છાની રેહે. હીંડ ભાઈને વેળાસર મળીએ." ભૂખથી, તર્ષથી, ચિંતાથી, પ્રજાગરથી, મૂર્છનાથી, મારથી, ભયથી અને વિરહથી આર્ત અને નિર્બળ છતાંએ પુત્રને મળવાની વાત સાંભળતાં તે ઝડફ લઈને ઊઠી; પણ પાછી અતિ શ્રમથી પડી અને મૂર્છિત થઇ. રડતી કકળતી વિમળા અને સુગુણ તેનો ઉપચાર કરવા લાગ્યાં પણ કંઇ ધવી વળી નહિ. આ મૂર્છા ઘણી ચાલી. રાણી પથારી વશ થઈ. પણ મૂર્છામાં–પથારીમાં–જાગૃતીમાં કે ઉંઘમાં કે સ્વપનામાં પણ વિધવા બનેલી સુજાગુબાને તો વિમળીઅને માધુનાજ જપ ચાલતા હતા. સર્વથા વિધ-

વાઓને તો છોકરાંનુજ આલંબન છે. અથવા પુત્રવાત્સલ્ય !

પુત્ર ઉપરનો પ્રેમ કેવો છે? પોતાના શૃંગારનુ કારણ, પોતાના યૌવનનો માલી, પોતાના સુખ દુઃખનો સાથી, પોતાના પ્રાણનો પતિ અને પોતાનુ સર્વસ્વ એવો પોતાનો ગુણવાન, રૂપવાન, દ્રવ્યવાન અને બુદ્ધિમાન ભર્તા દગો દેઇ, પરાધિન થઇ, મૃત્યુનગરમાં જાય છે અને ફરી મ્હોં નથી બતાવતો, તો પણ એક ન્હાનકડા બાળમાં વિશ્વાસ રાખી, તેનામાંજ પોતાનો આધાર માની એક વિધવા સ્ત્રી કેવી તેના ઉપર જીવનદોરીને ટંગાવે છે? પુત્રને માટે દાન, પુત્રને માટે સ્નાન, પુત્રને માટે જપ, પુત્રને માટે તપ, પુત્રને માટે બાધાઓ, પુત્રને માટે આખડીઓ; અરે ! પુત્રને માટે વ્યભિચાર! નિઃસંશય પુત્રપ્રેમ અલૌકિકજ છે! જેટલો સ્નેહ પોતામાં દેખાતો નથી, રહેતો નથી તેથી પણ દસ ઘણો વીસ ઘણો અને સો ઘણો આત્મજની એક તર્જની ઉપર રેલી રેહેછે, વળી રહે છે, તે હે પ્રભો! ત્હારી અકલગતિનીજ ખૂબી બતાવે છે. પુત્રને માટે કેટલાએ પ્રાણ તજ્યા? પુત્રને માટે કેટલાએ વૈરાગ્ય સેવ્યો? પુત્રને માટે કેટલાએ યાત્રાઓ કરી? પુત્રને માટે કેટલાએ કષ્ટ વેઠયાં? પુત્રને માટેજ દ્રોણે શસ્ત્ર સાથે જીવ મુંક્યો હતો. પુત્રને માટેજ શ્રવણનાં માતાપિતાએ અંધાપો સ્વીકાર્યો હતો. પુત્રને માટેજ પતિએ છોડેલી સતી સીતાએ દેહ ધારણ કરવાના કારણમાં રામચંદ્રને કેહેવરાવ્યું હતું કે.—

"किंवातवात्संतवियोगमोघे
कुर्यामुपेक्षांहतजीवितेस्मिन्
स्याद्रक्षणीयंयदिमेनतेजः
त्वदीयमंतर्गतमंतरायः"

અરે! દયાળુ કોમળ સ્ત્રીજાતિ દ્રૌપદિએ પુત્રને માટેજ અશ્વત્થામા જેવા બ્રાહ્મણના પુત્રની કોપરીમાં સ્નાન કર્યું હતું! અહો! પુત્રસ્નેહ શું શું નથી કરાવતો? પુત્રને માટે ઘોરમાં પણ ઘોર કર્મ ધર્માત્માઓને કરવાં પડે છે, અને અનેક પ્રકારનાં અભૂતપૂર્વ કષ્ટ સ્હેવાં પડે છે! અરે! રગેરગ કીડા પડયા હોય, અંગેઅંગ વ્રણ પડયા હોય અને આખે દેહે નખશિખ દુઃખભાર ભર્યો હોય તોપણ પુત્રને માટે કેટલા લોકો જીવવાનાં ફાંફાં મારે છે? નહિતો પતિ ગયો, રાજ્ય ગયું, માન ગયું, સૌભાગ્ય ગયું, વય

ગયું, સત્તા ગઇ, સુખ ગયું, સ્વાતંત્ર્ય ગયું અને પોતાનુ સર્વસ્વ ગયું–કાંઇ ન રહ્યું–તોપણ, પુત્રને મળવાને માટે, તેની ભાળ કહાડવાને માટે, આ કુસુમ જેવી સકોમળ વનિતા, રાજ્યપત્ની, ધર્મપત્ની, શું કરવા, ગાળો, માર, તિરસ્કાર, વ્યભિચારી ઈસારા, અને બળાત્કાર, વેઠીને પણ જવા બેઠેલા જીવને જાળવી રાખે? શું કરવા પતિ સાથે સહગમન કરાવતી અગ્નિની ચીતા કરતાં શતઘણી ખેદકર આ સંસારની ચિતા ઉપર તે ભડકે બળે, તરવરે, તરપડે? શું કરવા? માત્ર પોતાના "અસ્યા"નુ વદન જોવાનેજ. બીજુ કંઇ નહિ. બાકી ક્ષત્રાણી જેવી રીસાળ અને ગોપી જેવી પ્રેમાળ સુજાણબાં પતિ જતાં એક ક્ષણ પણ જીવે? સર્વથા પુત્રવાત્સલ્યનુ ચક્રવર્તિત્વ સિદ્ધજ છે.

આવા અને તેમાં વિરહથી ઢગલો બનેલા અને દુઃખથી ગાઢ બનેલા પુત્રસ્નેહથીજ બળતો દીપક પુત્રને સન્નિધિમાં જાણી પડપડવા લાગ્યો. અતિ શોક સહન કરનારી સતીથી અતિ હર્ષ સહન ન થયો. તેની મૂર્છા લાંબી પહોંચી, તેની અશકિત તેથી વધી ગઇ તેલીયા રાજાની આજ્ઞા પ્રમાણે ઉપકાર બુદ્ધિ વાળી વિમળા તથા પરોપકારી બુદ્ધિવાળા સુગુણે કેટલાએક દિવસ તેની ચર્યા કરી.

---

# પ્રકરણ ૨૮ મું.

## અમંગલ પલમાં નિર્બલતા.

મરતે મરતે દુષ્ટે કરેલા પ્રહારથી સુગુણને ઘા થયેલો તો કારી–પણ તેના ચડતા લોહીમાં તે કંઇ બહુ જણાયો નહિ. થોડી વેળા તેને મૂર્છા આવી હતી, થોડી વાર તેને ઘ્હેરાટ રહ્યો હતો. અને થોડી વાર તેને અશકિત આવી હતી. પણ તે સર્વે થોડી થોડી વાર. જેમાં પણ વિમળા જેવી ચંચળ, ચકોર અને બાંધાદાર રૂપાળી કન્યાની સાથે મહારાણી સુજાણબાની સેવા કરવાનો જ્યારે તેને પ્રસંગ આવ્યો ત્યારે કાંતો સાજો થયો હોય કે કાંતો પોતાનુ સર્વ દુઃખ વિસરી ગયો હોય એમ તે જાતની પણ સ્પૃહા રાખ્યા વિના ઘડીમાં તેને પવન ઢોળે, ઘડીમાં તેને તેલ ચોળે, ઘડીમાં તેના પાદદ્વય દાબે અને ઘડીમાં તેનુ માથુ દાબે.

તેમ આશાથી પણ વિમુકત થએલી વિમળાએ સંકષ્ટના મહાસાગર-

માં વિષયાકાંક્ષા રૂપી વાત્યાથી ઉઠેલા પ્રચંડ તોફાનમાં તણાતી–દબાતી, ગુંગળાતી પોતાની માતા-વ્હાલી માતાને ઉગારનાર, તારનાર, બચાવનાર સુગુણસિંહને જોઈને ગત વાતને વિસારી દીધી. જાતે ગુણજ્ઞ અને સમજુ, એટલે તે સુગુણના ઉપર ઉપકારબુદ્ધિથી જોવા લાગી. અને માતાની લજ્જા તથા તેનુ જીવિત સાચવનાર ઉપર કોને પ્રીતિ નથી આવતી? કોણ તેનુ ઓશીયાળું નથી થતું? તેમાં વળી નિરંતર સહવાસ થયો. એટલે પ્રથમ જે ઉપકાર બુદ્ધિ હતી તેણે પ્રીતિનુ રૂપ ધારણ કર્યું. ચતુર છતાંયે સુગુણ પ્રથમ આ વાત સમજ્યો નહિ. અનુભવી છતાંયે પ્રથમ વિમળાએ આ વાત પોતાના મન સાથે માની નહિ. નવી ઊગેલી વિકૃતિ તે ઉપકારની પરિસીમા સમજાઇ તેલીયા રાજાને મરવાને પણ અવકાશ નહોતો. તેના વેશ, તેની ક્રિયાઓ, તેની સાધનાઓ આદિમાં તેને જંપવારો નહોતો. તેથી તે સુજાણબાની સેવામાં રહેલાં આ બે ઈશ્વરનાં રમકડાંની રમત ઉપર વિશેશ લક્ષ આપી શકતો નહોતો. અને સુજાણબા તો પથારીવશ હતી. મદનની નિરંકુશ અને નિર્ભીત પ્રવૃત્તિને કોઈ બાધ કરનાર નહોતું. તેથી આ બન્નેની પ્રીતિ પરસ્પર વધતી ગઈ. પ્રીતિમાંથી અભિનિવેશ થયો, અને અભિનિવેશે કાંક અંતરની વાત પ્રસિદ્ધ કરવા માંડી. હૃદયમાં ઠરેલો પ્રેમ ચક્ષુમાં આવ્યો; ત્યાંથી ત્વચામાં આવ્યો. પ્રથમ ઇસારા થયા. પછી નખરાં થયાં. સરલ ભાષામાં શ્લેષ વિશેષ આવવા લાગ્યો. પણ પ્રિયતર લાગતો વિકાર કોઈએ દબાવ્યો નહિ. પ્રીતિની અંતર્વલ્લી એટલી પ્રસરી કે તેણે બુદ્ધિને તિરોહિત કરી. સમય પણ અનુકૂળ વર્ત્યો. અને અવશ્ય પ્રસંગે થતી એકાન્ત સ્વૈચ્છિક બનતાં એક બીજાની વિશ્વાસની વાતોનાં કથન થવા લાગ્યાં. મૃત્યુના ગ્રાહમાંથી મુક્ત થયા પછી અને પ્રિય ભાઇથી વિખૂટી પડયા પછી વેશ્યાને ત્યાં પોતાને વેચવાને માટે રથવાહક તથા દાસી બનેલી તેની સ્ત્રીના વિચારો,–ઉમ્મરે પહોંચ્યા પછી ધન માટે વ્યભિચાર કરાવવા આ બે કુટિલ સ્ત્રી પુરૂષના સંકેત, છેવટ ગણિકાને ત્યાં ક્રય, ત્યાંથી પોતાનુ પલાયન, અને ત્યાંથી શ્રીપુજનો આશ્રય આદિ પોતાની વિલક્ષણ અવસ્થાઓનુ તથા તે સમયે પોતાના મનમાં થતા વિકારોનુ યથાર્થ વર્ણન કરી વિમળા પ્રીતિની સાંગ એવી ઉંડી ખોસતી હતી કે સુગુણરૂપી પ્રેમકૂપમાંથી સ્નેહનો ભુવો ફુટતાં તે તેની ચક્ષુઓ રૂપી ખોડ આગળ

થઈ બાહેર ઉભરાઇ જતો, વેરાઇ જતો, ઢળી જતો. આણીતરફથી ફુલી ગળતાં પહેલાં પોતાનાં સાહસ કર્મ, અને ત્યાર પછી પોતાની વનની વીતક વર્ણવતો વર્ણવતો તથા પોતાના અનુભવ અને સૃષ્ટિસૌંદર્ય વખાણતો વખાણતો સુગુણ વિમળ વિમળાને પ્રેમના વમળમાં એવો નાખતો કે ન જાણતાંએ તે તો તેનીજ થઇ ચુકી હતી. ખરેખર ! તે ભૂરકાઈ હતી. પરંતુ કન્યાની શોધને માટે સુગુણે આટલું દેશાટણ કર્યું અને તે કન્યા હજી જડી નથી એ વાત જ્યારે વિમળીએ–ગરીબ વિમળીએ સાંભળી ત્યારે આહા ! શી તેની ઉત્કંઠા, શી તેની ચિંતા ! " હજુ કન્યા નથી જડી " એવા સુગુણના શબ્દો રૂપી વજ્રે તેનુ કાળજુ વિંધી નાખ્યું. "હજુ" માં તો પોતે પણ આવી ગઇ, પોતે પણ નલાયક ગણાઇ, પોતે પણ તરછોડાઇ, એવા વિચારે તેને હડકલા હલાવ્યો. એકલી એકલી તો તે બીચારી રડ રડ કરે. સુગુણના સંગમાં વ્હીલી-ફીકી–ઉદાસી દેખાય. ત્યારે એને પ્રીતિ નહિ હોય ? મિઠુ બોલવાનો આ સુગુણ નામ ધરાવતા શહનો વિચાર હશે ? એને કંઇ દોષ દેખાયો હશે ? ગણિકા અને ગોરજીને ઘેર જવાથી તે દૂષિત સમજતો હશે ? કોણ જાણે. શું કળાય? પણ એટલું તો ખરૂંજ કે વિમળા વહુ યોગ્ય છે એવું એણે ઇસારામાં પણ સૂચવ્યું નહોતું. અને ગરીબ બીચારી વિમળા–નિર્દય કામદેવે તેને રગે રગે દાવાનળ સળગાવ્યાં. સુગુણે અગ્નિ ફુંક્યો. અસહ્ય વેદનાથી મરવાને તત્પર થએલી આ કુલજાને ન રહ્યું માતાની સેવાનુ ભાન કે ન રહ્યું ભાઈને મળવાનુ તાન. પણ આ સ્થિતિ વિમળાનીજ હતી કે ? ના,ના. સુગુણસિંહ પણ આવીને આવીજ દશા અનુભવતો હતો. આ પ્રિય પણ દુઃખદ સ્થળમાંથી નિકળી જઈ, નાસી જઇ સર્વ વાત વિસારે નાખવાના ઠરાવો તે રોજ કરે, અને તે ઠરાવો અમલમાં લાવવા પ્રતિજ્ઞા કરે; પણ મદનની નાગપાશથી કોણ ક્યારે છુટયો ? આમ વર્ષ સમ ગણાતા દિવસો કેટલાક વહી ગયા. રાણીને મટયું, તેલીયા રાજાનુ કર્ત્તવ્ય પુરૂ થયું. હાલ આ નગરમાં હવે વધારે ન રહેવાનો ઠરાવ થયો. કુમાર માધવસિંહને મળવાની ત્વરા વધી. મણિપુર તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય થયો. સુગુણને તો " મીયાં છોડે પણ બીબી ન છોડે " જેવું થયું. મહા પરાકાષ્ટાએ ધૈર્ય રૂપી તેલ નાખી મનના ઉછળતા સાગરને શાન્ત કરી સુગુણે આ સંગથી જુદાં પડવાનુ ધાર્યું.

પણ પ્રયાણ એક દિશા તરફ એક સ્થળે થયું. મનને આ વાત ગમી. બુદ્ધિને ન ગમી. તો પણ રાત્રીમાં ઉઠીને નાસી જવાનો નિશ્ચય કરી, કેવળ વૈરાગ્યવૃત્તિ ધારી સુગુણસિંહ ઉઠયો, તૈયાર થયો. ભરનિદ્રામાં સુતેલા તેલીયા રાજાનો ઘણા દિવસનો પ્રજાગર તેને સાહાય્ય થયો. તેથી કોઈએ દિઠો નહિ એમ તે બાહેર નિકળ્યો, આગળ ચાલ્યો. "કોઇએ ન દિઠો" એમ ? કોક તો તેને દેખતું હતું. કાંકે મૂઢ બની ગએલો, પાછા પડતા પગને આગળ ધકેલતો, સુગુણ પાછું જોતો જાય છે, ડુસકાં ભરતો જાય છે, કપાળ કૂટતો જાય છે; એટલામાં અશ્રુથી પૂર્ણ લોચનવાળી કોઇ સ્ત્રીએ કંપતે પગલે કંપતે દેહે આવીને કંપતે હાથે તેને પકડયો. સુગુણ ચમકયો. વિમળા કંપી, અંધારી અને શીતળ રાત્રીમાં અશ્રુ જણાયાં અને ઉષ્ણ લાગ્યાં. બુદ્ધિ સરકી ગઈ, વિવેક ટેકરહિત થઇ ગયો. મનનું સામ્રાજ્ય થયું. અને દુઃખની ઘડીમાં વાચાને અભાવે આ બે જીવ અન્યોન્યને ભેટી પડયા. આમાં સુખ આવ્યું-દુઃખની લઘુતા જણાઈ તેથી ડાહી ડાહી વાતો કરતું અંતઃકરણ પાછલે પગેળ નાશી ગયું. અને તે વેળાની ઘડીમાં, સર્વ વિસ્મૃતિમાં, આનંદલયમાં સુગુણ ચળ્યો-વિમળા પડી, પંડીજ.

વાંચનાર ! રીસાઈશ નહિ. ક્રોધ કરીશ નહિ. શું કરવું. ? સંસારની ઘટમાળ એવીજ છે. જે સુગુણ રૂપ રૂપની પ્રતિમા, અનાથ, અને અનાયાસે હાથ આવેલી ફુલીને ગળે હાથ નાંખી અંધારા અને એકાન્તમાં પણ પુનિત રહેલો, જે સુગુણ વસંતવિલાસિની જેવી ચાલાક ઉન્મત્ત કિશોરીની નેત્રજાળમાં પણ ન ફસ્યો અને જે સુગુણ દેશાટણમાં અનેક પ્રકારની પ્રમદાઓના અનેક વિભ્રમને તિરસ્કારતો હતો-અરે જે સુગુણ ઘડી ઉપર-ક્ષણ ઉપર અગ્નિ અને ઘૃત એકઠાં ન થવા દેવાને માંટેજ ચીરાઈ જતા હૃદયને ચીરાવા દેઇ નાશી જતો હતો તેજ સુગુણનો સિંહ સુગુણસિંહ પડયો, ધર્મભ્રષ્ટ થયો; અથવા જે વિમળા ગણિકાને ત્યાં જલમાં કમલવત્ રહી, જે વિમળા શ્રીપુજની વ્યભિચારગૃહમાં પોતાનું શિયળ સાચવી શકી, જે વિમળા અન્ન જળ વિના અથડાતી અથડાતી કુંવારિકા વૃત્ત આગળ ઇંદ્રના વૈભવને પણ ધિક્કારતી અરે ! જે વિમળા અત્યારે પણ આ વૃત્તને માટે માતા-ભાઇને તજી કુવે પડવા જતી હતી તેજ વિમળા આમ પતિત થઇ-દૂષિત થઈ ત્યારે સર્વથા

" अन्येषुजंतुषुरजस्तमसावृतेषु-
विश्वस्यधातरिसमःपरमेश्वरेच
सोऽयमप्रसिद्धविभवोखलुचित्तजन्मा—"

એ વાક્ય સપ્રમાણુજ કેહેવાય. ખરેખર! આ બે માનવી દયાપાત્રજ છે. વિષયનો અંધકાર મટયા પછી તેમના પશ્ચાત્તાપ ઉપર લક્ષ રાખી હવે વધારે તેમના ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જોઈશ નહિ! ત્હારે પણ આવી ઘડીઓ આવી હશે. ત્હારી પણ ચૂકો થઈ હશે. ઘડીના વેગમાં તું પણ તણાયો હઇશ. અથવા જો એમ ન થયું હોય તો તેમાં, બાપ્પા ત્હારૂં કંઈ પરાક્રમ નથી. તને આવા અવસર નહિ આવ્યા હોય. ખરે! અવસર આવ્યે તો, બ્રહ્મા જેવા ત્રિકાળજ્ઞાની, શંકર જેવા વૈરાગી અને ઇંદ્ર જેવા નીતિમાન દેવો પણ ચૂકયા છે. તો તું કોણ માત્ર? સ્ત્રીનુ વદન ન જોનાર એકલશૃંગી કશાથી ન લૂટાયા પણ મદનથી તો લૂટાયાજ. માટે ઘડી ઉપર પવિત્ર પણ અત્યારે પતિત આ બે માનવીઓની કૃતિ ઉપર કમકમી આણતા પેહેલાં ત્હારૂં તળ જરૂર તપાસજે. અહો ઇશ્વર! સમય જોઈ ગોળી મારનાર મદનની તાકમાંથી બચાવવા ત્હારા વિના બીજો કોણ સમર્થ છે? વનમાં રહેનાર, સ્ત્રીનુ વદન ન જોનાર અને જ્ઞાનથી કૈવલ્ય પામનાર કે યોગના સાધનાર અને કાપાલિકો ચળ્યા છે તો અમો વિલાસવતીઓના ભ્રૂભંગ મધ્યે રેહેનારાં અલ્પ મતિનાં મનુષ્યોની શી વાત? ખરે! "સાધુજને અષ્ટ પ્રકારે સ્ત્રીનો ત્યાગ કરવો" એ વાકયમાં કંઇ કારણું છે ખરૂં. ચિત્રની અથવા પટની કે શિલ્પની પણ સ્ત્રી આકારની પુતળી યે ન જોવાનુ સૂચવનારા આપણા પૌરાણિક શાસ્ત્રકારોનુ કેવું શાણપણુ? રંગ છે તેમના બુદ્ધિને જેમણે સ્ત્રીને મોહની રૂપેજ વર્ણવી છે. "વાહ" છે તેમને જેઓ સદૈવ સ્ત્રીની લઘુતા ગાય છે. હઝાર વાર–લાખો વાર ધન્ય છે તેમને જેઓ તેમની પાશમાં ન ફસાયા. આહા! જ્યારે શિવ જેવા સાત્વિક વૃત્તિના, શાન્ત અને પત્નીસહિત યોગીશ્વર માત્ર એક ભીલણ પાછળ દોડયા, જ્યારે અનુપમ રૂપ રંગ મુકી પ્રાણી વર્ગ બનાવનાર બ્રહ્મા પોતાનીજ આત્મજા પાછળ ધાયા, જ્યારે ઉર્વશી અને મેનકા જેવી સ્ત્રીઓના વિલાસ તજી ઇંદ્ર બ્રાહ્મણીમાંજ લોભાયા, જ્યારે રાધા જેવી પ્રેગલ્ભ મુગ્ધા-

ઓને તજી શ્રીકૃષ્ણ જેવા રસિકજન આઠ અંગે વાંકી કુબ્જામાં લલચાયા, જ્યારે મચ્છવિહાર જોઇ પારાસર જેવા જ્ઞાનીએ ભ્રષ્ટતાને સેવી, જ્યારે મધુઓની ક્રિયાથી નારદ જેવા ઋષિએ સ્ત્રીની ઇષણા કરી, જ્યારે મંદોદરી જેવી સતીને તજી રાવણ જેવા ક્રોધી અને અભિમાની ભૂપતિએ સીતાના તિરસ્કાર સહ્યા ત્યારે સર્વથા મદનની મહત્તા અપૂર્વજ કેહેવી. નહિતો આ સુશીલ, વિદ્વાન, શાણા અને સ્વસ્થ સુગુણસિંહની આવી દશા થાય? એક ઘડીમાં તે પોતાના જીવથી, પોતાની લાજથી, પોતાના ધનથી અને પોતાના સર્વસ્વથી પણ જે અધિક મૂલ્યવાન તે પોતાનો ધર્મ ખોઈ બેસે? અને ઘણા શ્રમે સાચવેલી પોતાની વિશુદ્ધિ વિશુદ્ધ વિમળાં પણ લૂટાવા દે? માટે ભાઈ વાંચનાર! માતાકે ભગિની સાથે પણ એકાન્ત ન કરીશ.

પણ હવે—આ બે પતિત થએલાં પૃથ્વીનાં માનવી—પોતાનાં દૂષણ સમજ્યાં. એકબીજાથી શરૂમાયાં, એકબીજા ઉપર રીસ અને દયાની દૃષ્ટિથી જોવા લાગ્યાં, પરંતુ નાસી જવાની કે કુવે પડવાની વાત કોરાણે મુકી બન્ને જણ સ્વસ્થાને ગયાં અને સુઇ ગએલાં જણાયાં. વ્હાણું વાયુ ત્યારે જાણે કંઈ બન્યુંજ નથી, જાણે કંઇ જાણતાંજ નથી; એમ તેઓ ઉઠયાં અને બીજાંની સાથે પ્રયાણ માટે તત્પર થવા લાગ્યાં.

થોડી વારમાં આ નાનો કાફલો તૈયાર થઇ ગયો. વાહનમાં માત્ર એક નાનુંટાયડુ હતું. તે ઉપર વૃદ્ધદેવી બેઠાં. રત્નખચિત મિયાનામાં કે સુવર્ણના રથમાં "ખમા ખમા"ના પોકાર સાથે બેસનારી સતી શિરોમણિને આજે એક અડીયલ ટટ્ટુ ઊપર બેસવું પડયું અને પોતાની પેટની દીકરીને ચલાવવી પડી એ આહા! કેવું અવસ્થાન્તર? પણ એટલામાં જ્યારે આડા સાપની પેઠે વિટાઇ રહેલી નદીને જોઇને ભડકીને આ ટટ્ટુ દેવીને પાડી નાખી દરેડ દરેડ નાસી જાય ત્યારે તેમના દુઃખની કંઇ સીમા? મહા પરાકાષ્ટાએ નદીની પાર ઉતરીને બપોરી ગાળવાને સર્વેએ એક નદીની ખો આગળ વિરામ લીધો. પરન્તુ આ સ્થળે વધારેવાર આવા મામલાથી રેહેવું એ તૈલીયારાજાને ઠીક ન લાગ્યું. તેથી કંઇ વાહન ન મળ્યા છતાં એ શ્રાન્ત અને દુઃખાર્ત્ત તથા અશક્ત રાજમાતાને પગે ચાલવાનુ કહી, પોતે તેની સાથે રહી તથા સુગુણ અને વિમળાનો સાથ કરી તેણે પ્રયાણ શીરૂ કર્યું. પગમાં કાંટા વાગે, લુગડુ ભરાય, ઉઝરડા થાય, લોહી નીકળે, અશ્રુ સરે,

તોપણ અન્ય ઉપાયને અભાવે અખડાતી પછડાતી, દેવી નસકોરાંમાંથી રક્ત કાહાડતી આગળ ચાલતી અથવા પોતાના દેહને ખેંચતી હતી. એક બે વેળા તેને મૂર્છા આવી ગઈ, પણ ના ઈલાજ. જળ ક્યાં હતું કે કંઠમાં ભોંકાતા કાંટા જરા જરા ઢીલા પડે? તો પણ મનસ્વી તેલીયારાજાને દયા ન આવી. ખરે!

"मनस्वीकार्यार्थीगणयतिनदुःखंनचसुखम्"

એ વાત ખરીજ કહી છે.

પરંતુ છેવટ તે તરફડીને પડી, પછડાઇ. તેના હાથ કોકડાં વળી ગયા, તેના દાંત પીસાઈ ગયા, તેનો બરડો છોલાઈ ગયો, તેના સાંધા રહી ગયા. પણ મૃત્યુદ્વારમાં ઉભેલી મહારાણીને એમની એમ મુકીને ચાલ્યા જવાને આ રાજાનો કંઈ આગળ ચાલતો નહોતો. તેથી તેણે અને સુગુણે વારાફરતી તેને પોતાના કંધોલા ઉપર નાખી. આમ ચાલતાં ચાલતાં મધ્યાહ્ન પણ નમ્યા–ત્યારે તેઓ કોઈ સારા પ્રદેશમાં જઇ પહોચ્યાં. આ સ્થળે કંઈ ભય નહોતું, પણ તેલીયારાજાની કાંક કાર્યસિદ્ધિ હતી એમ તેના અસ્ફુટ શબ્દ અને તેના ચાંચલ્યથી અનુમાનાતું હતું. અહીં આ મૂર્છિત સ્ત્રીનુ આશ્વાસન કરવાનું કામ પ્રથમ પેઠે સુગુણ અને વિમળાને સોંપી તેલીયારાજા તરવાર લેઈ આડે અવળે ફરવા ગયો. અને નિર્ઝરનાં નિર્મળ ઝરણથી તથા વૃક્ષનાં પુનિત ફળથી માતાજીની મૂર્છા અને પોતાના શ્રમને વદાય કરતાં વિમલા અને સુગુણ–ગતરાત્રીનો પ્રસંગ પુનઃ અનુભવવા ઈચ્છા કરતાં મનને વારતાં ને પાછાં મનનુ માનતાં એક બીજા સામે સસ્નેહ અને સકરૂણ દૃષ્ટિથી જોવા લાગ્યાં. નવી નવી વિકૃતિઓએ તેમની નિત્ય કૃતિને સ્ખલિત કરી. મધ્ય રાત્રીની તેમને ઉત્કંઠા વધી. પરંતુ આજેતો પરોપકારી તેલીયા રાજા શસ્ત્ર સજીને કંઇક લોપ થઇ ગયા અને આવ્યા નહિ તેથી મહારાણીની નિદ્રા તેની પાછળ તેને ખોળવાનેજ ગઇ. શશિ ઊગ્યા છતાંયે મહારાણીનાં નયન કમલ ન મિંચાયાં તે નજ મિંચાયાં.

પણ એટલામાં ઘોડાની ખરીથી ખોદાતી પૃથ્વીનાં રૂદન અવિરલ શ્રવણપથમાં આવવા લાગ્યાં. શસ્ત્રના ખખડાટ, અદ્ભૂત, ઘોર અને પ્રચંડ ધ્વનિ તથા પ્રતિધ્વનિ અને તીક્ષ્ણ અને કારમી તથા દીન ચીસોથી, જાણે તાસાં ઢોલ અને સરણાઇ લેઇ અધર્મની પાછળ ધર્મરાજા ધૂળઉરાડ-

તા હોય એમ દૂરથી ધારીને, સુગુણ જેવો વીર પુરૂષ હાથમાં શસ્ત્ર ઝાલી ઘટોત્કચની પેઠે એક વૃક્ષ તળે હારનારને આશ્રય આપવાનેજ હોય એમ ઉભો રહ્યો.

થોડીજવારમાં પરોક્ષ હતું તે પ્રકટ થયું. અનુમાન હતું તે પ્રમાણ થયું. ચાર ચોર જેવા દિસતા મહા બળવાન આ ચોરોની પાછળ એક જવાન અશ્વારને પૂરપાટે ઘોડો દોડાવતો જોઈ સુગુણ ચમક્યો, સજ્જ થયો. તે જવાનના માથા ઉપરથી ફેંટાનો રેંટો ઉકલી ગયો હતો, તેના હાથની તરવાર નગ્ન થઇ વિજળીની પેઠે ચમકારા કરતી હતી. "પકડો પકડો" એવો મહા ઘોર ધ્વનિ તેના વિકાળ બની ગયેલા મુખમાંથી નિકળતો હતો. જાણે માયાના અંધકારમાં ગરૂડ ઉપર બેસી સાક્ષાત્ શ્રીકૃષ્ણ અસુરગણને હણવાને નિકળી પડ્યા હોય, કે પુષ્કરમાં વિરાજિત પુરૂષોત્તમ રામચંદ્રજી દંડકારણ્યમાં અધર્મની શોધે જતા હોય એમ આ ઉત્કટ લઘુવયનો બાળક દેખાતો હતો. તેમ પેલા ચાર ચોર જન તો જાણે જીવને માટે દોડતા હોય, જાણે સિંહના ભયથી નાસતા હોય, એમ વિશાળ પૃથ્વીને પણ લઘુ કરતા, અદૃષ્ટ વસ્તુને પાછળ મુંકી દેતા, યમરાજના ગૃહમાંથી છુટેલા જીવ, કે મંત્રથી શીશામાં ઉતરવાનો સમય જાણી નિકળી જનાર ભૂતની પેઠે, શ્વાસથી દિશાઓ ભરીને, ધૂલીથી સર્વાંગો છાઈને, હરિણ પેઠે છલંગો મારતા અશ્વોને ફેંફાટ દોડાવતા હતા. પરંતુ જે સ્થળે રણમાં દોડતાં મનુષ્યોની પાછળ કાળની પેઠે સુગુણ તાકી રહ્યા હતો, જે સ્થળે વલ્લભનુ પરાક્રમ જોવાં વિમળા માતાને સમજાવી, તેનુ કાંડુ પકડી તેની સાથે ધીરે ધીરે આવી હતી તે સ્થળે આ લોકોનો એવો ભેટ ભેટો થઇ ગયો કે ચારમાંથી છેલ્લા અશ્વારને "લેતો જા" કહી પેલા તરૂણે એવી યુક્તિથી અને જોરથી તરવાર મારી અને તેં વાગી કે કટિ આગળથીજ કપાઇ તે દુષ્ટ બે કડકે થઇ ગયો. રાંડ નાખીને તે પડયો. પણ તેના ખોળામાં દબાયેલી એક લલિત કન્યા તો બીચારી લોહીથી છંટાઇ, તેથી અને આ બનાવ પ્રત્યક્ષ જોયાથી તેતો થર થર કંપવા લાગી, અને પેલા તરૂણ ઉપર સંકરૂણ દૃષ્ટિ નાખવા લાગી. પણ વિજળીથી પણ વધારે વેગ વાળા અશ્વને પાછો ફેરવી બાકી રહેલા ત્રણમાંના એક જણે પેલી કન્યાને મૃતશ્વાનવત્ ખેંચી, ઘસડી. કોણ ગણે તેના "ત્રાહિ ! ત્રાહિ" શબ્દો ? બીચારીના રક્ષણનેજ

માટે હોય એમ પેલા દુષ્ટ ચોરે તેની આગળ પાછળ તરવાર ફેરવવા માંડી. બાકી રહેલા બે જણ તો વરૂની માફક આ તરૂણ ઉપર તુટી પડયા.— પણ આ યુવાન કોણ હતો ? ખરેખર ! તે મહારાણી સુજાણબાનો પુત્ર, વિમળાનો ભાઇ, શ્રીમંત કેસરીસિંહનો પટાવત અને હરાઇ જતી, ચોરાઇ જતીવસંતબાનોવલ્લભકુમારમાધવસિંહહતો.સુગુણેતેનેઓળખાવ્યો.માતાએપુત્રનેઓળખ્યો.તેનાઉપર આવીપડતીવિપત્તિનેપ્રત્યક્ષદિઠી તેથીતેતેનેવળગીપડવા તેનુ રક્ષણ કરવા દોડતી હતી એટલામાં સુગુણે તેને પાછી ખેંચી, પાછી બેસાડી. તેથી આ સ્થળે થતું યુદ્ધ જોતી જોતી તે બોલવા લાગી. "જુવો, જુવોં, આ ઘોડા પાસે ધસી આવ્યા. અરે ! ઓ તરવારો કુંવર ઉપર પડી. અરે ! તમે એને સાહાય્ય થાંઓ. આંતો બે પાસથી વળગ્યા! હાય !' અરે ! પણ ના. એ ઝટકાતો અવળા ગયા. હા ! ઘોડો ફરી ગયો. પણ આ એકને તો કુંવરે માર્યો—માર્યો—મુવો. મુંવો—પણ નીચો નમી ગયો. ગયો ઝટકો હાથથી—અરે ! ઓ પેલો બીજો ચોર પાછળથી ઘા કરે—એ— એ— પણ ચિંતા નહિ—બન્ને એક બાજુએ થયા—હવે ફાવશે કુંવર—પણ પાછુ એનુ એ. કુમાર પાછળ શી રીતે દેખશે ! થયા હોં—આ સાથે લાગા બે જણ થયા. હવે—હવે નહિ જીવે કુમાર—ઉઠો, ઉઠો સગુણભાઇ ! ઉઠો. એજ. પણ રંગ—બેટા. ત્હારા બાપનુ નામ રાખ્યું. પાડયો એક રાંડનાને તો. પણ આ ત્રીજો આવ્યો. હાય આતો ઉભો થયો મુંવો. થઈ રહ્યું. હવે— હતું ન હતું થયું. આ રીસાયલાં વરૂં નહિ છોડે આ કોમળ બાળને. પણ રંગ છે ઘોડા. ત્હારા કરતાં તેં ત્હારા બેસનારનો જીવ વ્હાલો ગણ્યો. પણ પેંગડુ કપાયું. પડયો—પડયો. કુંવર પડયો. પણ આ એકનો તો ફેંટો ઉડાવ્યો એણે. પણ આવી પ્હોચ્યું—કુંવરનુ. વાગ્યુ હોં ! સુગુણ ભાઇ ! "
સુગુણઃ—" કુમારનો યશ હું નહિ લેઉં "—ચિંતા ન રાખો, માતાજી ! ".
રાણીઃ-" પણ એ તો ગભરાયો. ઝટકાથી છવાયો હોં. આ લોહીની છાળો ઉછળી. અરે કુમારનો ફેંટો ખેંચાયો. અરે ! એ પડયો—પડયો. પણ વાહ! એક ચોર તો પડયો-પડયોજ. પણ કુંવરની તરવાર કયાં? ભાગી ગઇ—ચુરા ઉડી ગઈ ! શિવ શિવ શિવા હાય, હવે શું કરશે બેટા? ભાઇ એને તરવાર તો આપો. નહિતો નહિ છોડે એને રાક્ષસ. એ ઘા વાગ્યો. ઘોડો થાકયો-મ્હોંએ ફીણ આવ્યું. હવે તો આ ધુળમાં નથી દેખાતું. આ ઘોડા-

નો કાન કપાયો. પણ શું ચળકે છે કુંવરના હાથમાં? એતો તરવાર! ખરે! "રાખણવાલા રામ" છે. રંગ–ઘોડે રંગ રાખ્યો. પણ આ તો બે દુષ્ટો ઘોડા ઉપર પડયા. હેં! હા માર્યો બીચારાને-પાડયો. ઓ મ્હારા છૈયાના ઘોડા–અરે! કુંવર પગપાળો થયો. હે! પ્રભુ! એનુ રક્ષણ કર–હાય એ એકલો ને સામા બે ઘોડા ઊપર–હવે એનુ આવી પહોંચ્યું. સુગુણ-વિમલી હીંડો હીંડો એને બચાવીએ" સુગુણઃ–"માતાજી! સિંહનુ બચ્ચુ લક્ષ મૃગથી હારશે ત્યારે.સિંહણની કુખ નહિ લાજે? જોયાં કરો." રાણીઃ-"વ રૂભાઈ!પણઆઘોડોઉડયો.પણઓમ્હારીકુમળીકેળ!ત્હારેઆકરવાવખત આવી?"પણ એટલામાં કુમાર ઉપર ઘોડેથી કૂદીપડી તેને ગબડાવી એક ચોર તેની છાતી ઉપર ચ'ડી બેઠો. બીજો તેના ગળામાં શસ્ત્ર બોંકવા તૈયાર થયો. રાણીને તિમિર આવ્યાં પણ "પ્રાણેશ! બહુ થયું. આ દુષ્ટો નહિ છોડે. લેઇજવા દો મને અને રક્ષણ કરો આપનુ. પ્રિયતમ, ઓ! આ જોતાંજ હું મરી જઈશ" એટલું બોલી વસંતબા શસ્ત્ર અને પડેલા કુંવર વચ્ચે આવી· "ખસ રાંડ વેગળી રહે" એટલું કહી તેને ધક્કો મારી પેલો શસ્ત્રધારી ચોર તેને ખસેડે છે એટલી વારમાં તો ક્ષોભ આવ્યો એટલે કુંવરે પેલા બીજા ચોરને હેઠે નાખી તેની છાતીમાં એવી લાત મારી કે તે મૂર્છાને વશ થયો. રાણી અને વિમળાએ એક તરફથી હર્ષનાદ કર્યો બીજી તરફથી વસંતબાએ કર્યો. ચારમાંથી ત્રણ પડયા જાણી બાકી રહેલા ચોથા ચોરે સર્વનો ક્રોધ અને સર્વનુ બળ પોતામાં ભરી કુંવર ઉપર એવા તરવારના ઝટકા ફેંકવા માંડયા કે આ વેળા તો "શિવ! શિવ! કુંવર નહિ બચે, લીધો હો! કુંવર ગયો," ઈત્યાદિ મ્હારાણીનાં વચન સકારણ જણાયાં તેથી સુગુણ તેની વ્હારે ધાયો—દોડયો. પણ એટલામાંજ કુંડાળુ વળી પાછળ ફરી જઇ માધવે એવો ધક્કો માર્યો કે સુગુણના આવતા પહેલાં પેલો ચાંડાળ ધબાક લેઈ ઊંધે માથે પડયો. તેનુજ શસ્ત્ર તેના હાથમાંથી લઇ, તેને ચતો કરી, કુંવર તેની છાતી ઉપર ચ'ડી બેઠો અને મહા પ્રચંડ સ્વરે બોલ્યો "પાષંડ! બોલ, કોણ છો તમે આ રાજ્યકન્યાને ચોરનાર?" ચોરઃ-"હું જે છું તે છું. પણ તું જેની ચોરી કરતો હતો તેની અમે ચોરી કરી. તેમાં ત્હારે શું?" જયના સમયમાં પણ આમ પ્રિયાના દેખતાં અવમાનના થવાથી મહા

ક્રોધ કરી "લે ત્યારે આ" એમ બોલી કુંવર તરવાર મારતો હતો અને પડયાપર પાટુ દેતો હતો તથા ક્ષત્રીયોથી વિરૂદ્ધ કૃત્ય કરતો હતો એટલે તેની અધિદેવી હોય એવી પાછળ ઉભેલી વસંતે "હાં હાં" કહી તેનો હાથ પકડી લીધો અને કહ્યું, "મ્હારા હૃદયવલ્લભ! પ્રાણરક્ષક! આમ ન થાય–આપ તો ક્ષત્રી જો. એ પડયો પડયો હવે આપણને શું કરનાર છે?" રાજપુત્રીના શબ્દોથી ન શમેલા ક્રોધને ગુંગળાવી દાંત કચરડી તે બોલ્યો, "સખી! આ ભયંકર સ્થળમાંથી તું દૂર જા! ને હું તો મ્હારારાજાનીપુત્રીના ગાત્રને સ્પર્ષનારના છુંદે છુંદા કરી નાખીશ–રાઇ રાઈ જેવા ટુકડા કરીશ." થર થર કંપતી સુશીલ વસંત હાથ જોડીને બોલી,"વીરક્ષત્રીય! મ્હારે માટે પ્રાણીની હત્યા હોય? ના, ના, અરે, એયે આશાબંધી હશે. માટે જવાદો." ગમે તેવો ક્રોધ હતો, ગમે તેવો નિશ્ચય હતો તો પણ પ્રિયાના શબ્દોએ તેને અટકાવ્યો, થોભાવ્યો, તેથી "ચાંડાળ! જે સ્ત્રીની તું લાજ લેતો હતો તેજ સ્ત્રીની દયાથી તું જીવે છે તો ભલે જીવ–મ્હારે મનતો તું જીવતોજ મુંવો છે." એમ બોલી કુંમાર માધવસિંહે તેને છોડી દીધો. અને જેવો છૂટયો તેવોજ આ દુષ્ટ તો દડબડ દડબડ એવો દોડી ગયો કે તે કેઇ દિશામાં ગયો તેજ ન સમજાયું. તુરત યુદ્ધના સ્થળને હવે વિજન જાણી આ જન્મમાં મોહેલ વેહેલાં આ બન્ને જણ ભેટી પડયાં–ગંઠાઈ ગયાં, જડાઈ ગયાં, શીવાઇ ગયાં. આશ્લેષમાં મર્કટનાં, ચુંબનમાં પારાવતનાં, દૃષ્ટિપાતમાં ચક્રવાકનાં અને પ્રેમપ્રક્રિયામાં સારસનાં માનં મુકાવતાં આ યુદ્ધનો સિંહ તથા આસુરૂપની સિંહણ જેસુખ અનુભવવાલાગ્યાં તે, આગળ તેમણે ભોગવ્યુંએ નહોતું અને હવે પછી ભોગવવાનુએનહોતું. પાછળથી ગમેતેવી પ્રીતિ ગાઢી થાયછે પણ પ્રથમ નિરંકુશ મીલનની ખૂબી તો ઓરજ હોયછે. પડદો ઉઘડયા પછી ભલે આનંદનો ઓઘ વર્ષતો. પણ તે ઉઘડતાં જે આનંદ થાયછે તેનીતો કંઇક અલૌકિક ખૂબી છે. અને રાતની રાત વહી જાત પણ આ આશ્લેશ છૂટવાનોયે નહોતો ને તુટવાનોયે નહોતો. પરંતુ એટલામાં પેલાં ત્રણ પડેલાં મડદાંમાં કંઈક ખડખડાટ થયો. ચમકીને આ ચંચળ કુમારે તે તરફ જોયું તો તેને જણાયું કે એક પરિચિતવદનવાળો પુરૂષ હળવે હળવે ચાલવાની શક્તિને અભાવે ખસુરીયાં ખાતોખાતો, પ્રિયાની જાળગાં લપટાયલા માધવના પગ અને પ્રાણ તેના દેહથી છૂટા કરવા હાથ-

માંની તરવારને મારતો હતો. તુરત ખસી જઇ તેણે પગ વતે એવા જો-રથી લાત મારી કે "હાય! ત્હારૂં કાળુ થાય માધવા" એટલું બોલી તે ચ-તોપાટ ગરબડી ગયો. પોતાનેનામદેઈ બોલાવનાર આ કોણહશે? એમ ધારી માધવે તેને નિહાળ્યો, તપાસ્યો, ઓળખ્યો. તેણે આંખમાંથી જળ ધારા કહાડી. પણપતિતપુરૂષે આંખો મીંચીદીધી અને વસંતબાએ આંખોને સ્તિમિત રા-ખી. "ભાઇ, મહારાજ! રાયમલ્લ!" એટલું બોલી શસ્ત્ર ફેંકી દેઇ કુમાર તેની સેવા કરવા મંડી ગયો પણ એટલામાંજ અચિંત્યુ દીવાનુ અજવાળુ થયું. અને જે વૃક્ષ આગળ સુગુણ, વિમળા અને મહારાણી ઊભાં હતાં તે વૃક્ષ ઊપરથી ભૂશકો મારી પેલો તેલીઓ રાજા હાથમાં નાગી, તરવારને લેઇ માધવ ભણી ધાયો. "ઓ નાથ" કહી વસંત માધવના અંકમાં પેશી ગ-ઈ, સમાઇ ગઇ, રસાઈ ગઈ. "ધર ધાલ્યુ તેલીઆ રાજાએ", એવું બોલી, વિમળીએ અટકાવ્યા છતાંયે, મહારાણી પુત્રની સહાયે દોડી ગઈ, અને કુમાર ઉપર દગો કરનારના પ્રાણ લેવા વિક્રાળ વેશ ધરી સુગુણ ધા-યો. વિમળા હળવે હળવે ચાલી. પરંતુ સ્વસ્થ માધવે તેલમાં ડુબેલા, જટાજૂટમાં રૂંધેલા, સીંદૂરમાં ચોંપડેલા અને વિરૂપતાઓમાં ચિત્રેલા તે-લીઆરાજાનાદેહમાં વૃદ્ધવૈદ્ય અથવાઅબધૂત ગોસાઇ કે રાજભૃત્ય કે ગોરજી કે અમાત્ય મદનસિંહની વદનાકૃતિ જોઈ. ખરેખર! આવેળા નવેરસ એક સ્થળે જામી રહ્યા હતા:—

કાકો ભત્રીજો પરસ્પર ભેટયા–ભાઈ બ્હેન પરસ્પરં વળગ્યાં. પણ મા દીકરો તો પરસ્પર ગુંથાયાં, સંધાયાં, જોડાયાં. "મા" એટલું બોલી માધવ નાન્ના ધાવણા છોકરાથી પણ વધારે અધીરો થઈ ગયો, રડી ગયો. "બેટા" એટલું બોલી મહારાણી બેસી પડી. તેના વદનમાંથી પ્રીતિના શ્વા-સ નિકળવા લાગ્યા, તેનાં નયનમાંથી હર્ષનાં જળ ઊભરાવા લાગ્યાં, તેનાં સ્તનમાંથી ઉત્સાહનુ અમૃત ઝરવા લાગ્યું. "બા! તું ક્યાંથી?" એટલું બો-લી યુવરાજ માધવ માતાની ગોદમાં સમાઇ ગયો. હાથ વતે તેને માથે, તે-ની છાતીયે, તેને બરડે, તેને કપાળે, તેને ગાલે, અથવા તેને આખે શરીરે સ્નેહનુ લેપન કરતી હોય, કપાળરૂપી વાદળીમાંથી તેનો વદન અમૃતનુ વ-ર્ષણ કરતી હોય, એમ દેખાતી માતાએ આખા જગતનો ભાર ધારનાર આ કિશોર કેસરીને પોતાના અંકમાં પુષ્પવત્ ધાર્યો, સુવાર્યો.

અહો! માતાનુ હેત? તેની અપૂર્વતા! તેની અલૈકિકતા! તેની નિર્મલતા! તેનીપૂર્ણતા! તેનીદિવ્યતા! સર્વથા, માતાતેમાતાજછે.અનેકપ્રકારનુકષ્ટ સહીને, સર્વ રસનો ત્યાગ કરીને નવ મહિના ઉદરમાં ભાર ભરીને, છેવટ કષ્ટાઈ કષ્ટાઈ જન્મ આપી શા સારૂ માતા–પ્રેમળ માતા પુત્રના અલ્પ હિતને માટે પણ મહા મહા દુઃખવેઠે છે? શા સારૂ પોતાના યૌવન વન ઉપર છીની મુકેછે? શા સુખના લ્હાવા સારૂ રાણીઓ પણ પુત્રની ગુલામડીઓ થાય છે? ખરે! તેના સ્નેહની ઈતિ છે. જેને પુત્રનો મેલ પણ અત્તરવત્ જણાય, જેને પુત્રનુ ઉચ્છિષ્ટ અન્ન પણ અમૃતવત્ લાગે, અરે! જેને પુત્રના અપલક્ષણમાંજ પૂર્ણાનંદ મનાય એવી માતા! સર્વથા ત્હારામાં અખંડાનંદક રસના અંશો મુકવામાં ઇશ્વરે યોગ્ય સ્થળજ ખોળેલું છે. જે પુત્રને માટે તે નવ રસ ને છ રસનો ત્યાગ કર્યો, જેને માટે આમ્ર મંડળીઓ તજી, નિદ્રા તજી, પૂજન તજી, શાન્તિ તજી, જેને માટે સોધી સોધીને કિમીયાગરોને, જોષીને અને વૈદ્યને ધન ધાન્યથી તૃપ્ત કર્યા, અરે ક્ષુદ્ર દેવની બાધાઓ કરતાં આચાર વિરૂદ્ધ કૃત્ય કર્યા અને અનેક પ્રકારના દુષ્કર્મો કર્યા તે પુત્ર કુરૂપ હોય, કોબાડ હોય, બ્હેરો હોય, લૂલો હોય, કાણો હોય, કે અષ્ટવક્ર હોય તો પણ તેના ઉપરથી ત્રણે અવસ્થામાં ત્હારી પ્રીતિ કયારે ઓછી થઇ–ઓછી જણાઇ? પુત્રને માટે રાણીઓએ ઝુંપડીમાં વાસ કર્યો, પુત્રને માટે અબળાઓએ પુષ્ટતાને કૃષતા બનાવી દીધી, અને પુત્રને માટેજ પ્રેમદાઓ નથી રહી માતાની કે નથી રહી પિતાની; નથી રહી પતિની કે નથી રહી જાતની. પેટનો જણેલો છૈયો જૂઠમાંજ પ્રવીણ હોય, વ્યભિચારમાંજ આસક્ત હોય, કાળા અક્ષરને કૂટી મારવામાંજ સમજુ હોય, ચૌર વિદ્યામાં જાણ હોય, દ્યુતમાં તત્પર હોય તો પણ વિયોગમાં, વિસ્મૃતિ (મૂર્છા)માં, અજ્ઞાનમાં, તિરસ્કારમાં કે મૃત્યુમાં પણ ત્હારો સ્નેહ પ્રતિદિન ચઢતે રંગે થાય છે–એ શું ત્હારૂં ધૈર્ય? એ શી ત્હારી પ્રીતિ? અથવા એ શો ત્હારા ઉપર ઇશ્વરપ્રસાદ? સર્વથા ત્હારા પુત્ર વાત્સલ્યથી તું વંદનીયજ છે.

આવી પ્રેમાળ અને સદ્ગુણી પુત્રાવલંબિની માતાને તથા શૌર્ય, સત્ય, ધર્મ, વિવેક, પરોપકારબુદ્ધિ વગેરેથી પૂર્ણ પુત્રને ચિરકાળના વિરહનો ધ્વંસ આપત્કાળમાં મીલન અને મૃત્યુથી રક્ષણ એ સર્વે સાથેલાગાં મળવાથી ખ-

રેખર! પૂર્ણ સ્નેહ રસ અથવા વત્સલ રસ જામી રહ્યો હતો. તેમાં માતા અને પુત્રનાં પરસ્પર ગાઢ આશ્લેષ, નિશ્ચલ દર્શન, અને સ્નિગ્ધ ચુંબનથી અનેક વિકારોની છાયાઓથી વદનકમળને ઇંદ્રધનુષ્યની ગોળ જ્યા બનાવતી વસંત વિલાસિનીએ નયનમાંથી એક અને એકજ ઇસારો ક્ષણથી પણ ઓછી વારમાં કર્યો. પણ તેનો અર્થ? તેનો ભાર? તેનુ વજન? જાણે તે એમજ કહેતી હોય કે "માતાને મળી મને વિસારશો નહિ." કે "હું તમારી થઈ ચૂકી છું" અથવા એમ સૂચવતી હોય કે "રક્ષણ કરી રીબાવશો નહિ," કે "આમ એકાએક વિસરી જવાય નહિ" અથવા એમ બતાવતી હોય કે "તમારી પેઠે મ્હારે માતાજીનુ મીલન અવશ્યનુ છે" કે "રણ કરતાં સાસરૂ ઠીક પડશે" અથવા એમ વિનવતી હોય કે આવેશમાં પણ "નાથ" શબ્દને કે આશ્લેષ સમર્પણને સ્વીકાર્યાં છે તો હવે, જો જો, દુષ્યંત રાજા થઇ જતા" એમ તેની એક ઇસારતમાં તેણે અર્થગૌરવ્ય મુંક્યું. બ્રહ્મનુ આરાધન કરી મુકેલા અસ્ત્રની પેઠે આ ઈસારાએ માધવ જેવા માધવને મૂઢ કર્યો. માતાની અપ્રયનાયે તેના બહિરંગ ઉપર તાળુ માર્યું. તેમ વસંતના પ્રેમે તેના અંતરંગને ઉષ્કેર્યાં. તેના આખા અંગમાં ફંપારી છૂટી. સુગુણ આ સઘળુએ સમજ્યો. પ્રથમ દર્શનથી, અકારણ સ્નેહથી, સહવાસી સંબંધથી, ઈષ્ટ વસ્તુની પ્રાપ્તિનાં વિઘ્નથી ઉત્પન્ન થતી ઉત્કંઠાથી, તેના પ્રતિક્ષણ સ્મરણથી થતા અભિનિવેશથી અને છેલ્લે પરોપકાર બુદ્ધિથી—માનસિકવૃત્તિથી વરી ચૂકેલી વસંતબાને શકુંતલા, માલતી, મદયંતિકા, સુભદ્રા આગર છેલ્લે અમંગળ પળમાં નિર્બળતાની સીમાએ પહોંચેલી વિમળા જેવી સ્વચ્છંદ થતાં અટકાવવા, પોતાની પેઠે તેને અંતઃકરણમાં ઉત્પન્ન થતા અનુતાપના અગ્નિને શમાવવા, ભવિષ્યના સંશયના દુઃખમાંથી તેને દૂર કરવા—સમજીનેજ સુગુણસિંહ બોલ્યો "બ્હેન! આજના આનંદના દિવસમાં, લ્યો, એક વધાઇ કહું" કંઇક લયમાં પડેલી વસંતે આનંદ અનુભવી કહ્યું, "હેં હેં! શું? આથી શી વધારે સારી વધાઈ છે?" સુગુણસિંહ:—તમારૂં રક્ષણ કરવાનેજ અવતરેલા આ કુંમાર માધવસિંહ મહારાજા વિજયસિંહના કુળદીપક છે." સ્તબ્ધ બની રહેલી વસંત બોલી "મુવાં મડદાં પાછાં કેમ આવે? સુગુણસિંહઃ-બ્હેન! એ વાત જુ-

ઠી છે. દુષ્ટ રાયમલ્લે વધ કરાવવા મોકલેલા આ કિશોર કુમારે કષ્ટ સહ્યાં અને ત્હારા પિતાની છાયા સેવી—પણ ત્હારા શિરછત્ર થવાનેજ." નમ્રમુખી વસંત વાત ઉડાવી કુમાર માધવને ધારતી સુજાણબાને પગે પડી અને બોલી " માતાજી ! ઉપકાર માનુ છું આપનો-આ કુમારે આજે મને નવો અવતાર આપ્યો." રાજમાતા, " એવું શું બોલો છો? બા! તમારે લીધે તો-તમારા બાપની દયાથી તો આ મ્હારો રખડતો રઝળતો-છોકરો જીવ્યો; પ્રભુ તમારૂ ભલું કરો." એમ કહી તેને માથે હાથ મુંકી અખંડ સૌભાગ્યવતી થવાની આશિષ આપી રડવા લાગી. સમયસૂચક સુગુણ બોલી ઉઠયોઃ-" મને સમાચાર તો આવ્યા હતા કે ફુલી લુચ્ચીફુલી જેને મ્હેન કેહેતાં આ જીભ દૂષિત થઈ છે, જેનો સ્પર્શ કરતાં આ દેહ મલિન થયો છે તેણે મ્હેંનની આ અવસ્થા આણી." તેલીગેરાજા તાકીને જોઈ રહ્યા. પણ વસંત બોલી, " એવું બોલશો નહિ. તમારી બુદ્ધિ મલિન થઈ છે માટે તમને સારામાં નરસું સમજાય છે. બાકી મ્હેંન ફુલી—સતી—ડાહ્યલી-એના ઉપર વ્હેમ લાવતાં શરમ નથી આવતી? સુગુણ ભાઈ ? " સુગુણ કંઈક શરમાઈ ગયો. અંતર્પાપના સાક્ષીએ એવુંજ મ્હેંણું માર્યું તેથી તેને ગ્લાનિ આવી. તે ગદ્ગદ થઇ ગયો. અંતર્પાપને રોકીને તે બોલ્યો :" મ્હેં તો સાંભળ્યું છે કે

"असतीभवतिसलज्जा"

જેવું તેણે કર્યું છે. વસંતઃ—" છાના રેહો, છાના. કમળા વાળુ પીળુ દેખે." તેલીગેરાજા વિચારમાં પડી ગયો. પણ સુગુણ બોલ્યો, " જ્યારે એમજ હોય તો, હીંડો એને બચાવીએ. એને તો દેહાન્ત દંડની શિક્ષા થોડા દહાડામાં થશે. " હેં હેં " કરતાં માધવ અને વસંત ઉઠયાં. તુરત માધવ સાથે તેલીયારાજાએ વાત કરી અને તે ચાલી ગયો.

માધવ પણ હવે "વાર થાયછે તે નકામી" એમ ધારી રાત્રીમાં ને રાત્રીમાં મરેલા લુટારૂઓના ઘોડા ઉપર માતાને, વિમળાને, વસંતને, સુગુણને બેસાડી પોતે પોતાના અશ્વ ઉપર વિરાજી મણિપૂર તરફ પ્રયાણ કરવા લાગ્યો.

# પ્રકરણ ૨૯ મું.

## "બાપ તેવો બેટો."

માતા, ભગિની અને મને માની લીધેલી પ્રાણવલ્લભાના સહવાસમાં, વિજયનાં અભિનંદનની હાંસમાં તથા પરોપકારી સુગુણસિંહની વાતોમાં કુમાર માધવસિંહને પોતાના શસ્ત્રથી પતિત થયેલા, પોતાનાજ રક્તમાં આલોટતા, અને અસ્ત સમયે દુષ્મનનો પૂર્ણોદય જોતા દુઃખી લૂટારૂઓની સંભાવના કરવી સૂઝી નહિ! અચિંત્યા સંયોગે અને નગરમાં જવાની સકારણ ત્વરાએ તેને ગતવાતની વિસ્મૃતિ કરાવી. તેથી પતિતનું પાલન કરવાનો એક મહત્ ક્ષાત્ર ધર્મ તે ચૂક્યો; પણ "ચૂક્યો" એવું તેણે જાણ્યું નહિ. તેથી તેના ઉત્સાહી પ્રયાણમાં કંઈ બાધ આવ્યો નહિ. જળમાં હંસની પેઠે સ્થળમાં અશ્વો ચાલવા માંડ્યા. એક રાત્રી ગઇ—બીજી ગઇ—ત્રીજી ગઈ. છેવટ કેટલીએક રાત્રીઓ જતાં પ્રયાણનો અંત આવવાનો સમય સમીપ આવ્યો. અમરપુરી વા વૈકુંઠથી પણ પ્રિય લાગતી મણિપુરી એક મજલ રહી. પરંતુ રાત્રી પડી ગઈ; અને પાસે કોઇ ગામડું નહોતું તેથી આગળ પાછળના ગિરિની ન્હાની મ્હોટી હારોમાં કોઇ પ્હાડી મનુષ્યની રહેણ હોય તો ત્યાં વાસો રહેવાનો વિચાર કરી માધવ આપ્તમંડળના રક્ષણને માટે રહ્યો અને સુગુણ પરિચિત પ્રદેશમાં ખોળ કરવા નિકળ્યો.

વદી ચૌદશની રાત્રી હતી એટલે માયામાં આત્માની પેઠે ચંદ્ર તો રાત્રીમાં લીપાઇ ગયો હતો—જરડાઈ ગયો હતો. અગ્નિરથથી પણ વધારે ત્વરાથી રમરમાટ દોડતી નિશામાં નિશાચરોનાંજ ભિન્નભિન્ન રૂપ હોય એમ શૃગાલો બરાડે તે કારમું, ઘુવડ ઘુઘવે તે કારમું ને શ્વાન રડે તે પણ કારમું. સિંહનો નાદ, રીંછના બરકા, વાઘની ચીસ, સર્પના સુસવાટ અને ચીબડીના ચીચવાટથી આ ભૂતના ભવન જેવું વન ભરાઇ ગયું હતું. તેમાં અન્યોન્ય સાથે હાથ મેળવી નૃત્ય કરતાં હોય એમ વૃક્ષો પણ ડોલતાં હતાં. ચકમકથી ઝરાવેલા અગ્નિના અંગારાની અદેખાઈથીજ ચાર પાસ ભૂતના ભડકા થતા હતાં. મનુષ્યના લોહીને ચાખવાને તત્પર થયેલાં પ્રાણીઓ વાસથી લોભાઇ આવતાં તો હતાં પણ ધીકતા અંગારાને કોઈ મહા વિકાળ અને બળવાન જનાવરની ચક્ષુ જાણીને દૂર રહેતાં હતાં. શાન્તિનું ઝરણ વર્ષાવનારાં જળ પણ ઘેરો અને ચંડ ધ્વનિ કરતાં હતાં. અમલ અ-

ને રત્નજડિત આકાશઘુમટ પણ ભણકાર વર્ષાવતો હતો. તેમાં અન્ય પ્રવૃત્તિને અભાવે મૌન્યમાં આશ્રયેલા મનની કલ્પનામૂર્ત્તિઓ જંપ લેઇ કંપ રોપે તો તે આ સ્થળ અને આ કાળને ઉચિત હતું.

તેથી કોમળ વયની બે કુમારિકાઓમાંથી વિમળાને તો કશુંએ ન થયું પણ બિચારી વસંતવિલાસિની થરથર કંપવા લાગી. તે સોડીયુવાળી પોતામાં ને પોતામાં સમાવા લાગી. બરાબરીયાંમાં હોંશીયાય જાણી થોડી વાર તો તેણે પોતાનો ભય પોતામાંજ શમાવ્યો. પણ એટલામાંજ ભોંય સુંઘતું સુંઘતું એકશ્વાન તેની પાંછળ આવ્યું. તેના ખખડાટથી ભયભીત થયેલી વસંત ચોંકી અને " બાપરે " કહી, આપત્કાળમાં બેશરમી બની, માધવને વળગી પડી. અમૃતથી પણ શીતળ સ્પર્શથી પ્રફુલ્લ થએલા માધવે તેને છાતી સરસી ચાંપી. ભયના બ્હાનામા અવિવેક વિવેક રૂપે લ્હેવાયો. ચકંદી વિમળા બધુએ સમજી પણ માતાજી અને ભાઇ આગળ મર્મવાક્ય બોલી ન શકી. તેથી " હાડે " એમ કહી શ્વાનને કહાડી મુકી "બ્હેંન આતો કુતરૂ છે. આમાં શું બ્હીન્યાંજે ? " એમ કહી ખડખડ હસી પડી. વસંત ખશીયાણી પડી ગઈ, ઝખ મારીને ઈષ્ટ સ્પર્શથી મુક્ત થઈ. આ બનાવથી ભૂતનો પ્રસંગ નિકળ્યો. વસંતે વિશ્નુસહસ્ર નામ મનમાં ને મનમાં ગોખવા માંડ્યું. વિમળાએ ભૂતના અસ્તિત્વની વાત તિરસ્કારી. ભૂત નામનાં કોઇ પ્રાણી છેજ નહિ એમ તેણે સિદ્ધ કરવા માંડ્યુ. તે બોલી, " શાનાં ભૂત ? શાની વાત ? પેટને માટે બધા ધંધા છે. " દીકરીના આવા સ્વચ્છંદ વિચારથી માતાજીને કમકમી છુટી, તેથી તેણે તેને ઠપકો દીધો. પણ વિમળાને કંઇ અસર થઇ નહિ તેથી તે પાછી બોલી, " પણ બા ! તું કહુ છું—પણ કહે જોયે, હાથ પગ વગરનાં ભૂત માણુસને તે શું કરી શકે ? ને એવાં ભૂત માણુસમાં આવીને બોલેછે ત્યારે પથ્થરમાં કેમ નથી બોલતાં ? ખરાં હોય તો બોલે નહિ લાકડામાંજ કે મડદામાં ? " વસંતઃ—" ત્યારે આ બધાંને ભૂત આવે છે તે ખોટાં ? " વિમળાઃ—" ખોટાં તે લાખ વાર ખોટાં. જુઠે જુઠા વેશ."વસંતઃ—"પણ કોઈ દહાડો ન જાણેલી વાત ભૂત કેહેછે તે યે ખોટું કે ?"વિમળાઃ— " તે થવાની વાત ક્યારે કહેછે? ગઇ વાત કેહે. તે તો જેને ભૂત આવ્યું હોય તેની જાણમાં હોય તે કેહે. અને એ વાત તેની જાણમાં નથી એવું

આપણે શું જાણીયે? " માતાજી:–"બહુ ડાહ્યલી છાં તો. તે માતાજી આવે છે તેયે જૂઠું કહેજે હવે." વિમળાઃ–" ત્યારે તેને સાચુ એ કોણે કહ્યું?" વસંત:–"બળી એ વાત. રહેવા દ્યો. કુકુ પડશે કોઇ દેવને તો આટલું તો ભોગવીએ છીએ ને વધારે ભોગવવું પડે. " માતાજી:–" વિમળા ! તું આવી નાસ્તિક થઈ છે એતો મ્હેં આજજ જાણ્યું. " વિમળા:–" ના, બા, હું નાસ્તિક નથી. પણ તુંજ વિચાર કે માતાજી એમની પૂજવાની મૂર્તિમાં કેમ નથી આવતાં ? વળી તે ધૂણે શું કરવા ? તું મ્હારી માતા જીજ છાંની? તે તું કેમ ધૂણતી નથી ? ને માતા હોય તે "ખાઉ ખાઉ" કરે કે ? તે તો પોતાનાં છોકરાંને ખાવાનુ આપે. વળી દેહ છતાં જે માણુસ અડચણ નથી કરી શકતું તેનુ દેહ વિનાનુ ભૂત આપણુને શો નફો કરનાર છે ? કે શું નુકશાન કરનારૂં છે ? ને મરનારમાં પ્રેત ભૂત થશે ત્યારે જમપુરીમાં કે પરમેશ્વરના ધામમાં કોણ જશે ?" વસંત:–" વિમળ બ્હેન ! તમે તો નવી નવી વાતો કરો છો. પણ બા, આપણે કોઈની નિંદા શીદ કરીએ જે ? " વિમળા:–" નિંદા શાની ખરૂ કહેવું છે તેમાં? લ્યો એ ભૂત હોય તો મને પજવે. જોઈએ, મને શું કરે છે ? હું નિંદા કરૂં છું " માધવ હસ્યો, માતાજી ગભરાઇ, અને વસંત છક બની ગઈ. ફરી વિમળા:–" હું મ્હારી જાતે ભૂત ને બટુક બે થઈ છું. ને રણમાં રમનાર વીરાઓને મ્હેં, વસંતબા, તમ્હારાથી પણ વધારે રાંક કરી દીધા છે. અંધારી રાતે વેશ બદલી સીંદૂર તેલ ચોપડી આંખો ફટારી એટલે ભૂત થઇ ગયાં. " વસંત:–"હમે તો એ વાત ન માનીએ બા." વિમળા:– " ન માનો તો પૂછો માધુભાને. " વસંત:–" હા હા, એ વાત ખરી. " માધવસિંહ—" ખરૂં પુછો તો આ સંસારમાં કશું અસંભવિત નથી. માયાના અજબ ખેલ છે. તે શું નથી કરી શકતી ? જ્યારે આપણે માટીનાં માનવી છીએ, જળમાં જળનાં પ્રાણી છે ત્યારે હવામાં ભૂતરૂપી પ્રાણીઓ હોય એમાં કંઇ અસંભવ નથી. તેમજ દેવનો પણ લોક કોઇ ઠેકાણે હોય એમાં કંઇ આશ્ચર્ય નથી. આપણી બુદ્ધિ પહોચે તેટલું આપણ તો જાણીયે. માટે વિમળ કહેછે તેમ ભૂત કે દેવ નથી એમ તો ન કહી શકાય. તેમ તે છે એમ પણ ન કહેવાય. કારણ આજ કાલના ધુતારાઓ ભૂતને વેશે, માતાને વેશે, બટુકને વેશે, ઝાડને વેશે અને એવે અનેક વેશે

રાજપુત્રી જેવી ભોળી સ્ત્રીઓને ખ્હીવરાવી પૈસા છીનાવી લે છે. વિમળ ખરૂંજ કેહે છે કે માતા હોય તે ધૂણે નહિ અને છોકરાંને "ખાઉ ખાઉ" કરે નહિ. તેમ ભૂતને પણ આવવું હોય તો મડદામાં શા સારૂ ન આવે જે? વાતજ એટલી છે કે એવા પ્રકારના લોક હોય તો પણ તે સર્વ ઇશ્વરના ધારાને અધિન છે. અને ઇશ્વર ઇચ્છા શિવાય તેઓ મનુષ્યને કંઈ નુકશાન કરી શકતાં નથી. તેમ વગર ઓળખે અપમાન થાય તેથી કોઇને કુડું એ પડતું નથી. રાજપુત્રીને રાજપુત્રી ન જાણતાં ઓવારણાં લેતાં કોઈ વિસરી જાય તેથી તેના ઉપર પોતે ક્રોધ કરે તેમાં એમનું ડહાપણ ન કેહેવાય. તો પછી એવાં લોક આ ભૂર્લોકથી બળવાન અને પૂજાઇ હોય તો તેમણે આપણી ખાત્રી કરી આપવી જોઇએ. તે શીવાય તેઓ વંદનીય નથી. તેમ જેને વંદનીય માનવાં તેની બાધાઓ રાખવી એ પણ હાસ્યાસ્પદ છે. જે લાંચ લેતાં આપણાંજ અધિકારી ડરે છે અને છુપાય છે તે લાંચ દેવ અને ભૂત જેવાં પ્રાણી પ્રસિદ્ધપણે લે એ માનવા જેવું નથી. વળી એવી ઈશ્વરની મહતી વિભૂતિઓ વડાં, ખીર, ચણા, શેરસુંવાળાં જેવા ક્ષુદ્ર ભોજનની ભૂખી હોય ત્યારે ઈશ્વરના ઐશ્વર્યમાંજ દોષ લાગે. માટે સર્વ શક્તિમાન ઈશ્વરની માયામાં કશાનો અસંભવ નથી એમ માનીને બહુ ઉંડા ઉતરવા કરતાં તે પરમેશ્વરની આજ્ઞાઓ માની આ જીવિતનાવને સંસાર સાગરમાં ખેડવું એજ ઉત્તમ જણાય છે. કહ્યું છે કે—

"બાંધી છે અવધિ ત્યહાં લગી ગતિ જીવો તણી ચાલશે.
તેથી પાર ગયે બધો ભ્રમ થઇ ભ્રાન્તિ બધી ભાસશે
માટે તે અવધિજ મધ્ય રહીને ધર્મધ્વજા ધારવી"
'આજ્ઞાઓ પ્રભુનીજ માન્ય કરીને નીતિ ન વિસારવી.

"હા એતો ખરૂં; પણ દોરડા ને બાધા ને આખડીઓને તો નહિ મનાય." આટલું વિમળા બોલે છે એટલામાંજ "લે ત્યારે મનાવીએ" એમ કહી એક કાળો કંબલ ઓઢેલો મનુષ્ય ભૂતની પેઠેજ તેને લેઈને દોડી ગયો. વસંત અને માતાજી માધવને વળગી પડયાં અને ભૂતને દુરન્ત.ની કહાડવા અનેક દેવોનાં નામ દેવા લાગ્યાં; તેથી માધવ એકદમ વિમળાના રક્ષણાર્થે દોડી શક્યો નહિ. કંઈક પોતાના ભયથી અને કંઈ વિમળાના જેવી સ્થિતિ પ્રિય માધવની થશે એવા ભયથી માતાજીએ તથા

વસંતે માધવને સ્પર્શથી અને શબ્દથી જતો અટકાવ્યો એટલામાં તો વિ-
મળા દૃષ્ટિપર થઇ. ઘણે દિવસે મળેલી પ્રિય વ્હેંનનુ રક્ષણ કરવા જ-
વાને માધવે ઘણાંયે ફાંફાં માર્યાં ઘણાંએ બાથોડીયાં ભીડયાં પણ પ્રિયા-
નાં ઓશીયાળાં નયનમાંથી સરતાં અશ્રુજળનો સમુદ્ર તથા માતાના દીન
વદનમાંથી નિકળતાં વચનનો કોટ તેને અલંઘનીય લાગ્યો. અન્ય ઉપાયને
અભાવે માધવ મૂઢ બની રહ્યો. પણ વસંતે તો અનેક દેવોને આમંત્રણ
કરવા માંડયાં. કોઇના સ્તોત્ર બોલતી, કોઇનાં અષ્ટક બોલતી, કોઇના પાઠ
ભણતી, કોઈના જપ કરતી તે તો છેલ્લે નારાયણકવચનુ પુરશ્ચરણ કરવા
લાગી. તેમ માતાજીએ પણ બાધાની બાકી ન રાખી.

તે દેવોની સહાયથી કે બાધાઓના બળથી, વિમળા—પોતેજ ભૂત
અને બટુક બનેલી વિમળા—બાલ્યમાંથીજ દુ:ખ સેવનારી વિમળા—હરાઈ
તોયે ડરીયે નહિ ને રડીયે નહિ. તેની સમયસૂચકતાએ ગોરજીના અખા-
ડાગાં અને તેલીયા રાજાની રૂહેંણાંકમાં તેનો ત્યાગ નહોતો કર્યો તો આ
વેળા પણ તે તેને તજી ગઇ નહિ. તેથી " પડશે એવા દેવાશે " એવો
વિચાર કરી તે તો નિરાંતે પેલા લૂટારૂને ખભે પડી રહી.

સીધે રસ્તે દોડતાં પકડાયાના ભયથી આ લૂટારૂ આડે અવળે રસ્તે
થઇ એટલામાં ને એટલામાંજ પર્વતની એક મહાન ગુહામાં પેઠા. વચ્ચે
વિમળાને બેસાડી તેની આગળ પાછળ પોતે બેસી હરખાતા હરખાતા, થો-
ડીજવાર ઉપર મૃત્યુના પંઝામાંથી ઉગરેલા આ બે દુષ્ટજનોએ ક્રમબુદ્ધિ-
થી વિમળા સામે દૃષ્ટિ કરી. વિમળા સમજી, પણ બોલી નહિ, અને ઉંદર
સામે બલાડીની પેઠે પટારેલે ડોળે તાકી રહી. પણ એટલામાંજ એક જ-
ણ બોલ્યો કે વિમળાને ઓળખાણ પડયું. તેણીયે દાંત કચરડયા પણ તે
કો'ના કળ્યામાં આવે? જરાવારમાં કંઇ વિચારમાંથી જાગી હોય એમ "રાય
મલ્લ" નુ નામ તેનાથી દેવાઇ ગયું. રાયમલ્લ (અને ખરે! કેસરીની ઉષ્ક-
રણીથી ફુલીને તગ્યા વસંતવિલાસિનીને હરી જનાર અને હવણે વિમળાને હરના-
ર કનકપુરનો રાજા રાયમલ્લજ હતો) ચમકયો, ભડકયો. ગૂઢ વેશમાં છતાં પણ
આ ફુટડી સ્ત્રી પોતાની વૃત્તિ જાણીગઈ, પોતાની ક્રિયા કળી ગઈ તેથી કંઇ હી-
નપદ માની તે ધરા કોતરવા લાગ્યો અને બાડી આંખે વિમળાને જોવા લાગ્યો.
પ્રથમ તો કંઇ શોક થયો પણ વિમળાના શબ્દોથી અને તેની ક્રિયા-

થી તો રાયમલ્લને ફાળ પડી. તેથી તે મહા વિચારમાં પડી ગયો. કંટકવત્ સાલતાં બે કોમળ રાજશિશુની ટાંકે પાણીએ ખસ કહાડેલી તેમાંથી વિમળાને દીઠી કે તુરત કુમાર શ્રી માધવસિંહના શરથી પણ વધારે તીક્ષ્ણ દૃષ્ટિના આંપાત તે કલ્પનામાંજ અનુભવવા લાગ્યો. ભાઈ બ્હેંનને દેવ દર્શનને નિમિત્તે મૃત્યુદર્શન કરાવવાને લક્ષાવધિ રૂપૈઆ આપ્યા તોયે આતો સામાંને સામાં આવેલાં જોઇ અધમ જનને ખેદ થયો—પણ પશ્ચાત્તાપ નહિ. તેથી તે તો એકડા વિનાની શૂન્ય જેવો થઈ રહ્યો. પરંતુ અલ્હેતી અવસ્થામાંથી પૂર્ણ પ્રાગલ્ભ્યના અભ્યાસ વાળી વિમળાએ આવેલા સમય સૂચકતા ઘણીજ સારી વાપરી, અને કહ્યું "ભાઈ, રાયમલ્લજી, અમને દર્શન કરવા મોકલ્યાં ત્યાંથી પેલા બે દુષ્ટ સેવકોએ અમને કડેકાણે વેચ્યાં તેમાંથી આટલે દહાડે હું તો આ તમારે આશરે આવી ને માધવ તો હવણેજ હતો નહતો થઇ ગયો." આથી ધૈર્ય ધારી દુષ્ટ મતિ બોલ્યો "વિમળા, ખરૂ પૂછાવે તો આપણે ભાઇ બ્હેંન નથી. ત્યારે તું મને પરણે તો પટરાણી કરી રાખું એટલે રાજમાં વાંધોજ નડે" સમય વર્તનારી વિમળાથી આ વાતની માંણમાંણ પણ "હા" ન ભણાઇ. તદપિ તેણે "ના" તો નજ કહી. તેથી હિમ્મત ધારી પોતાને સ્વસ્થ માની ચાંડાલે તેનો હાથ કામબુદ્ધિથી પોતા તરફ ખેંચ્યો. મહા કમકમાટ અને તિરસ્કારથી વિમળાને રોમાઞ્ચ થયો. કામીએ તો સો ગાઉ એકાન્ત અને અંધકાર જોયાં તેથી જેના દેહનો ઘાત કરતાં ઝખમારી પાછો પડયો હતો તેનાજ જીવનો ઘાત કરવા વ્યભિચાર કળામાં તેણે બીજો પગ માંડયો. દુષ્ટમાં રહેલી, પતિત થએલી વિમળાને પણ હવે આ સમય બારીક લાગ્યો તેથી તેણે કારમી ચીસ નાખી.

રઘવાયો થએલો રાયમલ્લ પોતાના સાથીની સહાયથી તેના મ્હોંમાં ડુચો ઘાલતો હતો એટલામાં તો, ગુરૂડ જેમ સર્પ ઉપર તેમ, સુગુણસિંહ ઉચ્ચેથી તેમના ઉપર પડયો. "ઓબાપરે" કહી નાસવાનુ કરતો હતો એટલામાં રાયમલ્લને તો ગળચીથી પકડી તેણે નીચો પાડી નાખ્યો અને ઢીંચણ વતે અધમુવો કરી દીધો. પરંતુ રાયમલ્લનો સાથી કંઈ ઢીલો નહોતો. તત્ક્ષણજ મ્યાનમાંથી તરવારને કહાડી તેણે સુગુણસિંહ ઉપર એવા જોરથી ઘા કર્યો કે જો સુગુણ જરા આઘો ન ખશ્યો હત તો તે એકનો બે થઇ જાત. પણ ચ્હીડાઇને આ રાક્ષસ તેના ઉપર જેવો બીજો ઝટકો નાખતો હતો તેવોજ તેનો તરવાર વાળો હાથ કપાઇ ગયો અને તે પોતે ઘ-

બળ લેઇને હેઠે પડયો.

વિમળાની સૂચના ઉપરથી હાલ તુરત રાયમલ્લના પ્રાણ ન લીધા જુ-ગુણે કે નલીધા તેની પાછળ આવી પેલા આતતાઇને મારનાર મનુષ્યે. પણ અવળે પાંગોઠે બાંધી બન્નેએ કુમાર શ્રી માધવસિંહ પાસે તેને લીધો. અહીંતો અસ્તમાંથી–આખી રાત્રીના અંધકારમાંથી સૂર્ય જેવા પુત્રને લડાવતી ઉષા જેવી માતા સુજાણગા તથા નિશાચરના અમાવાસ્યા જેવા અંધગ્રાહમાંથી છૂટેલી બીજની શશિલખા જેવી, વસંતવિલાસિનીની ગોદે વિરાજિત કુમારને જોઈને અધમુવો, અગિત અને ક્ષીણ રાયમલ્લ, જાણે તેલની કઢામાં તળાતો હોય, જાણે ધકધકતા અગ્નિમાં બળતો હોય એમ ગુંગળાવા લાગ્યો, ગભરાવા લાગ્યો, ડસ ડસવા લાગ્યો. પરંતુ કુમાર માધવસિંહે તેના ઉપર કરૂણાદૃષ્ટિ કરી, તેના બાંધેલા હાથ છોડાવ્યા, તેને પોતાની પાસે બેસાડયો–અને આ સઘળુ વિમળાએ ના કહ્યા છતાં

આણી તરફથી સુગુણસિંહની સાથે આવેલા બ્હારવટીયાએ આગળ પાછળનાં તૃણ એકઠાં કરી મ્હોટો ભડકો કર્યો, અને પછી વિચિત્ર રીતે પોતાનો શંખ ધમ્યો. એટલે થોડીજ વારમાં ત્યાં બીજા ત્રણ ચાર બ્હારવટીઆ આવી પહોંચ્યા–તેમણે આજ્ઞાથી અલ્પ કાળમાં જળ, ભોજ્ય આદિ તૈયાર આણી દીધાં અને સર્વને સંતોષ્યાં. સુગુણસિંહ રાજ્યનો સભાસદ અને વિશ્વાસપાત્ર છતાં આવા રાજ્યવિરૂદ્ધ વર્ત્તનાર બ્હારવટીઆની પ્રીતિ રાખે એમાં કંઇક ભેદ લાગ્યો તેથી નિદ્રાને પરી કરી ચિકિત્સાથી પ્રેરાયલો કુમાર તે બ્હારવટીયાના અગ્રસરીને ઉદ્દેશી બોલ્યો "અરે ભલા આદમી, આપનુ નામ શું? બ્હારવટીયો–મ્હારૂ નામ મોહનસિંહ અને હુ આ બ્હેન વસંતબાનો કાકો થાઉં." "હેંહેં" કરતી વસંતા તો જોઈજ રહી. માધવને વધારે કૌતુક લાગ્યું તેથી તેણે પુછ્યું "રાજપુત્રીના કાકા વનેચર સ્થિતિમાં? એમ બનેજ કેમ?" મોહનસિંહ:–"મહારાજા વિજયસિંહને ખોટો છોકરો ત્યારે કેસરીસિંહનો ભાઈ બ્હારવટે." છાને વેશે હતો તો પણ માધવસિંહ ગરમ થઇ ગયો, તેનો મીજાસ ખસી ગયો, તેની આંખ ફાટી ગઈ અને તેનો હાથ તરવાર ઉપર પડયો. પણ મોહનસિંહ હસ્યો અને બોલ્યો "કુમાર, આકુળા થાઓ મા." માધવ:–"પણ મ્હારા મ્હોં ઉપર આવું ભાષણ કરનાર

મ્હારી માતાના દેખતાં મ્હારા પિતાને વગોવનાર તું કોણ છે ભીલ જેવો?" ચકિત થએલો સુગુણ વચ્ચે પડ્યો. એ વાત બંધ રાખી બીજી વાત કરવા વિનવ્યો પણ મોહન બોલ્યો, "સુગુણ, શું છે ગભરાછ? મહારાજ શ્રી વિજયસિંહના કુળદીપક આગળ વાત કરી હવે આટલે વર્ષેતો દુઃખ હલકુ કરવા દે? ભાઈએ તો દાદ ન દીધી પણ કુળદીપિકા વસંત તો ધ્યાનમાં લેશે?" પરસ્પર વિરોધી વચનનો ખુલાસો કરવા ફરી માધવ બોલ્યો, "મોહનસિંહ, અમારા ઉપર તમારો ઉપકાર છે. બાકી તમે બોલ્યા ઘણું ખોટું. તદપિ હવે ખુલાસો કરો ઝટ." કંઠ પડેલા શોકશોષને નિવારવા જળનો ઘુંટડો લેઈ, હૃદયમાં કૃત્રિમ આનંદ અનુભવવા મ્હોંમાં અફીણનો કાકરો નાખી, મોહનસિંહ નિઃશ્વાસ નાખતોનાખતો બોલ્યો "પૃથ્વીનાથ, સાંભળો; આજથી તમારા જન્મ પેહેલાંની વાત કહું છું. તો પછી વસંતબાની વાતજ કેવી?" "પછી" મોહનઃ--"તે દિવસે મણિપુરનો પ્રથમ ભાયાત માનસિંહ તે હુંજ."રાજમાતાઃ-"માનસિંહ તે તમે? કુસુમાવલિના બાપા તે તમે?" રડતો રડતો મોહનસિંહઃ-"હા તેજ, ચાંડાળ હતભાગ્ય તેજ હું. રાજમાતાઃ—"રામ રામ, તમારા જેવા રાજ બીજ ક્ષત્રીની આ દશા?" માધવઃ-"પછી પછી," મોહનસિંહઃ—"પછી તો શું? તે મ્હારે એકની એક દીકરી હતી. નાની પણ ડાહવકી અને ફુટડી પણ શીળા મ્હારી આ દીકરીનુ માગું આપના પિતાએ આ દુષ્ટ કૃત્રિમ રાયમલ્લને માટે મહારાજા કેસરીસિંહ મારફતે કરાવ્યું. અધિકાધિક આશ્ચર્ય પામતો માધવ તો વારે વારે "પછી પછી" એમ બોલવા લાગ્યો અને અધીરો થવા લાગ્યો. કલેશના આવેશમાં મોહનસિંહ રાયમલ્લના સામી કરડી નજર કરતો જાય અને વાત કરતો જાય. તે બોલ્યો, "હું તો જાણુતોજ હતો કે મૃત્યુથી અને વિકારથી પણ ન છેતરાય એવા મહારાજા વિજયસિંહને તેની પ્રથમ પટરાણી બાઈબાએ છેતર્યા અને આ કાબાડ ગોવાળીયાના છોકરાને શુદ્ધ ક્ષત્રીય રાજગાદીનો યુવરાજ કર્યો?" માતાજીની સાક્ષીથી, મદનસિંહના પ્રસંગોપાત્ત વચનથી અને રાયમલ્લની કૃતિના પ્રત્યક્ષ અનુભવથી તથા કિંવદંતીના મનમાં એકઠા કરી રાખેલા રહસ્યથીમાધુભા વસ્તુયાથાર્થ્ય સમજ્યો. અને રાયમલ્લ તો અધોમુખે બેસીજ રહ્યો. વિમળા હરખાઈ અને વસંતબા ચકિત બની ગઈ. મોહનસિંહઃ "રાજ્યના લોભથી હું લેવાયો નહિ તે-

થી મ્હેંતો આવા અક્ષત્રીયને કન્યા આપવાની ના પાડી. પણ શ્રીમાન વિજયસિંહજીનુ આટલુએ કામ ન થાય એ ઠીક ન લાગવાથી બાઇએ હઠ લીધી. અને રાજહઠતો જાણોછોજની? છેવટ સર્વ બેટા બેટીના માલીક પોતે ગાની કેસરીસિંહ મહારાજે તો લગ્ન લીધુ. મ્હારા ઘરમાંતો રડારોળ થઇ રહી. મ્હારે માથે સંકટનાં ઝાડ ઉગવા લાગ્યાં. ચિંતાની ચિતામાં બળતી, અશ્રુજળને ધર્ષાવતી, અન્નજળના અખાડા કરતી મ્હારી એકની એક સ્ત્રીનાં રૂદન, તેના નિઃશ્વાસ, તેનુ દૈન્ય અને તેનુ નિસ્તેજ જોઈ હું તો ન ખાઊં કે ન પીયું. છેવટ આને આ દુઃખમાં તે બીચારી ગઈ, મરીગઇ." એટલું બોલી મોહનસિંહ પોતાની અને બીજાં સર્વની આંખોમાંથી આંસુ સારવા લાગ્યો. સુગુણે ધીરજ આપી. માધવે કરૂણદૃષ્ટિ કરી અને આગળ વાત કરવા તેને પ્રેર્યો. તેથી તે બોલ્યો, "પછી આત્મહત્યા કરવાને મેં નિશ્ચય કર્યો પણ તેથી બ્હેંનની લાજ રેહેવાની નહોતી માટે તેનોજ વધ કરવા હું કૃતનિશ્ચય થયો. ગનેસને વાત જણાઈ. તેથી સુગુણભાઇના બાપે મને ઘણો વાર્યો—સમજાવ્યો પણ હું એકનો બે ન થયો તે નજ થયો. પણ કુળના ગર્ભ જેવી મ્હારી દીકરીને એક રાત્રે ઉંઘમાં સુતી સુતી દૂધ પીતી કરવાને નાગી તરવાર લેઇને જેવો હું મારવા જાઉંછું, તો કયાં ગયો મ્હારો ક્રોધ ? કયાં ગયા મ્હારા વિકાર ? કયાં ગયુ મ્હારૂ ભાન ? કયાં ગયું મ્હારૂ જોર ? ક્યારે મેં એ કોમલ શય્યાને દીપાવનારીને ન દીઠી ? અરેરે ! આ નૃશંસેતો તે દિવસથી એ બીચારીનુ મ્હોંયે જોયુ નથી. જોયું હોય તો તેની હત્યા કરવાનેજ માટે. હાય ! " એટલું બોલી તે રડી પડયો, ઢળી પડયો. આશ્વાસનથી તેને સ્વસ્થ કરી બાકીની વાર્ત્તા અનુમાની શોકની કે હર્ષની ચમક થતી અટકાવવાને સુગુણસિંહ અને માધવસિંહે બીજી બીજી વાતો કરી તેને વાત વિસરાવવા યુક્તિઓ કરી પણ વેગમાં ને વેગમાં તે આગળ બોલ્યો "પછી તો હાર્યો જુગારી બમણું રમેછે " તેમ હું રાત્રેને રાત્રે રાજ્યમાં કેટલોક બગાડ કરી નિકળ્યો બ્હારવટે. એટલે ન રહ્યું મ્હારે ઘરૂ, ન રહી વાંડી, ન રહી ગાડી, ન રહ્યું ગામ ન રહ્યો ગરાસ ન રહ્યું નામ, કે ઠામ. લૂટ ઉપર પેટની વેઠ કરવા માંડી. પણ અરે ! આ અવસ્થામાંએ મેં શું સારૂ કર્યું છે ? મને ક્રોધે મારી નાખ્યો છે, મને તેણે ગુલામ કર્યો છે. તેને લીધે મ્હેં ઘણાને ખાધા છે, ઘણાનાં લોહી પીધાંછે.

તેણે મ્હારી છાતી વચ્ચે દેવતા શળગાવ્યો છે. તેણે મ્હારે કપાળે કરોચલી,આંખે રતાશ, અને હાથેક્રૂરતા પાડી દીધાંછે. એ ક્રોધ મ્હારાં મર્મ ભેદી નાંખે છે મને અંતર્બાહ્ય ધીકાવે છે, મ્હારા મિત્રોને મ્હારે હાથે મરાવે છે, ન કરવાનુ મ્હારી પાસે કરાવે છે. તેમાં આપત્કાળે વૃદ્ધિ કરી. બળતામાં ઘી હોમાયું. ક્ષીણતાએ મને નિષ્કરુણ કર્યો. ભૂખ તર્ષઆદિએ મને ભ્રષ્ટ કર્યો; દારૂએ મને ક્રૂર કર્યો અને નિત્યાભ્યાસે મને બુઠો કર્યો. અરેરે ! મેં કંઈનાં ગળાં રેંસ્યાં; કંઇનાં અન્ન લીધાં; કંઈને બાળી નાંખ્યા. મ્હેં કર્યું તે કોણ કરે ? અરેરે ! આ અવતારતો આવું ભોગવું છું અને આવતે અવતાર મ્હારૂં શું થશે ? અથવા આથી બીજુ શું વધારે દુઃખ હશે ? સ્ત્રીનો નાશ, પુત્રીનો લોપ અને જાતની ભ્રષ્ટતા !! અરેરે! આ શોક તો કાળ જતાં શાન્ત થવાને બદલે વધારે વધારે ધીકી રહેછે. નહિતે સ્નાને, નહિ તે અશ્રુએ, નહિ તે ચંદને, નહિ તે પવને અથવા નહિતે આશ્વાસને ટાઢો પડવાનો.” માધવસિંહઃ–“પણ પછી તમારી દીકરીનુ શું થયું તે કંઇ તમો જાણો છો ?” મોહનસિંહઃ–“હા ભાઈ, સુગુણભાઇના બાપા તો કહેતાકે તેનો વિવાહ આપના રાજ્યના પ્રધાનજી મદનસિંહ વેરે થયો છે. પછી ખરૂ ખોટું તો દૈવ જાણે. પણ તેમ હોયતોએ ત્યાંએ બધું ખેદાન મેદાન થઇ ગયું છે. શું કહેવરાવો છો? હુંતો જીવતાંજ મુવો છું. મ્હારાજ ! પણ મ્હેં અધર્મ કર્યો તેથી મ્હારા ઊપર ક્રોધ નકરશો. હું પામર છું.” મેઘઘટા ઊઘડતાં ચંદ્રદર્શન થાય છે તેમ માધવને થયું. તે વાતનો મર્મ સમજ્યો. તદપિ તેણે ક્રોધ ન કર્યો. પિતાની ગાદી ભ્રષ્ટ કરનાર, પોતાની માતાને કષ્ટ આપનાર, પોતાને નષ્ટ કરવા મથનાર, અને છેલ્લે પોતાની વાહાલી ભગિની પ્રતિ કુદૃષ્ટ કરનાર અધમ રાયમલ્લને પણ તેણે ક્ષમા આપી. વિમળાએ તેને ચ્હડાવ્યો, મોહનસિંહ અથવા માનસિંહે તેને ઊત્તેજ્યો, સુગુણે તેને ઉપાડયો અને કોમળ સ્વભાવનાં માતાજીએ પણ તેને ઉદ્દેશ્યો તદપિ બળવાન શત્રુ ઉપરજ કરડી દૃષ્ટિ નાખનાર માધવસિંહે પોતાના બાપના કહેવાતા અને અત્યાર સુધી ગણાયલા છોકરાનો વાંકો વાળ ન થવા દીધો તે નજ થવા દીધો. પોતાનું હરણ કરનાર અને આનંદની ઘડીમાં પોતાના પ્રિયતમનો પગ કાપવા ઉંદર પેઠે—ચોર પેઠે યુક્તિ કરનાર ઉપર બીજાની પેઠે ક્રોધ તો ઘણોજ આવ્યો પણ શાસ્ત્રી

વસંતબા છાયાની પેઠે ભવિષ્યપતિને અનુસરી, અને ચારે પ્રાસનાં મ્હેં-ણાંથી ઘેરાઈ ગયેલા કુમાર માધવનુ ઉપરાણું લેઇ બોલી " સુગુણંભાઇ, માનકાકા–માતાજી ! આપ બધાં એ આ હીઝડાને જતો કરવાના વાંક માટે કુમારને દોષિત ઠરાવો છો. પણ એણે એનો સ્વભાવ ન મુક્યો ત્યારે કુ-માર પોતાનો શી રીતે મુકે ? ગોવાળીયો પોતાની જાત ઉપર ગયો' અને કુમાર પોતાની જાત ઉપર ગયા–"બાપ જેવો બેટો" થાય એજ સુકુળનુ ચિહ્ન છે. માટે એને મારવાથી શો ફાયદો છે ?" ન રેહેવાયાથી વિમળા:– બ્હેન તમારૂં કામ કર્યું અને તમને ઉગાર્યાં તેથી એનુ ઉપરાણું લ્યો છો; પણ આ બધું વેઠીયે છીયે તે એના પ્રતાપ. ના કહી'તી કે આંઘે દર્શન કરવા નથી જવું પણ નાં'નપણથી આપણે વડ કહીએ ત્યારે માધુ થડ કેહે એવો છે. હમે એને જીવાડવાનુ કહ્યું હત તો એ એને મારવાનુ કેહેતે." માધવ હસ્યો. તકરાર જરા વધી પડી. તેથી વચલો રસ્તો એવો નિકળ્યો કે તેને બાંધીને સાથે લઇ જવો અને તેનો ન્યાય શ્રીમાન્ કેસરીસિંહને સાંપવો.

છેવટ નિદ્રા નિદ્રાને ઠેકાણે રહી અને નિર્દોષ ફુલીને બચાવવાં વેળા-સર રાત્રે ને રાત્રે પ્રયાણ શીરૂ થયું. વસંતના આગ્રહથી કેદી રાયમલ્લને લેઇ માનસિંહ પણ સાથે સાથે ગયો.

---

## પ્રકરણ ૩૦ મું.

### કસોટી.

કૃષ્ણ કર્મ કરનારના નિવાસથી અતિશય કૃષ્ણ થઇ રહેલી ઓરડીમાં જ્યારે દિશાઓની કૃષ્ણ ચાદરની કૃષ્ણતા પ્રસરી ત્યારે પોતે પણ કૃષ્ણ વસ્ત્ર સજી આવતી કાલે મૃત્યુને સામે મ્હોંએ મળવાનો નિશ્ચય કરી કૃષ્ણની મૂર્ત્તિ માનસિક દૃષ્ટિની સન્મુખ ધારી ફુલી, રાધિકાજીની પેઠે, કેવળ કૃષ્ણ-મયજ બની રહી હતી. આ ક્ષણભંગુર દેહના અવસાન સમયે બન્ને ચી-ચણ જમીન ઉપર મુકી વદનામ્બુજને કરસંપુટમાં ધારી નીચે નમી જાણ્યે અજાણ્યે થએલાં સર્વ પાપનો ક્ષય થવા શુદ્ધાન્તઃકરણથી તે કંઇ નીચે પ્રમાણે મંદ મંદ ગાવા લાગી.

"મ્હારે અંત સમે અલબેલા મુજને મૂકશોમાં
મારા મદન મોહનજી છેલા અવસર ચૂકશોમાં
હરિ હું જેવી તેવી તમારી મુજને મૂકશોમાં
સર્પે બાંહ્ય ગ્રહી પ્રભુ મ્હારી અવસર ચૂકશોમાં.
મ્હારા દોષ કોષ સંભારી મુજને મૂકશોમાં
શરણાગતવત્સલગિરિધારી અવસર ચૂકશોમાં
હરિ મ્હારેધરમનથીકોઈસાધન મુજનેમૂકશોમાં
નથિસત્સંગસ્મરણઆરાધન અવસર ચૂકશોમાં
શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ મુજને મૂકશોમાં
મ્હારાપ્રાણજીવન પુરૂષોત્તમ, અવસર ચૂકશોમાં
સમરથ કરૂણા સિંધુ શ્રીજી મુજને મૂકશોમાં
મ્હારે ઓથ નથીકોઈબીજી અવસર ચૂકશોમાં."

જેમ જેમ તે ઈશ્વર સ્તવનમાં મગ્ન થતી ગઇ તેમ તેમ ધૈર્ય, ક્ષમા, દયા આદિ મહદ્ગુણો તેના અંતઃકરણમાં નિવાસ કરી જીવન્મુક્તિનો આનંદ વધાવવા લાગ્યા. પોતાનું પાતિવ્રત હરવા મથનાર કનકપુરીના કોઇ અજ્ઞાત ગ્રહજ્જન ઉપર ગ રહી તેને રીસ કે ન રહી પોતાને પથ્થર સાથે ફગોટી દેનાર મ્હારવટીઆ ઉપર. હરિજનાર અશ્વારિ તો તેને સાંભર્યો એ નહિ. અને કેસરી કેવળ દયા પાત્ર લાગી. પતિનો વિરહ, મિથ્યાપવાદનું દુઃખ, વસંતબાના કલંકની વેદના કે અવર કંઈ પણ સંકષ્ટ તેને દમી શક્યું નહિ. વનિતામાં વીર રસે વાસો કર્યો. હવે **"सुखस्यानंतरंदुःखंदुःखस्यानंतरंसुखम्"** એ માયાના અજબ અને અચલ નિયમાનુસાર પોતાને પણ સુખનો સૂર્ય ઉદિત થવાનો એવી કંઇ પ્રતિભાથી પ્રભાતનો સૂર્ય ઉગવાની વાટ જોતાં ક્ષણે તે અધીરી થઈ જતી. આવેળાએ તેના વદન ઉપર જાણે સૂર્યનારાયણે વાસો કર્યો હતો, ચંદ્રમાએ અમૃત છાંટયું હતું અને કમલાએ કૌમુદના વિસ્તારી હતી. પતિને પહેલવહેલીજ મળવા જતી મુગ્ધાની ત્વરા ધારતી આસતીની સ્ફુર્ત્તિ લગ્ન પ્રસંગથી પણ વધારે હતી. વિરક્ત વૃત્તિથી સામાન્ય દૃષ્ટિ રાખી સર્વનું ભલું યુઆ ઇશ્વરને સ્તવતી આ સ્ત્રીને પતિપ્રતિ તો પક્ષપાતજ હતો. તેઓ પોતાને વિસરી જાય

અને પોતાથી ઘણી શાણી અને સારી નારીમાં રમમાણ રેહે એમ તે વારંવાર ઇચ્છતી હતી. પણ એટલામાંજ તેની એકાગ્રતાની કે તેના નિ-શ્ચયની પરીક્ષા કરવા સાક્ષાત્ ઇશ્વર આવ્યા હોય કે પ્રસન્ન થઇ વરદાન આપવા શંભુ આવ્યા હોય એમ વિચિત્ર અથવા અમાનુષિક વેશ ધારી કોઈ સુંદર પુરૂષ તેના સામે ઉભો રહ્યો. પણ પતિના સુખને માટે ઈશ્વરની પ્રાર્થના કરતી સતીએ તેને દિઠોએ નહિ ને જાણ્યોએ નહિ. તેથી જાણે વિશેષ પરીક્ષા કરવાને માટે, ધ્યાનાવસ્થિત સ્ત્રીનો કર, ઝાલીને, તેણે ખેંચ્યો. સ્પર્શથી તે ચમકી,-જાગી--અને જોઇ રહી-વળી પાછી, ધ્યાનમાં ઉતરી ગઈ. ફરી હાથ ખેંચાયો અને ફરી આંખ ઉઘડી ગઈ તેથી તે બોલી " મધ્યરાત્રિએ એકાન્તમાં અબળાને સ્પર્શનાર, અરે ભલા આદમી, તમે કોણછો ? અને તમે કેમ આવ્યા છો ? " જરા જુદી જાતનો સ્વર કહાડી આ પુરૂષ બોલ્યો " ફુલમાળા ! હું તમારો શુભેચ્છક છું અને આવ્યોછું તમારૂં રક્ષણ કરવા. " ફુલી ":- જેને સંસાર માત્ર ઘડીઓમાં સમાઈ રહ્યો છે તેનુ રક્ષણ તું શું કરનાર છે ? વળી મ્હારે રક્ષણની ક્યાં અપેક્ષા છે ? માટે હવે આ દેહમાં જે થોડો વખત દીવો બળે છે તેટલી વાર પતિનુ અને પરમેશ્વરનુ ધ્યાન ધરવામાં અંતરાય થઈ રખેને મ્હારૂ પોતાનુજ બગાડે. બાપુ, જા જેવો આવ્યો'તો તે વાટે પાછો. " ગલિત થઇ ગએલો પુરૂષ બોલ્યો, " અલિ ઘેલી ! કો'નો પતિ ? મ્હારે પતિજ ક્યાંછે ? પતિ અને પરમેશ્વર હોય તો મ્હારે હાથે આવાં કર્મ થાય ? " ખેદ પામતી, સતીએ આવેળા પણ આ ભલા લાગતા પુરૂષ આગળ ખુલાસો કરવો દુરસ્ત ધાર્યો તેથી તે બોલી " પર પુરૂષ સાથે સંભાષણ અયોગ્ય છે છતાં પણ ઇશ્વરી પ્રેરણા બોલાવે છે તો સાંભળ " મિથ્યા ગર્વ,નકામો છે. સુખ દુઃખ એ પૂર્વ જન્મના પ્રારબ્ધની અનુભૂતિ છે. યશ અપયશ એ જગતના અપૂર્ણ જનોના અપૂર્ણ અનુભવનાં પ્રતિબિંબ છે. મિથ્યાપવાદ અજ્ઞાનની પ્રસૂતિ છે. તો એવી બાબતમાં હર્ષ શોક નકામો છે. મને યથાસ્થિત જાણ્યાં વિના કે જાણીને તું મ્હારે માટે ગમે તે અભિપ્રાય બાંધે તેની મ્હારે સ્પૃહા નથી. અજાણ્યે મત બાંધે તો અનુભવની કચાશ, અને જાણીને બાંધે તો વિવેકબુદ્ધિમાં વાંધો; તદપિ તું મ્હારૂં પાપ ધુવે અને તે હું જાણું-એ મ્હારા આવા સમયને

શોભતું નથી. માટે ખાત્રીથી જાણજે કે આ દેહ ધરી સંકલ્પમાંએ મનસિજ પારકાને માટે નથી ઉછેર્યો, હાસ્યમાંએ જૂઠની પીઠ નથી ઠોકી, લગ્નમાંએ ગાલીપ્રદાન નથી કર્યું અને વિપત્તિમાંએ પાપને પત નથી કર્યું. વિશ્વાસઘાત–ચોરી–દગો–એ તો જાણ્યાં નથી કે કેવાં થાય. પતિને જીવિત, પતિને ઇશ્વર અને પતિને સર્વસ્વ માનેલો છે. માટે ભવિષ્યની મને ચિંતા નથી. મૃત્યુનો સમય કાલનો નિર્માણ થઇ ગયો છે પણ તેની મને "અરે" નથી. મને તે કાળ આનંદનો લાગેછે. મુંવાપછી ભીત થાઓ તેની મ્હારે શીગરજ છે?[1] પતિમાં અને પરમેશ્વરમાં મગ્ન થએલીને હવે તું છોડીને ચાલ્યો જા." એટલું બોલીને પુનઃ ઊંડી ઉતરી જતી સતીનો હાથ ઝાલી "પ્રિયે!" એટલું કહી તે તેને પોતાભણી ખેંચી વળગી પડયો. ગાભરી બનેલી સતી વછુટે છે તે પેહેલાંજ રત્નજડિત વીંટીનો પ્રકાશ પાડી તેણે પોતાની મુખમુદ્રા અને સતીની સ્નેહમુદ્રા દેખાડી. સતી ચમકી, ગાભરી બની. અનેક ભાવોમાં તે રોળાઈ–ચોળાઇ તેથી બળહીન બનેલી ન વળગી પડી કે છૂટી પડી. મહા વિકારોના હુમલાઓ છતાં મહા ચમત્કારનીં નાગપાશ છતાં ફુલ જેવી પુતળીએ આવેશના શબ્દનાં કે કરકમલનાં હથીઆર છોડી દીધાં અને જેમ કરે તેમ આ મધ્ય રાત્રીચરને કરવા દીધું તેને આનંદ હતો ને શોક હતો. તેને ચેતનાએ હતી અને મૂર્છાએ હતી. તેને ભાને હતું ને સંમોહે હતો. એકજ વસ્તુ ઊપર દૃષ્ટિપાત કરતી આ સ્ત્રી ગળે હર્ષ કે શોક ઉતારતી હતી. ધીર ગંભીર પ્રેમસાગરે સુખ સરિતાને ખેંચી તેમ તે ખેંચાઈ. ખેંચાવામાં–દબાવામાં તેને કંઇ અપૂર્વતા જણાઇ. સાક્ષાત્ નારાયણ જેવા દેખાતા પુરૂષમાં સાન્દ્રલય થવાથી તે કંઇ જૂદાજ–અવર્ણ્ય વિકાર અનુભવવા લાગી. પુનઃ "પ્રિયે" એવા ચિરકાળે શ્રૂણેલા શબ્દથી જાગૃત સ્વપ્નમાંથી તે જાગી, તથા નિશ્ચલ ડોળે એગની એમ જોઇ રહેવા લાગી: "આ તે શાણું કે સાચું." એવું બોલતે બોલતે જરૂર તે જમીન ઉપર પડી જાત—જો આ કોઇ આપ્તજનની બાહુ જાળમાં તે ન સપડાઇ હત તો. વારે વારે ખેંચાતાં–દબાતાં–ચંપાતાં થોડીવારે તેને જરા હિમ્મત આવી એટલે તે બોલી "આપ અહીં ક્યાંથી?" મધુર સ્વરે આ પુરૂષ બોલ્યો.

[1] 'मरणसमयेत्यक्तालज्जामलापानिरर्गलम्

प्रकटितनिजस्नेहःसोऽयमूपतिःपुरएवते' ।

પણ એટલામાંજ પાછળથી તેના માથામાં એવા જોરથી લાકડી વાગી કે તેતો બીચારો મૂર્છિત થઇને ઢળી પડયો. પોતાનેજ ઘા વાગ્યો હોય એમ ફુલી પણ તેની સાથે પડી ગઇ, અને એકડા વિનાની શૂન્ય જેવી થઇ રહી.

કામાવેશથી ક્રોધવશ્ય થઇ અજાણ્યાને છાને અને પાછળથી ઘા કરનારો કારાધ્યક્ષજ હતો. પ્રમાણીક, ડાહ્યો, ધીરો અને, શાણો છતાંએ તે ફુલીનાં નયનથી સ્વેચ્છાએ નિકળતાં ફુલબાણ નહોતો વેઠી શક્યો. પરાધિના પડેલી–અપવાદથી દુષેલી આ સ્ત્રીને જ્યારથી તેણે જોઇ હતી ત્યારથી તેના ઉપર મદનનુ સામ્રાજ્ય થઇ ગયું હતું, ત્યારથી તેણે મનને ઘણુંએ માર્યું છતાં તે મરે તો શાનું પણ ગુંગળાતુંએ નહોતું–ત્યારથી તેની વિવેક બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી, ત્યારથી તેના મનમાં તાલાવેલી લાગી રેહી હતી. મહારાજાધિરાજ કેસરીસિંહની વાનપ્રસ્થાવસ્થાની તેને ભીતિ મટી ગઇ હતી એટલે દુર્ગુણ ઉપર સુગુણનો અભિષેક કરાવનારૂ આ કારાગૃહ પણ તેને કોમળ વિચાર નહોતું થવા દેતું. રાત્રી દિવસ તેને અજંપો રહેતો હતો. તેમાં આવતી કાલેજ આવી રૂડી સ્ત્રી મૃત્યુ પામશે એવો વિચાર તેને આવ્યો ત્યારે હરેક પ્રકારે તેનુ સંરક્ષણ કરવાનો તેણે નિશ્ચય કર્યો; અને પછી દુઃખની મારી ઉપકારબુદ્ધિથી તે પોતાની થઇ રહેશે, એવો વિશ્વાસ આણ્યો. આ વિશ્વાસથી અત્યારે–મધ્ય રાત્રીએ–કેદીને સાચવનાર પોતાનો ધર્મ ભૂલી કેદીને છાને છાને હરીજવા–ચોરી જવા–ફુલીના ઓરડામાં પેઠો. પણ ત્યાંતો રડતી–કકળતી–ભયભીત થતી–વાળખેંચતી–છાતી કૂટતી ફુલીને જોવાના બદલામાં તેણેતો તેને કોઇ પુરૂષના બાહુમધ્યે વળગતી દીઠી. ઈર્ષ્યાનો માર્યો કારાધ્યક્ષ સપત્ન દૂર કરવાની મનોવૃત્તિથી પણ ઉપકાર દર્શાવવાની બુદ્ધિથી વગર વિચારે–વગર તપાસે નિર્દોષ આદમી ઉપર એકાએક તુટીપડયો અને જેવો તે તુટીપડયો તેવોજ પેલો રાત્રીચર ગરબડી પડયો અને તેની સાથે ફુલી પણ ગરી પડી.

કામથી નિર્દય બનેલો પતિત થયેલો કારાધ્યક્ષ સર્વ ક્ષાત્રધર્મ ચૂકયો અને મૂર્છિત પડેલી વનિતાનો આશ્વસના કરવાની બદલામાં એક વસ્ત્રમાં છુપાઇ રહેલાં તેનાં પરાધિન અવયવોને નિહાળતો નિહાળતો તેના અધર, તેનુ કપાળ ત-

થા તેનાં કપોળ ઉપર કર ફેરવતો ફેરવતો, તેને આશ્લેષ દેવા મથતો મથતો, ચૌરવત્-કાકવત્ ચારે પાસ જોતો જોતો, નિદ્રામાં સુતેલા સિંહ જેવા પેલા મનુષ્યના શબવત્ પડેલા દેહથી ડરતો ડરતો-જાણે ફુલીના લાવણ્ય રસમાં તરતો હોય, જાણે તેનાં નયન-બાણ ઉપર ચ્હડી ઉડતો હોય, જાણે કમળની વનમાં રમતો હોય, એમ આનંદની લહરીમાં તણાવા લાગ્યો. વગર શ્રમે ચિંતામણી લાધ્યાનુ સુખ અનુભવતો તેતો તેણીને પોતાને ઘેર લેઈ જવા, કેડ કસી, બાંહ્ય ચ્હડાવી, સ્વસ્થ થઈ, તે મૂર્છિત સ્ત્રીને ઉચકી જેવો આંગણા બહાર જાયછે તેવોજ તેના ઉપર પણ કોઈએ એવો ઘા કર્યો કે તે પણ પછડાઇને હેઠે પડયો. શબ્દ ઉચ્ચારવાનાં કે પાણી પીવાની-અરે, શ્વાસ લેવાની પણ ઇચ્છા રાખ્યા વગર તેનો જીવ પરસ્ત્રીના સ્પર્શથી દૂષિત થયેલા ખોળીઆમાંથી નાસી ગયો. પણ ધબ્બા સાથે પછડાયાથી ફુલીતો જાગૃત થઈ, અને જાગૃત થઇ તેવીજ બીજી સ્પૃહા રાખ્યા વિના—બીજો વિચાર કર્યા વિના-શું થયું ને શું થાય છે તે જોવા રહ્યા વિના-પોતાની ઓરડીમાં પેસી ગઈ અને પેલા પડેલા મનુષ્યના સામે રત્નના પ્રકાશથી જોવા લાગી; ડુસકાં ભરવા લાગી. શોકથી મેઘ જેવી બનેલી શ્યામાએ પડેલા મનુષ્ય રૂપી સમુદ્ર ઉપર અશ્રુ રૂપી મોતીનો વર્ષાદ વર્ષાવ્યો;—પણ તે થોડી વારજ. કારણ થોડીજ વારમાં મેઘ ઘટાને વિખેરી નાખનાર પવન રૂપી પેલો કારાધ્યક્ષનો હણનાર સામો આવી ગ્રામ્ય ચિહ્ન કરતો અને પ્રેમ બતાવતો કંઇ ઓરજ બોલવા લાગ્યો. "અલિ મીડડી" તેણે કહ્યું, "તે દિવસે વનમાં રખડતી હતી ત્યારે મેં તને સાચવી મ્હારી કરી ત્યાંથી તું નિકળી ગઈ તે આટલા માટે? તને એ શું સૂઝયું? પણ હશે. જે થયું તે થયું. હવે ચાલ-મ્હારી સાથે." શિકાર સામી તાકી રહેનારી સિંહણના જેવી કરમી આંખો કરીને બોલ્યા ચાલ્યા વિના આ ચંડી તો તેના સામે જોઇજ રહી. તેથી ઉત્તેજન માની તે બોલ્યો "ફુલી, રાજાનુ આખુ દળ ચ્હડી આવશે તો એ ત્હારૂ રક્ષણ હું એકલો કરીશ. આ કેદખાનાની બાહેર મ્હેં સાંઢણી બાંધી છે. હજુ રાત છે. ચાલ, ફુલી, ચાલ—ઉઠ, વ્હાણું વાતા પહેલાં તો આપણે સો ગાઉ નિકળી જઈશું. અને ત્યાં તો આપણું કોઇ નામ લેનાર નથી. જો, આ ત્હારા દુઃખનો અંત આવ્યોછે. માટે ચાલ—ઉઠ, વ્હેલી થા. નહિ આવવા દેઉ ઊની આં-

ચ. ફુલી—ઉઠ " એટલું કહી વેગમાં ને વેગમાં તેણે તેનો હાથ ઝાલ્યો; પણ તરછોડી નાંખી ફુલી બોલી " અધમ, જારબુદ્ધિથી મ્હારૂં રક્ષણ કરવાની ઇચ્છા રાખનાર! જા જા, અહીંથી લેઈ જા ત્હારૂં કાળું મ્હોં. તું શું મ્હારૂં ભલું કરનાર છે. ઉઠ અહીંથી. " પણ આ બોલને ન ગણકારી આ કામીજન બોલ્યો " ફુલી, જો ત્હારા આ બે વ્હાલાઓનાં મડદાં પડયાં. કાલે ત્હારે મરવાનુ છે. આ બેને પણ તેં માર્યા એમ ઠરશે. ધકધકતા અંગારામાં ત્હારી રખ્યા થશે. ત્હારો સાદ પણ કોઈ સાંભળનાર નથી. એક આંસુ પણ ત્હારે કાજે કોઈ પાડનાર નથી. ડાકેણ કે શાકેણ જાણી તને દેખી લોકો પુઠ ફેરવશે—છોકરાંની આંખો મીચાવશે. રાજપુત્રીનુ હરણ કરાવ્યું, ધણીને તજ્યો, આ બે માણસના પ્રાણ લીધા એવા એવા મહાન અપવાદથી, જગત્‌માં ત્હારા નામ ઉપર પણ ફીટકાર થશે. ત્હારૂં જીવ્યું અફળ થશે. માટે—માન—ઘેલી—માન. એક વાર માન—કહું તે સાંભળ—જો તું મને એક વેળા ત્હારો સંગી કરે–એક વેળા મ્હારા ઉપર હસે–એક વેળા મ્હારૂં કહ્યું માને તો આ સરવે અવળું તે, સુવળું થઇ જાય. વનમાં પડી રહેનારો જંત ભોલ મને ન જાણીશ. હું પણ રજપુત છું. રાજ્યના ભારે ભારે વૈભવ તે પણ મ્હારે સંગે તને મળશે. વળી તું જવાન છું. આજથી અરે અત્યારથી આ સુંદર દેહ દેવતામાં બળશે તેનો તું વિચાર કર—હજુ તો સંસારમાં ભારે ભારે સુખ ત્હારે માટે સરજેલાં છે. તું રાજાની રાણીથી પણ વધારે સુખ ભોગવીશ. હજુ તેં વૈભવ જોયાએ નથી. હજુ તેનો સ્વાદ તો ચાખ્ય-અરે—આવાં આવાં સુખમાંથી મરી જવું તે કેમ ગમતું હશે. ફુલી—માન—મણિપુર એજ આખું જગત નથી. મણિપુરથી પણ વધારે રૂડાં નગરમાં આપણે વસીશું. હું ત્હારા પગ ડાબીશ—ત્હારી સેવા, કરીશ–તને પરમેશ્વરની પેઠે પૂજીશ—ભાત ભાતનાં ખાણાં ખવડાવીશ–નવ રંગ લૂગડાં પ્હેરાવીશ અને મોંઘાં ઘરેણાં ઘાલીશ. માટે—માન—હજુ વખત છે. થોડીવારમાં વ્હાણું વાશે. જમથી ભુંડા સૈનિકો તને સળગતી ચીતામાં નાખી દેશે તે કરતાં સવાર પેહેલાં મશરૂની તળાઇઓમાં સુઈ જવું તને કેમ નથી ગોઠતું.? ઉઠ, મીઠી, ઉઠ, " એટલું કહી તે ફરી તેને ઝાલવા જતો હતો એટલે મહા ક્રોધથી ફુલી બોલી " અલ્યા પતિત! ત્હારા સ્પર્ષ કરતાં મને સળગતી ચીતા પણ સારી છે. શું કરવો છે મ્હારે આ સંસાર જ્યારે

મ્હારે પતિનુ સુખ ન આવ્યું ? શું છે મ્હારે આબરૂની દરકાર જ્યારે હું જાતેજ હતી ન હતી થઇ ગઇ? સુખ તો મ્હારે દુઃખરૂપજ છે. માટે તું જા—મ્હારે ત્હારી સહાય નથી જોયતી. આ જગત્ જોવાની જે થોડી ઘડીઓ મ્હારા નસીબમાં લખી છે તેટલીમાં મને પતિ અને પરમેશ્વરમાં મ્હારૂં મન જોડવા દે કે આવતે અવતાર ત્હારા જેવા નષ્ટ જનનાં વદન ન જોવાં પડે." જરા મ્હોડાઇને પેલો સૈનિક બોલ્યો "ફુલી, મ્હારા જેવા નહિ મળે. કેસરીસિંહનો હુકમ તોડનાર બીજો કોઇ મળ્યો નથી;-તે હું. શીદ આવો અવસર ચુકચ્છ ?" શીળી સ્ત્રીએ વિકાળ રૂપ ધર્યું અને કહ્યું, "દુષ્ટ! તું તો શું! પણ ઇંદ્ર, બ્રહ્મા કે સાક્ષાત્ વિષ્ણુ આવે તોપણ પતિમાંજ પરોવાયલી હું-તે મ્હારે તે કંઈ કામના નથી. વળી મૂર્ખ ! જો મૃત્યું તો આવું છે. જોતાં જોતાંમાં જીવ જતો રહે છે. મને મૂર્છિત પડેલીને હરી જનાર આ કારાધ્યક્ષ ક્યારે જાણતો હતો કે એકજ તરવારથી તું એને પુરો કરીશ ? અને ઘડી પછી ત્હારૂંએ શું થશે તે કોણ જાણે છે ? માટે જા. આ દૂષિત સ્થાનમાંથી જા ત્હારે ઘેર. જાણીને સિંહની બોડમાં કોણ પેસે ?' અને વિષય ! એતો ક્ષણિક છે. દશે ઇંદ્રિયોના વિષય કરતાં અંતઃઇંદ્રિયની શાન્તિનુ સુખ તેં અનુભવ્યું નથી. માટેજ તને ખરશ્વાનના ચારામાં ઇચ્છા થાયછે. મને ત્હારી દયા આવેછે. માટે કહુછું, જા વ્હેલો." બહુ બહુ ટાયલુ ન સહન થવાથી સૈનિકને રીસ ચ્હડી. "રાત થોડીને વેશ ઘણા" એવા વિચારથી તેને ત્વરા વધી. તેથી "ભાઠને હવે—ત્યારના ઘાસ કાપીએ છીએ કે ?" એવું બોલી જેવો તે બીચારી અબળા ઉપર તુટી પડતો હતો તેવીજ, પાસે સુતેલા પુરૂષના પડખામાંથી કટારી કહાડી, ફુલી તો તેના સામે થઇ ગઇ. ચકિત થઈ ગએલો સૈનિક પાછો પડી ગયો, સ્તબ્ધ થઈ ગયો. ફુલીએ કચ્છોટ વાળ્યો, કામુકને તેનો ભાર વધ્યો. ફુટડી અને શૂરી સ્ત્રીમાં તેનો મોહ નિરંકુશ પ્રવર્ત્યો. તેથી "લે માર—મરવું પણ ત્હારે હાથે રૂડુ છે" એમ કહી તે તેને પગે પડ્યો. ફુલી ખસી ગઈ, પણ પાદારવિંદને પકડી રાખી લીધું મ્હોં ઘાલી તે રડતો જાય ને અનુનય કરતો જાય. ફુલીથી નચલાય કે નમરાય. પગ પકડાયલો એટલે પોતાથી ખસાય નહિ અને પતિતને મરાય નહિ તેથી તેણે તેને ખસેડવા માત્ર જીભનાજ બાણ માર્યાં. પણ ફુલીની જીભનાં બાણતો ફુલ

થઈનેજ પડ્યાં તેથી આસૈનિક એમનો એમ ઠરી રહ્યાં. પણ, થોડી વારમાં પાસે પડેલા પુરૂષનો દેહ જરા હાલ્યો તે જોતાંજ ફુલી ચમકી, તેને બળ આવ્યું. તેથી જોરથી આચકો મારી પોતાનો પગ ખેંચી તેતો તે પડેલા દેહ પાસે ગઈ. સૈનિક બળાત્કાર કરવા ગયો, અને ન રહેવાયાથી ફુલી તેના ઉપર ઘા કરવાને તેના સામી ધાઈ. તેજ સમયે માણસોના પગના પડઘા સંભળાયા. સૈનિક નાઠો—ફુલી વેગમાં ને વેગમાં પાછળ ધાઈ. સૈનિક અદૃષ્ટ થયો અને ઉઘાડી તરવારે ફુલી ઓરડીના દ્વાર આગળ ફટારેલે ડોળે અને છૂટે કેશે ઊભી રહી. દરવાજો ઉઘાડી અંદર આવેલાં મનુષ્યો તેને જોઈને ચમક્યાં—પાછાં હઠયાં.

આ વેળા તેનાં નયનના રક્તતા તેના ઉપર પડેલા રક્તના છાંટાથી જરા પણ ઓછી ન હતી. તેની ચક્ષુઓનુ સર્વ તેજ તેના કપાળ ઉપર ચ્ઢી આવ્યું હતું, તેના દેહની અંદરનુ રક્ત તેની રગે રગોમાં તસી આવ્યું હતું. દાડિમના કણ જેવા તેના દાંત હાથીદાંતથી પણ વધારે કઠિણ થઈ કચકચતા હતા. તેનો કોમળ નવપલ્લવ જેવો ઓઠ સર્પની ફણાની પેઠે ક્ષણે ક્ષણે ફરકતો હતો અને તેના દેહનો રોમાઢ્ય શરનાં પીચ્છ જેવો દેખાતો હતો. તેથીજ કેટલાએકતો હરભડી ગયા અને માંહો માંહ્ય પેસવા લાગ્યા અને કેટલાએકતો દિઠેલી વાત કલ્પનાથી વધારી પ્રધાનને કેહેવા દોડી ગયા—બાકીનાએ દરવાજા ભડોભડ બંધ કરી તાળાં વાશી બારણેથીજ ઊઘાડી તરવારે પેરો ભરવા માંડયો.

શૂન્ય હૃદયથી ઉભી રહેલીનો કાળ કેટલીએક વારે ઉતર્યો ત્યારે તેને પોતાનુ ભાન થતાં તે તુરત ઓરડીની અંદર ગઇ, અને શબવત્ પડેલા મનુષ્યનુ મસ્તક પોતાના અંકમાં લેઇ આળપંપાળ બોલવા લાગી તથા તેને અંગોઅંગ હાથ ફેરવવા લાગી. “ હેનાથ, ” હે પતિ ” એવા એવા આર્ત્ત સ્વર નાંખતી કારાગૃહમાં પણ, પતિ વિના વલવલતી વૈદર્ભીની અવસ્થા ભોગવતી ફુલીની છાતી ફાટી જવા લાગી. તેનું ધૈર્ય જતું રહ્યું, વિરાગવૃત્તિ મંદ પડી, ચિત્તશાન્તિ સુકાઈ ગઈ. ચારે દિશાએ તેને ભયંકરતા ભાસી. ઊપર આકાશ અને તળે ધરતી શીવાય તેને કંઇ પોતાનુ જણાયું નહિ. લાડ લડાવનારી વસંતબા સાંભરી. તેના દુઃખ-

નુ ભાન થઈ આવ્યું. રાજમાતાનુ દીન વદન નયન સામે જણાવા લાગ્યું. પતિની–પ્રાણેશ્વરની મૃતવત્ છબી પ્રત્યક્ષજ દીઠી તેથી તેણીએ મોટે સાદે મોકળું મુક્યું. રૂદનથી પણ તેની વેદના ઓછી ન થઇ. ત્યારે ઘેલી બનેલી આ સ્ત્રીએ છાતી તુટી ત્યાં સુધી તેને કૂટી. તદપિ શાન્તિ વળે નહિ. છેવટ કૃપાળુ હૃદયની કોમલાઙ્ગીએ કષ્ટ ઉપર કૂરતા ધરવાને બદલે આત્ ઉપરજ કૂરતા વાપરી અને જે અસિએ દુશ્મનનાં ગળાંને ભેટી પોતાંના પતિને કીર્તિ રૂપી પ્રિયા આપી પોતાને માથે શોક ઉભી કરી હતી તેજ અસિ ઉપર પ્રેમ ભાવ આણી, તેને પોતાને ગળે વળગાડવા ઇચ્છા ધરી. પણ તેમ કરતા પેહેલાં પ્રાણેશ્વરને ચુંબન કરવાનેજ હોય એમ પેલા પુરૂષના ગાલ આગળ તે નીચી નમી. પણ શું નીચી નમે ? જોતા જોતામાંજ ચાર સૈનિકો તેના ઉપર તુટી પડ્યા–તેને બાંધવા લાગ્યા; અને આ બીચારી તો **श्येनावपातचकितावनवर्त्तिकेव** ચેષ્ટા કરવા લાગી; " ત્રાહિ ત્રાહિ " " પ્રાણનાથ, ત્રાહિ" એવા ઉચ્ચાર કરતી સ્ત્રીના ઉપર નિર્દયતાની પરાકાષ્ટા આવીરહે એમ જોરબંધ માર પડવા માંડ્યો. છતાંએ ધૈર્યનો ફાંકો રાખનાર રાજ્યનો પ્રધાન ન ધરાયો તેથી " મારો ગારો, છુંદો–કાપો " એમ બોલતો આત્મજને તેલની કઢામાં તળતા હિરણ્યકશ્યપુ જેવો કૂરાતિકૂર બની રહ્યો. એક માસનો વાયદો વીતી ગયો. આજે મહારાજા તથા મહારાણી જળશાયી કરશે. રાજ્યધર નિરાધાર થશે. હજુ વસંતનો પત્તો લાગ્યો નહિ. પોતાના કાર્યભારનુ અભિમાન મુંકવાનો સમય હાથ વેંતમાં આવ્યો. આજે તો તેને ન ગમ્યું જીવવું કે ન ગમ્યું મરવું. તેથી મહા કરાળ અને પ્રચંડ બનેલા ઘેલા પ્રધાનને સ્ત્રીનો સ્ત્રીત્વનો પણ વિચાર ન રહ્યો.

અરે ! અભિમાન કેવા અનર્થ કરાવે છે ? સારૂં કરવાનુ પણ અભિમાન અંતે કેવું નુકશાનકારક થઇ પડે છે ? ખરી વાત છે કે નિયમમાં રહેલા અભિમાનથી બહુ વખત મહાન લાભ થાય છે. દેશના અભિમાનથી આખાં રાજ્યતંત્ર ચાલે છે. ગૃહનાં અભિમાનથી રાજ્યતંત્ર કરતાં પણ અધિકતર વિકટ સંસારતંત્ર ચાલે છે. જાતના અભિમાનથી પરોપકૃતિ રૂપી પ્રશસ્ત સદ્ગુણનો ઉદ્ભવ છે. તદપિ નિરભિમાન પ્રયાસની ખૂબી તો અલૌકીકજ છે. આ સંસારમાં જે જન્મે છે તેનો નાશ થાય છે તો પછી કોઈ પણ નામે રૂપનુ અભિમાન ધારણ કરવાથી તેના નાશ સ

મયે અતિશય સંકટ થાય છે. ભલે સંસારમાં પ્રવૃત્ત રેહેનારા નીતિજ્ઞ સજ્જનો અભિમાનને અનેક સદ્ગુણનાં નામ આપી તેની ભીન્ન ભીન્ન રૂપે પ્રશંસા કરે, અને સંસારની ઘટનામાં તેની આવશ્યકતાના સ્તુતિપાઠ ઉચ્ચારે-પણ એટલો તો સિદ્ધાન્ત નિર્વિવાદ જણાય છે કે દુઃખનાં અનેક કારણોમાંનુ અભિમાન પણ એક છે. વળી અભિમાનથી અનર્થ પણ કેટલા થાય છે ? ધર્મના અભિમાનથી સગા ભાઈઓમાં પણ કેટલા ટંટા થયા ? પાસે પાસેના કેટલા મિત્ર-રાજાઓ વઢી મુંવા ? મુસલમાન અને ક્રીસ્ચીયન તથા મુંસલમાન અને હિંદુ લોકો વચ્ચે ધર્માભિમાનથી કેટલાં અને કેવાં દારૂણ યુદ્ધ થયાં ? એકંદર સંસારની અભિવૃદ્ધિને કેટલું નુકશાન થયું ? એજ પ્રમાણે બીજાં અભિમાનને માટે પણ વધતું ઓછું કહી શકાશે. જુવોને "મ્હારા કાર્યભારમાં બધુ બરાબર ચાલે" એવા અભિમાનથી આ પ્રધાને પ્રથમ તો બરાબર કામ ચલાવ્યું. અને થોડી વાર તો ઉજળું એટલું દૂધ દેખાયું-પણ જરા તે અભિમાનનુ ખંડન થયું એટલે સર્વ વાતનો કેવો વિપર્યય ? અરે ! ભાઈ ! નથી જાણતો "મ્હારૂં મ્હારૂં" કરતાં તું જે કૂટી કૂટી મરે છે એમાં ત્હારૂં કશુંએ નથી. ? "મ્હેં કર્યું મ્હેં કર્યું" કહી ફુલાય છે તેમાં તેં કશુંએ કર્યું નથી. ઉલટ સુલટ અનેક કારણોની વિચિત્ર ગુંથણીથી થતાં આ ભવનાં અનેક કૃત્યોમાં તું વધારેયે શું કરવાનો હતો ને ઓછુંએ શું કરવાનો હતો? પણ "મને માંધો અને આપે લાડવાગો" થઈ જે થયું તે ત્હેં ત્હારામાં માની લીધું. અને તેનું ફળ અત્યારે અકર્તવ્ય કરવું પડે છે તેજ છે. અભિમાન વિના યુદ્ધ કર્યું હત તો જે રાજ્ય લેવાને અજાતશત્રુ યુધિષ્ઠિરે બાંધુઓનો નાશ કર્યો તેજ રાજ્યનો ત્યાગ તેમને કરવો પડતે ? અથવા નિરભિમાન યુદ્ધ કરવા પરમાત્મા શ્રીકૃષ્ણે સમરાઙ્ગણમાં ઇષ્ટ મિત્ર અર્જુનને યથાર્થ દર્શન કરાવી તત્વનુ રહસ્ય બતાવ્યું તે અકાલે કે અસ્થાને હતું ? નહિજ. અભિમાનવિના રાજ્ય કર્યું ત્યારે જનકને કે પ્રિયવર્તને રાજ્ય છોડવા વખતજ ન આવી. અને બન્નેએ પોતાનો આલોક તથા પરલોક સુધાર્યો. અરે, આ મણિપુરના નૃપતિને અભિમાન ન હત તો શીદ રાજ્યનો ત્યાગ કરવો પડત ? અને આ પ્રધાનને શીદ પોતાની આત્મજાના અપહરણ કરતાં પણ વિશેષ કષ્ટ ભોગવવું પડત ? સર્વથા અભિમાન વર્જ્યજછે.

હવે આ અભિમાનનો માર્યો પ્રધાન ધુંવા પુંવા કરતો જે જે આ-જ્ઞાઓ કરે તેનુએ તેને ભાન ન રહે. તેથી તેને જરા ધીમો પાડીને ગંભીર ન્યાયાધીશે ફુલીને પકડી રાખનારને વેગળા રાખ્યા અને તેને પુછવા માં-ડયું "ફુલમાળા ! આ શું ? આ ખૂન કોણે કર્યાં ?" હાથ જોડી ફુલીઃ— "મહારાજ, આ મ્હારા પ્રાણનાથની હત્યા તો"—એટલું બોલતાં તે રડીપડી અને " ત્હારો પ્રાણનાથ " એવા શબ્દ સર્વે સાંભળનાર બોલી ગયા. અંતકાળે ધીરજધરી ફુલી બોલી "હા, એ મ્હારા પ્રાણનાથ. ને તેમનુ ખૂન પેલા તમારા રાજ્યના કારાધ્યક્ષે કર્યું, અને તેનુ ખૂન તમારા રાજ્ય-નો કોઈ ખૂટી ગએલો સૈનિક હતો તેણે કર્યું, અને તે આ મ્હારા નાથની મ્હારા હાથમાં રૂમતી તરવારથી ડરીને નાશી ગયો." ન્યાયાધીશે ડોકું ધૂ-ણાવ્યું. મુઝાઇ-ફગાઇ રહેલો પ્રધાન બોલ્યો "રાંડ, પીશાચણ! મરવાને છ ઘડી પેહેલાં તો સાચું બોલ. ત્હારૂં કાળું થાય, ડાકેણ, રાજપુત્રીને ગુમ કરી આ બે ખૂન કર્યાં ને હજુ સતી થાછ! અહીં કોણ આવે ખૂન કરવા? ત્હારો બાપ?" ભવાં ચ઼ડાવી ફુલીઃ—"મ્હારા મકાનમાં ખૂન થયાં તેથી મ્હેંજ કર્યાં એમ આપ માનો છો, અને એમ માની ગ્રામ્ય શબ્દો બોલો છો તો ભલે, પણ વિચાર તો કરો કે મ્હેં મ્હારા પતિને—મ્હારા સૌભાગ્યના તારાને તો નથી હણ્યો ?" અરે રાંડ, કોણ ત્હારો પતિ ? અહીં ક્યાંથી ત્હારો પતિ? મારો અલ્યા એને—બાંધો એને—હજુ માનતી નથી—બોલ, ક્યાં ગઇ વસંત-બા ?" ફુલીઃ—"જે કરવું હોય તે કરો—દેહનો ધર્મ દેહ ભોગવે છે. દેહ જી-વનો સંબંધ છે ત્યાં સુધી તમારી સત્તા છે. બાકી વસંતબા ક્યાં છે તે હું જાણુતી નથી—તે નિર્દોષ છે તે હું જાણું છું." ન્યાયાધીશઃ—"ફુલી ! પણ આ ત્હારો પતિ જ છે ? અને હોયતો તે અહીં ક્યાંથી ?" "હા મહારાજ ! આપ જેમ આપની ધર્મપત્નિના પતિ છો તેમ એ મ્હારા પતિ છે. અને તેમની આ ઘડીમાં આ અબળા ઉપર આમ ત્રાસ વર્તાવવો"—એટલું બોલ-તાં આંખમાં ઝળઝળીઆં આવતાં ફુલી, બોલ્યા ચાલ્યા વિના પતિ સામે જોઇ રહી.

અને તેના પતિ ! તે કંઇ મરેલો નહોતો. દુષ્ટ કારાધ્યક્ષના પ્ર-હારથી તેને અંધેરાટ મારી ગયો હતો. તે મૂર્છિત થઇને પડયો હતો પણ તેનુ ભાન ગયું નહોતું..તેના હાથ પગની શક્તિઓ નાશી ગઇ હતી પણ

તેની ઇંદ્રિયોના દેવતા ઉડી ગયા નહોતા. તેનાથી કંઇ કર્મ થઇ શકતું નહોતું પણ શું કર્મ થાયછે તે તેને સહજ સાજ સમજાતું હતું; એટલે ખરે! તે બાણશય્યા કે વજ્રશય્યા કરતાં પણ વિશેષ દુઃખ ભોગવતો હતો. મનુષ્ય રૂપે આવેલાં આ વૃકઓ પોતાની પ્રિયાને આમ પજવે અને પોતાથી કંઈ થાય નહિ-અરે પોતાનું ખૂન કરનાર તેણીને માને, અને પોતાથી તે વિરૂદ્ધ સાક્ષી અપાય નહિ-ડોકું ધુંણાવાય નહિ એ તેની સહનશક્તિને પણ અસહ્ય હતું. કોઈ કોઈ વેળા મહા કષ્ટે તેની છાતી ધબકી જાય, તેનો હોઠ ફરકી જાય, તેની આંગળી હાલી જાય, કે તેનો દેહ કંપી જાય. પણ તે દેખે કોણ! તેથી પ્રધાનઃ-"ત્હારો પતિ હતો ત્યારે તેના પ્રાણ કેમ લીધા?" "મહારાજા કેસરીસિંહના પ્રધાન થઇ આમ મિથ્યાપવાદ મુકશો તે કયે અવતાર ભોગવશો? પણ જો મ્હેં, તમે કહો છો એમ કર્યું હોય તોએ તે મ્હારી મતા છે; તેમાં તમારૂં શું લાગે છે? મ્હારે, હવે તમારી સ્પૃહા નથી. અથવા તમારા જેવા સાથે મ્હારે ભાષણ પણ અયોગ્ય છે," એમ કહી ફુલી તો પતિ સામે જોઇ રહી. "હું હેં હેં. શાચાળા? બાંધો અલ્યા એને ને મારો એના પતિને-મરેલો છતાંયે મારો એને" એવા પ્રધાનના શબ્દ સાંભળતાંજ ના કેહેનારા ન્યાયાધીશને ન ગણકારી પાંચ સાત સૈનિકો તુટી પડયા. પણ કંઇ લોભ આવવાથી ફુલી પેલા ચાર જણના હાથમાંથી વચકળી ગઈ અને તલવાર લેઈ પતિને પડખે ઉભી રહી વિકાળ સ્વરૂપ ધરી બોલી, "ચાણ્ડાલ અધર્મીઓ!. એક દીપ ઓલાયા પછી અંધારૂં ઘોર; ચંદ્ર ગયા પછી અમાવસ્યા! કેસરીસિંહ મહારાજના વનવાસમાંજ તમે આવા દુષ્ટો થઈ ગયા? કારાધ્યક્ષ વ્યભિચારી અને ખુની; પ્રધાન સાક્ષાત્ રાક્ષસ; અને આ ન્યાયનો અધિપતિ બલહીન-અધિકારહીન!. તમે સર્વે વરૂઓ! પણ આવો, તમે બધાએ આવો. જો માના જણેલા હો તો આવો; ને આ હાથમાં તલવાર છે અથવા આ ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી, હો મરદ તો અડકો આ પ્રાણેશ્વરના દેહને, કરો એ મૃત દેહનો મણુ વાંકો વાળ!" વાકી રહેલી સિંહણની ફટારેલી આંખ તથા મેઘ જેવી ગર્જનાથી દુષ્ટ કૃતિ કરવા તત્પર થએલા આ સૈનિકો થંભી ગયા-પાછા હઠ્યા. પ્રધાન ગભરાયો પણ ન્યાયાધીશને ખુમારી આવી તેથી એકદમ સર્વને ઈશારો કરી પ્રધાનને ઠપકો દેઇ ફુલીને પકડનારાને પણ પાછા બોલાવી તેણે તેણીને

કહ્યું " ફુલમાલા ! આ શું કહે છે? ઘડી પછી મરવાનું છે તોયે હજુ વિરામતી નથી ? કુલ કન્યકા થઈને ફરતી હતી તે તુંજ આમ આજે આ હથીઆરથી આ શું કરવા બેઠી છે ? " ઝટ હથીઆર ફેંકી દેઇ ન્યાયાધીશને પગે પડી રડતી રડતી ફુલી બોલી " કૃપાનાથ ! મ્હેં અપરાધ કર્યો. પણ આં મરેલાને પણ મારવાના અનાર્ય કર્મનો જ્યારે આરંભ થયો ત્યારે પતિના પુનિત દેહનું રક્ષણ કરવાનેજ મેં અનુચિત કર્મનો આરંભ કર્યો. મને ક્ષમા આપો." ન્યાયાધીશ ગંભીર અને અડગ નિશ્ચયવાળો હતો પણ ફુલીના આ વેળાના દેખાવથી, તેના શબ્દથી તથા એકંદર તેના હાવભાવથી તેનું મન પિગળ્યું તેથી તે બોલ્યો " પ્રધાનજી, આપ શાન્ત થાઓ, અને તપાસો કે એનો પતિ કેવું છે તે કોણ છે, તેને કયાં વાગ્યું છે. અને પછી જે કરવું હોય તે ન્યાયને રસ્તે કરો. જહાંગીરી ચલાવવાની આપણા રાજ્યમાં મના છે. મ્હારે ઇનસાફ કરવો તેથી ફુલીના અને રાજ્યના હિત માટે મ્હારાથી અત્યારે એ તપાસમાં મન ધલાય નહિ. માટે ગાળ, પ્રહાર આદિ અશકત અને અભણના ઉપાયોને તિરસ્કારી આ રાજ્યની રીતિ પ્રમાણે તપાસ કરાવો. " પ્રધાન શરમાઇ ગયો, સૈનિકો ગભરાયા, ફુલી જોઈ રહી. પણ ન્યાયાધીશ આગળ બોલ્યો " રાજ્યને માટે આપનો મમત, રાજા ઉપર આપની પ્રીતિ તથા રાજપુત્રીને માટે આપના પરિશ્રમ ઉપર નજર રાખી આપના આ ધર્મહીન, પૌરૂષહીન, ન્યાયહીન કર્તવ્યને માટે ક્ષમા આપી શકાશે; પરંતુ હવે સંભાળ રાખજો કે કાયદા વિરૂદ્ધ કર્મ ન થાય. " એટલું બોલી તે તો સરરરસટ ચાલ્યો ગયો. ફુલીને ભય લાગ્યું. પણ પ્રધાન ગરીબ બની ગયો. ક્રોધથી અને ધમધમાટથી નહિ પણ યુક્તિ અને નમ્રતાથી ખરી વાત કઢાવવાનું તેણે શીરૂ કર્યું અને કહ્યું " ફુલી, હવે ત્હારે ભય રાખવું નહિ: હમે ભૂલ કરી. પણ હવે ત્હારે અને સ્વર્ગને થોડું છેટું છે. માટે જરાવાર મ્હારી સાથે વાત કરી લે. " " જો મ્હારે અને સ્વર્ગને થોડુંજ છેટું છે તો તે થોડા કાળમાં આ પ્રાણેશ્વરની સેવા કરી લેવા દે કે સાત અવતાર એને એજ પતિ મને મળે. " એટલું કહી ફુલી તો પુનઃપતિનું માથું ખોળામાં મુકી તેમાં જ લીન થવા લાગી. પણ પ્રધાન-વસંતનો અભિલાષી પ્રધાન, ધીરે ધીરે તેની પાસે ગયો. ફુલીએ તેની સ્પૃહા રાખી નહિ, તેના સામું જોયું નહિ. પણ છેક નજીક

જઇ તેણીને હલાવી પ્રધાને કહ્યું, " ફુલી-ફુલી-કેહે આ ત્હારો પતિ એ વાત નક્કીજ છે ? " પણ એટલું કહેતાંજ તેની આંખ ફુલીની આંગળીની વીંટી ઉપર પડી. પડતાંજ કંઇ આશ્ચર્ય, કંઇ સ્મૃતિ અને કંઈ ચિકિત્સાથી તેણે ન્યાળીને તેણીના પતિનું મ્હોં જોયું. " મદનસિંહ ! પ્રિય મદનસિંહ ! તું અહીં આ અવસ્થામાં ? મ્હારા કારભારમાં ! ભાઈ ! બોલ ! અને બ્હેન ! સખિ—કુસુમાવલિ ! તને મ્હેં શું કરયું ! હાય ? " એટલું બોલી તે ધરણી ઢળ્યો-મૂર્છિત થયો. ચકિત થયેલી કુસુમાવલી ( અને ખરે, તે ફુલમાલાને નામે રહેલી વિજયસિંહ મહારાજાના પ્રધાન મદનસિંહની પત્ની તથા કેસરીસિંહ મહારાજના ભાયાત મોહનસિંહને નામે બ્હારવટે નિકળેલા માનસિંહની દીકરીજ હતી ) પણ સંમૂઢાવસ્થા ભોગવવા લાગી. "ખમાખમા" કરતા સૈનિકો પ્રધાનને તો તેને આવાસે લેઇ ગયા, અને બીચારો મદનસિંહ આ સર્વ અનુભવતો અનુભવતો પ્રતિહત શક્તિથી મૃતવત્ દેખાતો દેખાતો અપૂર્વ અને અનંત વેદના ભોગવવા લાગ્યો, અને તે વેદનામાં પણ ખરી કસોટીએ કસાયલી પોતાની વલ્લભાને માટેજ જીવિતને ઈચ્છવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

### નિર્દોષ કુસુમાવલી.

રાજ્યના માનીતા પ્રધાનની આવી અવસ્થાની ગાથા અનેક રૂપે નગરમાં ફેલાઈ. તેથી કારાગૃહ આગળ ભરાતાં અનેક મનુષ્યોએ જીભથી, હાથથી, પગથી, આંખથી અને હરેક અવયવથી તેણીના ઉપર તિરસ્કારનો વર્ષાદ વર્ષાવવા માંડયો, તેમ એક રાત્રીમાં આવા આવા ભુંડા બનાવો બની ગયા તે સર્વનું કારણ પોતે ગણાતાં કુસુમાવલી તો ગાંડા જેવી બની ગઇ. તે કેવળ શૂન્યહૃદયની થઈગઇ. તેની પાસે ઉભેલા સૈનિકોને તે દેખતી નહોતી, તેમની ગાળો સાંભળતી નહોતી અને તેમના પ્રહારની વેદના અનુભવતી નહોતી. અંતઃકરણનાં દુઃખ આગળ તેનાં સર્વ બાહ્ય કરણ બધીર થઇ ગયાં. પાતાળમાં ઉતરી જવા તત્પર થએલી જગદંબા સીતાજી જેવી દેખાતી આ સતીમે ચંદ્રે સુધા પાએલું તેથીજ તે આટલે દુઃખે મરતી નહોતી, સૂર્યે તેને આતપ આપેલો હતો તેથી તેની ચંડતાથી તેના રક્ષપાળ

પણ ડરતા હતા. પરંતુ પૃથ્વીએ તેને ધૈર્ય આપ્યું હતું તે ગયું, જળે તેને રસ આપ્યો હતો તે ગયો, વાયુએ તેને ચંચળતા આપી હતી તે ગઈ તે જે તેને ' બુદ્ધિપ્રદીપ આપ્યો હતો તે ગયો, તેથી આકાશે આપેલી શૂન્યતા માત્ર તેનામાં રહી. અંતે જોનારનાં નયન થાકયાં, ઉભા રેહેનારના પગ થાક્યા, ગાળો દેનારનાં મ્હોં થાક્યાં અને મારનારના હાથ થાક્યા ત્યારે પ્રધાનની અચેતનામાં રાજ્યધર ધરનાર ન્યાયાધીશનો સંદેશો આવ્યો કે તેણીને જીવતી ડાકેણ ગણી અને રાજ્ય વિરૂદ્ધ ગુન્હેગાર ગણી વગર ઢીલે જીવતી બાળી નાંખવી. '

તુરતજ કોટવાળની આજ્ઞાથી બીચારી ફુલીને અવળે પાંગેડે બાંધી, તેના કપાળમાં મેંશનો ચોંલ્લો કરી, તેના હાથમાં ચૂડીને બદલે કાળાં નાડાં પ્હેરાવી, રાજ્યસૈનિકોએ ઉઘાડી તરવારો વચ્ચે તેને રાખી, મણિપુરની શેરીએ શેરીએ અને ગલીએ ગલીએ તેને ફેરવવા માંડી તથા ચૌટે ચૌટે અને ચકલે ચકલે ઉભી રાખવા માંડી. આગળ ચાલતા ભંગોઆએ નગારાના નાદ સાથે ઘોષણા કરી કે "દુષ્ટ કર્મના આ હાલ થાય છે. નિમકહરામના આ હાલ થાય છે. ખૂનીના આ હાલ થાય છે." નગરમાં તો હાહાકાર વર્ત્તિ રહ્યો. ફુલી ગુન્હેગાર છે એમ સ્ત્રીવર્ગે તો કબુલ ન કર્યું; ન્યાયાધીશ અન્યાયી છે એવું પુરૂષ વર્ગે કબુલ ન કર્યું. આજના બનાવ ઉપર ઘેર ઘેર વાતો થઇ-પણ તે એક સરખી. અબળાઓએ પોતાની જાતીનુ અને સબળાએ પોતાની જાતીનુ ઉપરાણું લીધું. કોઈ સ્થળે અબળાઓ જિતી, કોઈ સ્થળે પુરૂષો જિત્યા. પરંતુ આ કામ ઉપર તેમના અભિપ્રાયો અને જિત હારથી ન્યાયને કંઇ અસર થઈ નહિ. વાતો કરનારાં વાતો કરી રહ્યાં, મત ભેદ ભુલી ગયાં, પાછાં એક થઇગયાં. પણ કુસુમાવલ્લીને તો ભંગીઆની પાછળ અને સૈનિકોની વચ્ચે ચાલતે ચાલતે પોતાનેજ બાળવાને ખડકેલી ચીતા પાસે સ્મશાનમાં જવું પડયું. મૃત થએલા દેહને હોય છે તે પણ તેને ન મળ્યું. ચાર ઉચકનાર અને એક તોરડી ઝાલનાર પણ બીચારીને અલભ્ય હતા. તેનો તેને શોક નહોતો. નીચી દૃષ્ટિથી ચાલતી હતી તે સ્મશાનમાં ઉભી રહી ત્યારે ચારેપાસ જોવા લાગી.

આ સ્મશાનમાં કાગડા, ગીધ આદિ માંસાહારી જનાવરો ભક્ષણની લાલચે આમતેમ ફરતાં હતાં. ભૂતપ્રેતનુ તે નિવાસસ્થાન મનાતું હતું. એ ત્રણ દિવસ

નાં બળેલાં શબની રક્ષા ધકધકી રહી હતી. કોઇકોઈ સ્થળે બળતાં હાડકાંના તડતડાટ થઇ રહ્યા હતા. આગળ પાછળ ઉગેલા બાવળીઆ, કાંટાની વૃષ્ટિ કરી, જડ હૃદયવાળાં મનુષ્યોના પગ કોચી કોચી મૃત્યુની આવશ્યકતા સૂચવતા હતા. મહાન પુરૂષનુ પણ અંતે આટલુજ રેહે છે એવું સૂચવનાર કાજળી, ખરી પડેલા અણુની પેઠે ઉડયાં કરતી હતી. તુટી પડેલા દાંત, છુટી પડેલી દંષ્ટ્રા, છુંદાઈ ગએલા હાથ, ખરી પડેલાં આંગળાં, નીકળી ગએલી કોપરી, ભાગી ગએલા નળા અને ગહા વિષથી કઠિણ થઇ ગએલા સર્પનાં ગુંછળાં જેવાં હાડપિંજર છૂટે છૂટે વેરાંઈ જઇ સંસારસુખને ધુળધાણી કરી દેખાડતાં હતાં. મત્સ્ય, મયૂર, મુરઘી ઈત્યાદિનુ ભક્ષણ કરતાં દયા વિનાના મનુષ્યોને પણ અહીંતો જ્ઞાન મળવું જોઈએ કે બીચારાં અવાચક અને અનાથ પ્રાણીની તેઓ જેવી અવસ્થા કરે છે તેવીજ બલકે તેથી વધારે વિષમ અવસ્થા એક કાળે તેમની પણ તેવાંજ અવાચક પ્રાણી કરશે, અને જે દેહને અત્તરના લેપ અને ગુલાબનાં છાંટણાં તથા ચંદનની ચર્ચા અને રેશમનાં વસ્ત્ર હોય છે તે દેહના પણ શત શત કડકા થઈ જશે તથા તેમનાથી પણ વિશેષ ભુખાળવો અગ્નિ તેમને ગળી જશે, ચાવી જશે, ભક્ષી જશે.

બાળેલાં શબની રક્ષાથી મિશ્રિત થએલુ વેહેતી નદીનુ પણ શ્મશાન ભૂમિનુ જળ કમકમી ઉપજાવતા નીલવર્ણના નર્કકુંડ જેવું દેખાઇ સમજુઓને તો જન્મ મરણમાં નર્કયાતનાનુ ભાન કરાવતું હતું. જન્મ પેહેલાં માતાનુ માંસ ભક્ષણ કરી, પૂછી તેનુ રક્તપાન કરી, તેના યૌવનને છેદવાના કુઠાર બની, અંતે તેની છાતી અને તેના મ્હોં ઉપર—અથવા પિતાના વીર્ય રૂપી મૂળથી પોતાનો સંભવ છતાં, તેની સર્વ મીલકતના વારસ થઇ અંતે તેની છાતી અને તેના વદન ઉપર—દેવતા મુકંવામાંજ સંસાર સુધર્યો એવું માનનાર, તેમનીજ માલકીનાં ઘરાંમાંથી તેમના મૃત—અનાથ દેહને જેમ બને તેમ વેળાસર કહાડવામાં યશ સમજનાર, એક વસ્ત્રે અર્ધઆચ્છાદિત તેમના દેહ ઉપર નદીના પાણીની અંજલી અને જવના લોટનો પિંડ દેનાર તથા છેલ્લે તેના અવસાનની ભીજમાનીમાં ઉત્તમ ભોજ્યમાં આનંદ માનનાર લઘુબુદ્ધિના કૃતઘ્ની, સ્વાર્થી અને નીચ પુત્ર થવા કરતાં શ્મશાનલાડુ ખાઇ સ્વેચ્છાચારી થવામાં પણ વિશેષ સુખ સૂચવનાર શ્વાન, વાચાને અભાવે, પુંછડી હલાવી સર્વ મનુષ્ય પાછળ વારાંફરતી ફરી વળતા હતા.

પણ અરે, માથા વિનાના માનવી ! તું કેવો કુટિલ છે? સંસારની રચના રચાઇ ત્યારથી " જાયું જવાને માટે " એ નિયમાનુસાર એકેકે એક મનુષ્યો કાળે કે અકાળે ગત થયાં–અને એકે અમર રહ્યું નહિ–તે જાણીને યે આ લોભ, આ ક્રોધ, આ કામ, આ ઇર્ષ્યા શાને માટે? સંસારની એકજ ઘટમાળ રચનાર–અરે, સંસારનો એકંદર વ્યવહાર સમતાથી ચલાવનાર અનેક મનુષ્ય–કારીગરોના અનભિજ્ઞાત મિશ્રણમાં ક્યાંથી આ ક્લેશ, ક્યાંથી વૈર, ક્યાંથી પ્રપંચ ? ત્હારા પોતાના દેહમાં એક અંગને બીજા અંગ સાથે ક્યાં અરૂચિ છે ? તેઓમાં પરસ્પર કેવો પ્રેમ છે. ? અને તે પ્રેમથી તેઓ મલ, મૂત્ર, કફ, પીત્તથી ભરેલા ક્ષુદ્ર દેહને પણ કેવો ખીલવે છે ? તો પૃથ્વી આદિ પંચ મહાભૂતનાં ઉતમ પદાર્થોથી ભરેલા આ સંસારને ખીલવવાંની વાત ભૂલી જઈ તું ત્હારાં બીજાં અંગ સાથે શીદ કલહ અને કંકાસ કરછ ? નથી જાણતો કે અંતર્કલહથી ક્ષયનોજ જય થાય છે ? અથવા ત્હારૂ આગવું શું છે ? તું પોતેજ આગવો નથી. તું પોતેજ પોતાનો નથી તો અન્યને ત્હારૂં શીદ માને છે ? ત્હારા બાપને તું બાળે છે, ત્હારો દીકરો તને બાળે છે, એમ પરંપરા વ્યવહાર ચાલે છે છતાંયે ક્યાં સુધી અને કોને માટે દગા પટકા રમીશ ? ત્હારૂ જીવિત ક્યાં સુધીનુ છે ? અનંત કાળમાં તું કોણ માત્ર છે ? ત્હારા જેવા અને તેથી પણ મહાન્‌ને કાળ ચાવી ગયો અને તે ક્યાં ગયા તેનો તેણે પત્તો પણ ન લાગવા દીધો તો ત્હારો શો ભાર છે ? કાળના મહાન સાગરમાં આ સંસાર નાવમાં અકસ્માત્‌ આવી મળેલાં પ્રાણીઓને ત્હારે શી અદાવદ ? ખરે ! આ ભૂલાવો હવે તો તું ભૂલી જા અને આ જાળમાંથી નિકળ. યાદ રાખ કે.

" मांधाताचमहीपतिःकृतयुगालंकारभूतोगतः
सेतुर्येनमहोदधौविराचितःक्वासौदशास्यान्तकः
अन्येचापियुधिष्ठिरप्रभृतयोयातादिवं
नैकेनापिसमंगतावसुमती" किंसात्वयायास्यति?

જો નહિંજ, તો એ વાત નિત્ય સ્મરણમાં રાખી ત્હારી નજરે પડતા બનાવોથી મન બુઠું નકરતાં જરા વિચાર કરી કંઇક સુકૃત્ય કર. તને જો કોઇ

વાત જરાએ ન ગમતી હોય તો તે મરવાની વાત છે. તેમ કોઈ વાત થયા વિના ન રહેવાની હોય તો તે પણ મરવાની છે. ત્યારે હારો અણગમો ક્યાં સુધી કામ લાગશે ? માટે ઘરડા કસાઈની પેઠે સ્મશાન વૈરાગ્યને પણ નાશ નપમાડી તથા સદ્વૃત્તિનાં અંકુરને ન સૂકવી, જરા ઉંડો ઉતરી વિચાર-હજુ વિચાર-કારણ "प्रोदिप्तेभवनेतुकूपखननंप्रत्युद्यमःकीदृशः?"

કાળ કંઇ કોઈને માટે ખોટી થવાનો છે? કાળને કંઇ શરમ પડવાની છે? અને તેમાંનુ કંઇ નથી-એક દિવસ સ્મશાન છેજ-તો પછી સવેળા કાં ન પસ્તાવી રહેવું? જોને; જવાની-ભરજવાનીમાં કપાઈ જવા વખત આવ્યો, પતિની સેવા કરવાનો સમય ત્રણે અવસ્થામાં ન આવ્યો, ભૂતકાળમાં દુઃખ, ભવિષ્યમાં અકીર્ત્તિ અને વર્તમાનમાં સજીવ દેહમાં અગ્નિદાહનાં નિર્માણ છતાં સંસારૂવનમાં સ્વચ્છ ઊગેલી નવમલ્લિકા-ફુલીને મરવાનો જરાએ ભયછે? જીવવાની જરાએ સ્પૃહા છે?

એકેકા વાંસને છેટે ઊભેલા આ નગર અને આગળ પાછળના પરાં તથા ગાંમડાંના નવરા અને ચિકિત્સિત માણસોમાંથી કોઇને હર્ષ, કોઇને શોક, કોઈને આશ્ચર્ય, કોઇને તિરસ્કાર અને કોઇ કોઇને એવા એવા કંઈ કંઇ વિચારો આપતી સતી ફુલી જાણે સ્વર્ગની સોપાન ઉપર ચ'ડતી હોય, જાણે લગ્નશિલા ઉપર ચ'ડતી હોય, જાણે શ્વસુરને ઘેર પ્હેલે આંણે કે ઝીયાણું લેઇ જતા રથ ઉપર ચ'ડતી હોય તેમ ઇશ્વરને ઘેર લેઈ જતા અગ્નિરથ જેવી કાષ્ટની ચીતા ઉપર ચ'ડી. તેને અગ્નિ ઝટ સ્પર્શે એટલા માટે તેનાં નાગફણા જેવા કેશને તેલમાં ઝબકોળ્યા, તે નાશી ન જાય એટલા માટે તેને મુંજના બંધીઆ બાંધ્યા, તે ખશી ન જાય એટલા માટે તેના અંક ઊપર કાષ્ટ અડકયાં. પણ નથી તે વ્યથા ગણતી કે જણાવતી. અત્યારે પણ પતિ અને પરમેશ્વરમાં ગળા સુધી નિમગ્ન થઇને સર્વ બાહ્ય ક્રિયા યંત્રવત્ કરતી હતી.

એક હાથમાં બળતુ છાણું અને બીજાની બગલમાં પુળો લેઇ મકલાતો મકલાતો, હુકો તથા પોતીઉ લેવાને ઠેકડાભર ચાલતો ભંગીઓ આવ્યો અને છાણું ફુંકવા લાગ્યો અને પોતાનુ પટુત્વ જોનારાને નિહાળવા લાગ્યો એટલે બાળવાની તૈયારીઓ પુરી થઈ રહી. એક વાંસને છેટે ફરતુ દોરડુ બાંધ્યું હતું તેમાં ચીતા ઉપર ફુલી, પડખે ભંગીઓ અને સામે કા-

ટવાલ શીવાય કોઈ રહ્યું નહિ. સૈનિકો પણ દૂર ખસી ગયા, પછી મહાન ઘેરે શબ્દે કોટવાલ ફુલીને ઉદ્દેશી બોલ્યો, "ફુલમાળા, રાજદુહિતાનુ હરણ કરાવ્યા બદલ તને દેહાન્ત દંડની શીક્ષા થઇ ચૂકી છે. પણ આજ સૂર્યાસ્ત સુધી તે શીક્ષા અમલમાં લાવતાં અટકવાનુ હતું. દરમ્યાન એક રાતમાં ત્હેં બે ખૂન કર્યાં-કારાધ્યક્ષનુ અને કોઇ બીજા પુરૂષનુ-જેને તું ત્હારો પતિ કહેછે. અને આ રાજ્યના માયાળુ પ્રધાનને ત્હેં મૃત્યુપ્રાય કરી નાંખ્યો. તે ઘડીતાલ છે." "રામરામ" "ધિક્ ધિક્" એવા શબ્દોને "ચૂપ" એવા ધ્વનિથી બંધ પાડતો તે આગળ બોલ્યો, "આવા મહાન અપરાધો જોતા જોતામાં ત્હેં કર્યા તો હવે જે થોડો કાળ રહ્યોછે તેમાંતું શું ન કરે? એવા વિચારથી તને જેમ બને તેમ વેળાસર જીવતી બાળવાનો પરમેશ્વર જેવા ન્યાયાધીશે હુકમ કર્યોછે. તેથી બે ઘડીની અંદર સર્વભક્ષી અગ્નિ ત્હારાં દૂષિત ગાત્રને ગળી જશે. મનુષ્યતો તને સ્પર્શ કરતા પણ અભડાશે. પરંતુ પતિતના પણ અંતકાળે દયા દર્શાવવાના આ દયાળુ રાજ્યના ધારામાંથી તને બાતલ કરવી વાજબી નથી. માટે કહે, ત્હારે કંઈ જોઈએ છીએ? કઇ ઉમદા વસ્ત્ર પેહેરવાંછે? કંઇ નૌતમ ઘરેણું ઘાલી લેવુંછે? કે સ્વાદિષ્ટ પદાર્થ ખાઇ લેવુંછે?" તે બંધ પડયો. સર્વ ચૂપ થઇ ગયું. શળી પણ પડતાં સંભળાય એવો શૂન્યકાર થઈ રહ્યો. ફુલીએ કહ્યું, "કોટવાળ, મનુષ્યની બુદ્ધિ નિર્માણ કરેલીછે એટલે ન્યાયાધીશ અથવા આપ ઉપર મ્હારે કંઇ નથી. ખરી વાત જાણવાથી પ્રધાનને ધક્કો વાગ્યો તે શોચનીય છે. પરંતુ વધારે જૂલમ કરવાની મનુષ્યની શક્તિ ઇશ્વરે બંધ કરી છે એજ તેની સર્વજ્ઞતા છે. હુ જાણું છું કે હવે આ દુઃખમાંથી મ્હારી મુક્તિનો સમય નજીક આવ્યો છે. તમે પણ તેમ જાણી ધર્મ અને ન્યાયને નામે નિર્દય બનેલા તમારા હૃદયમાં દયા આણો તો પણ હવે મ્હારે કોને માટે દેહ ધારવો? મ્હારા પ્રાણનાથે થોડા સમય ઉપર ઇશ્વરને ઘેર પ્રયાણ કરવા માંડયું છે. તેમનુ સહગમન કરવા હું તલપી રહીછું. હવે મારે કંઈ જોયતું નથી, તદપિ જો આપવુંજ હોય તો મ્હારા પ્રિયતમ જીવિતેશ્વરનો દેહ કારાગૃહમાં પડેલો છે ને તમારે નકામો છે, અને તમારા સૈનિકોના સ્પર્શથી દૂષિત થએલા આ મ્હારા દેહને કામનો છે. માટે તે મને આપો. એટલે તેનુ માથુ આ ખોળામાં મુકી પુનિત અને કૃતકૃત્ય થઈ હું

વેળાસર તમોથી અને આ દેહથી છૂટી પડું." તે અટકી, કોઇ બોલ્યું નહિ. નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મુકાયા—ચક્ષુમાંથી જળ ધારાઓ ચાલી. કોટવાળે જરા વિચાર કરી તે શબ આણી આપવાની આજ્ઞા કરી એટલે અચિંત્યો લોકોના ટોળામાંથી નાદ થયો કે "મરતે ટાણે જે બોલવું હોય તે એ બીચારીને બોલવા દ્યો." કોટવાળે આ વાત કબૂલ રાખી અને પુલીને જેમ કેહેવું હોય તેમ કેહેવાની રજા આપી. ધીરે અને મિત તથા દઢ શબ્દે પુલી બોલી "સકલ ભુવનનાઅધિપતિ ભગવાન્ સૂર્યશા પ્રતાપવાન અને સકળ અરણ્યનો રાજા સિંહશા બલવાન્ મહારાજા કેસરીસિંહના નગરજનો! સાંભળો! મને દૂષિત માનતા હો તોએ સાંભળો, તમારા રાજાને માટે સાંભળો! તમારી લજ્જાને માટે સાંભળો, તમારા મનના સુખને માટે સાંભળો, મ્હારે પોતાને માટે કંઇ કેહેવાનુ નથી. ભલે મને દોષવાન ગણો. ભલે મને ગમેતેવી ગણો. પૂર્વ જન્મનાં પ્રારબ્ધ મ્હારે ભોગવવાં પડે તેમાં કોઇનો દોષ નથી. પણ વસંતબા—સદ્‌ગુણની પુતળી બ્હેનં—અસેતી વસંતબા આકાશમાં રહેલા જળજેવી અને પર્વત ઉપર રહેલા બરફ જેવી મલરહિત છે. પેલા સામા ઉભેલા મ્હેતરના હાથના અગ્નિવત્ કદાચ તે નીચને હાથ પડી તોપણ તે પવિત્રજ છે. તેને કંઇ કલંક નથી. સૂર્યની પ્રસૂતિ વિષે અંધકાર શાને માનવો? તે નાશી નથી ગઇ, તે નિકળી નથી ગઇ; પણ તેનુ હરણ થયુંછે. દેવતામાં પડો—કાદવમાં પડો—ગમે ત્યાં પડો—પણ કુંદન તે કુંદનજ રહેશે. માટે આ તોફાની સમજમાં ભ્રમ ફેરવે એવા, ચિત્તમાં ભ્રમ કરે એવા, હઝારો બનાવ બન્યાં અને બનશે; પણ તેમાં રાજપુત્રીને કલંક દેતાં કોઇ લૂણ હરામ થશો નહિ. તેમ તમારાં સર્વનાં હૃદયમાં વસનાર કુમાર માધવસિંહ અકર્ત્તવ્ય કરે એવું એ શાને માનવું? અથવા હવે સંવરણ પુણ શાને માટે? કોને માટે? એ બે ઉત્તમ કુળદીપકને માટે યથાર્થ વાત કહુછું તે સાંભળો. એ કુમારને જેવો તમે રાજાનો સેવક માનોછો તેવો એ નથી. કનકપુરીના શ્રીમાન વિજયસિંહ મહારાજાનો કુળદીપક પુત્ર તે એજ. સૌભાગ્યવતી સુજાણબાની કુખથી અવતરેલો બાળચંદ્ર તે એજ." "હેં હેં આ તે શું?" એવા શબ્દો કોટવાળની કરડી આંખ તળે દબાઇ ગયા. "સાંભળો, ભાઇના ત્રાસથી એ બાળ આ સ્થળે આવીને રહ્યો હોય તો તેથી

તે હલકો ન ગણાય. હવે જો રાજકન્યાને તે હરી જ ગયો અને ન્યાયાધીશ નો ઈનસાફ ખરોજ હોય તો પણ શો અનર્થ થયો ? અર્જુને સુભદ્રાને હરી, કૃષ્ણે રૂક્મિણીને હરી, તેમાં શું કલંક? હીરો કુંદનમાં જડાયો તેમાં શો બાધ ?" વળી પુછો મહારાજા તથા મહારાણીને કે કુળવાન હોય તો માધુભઃ સાથે મ્હેંનનાં લગ્ન કરવાનો તેમનો નિશ્ચય–દૃઢ નિશ્ચય હતો કે નહિ ? જો હતોજ, અને તે કુલિન છે, તો શું કરવા શોચ કરવો ? પણ માધવ અને વસંત આર્યજનની આજ્ઞા વિના આમે કરે એવાં નથી. કદાચ વસંતળા આવે અને મ્હારો કહેલો બોલે બોલ સાચો ઠરે તોએ મ્હારે માટે કાંઈ શોક કરશોમાં. મ્હેંતો સાર્થકજ કર્યું છે. શ્રીમાન્ વિજયસિંહ મહારાજાના વિશ્વાસુ અમાત્ય ભગવાન 'મદનસિંહજીની ધર્મપત્ની પદ મ્હેં તો મ્હારૂં સાચવી લીધું છે.–" "હેં, હેં હેં ! મદનસિંહનાં પટરાણી, સતી કુસુમાવલી ! પ્રધાનજીના મિત્રનાં રાણી ! આ શું ? અલ્યા કોટવાળ, વંખેરી નાંખ ચેહે." એવા એવા અનેક પ્રકારના શબ્દ બોલાયા. અને ખરે, આ વેળા ફુલી ફીટીને કુસુમાવલી બનેલી સતીએ મહા બળાત્કારે લોકોને અટકાવ્યા ન હત તો કોટવાળ અને પટાવાળાઓના તો ફૂંદે ફૂંદા ઉડી જાત. પરંતુ ડાહી કુસુમાવલીએ સર્વને વાર્યા અને કહ્યું "ભલા સજ્જનો ! એમ કરો માં. જીવવાની આશાએ મ્હેં આ વાત કહી હત તો અત્યારસુધી એ વાત છાની રાખવાનુ મ્હારે કંઇ પ્રયોજન મહોતું. પરંતુ જુવો ! પેલું જીવિતેશ્વરનુ શબ આવેછે."સ્વરાજાનુ હિત કરીને ઘેર પાછા વળતાં વનમાં ફાંસીઆને હાથે ફસાયલા, ત્યાંથી અનેક વેશે ફરી કનકપુરના ઉદયાર્થ જીવિત ગાળતા, "દારૂ ગોળી તૈયાર કરી" માત્ર આજ્ઞાનીજ વાટ જોતા અને છેવટ માંહ્યથીઆંહ્ય પ્રાણવલ્લભાની પરીક્ષા જોઇ તેનુ અસિથી રક્ષણ કે ભક્ષણ કરવા કારાગૃહમાં ગયેલા—કનકપુરીના મનસ્વી પ્રધાન, કે રૂપગુણના ભંડારની અધિદેવી કુસુમાવલિના પ્રાણનાથનુ શબ–ઉઘાડુ શબખાટલામાં આણેલુ શબ—જોઇને અકાળે મણિપુરના શ્મશાનમાં વર્ષા ઋતુ આવી. ચોધારે ચાલતાં અશ્રુમાં ન્હવાઈ જતી–છવાઈ જતી વસ્તીએ કુસુમાવલિની તાત્કાલિક મુક્તિ માગી. પરંતુ ધર્મથી બંધાએલો તથા પ્રજાના આગ્રહથી ધકેલાયલો કોટવાળ સમયસૂચકતા ચુક્યો ન ચુક્યો એટલામાં નગર તરફથી મહારાજાના પ્રતિનિધિ પ્રધાનનો અસ્વાર પવનવેગી

અશ્વને પૂર પાટે દોડાવતો જણાયો, અને અરણ્ય તરફથી એક સ્ત્રી અને એક પુરૂષના અશ્વ ધસી આવતા દેખાયા.

આમથી આમ અને આમથી આમ જોવાના લોભમાં પ્રજાએ એક બીજાના ખભા ઉપર હાથ કે ડોકાં ગોઠવ્યાં. પણ મનુષ્ય ચગદાયાની સ્પૃહા રાખ્યા વિના જ્યારે આ અશ્વારોએ લોકોના સમુદ્રમાં પાણીપંથાઓને હંકાર્યા ત્યારે શી ચગદા ચગદી–શી દોડાદોડ, શી ધકાધકી ? કુસુમાવલિ ઉપર દયા ધરનાર આ નગર લોકોએ નજોયો ભાઈ કે નજોયો મિત્ર, નજોયો બાપ કે ન જોયો બેટો. પોતાના જીવને બચાવવાને માટે મનુષ્યમાત્રનાં તરફડીઆં અહીંતો સ્વતઃ સિદ્ધ થઇ ગયાં. દોડતા ઘોડા વ્હાલામાં વ્હાલાને ચગદે તો ભલે–જો પોતાથી બચી જવાય તો. આ હાલચમાં સગાઈ અને સ્નેહનો સંબંધ પાંગળો થઇ ગયો. જીવથી પણ વ્હાલાં મનુષ્યો જીવને માટેજ તજાયાં–દબાયાં. આપત્કાળમાં સહુ કોઈ પોતપોતાનુજ સાચવે છે.

નગર તરફથી પ્રધાનનો સંદેશો લેઈ આવનાર જાસુસે કહ્યું તે પહેલાં તો દોરડુ તોડી અંદર કુદી પડેલા અશ્વઉપરથી કૂદી પડી સુગુણસિંહે પોતાની બ્હેંન ફુલી અને હવે કુસુમાવલિના મરણબંધીઆ તોડયા, તેના ઉપરનાં લાકડાં ફેંકી દીધાં અને તેને હેઠે ઉતારી. કે તુરત ગ્રીષ્મ ને પછી વર્ષાની શોભા ધારતી વસંત પોતાની પ્રિય બ્હેંનપણીને ભેટી પડી. પણ બીજી ક્ષણમાંજ મહારાણી સુજાણબા તથા વિમળદેવીને લેઇને આવતા કુમાર શ્રી માધવસિંહની સાથે દુષ્ટ રાયમલ્લને અવળે પાંગોઠે બાંધી તેને દોરતા પેલા વૃદ્ધ બ્હારવટીઆ જોયો ત્યારે શાં બીચારી કુસુમાવલિના વિકાર ! શું તેનુ વર્ણન. ? એટલુંજ કે તે દુઃખભાર વેઠી શકી પણ હર્ષભાર ન વેઠી શકી. તેને હૈયચમક થઈ. થયું. આ મેળા વાંચનારે કલ્પનામાંજ અનુભવવી.

---

## પ્રકરણ ૩૨ મું.

### સંયોગ.

કુમારશ્રી માધવસિંહ, વીર સુગુણસિંહ, સતી કુસુમાવલિ અને અલેતી વસંતબાનાં પરસ્પર મીલન, પ્રેમાશ્લેશ તથા અભિનંદનને નિરખતી મહારાણી સુજાણબા પોતાનુ ગત દુઃખ વિસરી ગઇ અને કનકપુરીના રાજ્યનો વૈભવ શ્મશાનભૂમિમાં અનુભવવા લાગી. પરંતુ અવળે પાંગોઠે બંધાયલા રાયમલ્લને ન આવ્યું કંઇ સુખ કે વીલા પડેલા મોહનસિંહને ન પડયું કંઇ ચેન. તેથી રાયમલ્લ તો ખાટલા ઉપર શબવત્ પડેલા કુસુમાવલિના ભર્તા મદનસિંહ સામું જુવે, કંઇ વિચાર કરે અને લજ્જાથી કે પશ્ચાત્તાપથી નાગેત વદન થાય–ત્યાને મોહનસિંહ તો મીટ માંડીને કુસુમાવલિનેજ ન્યાળી રહ્યો. પણ જ્યારે બહુ દિવસે ગળેલા–ખોવાઈ ગએલા–પણ જડેલા આપ્તમંડળની સાથે લજ્જાને મુકીને કુસુમાવલી પોતાના પ્રાણનાથ પાસે ગઇ અને તેને હાથ વતે સ્પર્શવા લાગી તથા તે ઉપર અશ્રુ સારવા લાગી, તથા પોતાના કાકાની અવસ્થા ઉપર શોક કરતો માધવસિંહ ધુંવા પુંવા થઇ ગયો, ત્યારે અચિંત્યો રાયમલ્લ બોલી ઉઠયો “ એ તો હાલે છે. આ હાથ હાલ્યો. ” ન્યાળીને જોતાં સર્વને જણાયું કે મદનસિંહજી મૃત થયા નથી; તેમના દેહમાં તેમનો જીવ છે. તેથી તેમની ચર્યાને માટે રાજમાતા સુજાણબા બિરાજ્યાં અને તેના ઉપર જળસિંચન કરવા લાગ્યાં. વાત તો વાયે ચાલી. રાજાના પ્રધાનજીને ત્યાં અને રાજા રાણીને ત્યાં ખાસ વધાઈઓ છુટી. આવા રૂડા પ્રસંગને અનુસરી રાજા રાણી તો ઘેલાં ઘેલાં થઇ ગયાં, વાત ફરી ફરી પુછવા લાગ્યાં, વધાઇના શબ્દો ફરી ફરી બોલાવવા લાગ્યાં, ચક્ષુમાંથી અશ્રુ સારવા લાગ્યાં અને કેવળ શિથિલ પડેલા દેહમાં સાથે લાગી ચંચળતા દાખવવા લાગ્યાં. તેમની પરાધિન અવસ્થામાં ન રહ્યું તેમને વધાઇ આપવાનુ ભાન કે ન રહ્યું કોઇનુ સન્માન કરવાનુ ધ્યાન.

પરંતુ મિત્રના અવસાન તથા તેની કોમળ સ્ત્રીનીં વિપત્તિના અચિંત્યા ભાનથી પ્રથમ ધક્કામાં મૂર્છિત થએલો પ્રધાન આશ્વાસન તથા ઔષધિથી જાગ્રત થયો ત્યારે પ્રથમજ સંદેશામાં તેણે કુસુમાવલિને રાજ્ય

આજ્ઞાથી કેવળ મુક્તિ આપવાનો હુકમ જાસુસ સાથે મોકલ્યો હતો. અને તે હુકમ થતા પેહેલાંજ વીર સુગુણસિંહે તેને છોડાવી છે તથા વસંત અને માધવ વગેરે નિર્દોષ ને નિર્દોષ પાછાં આવ્યાં છે અને મદનસિંહ જીવે છે એવું જ્યારે તેણે જાણ્યું ત્યારે હર્ષના પણ વિકારને દબાવી સમયસૂચક બનેલો નીતિજ્ઞ પ્રધાન એક મહાન સામૈયુ લેઇ રાજપિતા તથા રાજમાતાને રત્નજડિત સુવર્ણરથમાં બેસાડી અનેક હાથી, હય, મિયાના, પાલખી આદી લેઈ સ્મશાનભૂમિમાં આવ્યો.

મણિપુરનો એક માસપર્યંત ગ્રહાયલો ચાંદીનો શાન્ત ચંદ્ર પાછો મુક્ત થયો તેથી સર્વનાં વદન-ભૂમિ ઉપર હાસ્યચંદ્રિકા સ્વચ્છંદ અને નિરંકુશ પથરાઈ રહી. લોકોની ધક્કાધક્કીમાં સામૈયાની વધી, અને અતિ આનંદમાં આયતા તુટી, એટલે રાજ્યસૈનિકોને પણ ગણ્યા વિના રાજપુત્રીને તથા કુસુમાવલિને એક વાર-બે વાર જોવા ન્હાનો ને મ્હોટો ઉપરા ઉપરી પડે-ચગદાય-પાછો ઉભો થાય-પાછો જુવે અને હર્ષ પામે. લોકોના ઉછળતા પ્રેમસાગર ઉપર એકને બદલે બે પૂર્ણ ચંદ્રે પ્રકાશ પાડ્યો ત્યાં શી વાત કરવી તેની ઉત્તરલતાની ? કે શો વિચાર કરવો તેની સીમાતિક્રમણતાનો ?

તેમ વસંતવિલાસિનીની પાછળમોકલેલી બુદ્ધિ તેનીજ સાથે પાછી આવવાથી શાણો બનેલો પ્રધાન અલ્પકાળમાંજ સર્વને મળી સર્વ વાત યથાસ્થિત જાણી ગયો. અને વિધિ-સૂત્રધારે મણિપુરની રંગભૂમિ ઉપર અનેક રસનુ નાટ્ય ભજવવા મોકલેલાં પાત્રોના પૂર્વ ઇતિહાસ જાણી હર્ષનો કે શોકનો ઉદ્ગાર કહાડતો હોય એમ જિજ્ઞાસુ જનમંડળ આગળ મહા બળે સ્વસ્થ બનીને તે મ્હોટે ઘેરે અને ગંભીર નાદે અશ્વ ઉપર ચ઼ડીને બોલ્યો "મણિપુરના વ્હાલા સજ્જનો ! જેવી હરાઇ હતી તેવીજ પવિત્ર વસંતમા પાછી ઘેર આવી; સાથે સુગુણભાઇને લાવી. શ્રીમાન વિજયસિંહ મહારાજાનો ઔરસ પુત્ર ભગવાન માધવસિંહ તેનુ રક્ષણ કરી અહીં લાવ્યો. કૃત્રિમ પાયમલ્લ રાંડ કેસરીની સહાયથી તેનુ હરણ કરી ગયો હતો. તેને બાંધીને આણનાર મહારાજાધિરાજના ભાયાત—મુખ્યભાયાત આ મદનસિંહજી કુસુમાવલિના બાપાજી, થાય." સાંભળતાંજ કુસુમાવલિ પોતાના પિતાજીને વળગી પડી અને ડોસો જન્મમાં ન્હેહેલ વેઠેલોજ ધરણી ઉપર ઢળી પડ્યો.

તેનાં આશ્વાસન કરવાનુ માધવ અને સુગુણઆદિને સાંપીને પ્રધાન તો આગળ બોલ્યોજ ગયો "મ્હારા મિત્ર મદનને પરદેશ મોકલી તેની ગુણવાળી સતીનુ હરણ કરતાં આ અક્ષત્રિય—ગોલો—રાયમલ્લ ન લાજ્યો. પરંતુ સ્ત્રીનું છેલ્લુ બળ આત્મહત્યા તેનો આશ્રય આ બીજી સાવિત્રી–કે સીતાજીએ લીધો. પણ આ સંસારનર્કનુ અદ્યાપિ પર્યંતનુ આવું દુઃખ ભોગવવાનુ તેના કર્મમાં લખ્યું હશે તેથી નદીમાં ડુબતી ડુબતી પણ સુગુણભાઇએ તેને બાહેર કહાડી. દૈવ યોગ એવો કે ત્યાંથી પણ આ તેના પિતા માનસિંહજીને હાથે તેનુ મૃત્યુ થાત—બીજી વેળા ઇશ્વરે માનસિંહને શિશુહત્યામાંથી બચાવ્યા. દૈવે ખેર ગુજારી. હરાઈ, લૂટાઇ, જીવતી ડટાઈ, ફરી હરાઈ. દાસી થઇ, પાછી હરાઈ, પકડાઇ, કેદ થઇ, ખૂની ઠરી, ડાકેણ ઠરી તો પણ અંતે ઈશ્વરે તેને સાચવી–અંતે કુસુમાવલિ કુસુમાવલિજ રહી. કુસુમાવલિને લેઇ જવા આવેલા રાયમલ્લે વસંત બ્હેનને પણ હરી લીધી. અને પ્રાણુની સ્પૃહા રાખ્યા વિના કુમારશ્રી માધુભા તેને સંભાળી પાછી લાવ્યા. પોતાના અન્નદાતાની સેવા કરવા–તેના શુદ્ધ પુત્રને રાજ્ય પાછુ અપાવવા–મ્હારો કૃતઘ્ની મિત્ર મદન યોગી, વૈદ્ય, ભિક્ષુક, રાજ્યભૃત્ય, ગોરજી, તેલીઓ રાજા અને એવા કેટલાક વેશનો વેશધારી બની, છેવટ પોતાની પ્રિયાનુ રક્ષણ કરવા આવતાં દુષ્ટ કારાધ્યક્ષને હાથે મૂર્છિત થઈ ગયો. તે હવે ઇશ્વર ઇચ્છાથી સચેત થયોછે. માધુભા અને વિંભળાબાને ઊગતાંજ કાપી નાખવા આ ચાંડાળ રાયમલ્લે કનકપુર અને મણિપુર વચ્ચેના ઘોર અરણ્યમાં તેમને મોકલેલાં, પરંતુ બ્હારવટે નિકળેલા પણ ઉચ્ચ વૃત્તિવાળા દયાળુ માવસિંહજીની સહાયથી તેઓ બન્ને બચી ગયાં. સર્વે સારાં વાનાં થયાં. માટે હવે સર્વ પોત પોતાને ઘેર ધધારો અને આનંદ પામો. આજ રોજ આખા નગરમાં અશ્વારી ફરી સર્વ આપ્ત મંડળ સાથે શ્રીમાન કેસરીસિંહ પોતાના પ્રિય મહેલમાં હવણેજ પધારશે."

અનેક પ્રકારના વિકારો અનુભવતા તથા શબ્દો બોલતા નગરજનો પ્રધાનની આજ્ઞાને દૈવાજ્ઞાથી વિશેષ માની વેરાઇ ગયા.

પછી અલ્પ સમયમાં ખડા કરી દીધેલા તંબુમાં માતાપિતા અને વસંત, કુસુ, માધવ તથા સુગુણ વગેરેના મીલનનો પ્રથમ પ્રસંગ મહાશ્રમે કેટલોક વારે થઇ રહ્યો. તે સમયના વિભ્રમ પ્રલાપ અને અસંબદ્ધ વિચાર

તથા ક્ષુભિત વિકાર ગંભીર વાંચનારને તો હાસ્ય ઉપજાવે એ. સ્વભાવિકજ છે. માત્ર તેવી સ્થિતિના અનુભવીનેજ તેની ખૂબી સમજાય. પોતાની આજ્ઞા ન માનનાર પોતાના ભાયાત મોહનસિંહને અને હવે માનસિંહને ભેટી પડી, તેના ઉપકારના બદલામાં તેની ક્ષમા માગી, ભૂપાલ કેસરીસિંહ તેની સાથેજ એક મહાન હાથી ઉપર ચડ્યો: તેનીજ પાછળ એક ઉઘાડા હયરથમાં રાજમાતા સુજાણબા તથા દેવી કામસેના બિરાજ્યાં. તેની પાછળના હાથી ઉપર ગુણ રૂપ અનુરૂપ કુમાર માધુભા તથા બ્હેન વસંતબા સૂર્ય ચંદ્રની પ્રભા ધારતાં બિરાજ્યાં. અને તેમની પાછળ વીર સુગુણસિંહ તથા ડાહી વિમળા ધ્રુવના બે તારા પેઠે હાથી ઉપર શોભવા લાગ્યાં. સર્વની આગળ એક વિશાળ ઊઘાડી શિબિકામાં અશક્ત પતિની સેવામાં ચકચૂર પતિના પાદારવિંદ આગળ બેઠેલી કુસુમાવલિ સર્વેકોઇની પ્રીતિનું પાત્ર બનતી હતી. યત્ન સફળ થયાના આનંદમાં મકલાતો પ્રધાન અશ્વ ઉપર આગળ, અને ન્યાયની ભૂલથી શરમાતો ન્યાયાધીશ અશ્વ ઉપર પાછળ, એમ ચાલતા હતા. અવળે પાંગોઠે બાંધેલા રાયમલ્લને ઉંટ ઉપર બેસાડ્યો હતો તથા "ચોર" એવા નામનું તેના કપાળ ઉપર પાટીયું ચોંટેલું હતું. આવી રીતની અશ્વારી શ્મશાનમાંથી નગર તરફ ચાલી. ડંકા, નિશાન, ડફ, ભેરાઇ, મોરછલ, ચામર, અબદાગીરી વગેરેમાં શી મણા હોય કે તેનું વર્ણન કરી કાળક્ષેપ કરવો ? એવી શોભાની વસ્તુઓ કરતાં આકર્ષકશક્તિ ક્યાં ઓછી હતી કુસુમાવલિ, વસંતબા ને વિમળામાં કે મદનસિંહ, માધવસિંહ ને સુગુણસિંહમાં ? સર્વથા આજે વૈકુંઠદ્વાર જેવાં નગરદ્વારની અંદર આ રાજાની અશ્વારી પેઠી ત્યારે તો માતાઓ ભૂલી ગઇ છોકરાંને, પ્રેમદાઓ ભૂલી ગઇ પતિને; બાળાઓ ભૂલી ગઈ મનના માનીતાને; ત્યારે તો કોઇએ વાળ હોળવા મુકયા, દેહ ચોળવા મુકયા, કોઇએ રસોઈ અધુરી મુકી, કોઈએ હાથ ધોયા ન ધોયા કર્યા, કોઈએ વાસણ ફોડયાં, કોઇએ અવળાં વસ્ત્ર સજ્યાં, કોઇએ ધવરાવતાં બાળક તરછોડયાં અને બધાંએ બારણે દોડયાં. ત્યારેતો જોવાને આતુર થએલી બ્હેનપણીઓનો સ્નેહ કુસુમાવલી તથા વસંતમાંજ ગયો હોય એમ એક બીજીની સ્પૃહા રાખ્યા શીવાય, એક બીજીની લાગણી ગણકાર્યા વિના એક બીજી ઉપર પડવા લાગી. અબળાઓની લજ્જા જાણે કુસુમાવલીમાંજ ગઇ હોય એમ સર્વેએ શ્વસૂર, જેઠ કે પરજનની લજ્જા મુકી દઇ,

નમ્રમુખી કુસુમાવલીની સામેથી સ્મેરમુખી વસંત ઉપર અને ત્યાંથી પ્રસન્નમુખ માધવસિંહ ઉપર પોતાની ચંચળ, અલ અને વ્યભિચારી દ્રષ્ટીઓ ઠરાવી.

અને આ વખતના માધવના રૂપં, તેના ઉત્સાહ અને તેના આત્મવિશ્વાસ તથા હીલચાલમાં સૂર્યની આકર્ષણશકિત, ચંદ્રની આલ્હાદક શક્તિ, કમળની કોમળતા અને મધુના માધુર્યેજ નિવાસ કર્યો હતો. ક્ષણેક્ષણે તેનુ વસંતવા સાથેનુ ભાષણ, જાણે જોવા ઉભેલી સ્ત્રીયોને અસૂયા ઉત્પન્ન કરતું હોય, જાણે તેમને ક્રોધી કરતું હોય, જાણે તેમને નિરાશ કરતું હોય એમ, જેમજેમ હાથી પાસે આવવા લાગ્યો તેમ તેમ, તે બિચારીઓ નિસ્તેજ થવા લાગી. તેમ વસંત ઉપર તિર્યક્ દ્રષ્ટિના આપાત નિર્મલતાને લીધે તેણીને તો ન લાગ્યા, પણ, મંદોદરીની પવિત્રતાથી પાછાં ફરેલાં રઘુનાં બાણ મરૂસ્થલમાં પડયાં તો, આ વનિતાઓના શૂન્ય હૃદયમાં ઉતરી જઇ તેમના પતિ-પ્રીતિના સ્નેહનેજ ધિક્કારવા લાગ્યા. સર્વથા આજે તો રાધાને લેઇ વિદાય થતા કૃષ્ણને જતોરહેતો જોઇ ગોકુલની ઘેલી ગોપિકાઓની પેઠે આ નગરની કુલસ્ત્રીઓ, કામવિકારથી પોતાની સર્વ સદ્વૃત્તિને ડુબાવી, વસંતવા ઉપરનો એક ઘડી ઉપરનો લીલોછમ જેવો સ્નેહ સુકાવી, તેના ઉપર સાપત્ન્ય ભાવ રાખતાં, પોતાના મનમાં ઉત્કંઠિત, કલેષિત, દુઃખિત, ચિંતાગ્રસ્ત અને ઇર્ષ્યાગ્રસ્ત થવા લાગી. પરાધિના સુંદરીઓના વિકારની શાંતિના અવર ઉપાયને અભાવે માંહોમાંહ્ય જીભના રસમાંજ તેઓ રતિસુખ અનુભવવા લાગી. "અલી, તું કેમ જોઇ રહીછે? ઘેલી, જો કોઇ દેખશે. આ ત્હારૂં ગુલાબીયુ મ્હોં ત્હારા મનની વાત કહી દેછે. કેમ તા'રી છાતી ઉછળે છે? અલેતી, દેખશે તા'રો સસરો. ભોળી, જાણશે તા'રો વર. અલી, પારકાપર મોહી જનાર, શીદ ફાંફાં મારેછ? વાર, વાર તારી આંખોને. અરે, નિર્લજ્જે, જુઠું હસી શું રેખા દેખાડવા મંડી ગઈ કે? કયાં ગયો ત્હારો લટકો? અરે મતબાલી, આમ કેમ હરાયલી જેવી હાંફે છે? કેમ થઇ ગંઇ ઉન્હી? આ ત્હારા મ્હોં ઉપર ફાકા શા? અલિ, સુવ્રતનો ઢોંગ કરનારી, જરા તો વિવેક રાખ. ગર્વિષ્ટા, આજ ત્હારો નાદ ઉતારનારો આવ્યો ખરો. પાપિણી, ઉંચો ખેંચ તા'રો છેડો. અલિ લુચ્ચી, પાછા રાખ ત્હારા વાળ, સખનાં રાખ ત્હારાં નેંણ. કુલહીના, હાથ રાખ તા'રો ઠેકાણે. અલિ, ભ્રમરી, આતો ચંપાનુ ફુ-

લ, ન્હોય એતો કમલ, નહી રાખે એતો તને હૃદયમાં. અલિ પારકામાં પ્રેમ શો ?" એવા એવા અનેક સ્નિગ્ધ અને વિશ્વસ્ત આલાપ બોલતી બોલતી જાણે, એ કુમારનો-વસંતબાના જીવિતેશ્વરનો-મદન મિત્ર માધવનો, ફોટોગ્રાફ પોતાના હૃદયમાં લેતી હોય. એમ મણીપુરની પુરંદરી જેવી સુંદરીઓ દિસવા લાગી. પોતાના પરંપરાના, કુલિન, સુખદ, સ્નેહાર્દ્ર, પૂજ્ય અને પ્રિય રાજાની વૃદ્ધાવસ્થામાં આવેલો આપત્કાલ, સૂર્યોદયથી વિખેરાઇ જતા વાદળની પેઠે, નાસી જવા લાગ્યો, પોતાનીજ પવિત્ર પ્રીતિની સજીવ પુતળી હોય, એવી નિર્મળ, વસંતવિલાસિનીના હરણનો કાલ હરણવત્ પલાયન કરી ગયો, સિંહના બચ્ચાએજ સિંહણની પુત્રીનુ રક્ષણ કરી નગરની નાશી જતી શ્રી,-હ્રી અને ધીને પાછી આણી, તેથી આ વિજયનો પુત્ર વૃદ્ધજનોને પુત્રવત્, તરૂણોને સહોદરવત્, બચ્ચાંઓને પિતાવત્, અમૃતથી, જીવિતથી, હૃદયથી અને સર્વ આત્મીય વસ્તુથી પ્રિય થવા લાગ્યો. તેથી હસિતથી, ચંદ્રિકાને, વિવેકથી કુમારને, પ્રતાપથી ઇંદ્રને, સૌમ્યતાથી ચંદ્રને હઠાવતો આ કુમાર મણિપુરના નાગરિકોના યાવત્ જન્મના પુન્યપરિપાકના ઉદયની પ્રભાને લેઇ, ચોરાઈ ગયેલાં અંતઃકરણની સમષ્ટીને લઈ તથા આનંદની મેઘમાલા લેઇ, ઉત્તરાયનમાં સૂર્યની પેઠે, નગરમાં પ્રવેશ કરવા લાગ્યો, ત્યારે તેનાં, અને વસંતબાનાં ઓવારણાં લેતાં સ્ત્રી પુરૂષ તેમની વ્યથાને પોતપોતામાંજ વેહેંચી લેવા લાગ્યાં સર્વનાં ચક્ષૂ તેમના ઉપર એવાં નિશ્ચલ થઆં હતાં કે જાણે સ્થલ ઉપર ઉગેલાં વિકસિત કમળોમાં થઇનેજ તેઓનો રસ્તો હતો. આનંદિત અને સ્મિત વદન રૂપી માલતીના વનમાં થઈને તેમનુ પ્રયાણ હતું. ત્યાં પ્રમદાઓની ચંડેલી ભ્રમર રૂપી ઉડતા ભ્રમર હતા, નિઃશ્વાસના પરિમલ હતા, સ્નેહની વૃષ્ટિ હતી; પ્રમદાઓનાં, સંનિધ છતાં પણ વિરહિત, હૃદયનો તેમના ઉપર તાપ પડતો હતો, સીત્કારનીજ ટાઢ પડતી હતી, તેથી તેમને અભિનંદન કરતાં મનુષ્યરૂપી, લીલાં વૃક્ષના નગરરૂપી વનમાં તેઓ ષડૃતુને સેવતાં હતાં. જેમ સૂર્યની પાછળ તેમ તેમની પાછળ ચિત્તવૃત્તિનો અંધકાર થતો હતો અને હૃદયાશામાં શૂન્યકાર વર્તતો હતો.

સીતાને લેઇ અયોધ્યામાં જતા રામચંદ્ર જેવા આ કુમાર ઉપર આશિર્વાદના મેઘ તુટી પડયા, તેમાં ન્હાતો ન્હાતો પ્રયાણ કરી તે રાજભવનમાં દાખલ થયો. તુરતજ "હા ! પુત્રી, હાય પુત્રી" એમ બોલતાં બો-

લતાં ઉઠેલાં, હર્ષથીજ દીન થઇ ગયેલાં, ગંડક જેવાં દેખાતાં માતા પિતા સન્મુખ જઇ વસંતબા-અધીરી વસંતબા "આ મને, છોડાવનાર રાજપુત્ર " એમ બોલતી માતાના બાહુપંજરમાં એવી ભીડાઇ ગઈ, સપડાઇ ગઈ, હભુરાઈ ગઇ, ચ્હોટી ગઈ કે નયનથી સ્રતાં ઉષ્ણ જળ સહાય ન થયાં હતેં તો સર્વથા આ બેહૃદય પુનઃ ઉખડનારજન હતાં. રાજા તો "ધન્ય છે, કુમાર, ધન્ય છે. શું કહું, મ્હારૂં ઘડપણ સુધાર્યું, મ્હેં મસ અનર્થ કર્યો, હા, ધિક્, પુત્રી, ત્હારૂં શું થયું? તું કેમ રહી? તને કેવું દુઃખ પડયું?" ઇત્યાદી હજાર વાતો ઉત્તર મળ્યા શિવાય પુછતો જાય, સુગુણ અને કુમાર સામો જોતો જાય, પુત્રીને ચુંબન કરતો જાય અને ન માયાથી હૃદયના આનંદને પાણી રૂપે નયનની બાહેર કહાડતો જાય. પરંતુ " કુસુમાવલી કશાયમાં નથી " એવા દ્રઢશબ્દથી બોલતી પોતાની દોષરહિતા, સત્યભાષિણી પુત્રીના મુખમાંથી એક અને બે વખત અમૃત ધારા છુટી ત્યારે, એકદમ રાજા છતાં, " હોં હોં " કહી વાર્યો છતાં, અખંડ ભૂમંડલૈકમણી મહારાજા કેસરીસિંહ, અંબિકા આગળ, તેમ કુસુમાવલી આગળ ગલિત થઈ દંડવત્ કરી સ્તુતિ કરવા લાગ્યો; પણ શું સ્તુતિ કરે ? પોતાને ઘેર દાસી થઇને રહેલી ફુલી, પોતાના ભાઈ માનસિંહની કુલાત્મજા તથા યશસ્વી અને મનસ્વી વીર મદનસિંહ અમાત્યની અર્ધાંગના સતી કુસુમાવલીને આમ મિથ્યાઅપવાદનુ લક્ષ્ય કરી તેને બહુ બહુ વિતાડ્યું એવા ભાનથી તે ઢળી પડયો. તત્ક્ષણ માતાના આશ્લેશમાંથી છુટી થઈ પિતાને પોતાના અંકમાં લેઈ વસંતવિલાસિની રડતે રડતે " બાપા, બાપુ, બાપાજી " એમ બોલતી બોલતી તેની હડપચી હલાવવા લાગી, તેના કપાળનો પ્રસ્વેદ લ્હોવા લાગી અને પોતાના ફટકીયાથી વા ઢોળવા લાગી. કુસુમાવલી પણ બરફથી શીતળ જળનુ સિંચન કરતી તેના પાદદ્વય દાબવા લાગી. અને અગ્નિથી ઉષ્ણ જળમાં પોતાનાં ચક્ષૂ દ્વયને તરાવવા લાગી. પરંતુ વૃદ્ધાવસ્થામાં અતિ હર્ષ અશક્તિનુ કારણ બને છે તે પ્રમાણે આજે નરપાળને થયું; તેથી તેને ભાન આવે, તે ઉઠવા જાય, પુત્રી સામે જુવે, પાછો મુર્છિત થાય, વળી ટટાર થાય, પોતાના પ્રધાન સામુ જોઇ રહે, મદનસિંહ સામે ઓશિયાળી દ્રષ્ટિ કરે પણ છેલ્લે ભાઈ માનસિંહના ઉપર હાથ નાખીદે.

સર્વથા આપત્કાળમાં તો "સગપણ સોનુ, અને પ્રીત પીતળ" છે. બાકી ક્યાં ભૂપતિ કેસરીસિંહ અનેક્યાંએકબ્હારવટીઓ?પોતાનુ અપમાનકરી,પોતાની એકનીએકઆજ્ઞાનગણકારી, પુત્રીને ગુમકરીદઇ,પોતાનુપણ ખોવરાવી, પોતાનાજ રાજ્યમાં અનેક નિર્દોષ, અશક્ત, પ્રજાને એકાંતમાં અને અંધકારમાં લુંટનાર, મારનાર, ડરાવનાર, અને લાગ આવ્યે પોતાને પણ પરાધિન કરનાર, તોયે પોતાનો ભાઇ—એટલે આવા પોતાના ઉદયના પણ શરમાવા જેવા કાળમાં નરપતિને તેનોજ, આશ્રય વ્હાલો, હિતકર અને ઉંપ ધરનારો લાગ્યો. ભલે આજ કાલના વિકારી મિત્રો શુદ્ધ પ્રેમના નામથી એક બીજાને, અને પોતાને ઠગે કે એક બીજા અને પોતાથી ઠગાય; ભલે જુવાનીના મદથી વિવેકરહિત બનતા અનુભવ વિનાના પુરૂષો કુટુમ્બમાં ક્લેશ ઘાલે, ભાંડુને તરછોડે, સહોદરને સતાવે, પણ અંતે સ્નેહ તો સગાનોજ રહેવાનો. શોણિતના સ્નેહની ખુબી તો કંઇ જુદાજ પ્રકારની છે. ગમે તેવા વ્હાલાગું વ્હાલા કસાયલા મિત્રોનાં લોહી કદી પણ એક થવાનાં નથી. લોહી તો સહોદરનુજ મળે છે. અને જ્યાં રગે રગ પ્રસરતું રક્ત એકતા ધરાવે ત્યાં મનુષ્યનો કૃત્રીમ વ્યવહાર જુદાઇ રાખે તે ક્યાં સુધી નભવાનુ? માત્ર દુઃખની ઘડીના દર્શન સુધી. ભાંડુના અવસાન સમયે વડકારો વડકારો તોયે કયો ભાઈ નથી રડયો? અને મિત્રના અવસાન પછી કયા મિત્રનો સ્નેહ ગાઢો ગાઢો તોયે લપસણો નથી થયો? નિઃસંશય "સગાંનાં હાડ હસે અને લોહી તપે" એ વાત નિર્વિવાદ છે.

હવે આ પ્રમાણે ઓશીયાળો થતો મહારાજા કેસરીસિંહ કાંઈ મુકેલા, પણ આ સમયે પાસે બેઠેલા, ભાઈને આશ્રયે રહી અનેક પ્રકારના નિરર્ગલ અને બાલિશ પ્રલાપો કરેછે, જે સમયે રાણી કામસેના તથા પુત્રી વસંતવિલાસિની પિતાને ઉપચાર કરે છે તેજ સમયે ખુશીયાલીએ પડેલો આ રાજ્યનો દમામવાળો પ્રધાન મિત્ર મદનસિંહનો, કુમાર માધવસિંહનો અને વીર ગુણગુણસિંહનો તથા પોતાના અન્નદાતા કૃપાળુ કેસરીસિંહનો ત્યાગ કરીને, જેનુ બે પ્રહર ઉપર રક્ત પીવાને તૈયાર થયો હતો તે કુસુમાવલીને અંતર ક્રિયામાંથી રોકીને, તેને પગે પડી કહેવા લાગ્યો "બ્હેન, મ્હેં તને બહુ વિતાડયું, ત્હારા કોમળ દેહ ઉપર ઝાલનારના હાથને પણ વ્યથા કરે એવા ચાબુક મરાવ્યા, અરે! મીઠાં ચોપડાવ્યાં. તને ગાળો ભાંડી, અરે, આ ચાંડાળે મ્હારા પ્રિય મિત્રના દેખતાં તેની અર્ધાંગનાની દેહ દૂષિત કરી. બ્હેન, મને દયા

એ ન આવી. હાય ! હાય ! મ્હેં શું શું કર્યું ! મને જરા તો કહેવું' તું? ચિતા ઉપર બેસી અજાણ્યાઓને જે વાત કહી તે વાત–અરે, તેનો ઇસારો પણ આ ત્હારા હાથનુ લૂણુ ખાનારને કર્યો હોત તો આમ પશ્ચાત્તાપનાં તીવ્ર તીર મ્હારે ખમવાં પડત? હું શું કરૂં? કો'ને કહું? શી રીતે ત્હારી ક્ષમા માગું? આ પાપ કયાં ભોગવાશે? અથવા ભોગવતાં એ કયાં છુટકો થશે? માતા, ક્ષમા કરો." "પ્રધાનજી, ભાઇ" ગદ્ ગદ્ કંઠે કુસુમાવલી બોલી "રાજ્યધુર ધારણ કરી રાજ્યનાં શાસ્ત્રને અન્વયે આપ જે કંઇ કરો તે અદોષજ છે. વસંતબાને માટે આપ જે કરો તે દુઃખકર હોય તો પણ મ્હારે તો સુખકરજ છે માટે દાસીને આવું બોલી કાં ઓશીયાળી કરોછો? ફુલી તોયે તમારી દાસીછું; કુસુમાવલી તોયે તેની તેજ છું." ક્રોધ અને દૈન્યમાં સરખા વેગવાળો ક્ષુભિત પ્રધાન બોલ્યો "ના, ના, પ્રિયસખી !" એમ બોલી હવે પડયાપર કાં પાટુ મારોછો? મ્હેં અન્યાય કર્યો એવું તું કહે એટલે મને શાંતિ થશે, મ્હેં તો અધર્મજ કર્યોછે." એટલું કહી તે માથું કુટેછે એટલામાં કુસુમાવલીએ તેનો હાથ ઝાલી તેને શાં શાં વાનાં કર્યાં અને પતિના મિત્રને પોતાનો નિર્મળ પ્રેમભાવ બતલાવ્યો. તરતજ હાથ ખેંચી લેઇ "આ ચાંડાળને આવો પવિત્ર સ્પર્શ અનુચિત છે" એમ બોલી તે હાથ જોડી ઊભો રહ્યો. કુસુમાવલીઃ–"કંઇ નહી આપે કંઈ કર્યું નથી. મ્હારા પ્રારબ્ધનોજ દોષ ! જન્મથીજ મા'રા નસીબ પ્રમાણે થાય છે તેમાં આપ શું કરો? રાયમલ્લ હરી ગયો ત્યારે આપ કયાં હતા? માટે આપ જરાએ મુઝાશો નહી." પણ ન રહેવાયું તેથી રડી જઈ પ્રધાને કહ્યું, "કુસુમાવલી, ફુલી, સુકુમારી, તું જરા કહે કે મ્હેં દુઃખ દીધું, અને મ્હારો દુઃખભાર લઘુ થશે." પિતાને જરા ધવા વળવાથી તે, સુગુણ, વિમળા, સુજાણબા આદી મંડળ સાથે વાત કરતો હતો એટલે, આ નાટક જોવા આવેલી વસંતબાથી પ્રધાનનુ કષ્ટ ન ખમાયું, તેથી પ્રિય સખી કુસુમાવલીનો પલ્લવ ખેંચી તે બોલી, "કહેની બ્હેન, એ જે કહે તે. એમાં તા'રૂં શું જાયછે? એને બિચારાને ઠીક થશે." ગંભીર વદન રાખી ઠપકો દેતી હોય એમ કુસુમાવલી બોલી, "વસંત બ્હેન, આપત્કાળમાં પણ અસત્ય વચન ન બોલી હવે મ્હારે જુઠું બોલવું? એ શું બોલી ! આપણાથી જુઠું કેમ બોલાય? એ પાપ કયે અવતાર છુટીએ?" વસંત શરમાઇ

ગઇખરી; પણ હરખમાં મકલાતી બોલી "પણ એમાં શું થઈગયું–એવું બોલવુંછે તેમાં?" કુસુમાવલી પુનઃબોલી "સખી, આપત્કાળે તને હલેતીજ સખી, હું? હોય! સુખમાંજ ઉછરી છું માટે સદ્ગુણની કિમ્મત નથી. પણ પ્રધાનજી; વિચારીને કે અવિચારીને, મ્હારી બ્હેંનપણીનાઉપર સ્નેહથી, રાજા ઉપરમ મતથી અને ધર્મ ઉપર આસ્થાથી આપે અનુચિત કર્યું હોય તોપણ ગહારા પતિ ઉપરના આપના તે કાળના સ્નેહે, આપની તે કાળની અવસ્થાએ અને આપની અત્યાર સુધીની રીતભાતે સર્વ કર્મ ક્ષમ્ય કર્યાંછે. તે માટે ગતવાત વિસરી જાઓ, વર્તમાન સુખને અનુભવો અને ભવિષ્ય સુધારો." શાણી સખીની શિક્ષાને માન્ય કરી, તેણે ક્ષમા આપી એમ માની લઈ, પ્રધાને કુસુમાવલીને અને તેના પિતાને પરસ્પર ખુલાસા કરાવ્યા, બન્નેના વિકાર શમાવ્યા અને બન્નેને શાંત પાડ્યાં.

મણિપુરના રાજ્ય મ્હેલમાં શોકને બદલે આનંદ નિવાસ કર્યા, આનંદની ઉત્તરલતાને ઠેકાણે શાંતિએ વાસો કર્યો અને દુઃખની સ્મૃતિને ઠેકાણે સુખની અનુભૂતિ પ્રસરી ગઇ. આ પ્રમાણે આખો દિવસ આનંદ, ઉત્સવ અને આશ્ચર્યમાં તથા પ્રિય લાગતા શોકમાં અન્ન જળ કે ઊંઘના તથા સ્ફુર્તિ આપતા શ્રમના ભાનવિના વહી ગયો.

સર્વ મંડળ નવું જૂનું થઇ ગયું. ચગડોળે ચ'ડેલાં ચિત્ત સ્વસ્થ થયાં. પાસેનાજ એક ખંડમાં પતિની સેવામાં રોકાયલી કુસુમાવલી, વસંતબાને, નરપતિને અને મહારાણીને તો ફુલીને ફુલીજ રહી. ફુલીને અને કેસરીને વ'રાડી મારવામાંથી અથવા રમતીયાળ સ્વભાવથી ફુલીનો અભાવ આવે એવું કેસરીનું જૂઠું સાચું ભરવવાથી આવો અનીષ્ટ પરિણામ થયેલો જાતેજ અનુભવ્યા છતાં વસંતવિલાસિની શળિયાખોર ને શળિયાખોરજ રહી. પોતાના ગૃહમાં આવેલા રાજ્યમંડળમાં પોતાનું હલકું ન પડે એ વાત પ્રતિક્ષણ ધ્યાનમાં રાખતી દેવી કામસેના અલૌકિક પરોણાગત કરવાના કામમાં પડી. અને નરપાળ કેસરીસિંહ તો સંસારને સરી જાય એવો જાણી તેના ઉપરનો રાગ આત્મા ઉપરજ ચોંટાડવા લાગ્યો. આપત્કાળમાં અવિચારી બનેલો પ્રધાન પોતાની ભૂલ જોઈ શક્યો એટલે પોતાના મિત્ર મદનસિંહ પાસેથી તે તો રાજ્યનીતિના પાઠજ ભણવા લાગ્યો. મહા આપત્કાળે દુઃખીઆરી થએલી દેવી સુજાણબા તો છોકરાંને જોઇ હીસે અને

જ્યાં ત્યાં ઉપકારબુદ્ધિ પ્રકટ કરે.

૯. પણ જુવાન માધવસિંહ તો સર્વનો પ્રાણ બનેલો એટલે સર્વની ક્રિયામાં તે વ્યવહરતો હતો. વિમળા અને સુગુણસિંહ અન્યોન્યપર અપૂર્વ પ્રીતિ થવા અન્યોન્યના ગુણનુંજ ગ્રહણ કરતાં "પત્નિ પડેલું પાલવી લેવા" મનને શિખવતાં હતાં. પણ મહા બુદ્ધિમાન મદનસિંહ તો મણિપુરમાં બેઠો બેઠો કનકપુરના સોનાના સૂર્યને ઉદયાચળે ચડાવતો સર્વ કોઈને આશ્ચર્યમાં નાખી આનંદ આપતો હતો.



## પ્રકરણ ૬૨ મું.

### પરિણય.

કેટલેક દિવસે મધ્યાહ્ન પછી રાજ્યમહાલયમાં નાગરિકોનો મહાન મેળો થયો. લગ્ન સમારંભમાં વૃદ્ધ, તરુણ, બાળ અને સર્વ પ્રકારનાં સ્ત્રી પુરૂષ લાજનો ઘુંઘટ ઓઢ્યા વિના બેધડક નિરંકુશતા વાપરે તો આર્યાવર્તમાં તે સબાધ નહિ ગણાય; તથાપિ મહાલયમાં તો બે વિજાતિ વર્ગને બેસવા માટે પ્રથક્ પ્રથક્ કોષ્ટ રાખવામાં આવ્યા હતા.

એક તરફ જાણે વસંતવિલાસિની અને વિમળદેવીને અમૃતથી વધાવવાને અનેક ચંદ્ર ચડ્યા હોય, જાણે તેમના પ્રફુલ્લ વદનના પ્રતિબિંબથી પોતાની શોભા વધારવા અનેક બ્રહ્માંડનાં નક્ષત્રમંડળ આવ્યાં હોય, જાણે ચંપકવર્ણા દેહ ઉપર ચંપકવર્ણાં ચીર પહેરીને તેમના મધુર શબ્દ સાંભળવા ઇંદ્રની અપ્સરાઓ આવી હોય એમ, નયનથી ખંજનને, અલકથી શેષને, કપોલથી પંકજને, નાસિકાથી કીરને, અધરથી પ્રવાળને, દંતથી કુંદને, કંઠથી કપોતને, બાહુયુગલથી ગુલાબી હારને, કટિતટથી સિંહને, જંઘાથી કેળને અને પાદતળથી રક્તકમળને લજ્જિત કરતી, વક્ષઃસ્થળમાંથી ઉડીને બહાર નિકળવા પ્રયત્ન કરતાં ચક્રવાકયુગલને સજ્જડ બંધથી દબાવી તેના સામે ક્ષણે ક્ષણે ડપકા દેવાનેજ જોતી, અનેક સુંદર પ્રમદાઓ, ઇર્ષ્યા, ચિકિત્સા, સ્નેહ, ભય, માન, હર્ષ ઇત્યાદિ વિકારોનું પ્રતિબિમ્બ આલ રૂપી

તકતામાં દેખાડતી જાણે કામની સેનાજ હોય, જાણે વસંતની શોભાજ હોય, જાણે વિદ્યુત્‌ની લતાઓ હોય, જાણે અનેક મોહમાયાઓ હોય કે બહુરૂપી રતિઓ હોય એવી, પોતાની પ્રભામાં આસનને લીન કરી દેતી દેતી ભ્રમર રૂપી જાળથી ફસાએલા જનોને કપાળમાંજ ધારતી, નિરંકુશ બેઠી હતી. બીજી તરફથી માધવસિંહ અને સુગુણસિંહનાં વચન સાંભળી જીવિત સફળ કરવાની લાલસાથી ઉત્કંઠિત થયા હોય, જાણે તેમના પરાક્રમ રૂપી નૌકામાં બેસીને સંસારસમુદ્ર નિરાંતે તરી જવા આવ્યા હોય, જાણે તેમના અણખરીદ્યા દાસ થવા આવ્યા હોય એમ, તેમનાં વખાણ કરતા કરતા તેમને આશિર્વચન આપતા આપતા, નયનમાંજ તેમને ઉપકાર બતાવતા બતાવતા, તેમના વિતકના તર્ક બાંધતા બાંધતા, આ નગરના વીર સજ્જનો, સામી બેઠેલી લલનાઓના અનવરતમુક્ત બાણના પાતને હવાનાં પીછાં જેવા ગણવાથી સાક્ષાત્ નારાયણ જેવા, ભૂપતિ રૂપી શંકરની પ્રદક્ષિણા કરવાથી સાક્ષાત્ કુમાર જેવા અથવા પ્રાણેશ્વરમાંજ પોતાપણું માનવાથી ચિરન્નમુક્ત જેવા બની, મહારાજાના આગમનની વાટ જોતા બેઠા હતા. તેમ સિંહાસનની સામી બાજુએ આ સર્વ જોઈને આનંદ પામતાં ના'નાં ના'નાં નિર્દોશ બાલકો રત્નખચિત ટોપી, સોનેરી જભલાં, ચાંદીનીજ હોય એવી સફેત ધોતીઓ અને કસબી ઉપાન પહેરી એક બીજાને ચુટકલાં કરતા, એક બીજાને નવું નવું બતાવતા, એક બીજાને ગળે, જાંઘે, કે માથે હાથ મુકતા, એક બીજાની કટ્ટા કે ગોઠડી કરતા, ગુંજામાંથી બોર, ચણા, મમરા, સેવ કે દાળીયા કાડતા અથવા કંઈ રમકડું ગોઠીઆને દેખાડતા કે ના'ની પીશુડીઓ વગાડતા, કંઈ ઉભા થતાં, કંઈ આળસ મરડતાં, કંઈ પડખે થતાં આ આખા મંડપને પોતાની નિર્દોષતાથી અને સ્નિગ્ધતાથી, ગોપ ગોપીથી ભરેલું—રાધાકૃષ્ણથી અધિષ્ઠિત ગોલોક બનાવી દેતાં હતાં. શુક્રના તારાની પેઠે અસ્તમાં અને ઉદયમાં સવિશેષ ઝળકમારી રે'તી સતી કુસુમાવલી, વસંતબા તથા વિમળબ્હેનની પાછળ પ્રસન્ન વદનથી વિરાજિત હતી. બીજાં પણ રાજદ્વારી મનુષ્યો યથોચિતસ્થાને ગોઠવાઇ ગયાં. કૃષ્ણ બળરામ જેવા કનકપુર તથા મણિપુરના પ્રધાનો પણ આવી ચુક્યા. થોડીજ વખતમાં "જયજય" ના શબ્દથી, દુંદુભીના નાદથી, વેત્રવતીના પોકારથી, અને છડીની પ્રભાથી ઘેરાએલા, ધનમાં કુબેર જેવા, પ્રતાપમાં સૂર્ય જેવા, શાંતિમાં શિવ જેવા, શાસનમાં યમ જેવા, રૂપમાં

કામ જેવા, નીતિમાં કૃષ્ણ જેવા, યશમાં રામ જેવા, શૌર્યમાં અર્જુન જે-
વા, અને વિરાગમાં જનક જેવા મણીની ખાણ જેવી મણીપુરીના અધિપતિ
મહારાજાધિરાજશ્રીમાન કેસરીસિંહ, સુરગંગાથી પુનિત પોતાની અર્ધાગના
રૂપી નિર્મળ અને પાવન નદીના સ્પર્શથી પોતાની મલિનતા ધોતો ધોતો, વ-
ર્ષાદવત્ સૌમ્ય સમાન કૃપાદષ્ટિ વરસાવતો વરસાવતો, સ્મિત વદનથી દિ-
વસે પણ ચંદ્રિકામય પ્રદેશ કરતો કરતો, ચિરકાળના વિરહથીજ રક્ત થઈ
ગયું હોય એવા હેમજડિત સિંહાસન ઉપર, બિરાજિત થયો.

નરપતિના આગમનથી થયેલી ગરબડ શાંત પડી કે તુરત અવળે પાં-
ગોઠે બાંધેલા રાયમલ્લને હાજર કરવામાં આવ્યો, તેની હકીકત લેવામાં આ-
વી. કર્મભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને પદભ્રષ્ટ રાયમલ્લે પોતાના વિશ્વાસુ અમાત્ય મ-
દનસિંહને પરદેશ મોકલી તેની સહાયરહિત અબળાનુ મધ્યરાત્રીએ હરણ
કરી, તેના ઉપર ક્રૂરદ્રષ્ટિ કરી અને તે નદીમાં પડી. મણિપુરમાંથી પણ દુષ્ટા કે-
સરીની સહાયથી વ્યભિચારી વસંતવિલાસિની સહિત તેનુ હરણ કરી ઘેર જતાં
પકડાયો અને આ અવસ્થામાં પોતે આવ્યો. તેનુ યથાર્થ વર્ણન કરી તેમ પો-
તાના જીર્ણ માતાપિતાની ઉશ્કેરણીથી રાજ્યના ખરા હકદાર કુમાર શ્રી મા-
ધવસિંહ તથા તેની બ્હેન વિમળાને ઘોર અરણ્યમાં મારી નાખવાને વિદા-
ય કરી દીધાં તથા મહારાજાધિરાજ વિજયસિંહને કર્યું તેમ તેમનાં ધર્મપત્ની
સુજાણબાને ઠેર કરવા ઉપાયો કર્યા તેનુ સર્વ વૃત્તાન્ત નિડરતાથી, નિર્લ-
જ્જાથી તેણે કહી સંભળાવ્યું. કુસુમાવલીને નિર્ભયપણે પોતાના મહાલય-
માં રાખવા ને માટે, તેના ધર્મપતિ અને પોતાના નીમકહલાલ પ્રધાન મ-
દનસિંહને ઠગ તથા ફાંસીઆની દેવીનુ નૈવેદ્ય કરવા ખજાનો ખાલી કર્યો
એ વાત કહેતાં પણ કુલહીનને શરમ ન આવી.

આ વર્ણનઓમાં કાળક્ષેપ ઘણો થયો પણ જાણે હવણેજ બેઠા છે.
કોઈને ઉઠવાનુ તો મન થાયજ નહિ, જ્યાં ત્યાં "પછી પછી"
એવા શબ્દો સંભળાવા લાગ્યા. સર્વથા આ સ્થળે અવર વસ્તુનો વૈરાગ્ય
હતો, અવલંબન હર્ષનું હતુ, ધારણ સ્નેહનુ હતું. સર્વ ઈંદ્રીઓએ કર્ણની
તથા ચક્ષુની ઈંદ્રીમાં આવી નિવાસ કર્યો હતો. હાથમાંથી રૂમાલ પડે,
ખોળાનુ બાળક રડે, કે કરતુ કંકણ સરી જાય પણ કોઈને નથી તેનુ ભાન
કે નથી તેની ગરજ. પોતાની સજાતિ સ્ત્રીનાં માન વર્ધતાં, તેનુ રક્ષણ

થતાં, કુસુમાવલી ઉપરનો મિથ્યાપવાદ દૂર થતાં, પોતાના વર્ગ ઉપર આવેલું કલંક ધોવાઈ જતાં, કે પોતાને અપ્રાપ્ય તદપિ પ્રિય એવાં વસંતબા તથા માધવસિંહ અને વિમળાદેવી તથા સુગુણસિંહના પ્રેમના ઝરાની ધવળતા, નિશ્ચળતા, સૈથ્યતા, અને પૂર્ણતા જોઇ મનમાં અભિમાન પામતાં, પ્રમદા જનોએ તો પોતાનાજ પ્રિયતમ ઉપરથી દ્રષ્ટિઓ ફેરવી તો બીજાની શી વાત ? અને તેજ પ્રમાણે અનેક કાર્યવ્યવહારથી કુટિલ નયમાં મગ્ન થયલા નીતિજ્ઞ, કશાની ગતાગમ ન મળે એવા ઘાંચીના બેલવત્ સવારથી સાંજ સુધી કામ કરનારા સ્વાર્થી જનો, ચારે પુરૂષાર્થને યથાક્રમ તથા યથાયોગ્ય સ્થાન આપનારા શાણા પુરૂષો, સ્ત્રીને ઇશ્વર રૂપ માની રાત દિવસ તેનીજ સેવા કરનાર રસીકજનો અને ખંડિત સ્નેહમાં પ્રવર્તનારા અભિસારિકો, અરે, સર્વ પ્રકારના ગુણ, સ્વભાવ, અનુભવ અને જાતીના લોકો આ કાળે તો, તુંબરૂના ગાયનથી પશુઓની પેઠે, પોતાની પ્રકૃતિનો ત્યાગ કરી સર્વ રીતે ધ્યાતમય થઈ ગયા. વાત બંધ પડી એતો કોઈએ જાણ્યું એ નહી. છેવટ પ્રધાને ઉભા થઈ હાથ જોડી કહ્યું " કૃપાનાથ, કનકપુરની ગાદી ઉપર બેસનાર રાયમલ્લ કર્મથી અને જન્મથી રજપુત નાજ નીકળ્યો. કિંવદંતીસાચી પડી. "यत्रयत्रधूमस्तत्रतत्रवह्निः" એ વાત સિદ્ધજ થઈ. વાત પાયાવગર ચાલેજ નહી. ખરેખર, જે પિતાનો ગુમ કરે, માતાને કેદ કરે, પ્રધાનને ઠેર કરવા યત્ન કરે, રાજપુત્ર અને રાજપુત્રી ઉપર મારા મુકે, પ્રથમ સેવકની ધર્મપત્નીની લજ્જા લે, દ્યુતકાર સાથે રમે, ગણિકાને નમે તે પૂજ્ય વિજયસિંહનો પુત્ર ક્યાંથી હોય ? સર્વથા કેળે કેળ અને કાચે કાચ ઉતરે છે. " આટલું અધિરાઇથી સાંભળીને વસંતવિલાસિની બોલી " બાપા, એજ મારૂં હરણ કરનાર, મને પજવનાર, મારો કેડો લેનાર. " ચાંદીની ઘંટાના રણકા જેવો સ્પષ્ટ સ્વર સાંભળતાંજ એકદમ લગ્નમંડપમાં સ્ત્રીઓને ઠેકાણે શસ્ત્ર નિર્લજ્જ થઇ ગયાં, અને "હાં હાં " એવા રાજા, મદનસિંહ અને માધવસિંહના શબ્દો વારંવાર ન સંભળાયા હત તો દુષ્ટ રાયમલનો વાળ પણ એકાણી તરીકે હાથ લાગવાનો નહોતો. પ્રધાને સર્વને છાનાં રાખી પોતાની વાત શરૂ કરી " પૃથ્વીનાથ, આવા રાજ્યવિરૂદ્ધ, પિતાવિરૂદ્ધ, માતાવિરૂદ્ધ પ્રજાવિરૂદ્ધ અને ધર્મવિરૂદ્ધ કર્મ કરનારને શિક્ષા—" " શિક્ષા ? " એમ આશ્ચર્યથી મદનસિંહ બોલી

ઉઠયો. પણ પ્રધાને કહ્યું "હા, શિક્ષા. અને તે અધર્મીને?" મદનસિંહ બોલ્યો, "એના અધર્મનું શાસન એને થઈ ચૂક્યું છે." પ્રધાનઃ-"સખી કુસુમાવલીની આ દશા થઈ તોયે આમજ કહેશો કે?" મદનસિંહઃ-"તેનું પ્રારબ્ધ." પ્રધાનઃ—"પણ આવા અનાર્યને જીવતો મુકશો તો એ કેટલી આઓને રંજાડશે તેનો કંઇ વિચાર કર્યો?" મદનસિંહઃ—"અંતે સદ્ગુણ જીતે છે. તો પછી એ ખાતે શો ભય રાખવો? વળી પતિત ઉપર ક્રોધ શો?" પ્રધાનઃ-"પણ મિત્ર, આતો સારૂં નથી. ગુન્હેગારને બચાવવામાં આપણે ગુન્હો કરીએ છીએ." મદનસિંહઃ-"ખરી વાત. પણ આનંદ સમયમાં ગુન્હેગારને પણ મુક્ત કરવા-એ સશાસ્ત્ર છે. વળી ઇશ્વર પાસે આપણે દયા માગવી છે તો પારકા ઉપર દયા કરતાં શીખવું પડશે. શક્તિ છતાં જતું કરવામાંજ મહાત્મ્ય છે." પધાન અકળાઈ ગયો પણ બોલી શક્યો નહિ, તેથી કુમાર શ્રી માધવસિંહની સાથે વાતચીત કરી નરપતિએ રાયમલ્લને નીચે પ્રમાણે હુકમ કર્યો "ધૂર્ત, અધમ, આજેજ તું હતો નહતો થવાનો હતો, પરંતુ જેમના ઉપર ત્હેં આવા આપત્કાળ આણી મુક્યા તેમનાજ વચ્ચે પડવાથી, તેમનાજ ઉપકારથી અને તેમની દયાથી આજે, તું, જીવતોજ મુઓ છતાં, જીવતો રહીશ; તદપિ મહારાજા વિજયસિંહનો ખોટા ખોટા પણ તું પુત્ર કહેવાયો, તેમ તને શિક્ષારહિત જતો કરવો એમાં અન્યાય થાય છે, માટે આજથી ખાધેપીધે તા'રી રાજકીય પદ્ધતિએ બરદાશ કરવામાં આવશે; શિક્ષા એટલીજ કે જે રાજ્યમાં તું રાજ્ય કરતો હતો તે રાજ્યના ખરા ધુરંધર કુમાર શ્રી માધવસિંહ રાજ્યાસન ઉપર બિરાજી ધર્મકાર્ય કરે ત્યારે પ્રતિદિન સામો આવી ત્હારે સેવકવત્ મજરો કરવો; લાજ હશે તો આ શિક્ષા કરતાં મરણ રૂડું છે, કહ્યું છે કે—

"संभावितस्यचाकीर्तिः मरणादतिरिच्यते"

નહિ તો રોટલા ખાઈ પેટ ભર્યાં જા.

"काकोपिजीवतिचिरायबलिंचभुंक्ते"

રાજાની આજ્ઞાથી મકલાતો મકલાતો "સારૂં બાપજી" કહી રાયમલ્લ પોતાની મુક્તિને માટે અન્ય જનની પેઠે આનંદ અનુભવવા લાગ્યો. ધિક્કાર તો ઘણેજ આવ્યો પણ આ પૂર્ણાનંદના વખતમાં શુદ્ધ રજપુતો તેને વિસરી ગયા. અને લગ્ન પ્રસંગ ચાલ્યો.

નરપતિની આજ્ઞાથી વરમાળ લેઇને વસંતવિલાસિની કુસુમાવલી સાથે માધવ તરફ ચાલી પણ વચ્ચે અટકી. "સખી, એ ના, કહેશે ત્યારે?" એવું બોલી ધબકતે હૈયે અને ફરકતે હોઠે તે પાદદ્વયને વચમાં ઠરાવી રહી; પણ તેનો ખભો થાબડી, ઇષત્ હાસ્ય કરી "અલી, અધીરી, અલી, ઘેલી, આ તે શું બોલે છે? જોની, ક્યારનોએ વરમાળ ઘાલવા નીચું માથું કરી રહ્યો છે" એવું કહી કુસુમાવલીએ આ નમ્રવદનથી સલજ્જ બેઠેલા કુમારને બતાવ્યો, વસંતવિલાસિનીનો પગ ચલાવ્યો અને રંગમંડપમાં આનંદ વર્ષાવ્યો. સર્વના "જય જય" શબ્દોના ઘોષ મધ્યે કુમારશ્રી માધવસિંહને ગળે વસંતવિલાસિનીએ જાણે પ્રેમની પાશ નાખી હોય, જાણે શિશિર મુક્તાહાર પ્રહેરાવ્યો હોય, જાણે પોતાનો જીવ અરપ્યો હોય એમ વરમાલ ધ્રુજતે હાથે આરોપી. કુમાર અતિ હર્ષથી દબાઈ ગયા છતાંએ વરમાળ રૂપી જાળથી ફસાયા છતાંએ નરપતિ પાસે જઈને પગે પડયો. માથે હાથ મુકીને દાન ઉપર દક્ષિણા માગવાનું ભૂપાળે માધવસિંહને કહ્યું. "કૃપાનાથ, વિમળા મ્હારી પેઠે આપનું અપત્ય છે. એ પણ વરલાયક થઇ છે. એને પણ આ કાળે અમારા કુટુમ્બ ઉપર અનેક ઉપકાર કરનાર આ વીર સુગુણસિંહને આપને હાથે આપવી ઘટે છે." ભાઈના આ બોલ સાંભળીને જાણતી'તી તોપણ વિમળાનો મકલાઇ ગયો, તેની આંખમાં હર્ષનાં જળ આવ્યાં. જાણે ઉડીનેજ સુગુણના ખોળામાં પડવા તેણે વિચાર કર્યો. 'વસંત વરી ગઇ અને હું રહી ગઇ' એ સ્પર્દ્ધા તેના મનમાંથી નીકળી ગઇ, પરંતુ સુગુણ શું કહેશે એવો કંઈક વિચાર થતાં પૂર્વસંસ્કાર સ્ફુરે આવે એવો તેણે ઈસારો કર્યો. સુગુણ સમજ્યો, કંઈક પશ્ચાત્તાપમાં પડયો પણ પાછો હિસ્યો. તરતજ રાજમાતા સુજાણબાની અનુમતિ લેઇ સુગુણને પોતાની પાસે બોલાવી નરપતિએ વિમળાને હાથે તેને પ્રેમની પાશથી બંધાવ્યો, સપડાવ્યો, ફસાવ્યો. સર્વથા હસ્ત નક્ષત્રની દીપોત્સવી તે આજેજ થઇ. દાન ઉપર દક્ષિણામાં સુગુણસિંહે તો મહારાજાના આશિર્વચન શિવાવ બીજું કંઇ માગ્યું નહિ.

બે જોડાંના સુખના, વિહારના, પુત્રોના ઇત્યાદી અનેક ભવિષ્ય બનાવોના તર્ક કરતાં આ નગરનાં સ્ત્રી પુરૂષ સૂર્યનાં કિરણોની પેઠે અનંત સમુદ્રમાં વિખરાઇ ગયાં અને સર્વ ઉપર રાત્રીનુ સામ્રાજ્ય થયું.

## પ્રકરણ ૩૪ મું.

### વધાયગીરી.

લગ્ન ક્રિયા પૂર્ણ થઈ. કંસાર જમ્યા અને જમાડયા. દોરડા બાંધ્યા અને બંધાવ્યા, ચૂંટી ખરણી અને ખરણાવી, ઇસારતો કરી અને કરાવી, દસાઇઆં જમ્યાં અને જમાડયાં તથા એવી એવી અનેક પ્રેમનુ વર્દ્ધન તથા હર્ષનુ ઉદ્દીપન કરનારી ક્રિયાઓ કરી અને કરાવી. એક બીજાના કર ઝાલતાં "**पुण्याहम्**" "**पुण्योहम्**" બોલીને એક થએલાં દંપતીયુગલના સુરતોચ્છવના પ્રથમ દિવસો કેટલા અને કેમ ગયા તે ન જણાયું કે ન ગણાયું. પરંતુ રાજમાતા સુજ્ઞણ્યાના અતિપય આગ્રહથી, વિજયસિંહ જેવા સૂર્યના અસ્તથી ગૃહમાં સંતાઇ રહેલા કનકપુરના સજ્જનોના આ ઉદ્દિપ્તતા ભાનુપ્રતિ વિનંતીપૂર્વક આમંત્રણથી, પ્રમદાની નિરંકુશ કટાક્ષમાં વિંધાઇ તત્પરાયણ થવાની શ્વસુરગૃહમાં અપૂર્ણતા દર્શાવનારી ઈચ્છાથી, મણિપુરીમાં પોતાની તેમ કનકપુરીમાં બનેવી સુગુણસિંહની સંભાવના કરવાની ઉત્તમ વૃત્તિથી, અસ્વસ્થ અને ન ધણીયા બનેલા રાજ્યને સુસ્થ અને સનાથ કરવાના વિચારથી તથા પિતૃ નિર્વિશેષ પ્રધાન મદનસિંહ તથા ધર્મમાતા કુસુમાવલિને આત્મવત્ અનુકૂળતાઓ કરી આપવાના આશયથી તથા કાંક દુષ્ટ અને અધમ રાયમલ્લને વિશેષ છૂટ આપવાના હેતુથી રાજાધિરાજ માધવસિંહે, પ્રથમ-રાણી વસંતસેનાની અનુમતિ લીધી, પછી ભગિની વિમળા તથા વીર સુગુણસિંહને સૂચન કર્યું. જેથી એક દિવસ નિત્ય કર્મ કરી મહારાણી કામસેના સાથે આનંદમાં આત્મસંયમની વાર્તાઓ કરતાં મહારાજા કેસરીસિંહે વાનપ્રસ્થ ધર્મનો પાયો ઇંદ્રપ્રસ્થના મેહેલથી પણ ઉંડો નાંખતો હતો, અને દેવી દુઃખમાં ઉછરેલા વૈરાગ્યને સુખમાં ખંખેરી નાખી-કાં વસંતના-કાં માધવના-કાં કુસુમાવલીના-કે કાં વિમળાના ને સુગુણના ગુણનુ ગાન ગાતી ગાતી, કુસુમાવલિને સર્વેને માથે મુકતી હતી તથા પતિની વિરાગીવૃત્તિમાં રાગ ભેળવતી હતી, તે પ્રસંગે તેમની સમીપે જઇ પુનઃ પુનઃ નમસ્કાર કરી, તેમને શોક ન થાય-ધ્રાશકો ન પડે-એમ હળવે હળવે તેણે કનકપુરીની અવસ્થાની વાર્તા કહાડી. તેણે પુરૂષાર્થ સિદ્ધ કરી ચોથાની ગુંચવણીનો પણ ઉકેલ પાડવામાં નિપુણ

નૃપતિ આગળ, નીતિજ્ઞ છતાંએ માધુભાનુ કળ્યું પડ્યું. પરંતુ શાણો શ્વસુર બોલ્યો " પુત્ર ! પ્રજાનુ રક્ષણ કરવું એ નૃપતિનો ધર્મ છે. તો કનકપુર જવાની તમારી ઈચ્છા વાસ્તવિક છે. અમારા સ્નેહ કરતાં કનકપુરીના નાગરિકોની મમતાથી તમે વધારે આકર્ષાઓ એ તમારા જેવા રાજબીજને ઉચિતજ છે. અગર જોકે મ્હારી એકની એક પુત્રી, મ્હારા હૈયાનો હાર; મ્હારી આંખની કીકી, મ્હારા ગૃહનો શૃંગાર, મ્હારા બહિશ્ચર પ્રાણ, મ્હારી વૃદ્ધાનો આધાર, મ્હારે ક્રીડાનુ ઠામ, અને મ્હારા જીવિતનુ ફલ—એવી બ્હેંન વસંતગા હવે અમારી ઉત્તરાવસ્થામાં અમને તજી તમારી સાથેજ જશે, અગર જો કે આ આનંદ મહોદધિ ઉપર વિરહાગ્નિ વિખરાઈ રેહેશે—અને અગર જોકે મણિપુરીની શાન્તિની ચંદ્રિકા ઉપર ઉદ્વેગનો સૂર્યાતપ પ્રસરી રેહેશે તોપણ તે સર્વે સારાનેજ માટે. કનકપુરીમાં તમે અને બ્હેંન આનંદમાં અને યશમાં સંસારસુખના લ્હાવા લ્યો છો-એ જ્ઞાનથીજ અમને સંતોષ થશે. હમારે તો ભવસાગરનો કીનારો હવે અતિ દૂર નથી. માટે અમ્હારી ચિંતા રાખ્યા શિવાય, કનકપુરીના કનકસૂર્ય થઇને ચિરકાળ સુધી પુત્ર પૌત્રાદિ સાથે સંપ, શાન્તિ, સુખ અને યશમાં આ ધરાતળનુ રાજ્ય ભોગવો એવીજ અમ્હારી આશિષ છે. માટે હવે તૈયારી કરો" 'ના કેહેશે' 'આનાકાની કરશે' 'વિલાપ કરશે' એવા એવા અનેક તર્કો, લિંબુથી પિત્તની પેઠે, શમી ગયા. પરંતુ દેવી કામસેના કંઇ આમ સંસારથી પરવારીને બેઠી નહોતી. તેણેતો જવાની વાત સાંભળી ત્યારથીજ આક્રંદ કરવા માંડયું, અને હાથ ઘસવા માંડયા. પતિએ, પ્રાણનાથે પણ જવાની આજ્ઞા આપી–સંમતી આપી, તેથી જન્મમાં પેહેલવેહેલીજ સતી તેના ઉપર રીસાઈ અને બોલી, "ના, બા, એમતો થવાનુ નથી, મ્હારે ઘરડપણમાં એના વિના કેમ ચાલે ? આટલા માટે એને પરણાવી છેક શું ? અહીં શેની ખોટ છેજે ?" રાજાઃ– દેવી, કન્યા સાસરે શોભે, વળી અહીં કરતાં તેને ત્યાં શું ઓછુ છે ?" રાણીઃ– "તે એ વાત નહિ નભે. હમારે એનો વૈરાગ્ય નથી જોઇતો. આ બધું એનુજ છે તો. ત્યાંથી અહીં રાજ્ય ચલાવ ત્યારે અહીંથી ત્યાં ચલાવશે. આપણેતો એમને ઘરજમાઇ કરીને રાખ્યા છે." રાજાઃ–"શું કરવા શોક કરવો ? એ આપણને ક્યાં હતી ? શંકરના પ્રસાદથી એ મળી તો આટલો લ્હાવ લેઇ લીધો. વ-

ળી એ આપણી પાસેથીતો ગઈ’તીજતો,? જેને ભાગ્યે આવી તે એને લેઇ જાય એમાં શો અસંતોષ? માટે, દેવી, છાની રહે. પોતે રાજ્યભાર માથેથી ઉતારી બીજાએ કેમ ચલાવવો એ શીખવવામાં અવિનય છે. આ સર્વ કુમારનું છે. તો એમની ઇચ્છા પ્રમાણેજ છો કરે. આપણેતો હવે પરમાત્મા સાથે અનુસંધાન કરવાનું છે. માટે જ્હેને અને જામાતૃને સુખી થાય એમજ કરવા દે.” પરંતુ આ પથ્થર ઉપર પાણી જેવું હતું. કાં કે રાણી, શાણા પુરૂષની સ્ત્રી, અનુભવી, અને જ્ઞાની છતાંએ કામસેના માતાજહતી એટલે તે રડતી કકળતી બોલી” એવી એવો તમારીકુથલીનું મ્હારે શું કામ છે? ગઈ’તી ત્યારે ક્યાં હતી? પણ હવે પરમેશ્વરે હાથે કરી આપી ત્યારે આપણે હાથે કરી એને ખોવી? શું બોલતા હશો?” રાજા:–“દેવી, અયોગ્ય હઠ નિભે નહિ. અને આગ કરે ત્યારે વસંતથીએ તું ના’ની હરી.” દેવી:–“ના’ની કે મ્હોટી–પાવેતો કહો. પણ એના વિનાતો નહિ રહેવાય-પછી હમે બે ન હોઇએ ત્યારે કરજો ભજનને ગનન.” ઈષત્ હાસ્ય કરી રાજા:–“ઘેલી, ત્હારાં પવિત્ર માતાજીને તજી તું અહીં કેમ આવી? આો, તું ત્હારા સ્વાર્થ માટે ત્હારાં માતાજીથી છૂટી પડી. ત્હેં કર્યું હતું તે પણ વસંતને નહીં કરવા દે? એવી તું સ્વાર્થી? પુત્રીના સુખ કરતાંએ ત્હારો સ્વાર્થ વધ્યો?” આ વાત ખરી લાગી તેથી ડુસકાં ભરતી રાણી બોલી “ત્યારે એ છો જાય-મને મ્હારે નહિ ગમે તો કુવો હવાડો–કાંઇએ જડશેકની?” રાજા:–“દેવી, માગ્યું મોતે આવતું નથી. માટે એવા અપશબ્દ બોલી કાં સંતાપ કરે છે? જરાતો વિચાર. વિયોગ તો કાલે વહી જશે, ને કાલે સવારે દુહિતરને ખોળામાં રમાડીશ.” નીતિની અને જ્ઞાનની વાતો ન ગમી પણ ભાંણીયો રમાડવાની વાત સ્મરણમાં આવતાંજ દેવીનો શોક લઘુ થઇ ગયો અને જામાતૃ પ્રતિ તે બોલી, “ત્યારે લેઈ જાઓ એને–પણ જો જો હો–એનો વાળ વાંકો ન થાય. મ્હા મ્હા સંકટે ઉછેરી એને તમને સોંપી છે.” કુમાર શરમાઇ ગયો, બોલી ન શક્યો, પણ હાથ જોડીને ઉભોજ રહ્યો. પરંતુ તેની તરફથી ડાહ્યો રાજા બોલ્યો “દુઃખી છતાં, મૃત્યુને વશ છતાં, તું એને આપીશ એવી આશા પણ ન છતાં, જેણે મહા ઘોર અરણ્યમાં વાઘ, વરૂ, રીંછ, ભૂત, પ્રેત, નિશાચરથી ન ડરતાં, અંધકારને પણ ન ગણતાં, ભણકારને પણ હઠાવતાં,

અટંકા, બળવાન, સશસ્ત્ર અને કૃતનિશ્ચય પ્રચંડ શત્રુઓનો પરાજય-વિનાશ-કરી લાજસહિત ત્હારી કન્યાને ત્હારે ઘેર આણી-ત્હારા ખોળામાં મુંકી, તે હવે પોતાની મીલકત છતાંએ બ્હેંનને નહિ સાચવે એવા ભ[illegible], "સાચવજો" એમ કુહેતાં, દેવી, ત્હારી જીભ કેમ ઉપડી? શું તને એ કુમારનો અથવા કનકપુરીના મહારાજાધિરાજનો અવિશ્વાસ છે? કે તેના બળની અપ્રતીતિ છે? નથી જાણતી કે ચાર મણિપુરીઓ વસાવે, એવું કનકપુરીનુ ભવ્ય રાજ્ય છે? રાણી શરમાઇ ગઇ-પણ કુમારને મ્હોંડેથી વચન લેવાની તેની ઇચ્છા ઓછી થઈ નહિ. એ વાત બરાબર સમજીને હિમ્મત રાખી સાસુસાથે તે નીચે પ્રમાણે બોલ્યો, "માતાજી, આપની શંકા યોગ્યજ છે. આપે દયા કરીને આપેલું દાન ખોવું હત કે તેને બરોબર સાચવવુંજ ન હત અથવા તેની પુરી કીમ્મત ન હત તો ક્ષત્રીય થઇને અકારણ દાનજ હું શું કરવા લેત? મને આપે ક્યાં ફરજ પાડી હતી? માટે ખાત્રી રાખજો કે આપનુ રત્ન હું જીવથી પણ વધારે સાચવીશ." રાણી પ્રસન્ન થઇ, પણ મધુભા આગળ બોલ્યો "આપ સરખાં મહાત્માઓ જેવું સુખ તો આ પામર જીવ શી રીતે આપી શકનાર છે? પણ જે તન, મન, ધનથી મનકર્મ વચને મ્હારા જેવા દેહીથી કંઈ થતું હશે તો તે સર્વે આપના પ્રેમની પ્રતિમાને સુખી કરવાને માટેજ થશે. તદપિ આપ આજ્ઞા કરો, જેના પ્રતાપથી સેવકને ઠીક રહે." રાજા હસ્યો-આટલું કેહેવાની જરૂર નથી એમ વદન ઉપરથી સૂચન કરવા લાગ્યો; પણ પ્રેમાળ માતા બોલી, "સારૂ કહ્યું, બેટા, પણ જોજો, એ ભોળી છે, અલેતીછે, કોઇ દહાડો ઠપકો વેઠયોનથી. તડકો છાંયડો જોયોનથી. એને કોઇએ "ખશ" કહ્યું નથી. માટે-તમે હોતો વિવેકી-કેહેવું પડે એમ નથી, પણ રાજ્ય કાર્યભારમાં એને જરાએ વિસરી ન જશો, તમારા વિના સાસરે એનુ કોણ? મ્હેં એને મ્હોં માંગ્યું આપ્યું છે, ફાવેતેમ કરવા દીધું છે. માટે જો કંઇ વાંક પડેતો મને કેહુવરાજો, પણ તમેતો એને ઓછુ આવે એમ જરા એ ન કરશો." આ વાત લાંબી ચાલી, તેથી રાજા વચ્ચેથી બોલ્યો "હવે બહુ થયું. કાંઈ તારી દીકરીને ઉન્હીઆંચ આવવા દેનાર નથી-નથી ત્હારો સ્વાર્થ નથી, કાંક તેમનોએ છે." રાણી:-"એ બધું ખરૂ પણ નાનપણથી આપણા ધરમાં ઊછરેલી તે સાસરાની રીતિ શું જાણે? ગા-

ટે કહેવું પડે કે કાંક આપણે ઘરડાં સામું જોઇ તેને ફુલને પાને રાખે."
માધવસિંહઃ-માતાજી, સૂર્યની પ્રસૂતિમાં અંધારાનો વેહેમ કેવો ? નવમલ્લિકાની કળિ સુગંધરહિત શી રીતે હોય ? માટે આપની કેળ વાંક કરે એ વાતજ નકામી છે વળી હું પણ આપનાજ ધૃયમાં ઉછર્યો છું-આપનુજ લૂણ ખાઉં છું, આપના ઘરની રીતિ શિખ્યો છું. તેમાં પણ--

> " श्लाघ्यान्वयेतिनयनोत्सवकारिणीति
> निर्व्यूढसौहृदभरेतिगुणोज्ज्वलेति
> एकैकमेवाहिवशीकरणंगरीयो
> युश्माकमेवमियमित्यशर्कित्रवीमि. "

"વારૂં ભાઇ, તમે રૂડા છો." એટલું કહી મહારાણી જામાતૃને પગે પડતી હતી, તેને અટકાવી માધુભાએ આજેજ પ્રયાણ કરવાનીરજા માગી. મુહૂર્ત સારૂં લાગ્યું. ચોઘડીયું વિજયનુ જણાયું, તેથી સામગ્રી તૈયાર કરાવવાનો હુકમ થઈ ગયો.

થોડી વારે સર્વ પ્રકારની તૈયારીઓ થઇ ગઇ. રથ જોડાઇને દ્વાર આગળ ઉભા રહ્યા. વધામણાં લઈ નગરજનની હારો પથની બે બાજુએ બંધાઇ. શકુન કરવા માલણો ઉત્તમ પુષ્પ લેઇ સામાં મળવાની રાહ જોવા લાગી. સાથે જનાર અશ્વાર અને પગપાળા ખીચોખીચ તૈયાર થઈ ગયા.

ત્યારે પોતાની એકની એક દીકરીયે બોલાવી ખોળામાં બેસાડી, છાતી સરસી ચાંપી, બચ્ચીઓથી તેના ગાલ, તેનુ કપાળ અને સેની ભ્રમરો ભરી નાખી, તેને બરડે હાથ ફેરવતી ફેરવતી મહારાણી કેહેવા લાગી, "બેટા, ડાહી છાં. કંઇ કેહેવું પડે એમતો નથી. પણ જોજે હાં. સંભાળીને ચાલજે. ત્હારી સાસુને મ્હારા જેવીજ જાણજે, અને તે કહે તેમજ કરજે. સુજાણુ છે તો સારાં, પણ કોઇ વેળા અકળાઇ જઇ કંઈ કેહે તો સાંભળી રહેજે. સામો જવાબ ના દેઇએ. વળી એ રાત કહે તો રાત ને દહાડો કહે તો દહાડો કહેજે. સાસુ વધતું ઓછું કહી જાય તો કશું ત્હારા વરને કહીશ નહિ. વરની સેવા તો ઈશ્વર પેઠે કરજે. જરા દુઃખ થાય તેમાં તોપાગાળા કરી કોઈને ઓશીયાળાં ન કરીએ. જરા

ભારે ન પડીયે, સર્વે સેવકજન ઉપર દયા રાખીએ. જેવું આપણું શરીર તેવું તેમનું. એમનેયે થાક લાગે. માટે પેટને માટે આવેલા બીચારા ગરીબ જનોને કામ વિવેકથી બતાવજે. ને તેમની કંઇ ભૂલ થાય તો ક્ષમા કરજે. કશું તેમને ઉંચે સાદે કહીએ નહિ. સ્વૈરિણી, શંખિની અને પુંશ્ચલી સ્ત્રીઓનાં તો મ્હોં કાળાં--તેમને તો ઘરમાંજ ન પેસવા દેવી. પર પુરૂષ સાથે અમથીએ વાત ન કરીએ. પતિના મિત્ર કે સગા સાથે પણ એકાન્ત ન કરીશ. સખીઓમાં પતિની વાત કરીએ નહિ ને પારકા પતિની વાત સાંભળીએ નહિ. જુડાં સાચાં કરીએ નહિ. પેટ મોટું રાખીએ. બાપુ, ત્હારો વર ડાહ્યો છે. પણ કદાપિ મતિ ફરે અને બીજી કરે તોયે ઘરમાં કંકાસ ન માંડીશ અને શોક સાથે વેર ન કરીશ. વર કંઇ અવળું કરે તોયે તેનો અભાવ આણિયે નહિ. લાખ તોયે તે આપણો. તેનાથી આપણો સુહાગ, તેનાથી આપણો વૈભવ અને તેનાથી આપણો મોક્ષ-એને કંઇ કુંભારના ઘરનુ હોલ્લુ છે કે બદલી લવાય? અને આપણે તો સતીયો છીએ. --હોય નાતરીયા કે એક પછી બીજાને ખોળે. આપણે તો પતિ પાછળ સહગમન કરનારીઓ. બ્હેન! કોઈ લલચાવે, કોઈ ઠગે પણ જોજે હોં, એને વશ કરવા બાધા, આખડી ઓસડવેસડ—દોરા નાડાં કે કશું કરતી. એ તપી જાય તો ટાંડો પાડીએ પણ સામાં તપીએ નહિ. હમેશ વસ્ત્ર ગાઢાં પે'રીએ. ઝીણું લુગડાંનો ત્યાગ કરવો. દીકરી! પતિને જમાડીને જમજે, સુવાડીને સુજે. તને કહેવું પડે એમ તો નથી. પણ બેટા. શાયળ બરોબર પાળજે, ને બા, ત્હારી માની કુખ દીપાવજે." એટલું બોલીને જરા આકળી થઇ ગઈ. વસંતબાએ માતાના વિચારો કળ્યા અને કહ્યું " બા, દીકરી ત્હારી ને બાપાનીછું. તો ખાત્રી રાખજે કે રોજ ત્હારા કહ્યા પ્રમાણે કરીશ. તને લાજ આવે એવું નહિ કરૂં. જવાનછું, અણુસમજુછું તો, પણ આજથી મ્હારા ઉછાંછળાપણાની વાત સાંભળું તો કહેજે." ખાત્રી પૂર્ણ થઈ, વિશ્વાસ ખરો આવ્યો. તેથી દીકરીને ફરીફરી છાતી સરસી ચાંપી, પિગળાઇ જતા હૃદયને કઠિણ કરી, વસંતવિલાસિની જેવા રત્નની ખાણ—માતા કામલતાએ કહ્યું " બેટા, ત્હેં સારૂં કહ્યું. પણ હવે ત્હારે જે જોઇએ તે લેઈજા. એક હઝાર ઘોડા-પાંચસેં હાથી અને સામૈયું તથા લાખ સોનૈયા-એટલું તો ત્હારા બાપે આપ્યું છે. પણ આ

ઘરેણાં, આ લુગડાં, આ વાસણો આ ગોદડાં, આ ચાકળા અને આ બીજી વસ્તુઓમાંથી ત્હારે જે જોઇએ તે લે." વસંતઃ-"બા, મ્હારે કશું જોયતું નથી. તું આશિષ આપ એટલે મ્હારે બધુંએ થયું. કામસેનાઃ—"આવી ક્યાંથી ? કંઇ તો લે. સાસરે કોની પાસે માગીશ ?" વસંતઃ-"બા, સાસરે એ મ્હારૂં છે ને અહીંએ મ્હારૂં છે."કોની પાસે માગીશ" તે મ્હારાં સાસુ ક્યાં ત્હારા કરતાં ઓછું હેત રાખે છે જે? બીચારાં અરધાં અરધાં થઇ જાય છે." કામસેનાઃ-"અત્યારથીજ સાસરાવખુ થઈ કે ? બેટા, પણ કેંશેજે માબાપે કાંઈએ આપ્યું નથી. માટે લેઇ જા, બહુ-બહુ સામાન." વસંતઃ-"ત્હારે જે આપવું હોય તે આપ-બાંધ ગાંસડા. પણ બા, મને તું કાગળ લખજે હોં. બાપાના તથા ત્હારા શરીરના સમાચાર તો નિરંતર કહાવજે." આટલું બોલતાંજ વસંતનો હાથ માતાને ગળે પડી ગયો, તેનું મુખ માતાના ખભા ઉપર પડી ગયું અને તેનું અશ્રુબિંદુ માતાના સ્તન ઉપર ખરી પડ્યું. પણ ધીરજ રાખી, આંસું જોઇ પોતાની ચક્ષુઓને લોહી કામસેનાએ બ્હેનને હિમ્મત આપી અને સુગુણ સાથે વિમળાને વળાવતી વેળા મણિપુર આવવાનું આમંત્રણ કર્યું. આમ સ્નેહની વાતો ચાલતી હતી અને નરપતિની આજ્ઞા લેઇ સર્વ મંડળ દ્વાર આગળ જતું હતું ત્યારે રાજા માદીકરીને છૂટાં પાડવા ગયો. રાત્રી અને પૃથ્વીને છૂટાં પાડનાર સૂર્ય-તે સૂર્યજ રહ્યો. જરા પણ ખેદ કર્યા વિના વસંતને ઉઠવાની આજ્ઞા કરી, તે પગે પડી ત્યારે, તેણે તેને કહ્યું "બાપુ ! ત્હારી મા તથા ત્હારા બાપને શોભે એમ ક્રિયા કરજે." ગદ્ગદ કંઠે "વારૂ બાપા" એટલું બોલી વસંતબા માતાની સાથે રથ આગળ ગઇ.

સુજાણબા, કુસુમાવલિ અને વિમળાને વસંતની સુંપરત કરી રાણી આઘી ખસી એટલે નરપતિએ સુજાણબાને ઉદ્દેશી કહ્યું, "ભગિની, આ ક્ષણભંગુર સંસાર અમારે મનતો નહિજેવોજ છે. આપનાં આ છોકરાંને સાચવજો, વસંત કરતાં ફુલીને-કુસુમાવલિને-" કુસુમાવલિઃ- "પિતાજી, આપના આગળતો ફુલીને ફુલીજ છું." રાજાઃ-" વારૂં બ્હેન-એ સર્વેને સાચવજો. બધાંએજવાનાં છે. સંસારનો રસ્તો ઢાળ ટકાવાળો છે તેનાં કોઇએ ભોમીયું નથી. માટે સાચવવાનું આપને છે. સંભાળજો કે કોઇ અખડાઇ ન પડે." સુજાણબા જેવી વિવેકી સ્ત્રીએ ઉત્તર આપ્યો,"ભાઈ,

કનકપુરનુ વાદળ વિખેરી, પુત્ર, પુત્રી, કુળવધૂ અને રૂડા જામાતૃ સાથે આ વૈભવ મને આપી હજુએ આવાં શિક્ષણ રૂપી રત્ન આપો છો તેનો બદલો હું એકલી કયાં વાળીશ ? પણ તમે મ્હોટા તે થોડામાં બહુ માની લેજો." આમ વાતે થતાં રથ હંકાયા– "બ્હેન, વ્હેલી આવજે," "ફુલી ! ત્હારી અંગીતી વસંતને સાચવજે" એવા માતાના શબ્દોના ઉત્તરમાં બન્ને સહીઓએ કહ્યું "બા, અમારી ચિંતા રાખશોમાં. ને કાગળ લખજો." રથ ચાલ્યા ચાલ્યા નગર બહાર નિકળ્યા અને પ્રયાણ શરૂ થયું. નરપતિ પણ ભલા કવિ કાળીદાસનો

'अर्थोहिकन्यापरकीयएव
ताम्द्यसंप्रेश्यपरिग्रहीतुः
जातोममायंविशदःप्रकामम्
प्रत्यर्पितन्यासइवान्तरात्मा."

શ્લોક બોલતો બોલતો રાણી સાથે ઘરમાં ગયો અને પાછો બહુ વિચારમાં પડયો.



## પ્રકરણ ૩૯ મું

### ભાવાર્થ.

વાંચનાર, હવે કંઇ રહ્યું નથી. આટલાં પાનાં વાંચવાના ત્હારા ધૈર્યને માટે તને અભિનંદન દૈઈ વિનંતી કરવામાં આવેછે કે—આપત્કાળમાં કુસુમાવલિ મદનસિંહનેજ જોડાયલી—જડાયલી રહી તેમ ત્હારા હૃદયના મદનસિંહ સાથે આ વાર્તામાંના સુબોધની કુસુમાવલિને જોડી—જડી રાખજે; વસંત અને માધવ જેમ એક અભિન્ન થઈ ગયાં તેમ તું ત્હારા યૌવનના વસંત કે માંધવ સાથે એક રૂપ—એક દેહ—એક જીવ થઈ જજે; વિમળા અને સુગુણની ભૂલ સંભારી એવા પ્રસંગોથી ડરતો રહી વિમળા વૃત્તિ અને સુગુણનો વ્યભિચાર ન કરતાં બન્નેનાં લગ્નજ કરાવી દેજે—અધર્મ એજ તેની શિક્ષા છે એમ બરાબર સમજી રાયમલ્લ અને કેસરી જેવાં ક્ષુદ્ર પ્રાણીઓ ઉપર કૃપાદૃષ્ટિથી જોજે—અને આ **કુસુમાવલી**નો મેરનો એવોજ જાણજે કે—

**“ यतोधर्मस्ततोजयः ”**

